


એક યાદ

રોજના ઉપયોગી ને કીમતી
વાસણો ગળતા થાય ત્યારે નકામા
જાણી નાખતા ના.

કારણ









MEND ALL LEAKS INSTANTLY.

રૂ. ાા ચારની ડબીનો ને રૂ. ૧ બારની ડબીનો.

| | | |
|---|---|---|
| હોતવોટર બેગસ, ટાંકીઓ, બોઈલર, બાલદી, તામરી ગીન્ની (વોશ બેશીન) તપેલી, લોટા, હાડી, નાહવાના ટબો, દેગડી, વાટી, લંગડી વગેરે વપડાસના વાસણો, | ગળતાં થયલાંને સેહલાઇથી બંધ કરી નવી જીંદગી બક્ષે છે. | ટીન, ત્રાંબુ, લોઢું, કાચ ને કોડી કામ, પીતળ, કાંસુ, રણરનાં વાસણો વગેરે. |

વાપરવાની વીગત માથેજ છે. એજન્ટો જોઈએ છે.

# મેનડેત્સ એજન્સી.

૩૪, નાનાભાઈ લેન, હોર્નબીરોડ, કોટ મુંબઈ.

## નીચલે ઠેકાણે વેચાય છે.




તશરવાનિજી ન. નવા, આ૦ પી૦
માર્કેટ સામે ધોબીતળાવ,
જેહાંગીર મીરઝાંની કું૦,
૧૬૪, હોર્નબી રોડ—કોટ,
XL સ્ટેશનરી માર્ટ–પારસી બજાર.
યુનીયન પ્રેસ, ગીરગામરોડ, ધોબીતળાવ
નવરંગ પ્રેસ, બજારગેટ, કોટ. આર. એન. નવાની કું૦ કાલબાદેવી રોડ.



# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર. માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૧ રૂપીઓ.

" " પ્રદેશમાં રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજગ દલેર'ની વારતાનુ પુસ્તક ભેટ.

| પુસ્તક ૮ મું. | સપટેમ્બર ૧૯૨૨. | અંક ૧ લો. |
|---|---|---|


### અનુક્રમણિકા.

# નવરંગ.

પુસ્તક ૮ મું. સપટેમ્બર, ૧૯૨૨. અંક ૧ લો.

## બાળ નવરંગ ને આઠમું સાલ મુબારક!

નવરંગ માટે ખાસ રચનાર—કવિ આદીલ.

(ગએલ.)

સુખી આ નવું સાલ તુજ સંગ રહો,
મુબારક તું નવરંગે નવરંગ રહો.
મુંબારક તુને આઠમું આજ સાલ,
ચમનમાં અમનથી રહો ખુશ ખુશાલ.
વધો વૃદ્ધિ જરની, ને જાહો જલાલ,
મળો મન મનોરથના મોતીને લાલ.
રહો જ્ઞાનનો તુજ ઘટમાં ગુલાલ,
મળો તુજને માલેકની મમતાનો માલ.
અકલના અકીકોબી તુજ સંગ રહો,
મુંબારક તું નવરંગે નવરંગ રહો.

(દોહરા)

તનનું મનનું દ્રવ્યનું—જરૂર પામો જોમ,
તેજસ્વી રહો જગતમાં—જેમ રવી ને સોમ.

મનશનીની માળાઓ તુજને મળે,
ગવશનીનાં ગોહર પડે તુંજ ગળે.
કુનશની ભરી તુજ કળા કોણ કળે?
ઝળક તારી કીર્તિ તણી ઝળઝળે
ટકે ટેક તાહારો, કદી ના ટળે,
પરમ પ્રેમ ઈશનો મળે પળપળે.

મથાનું તુજ હાથોમાં મૃદંગ રહો,
મુબારક તું નવરંગે નવરંગ રહો.

(દોહરા)

સાગરમાં સાહિત્યના—બેડા તાહરો પાર,
કરે સદા સૃષ્ટિ તણો—સાચો સરજનહાર.

ઉમીદો ભલી તુજ ફળી ને ફળો,
ફીકર તાહારી સર્વે ટળી ને ટળો.
હુંનરની કળા તેં કળી ને કળો,
કમાઈ ભલી તેં રળી ને રળો.
તાહારાં દીલ તણી કળ વળી ને વળો,
ફતેહ કામે હર એક મળી ને મળો.
સુખન તાહારો એકએક અમુલ નંગ રહો,
મુંબારક તું નવરંગે નવરંગ રહો.

(દોહરો.)

જરૂર પામો જગતમાં—જાહોજલાલી જશ,
વાંચન દે એવું, બને—વાંચક તાહારે વશ.

ખુદા તુને હસતું ને રમતું કરે,
સાહિત્યનું ભોજનબી જમતું કરે.
ઘરોઘર કદમ તાહારૂં ભમતું કરે,
ગુણી જ્ઞાનીને મનથી ગમતું કરે.
નહીં નેક વાતોમાં કમ તું કરે,
નમનતઈનું પલ્લુંબી નમતું કરે.
સદા રાહે આદીલ ઉપર ચંગ રહો,
મુંબારક તું નવરંગે નવરંગ રહો.

(દોહરા.)

સાત કીધાં સાહીત્યમાં—પુરાં તુંએ સાલ,
બેઠું આજે આઠમું—સાલ મુંબારક હાલ.

આમીન! આમીન!! આમીન!!!

# આમીન !

શુક્ર તે પાકપરવરદીગારના હઝારો હુઝાર કે આ અદના માસિકે એક વધુ સાલ સુખમય પસાર કરી આઠમા વર્ષની પનોતી સાલગીરેહ ઉજવવા ભાગ્યશાળી થયું છે. આડ વર્ષો–એક બે કરતાં આઠ વર્ષો પસાર થઇ ગયાં છે અને એ વર્ષો દરમ્યાન ગુર્જર સાહિત્યની સેવા નવરંગે યથાશકિત બજાવી છે–એ તો એક વગર "તકરારની વાત છે. સાહિત્યની સેવા કરવાનાજ એકલા મનોરથથી આ માસિકને અમોએ હસ્તીમાં આણ્યું હતું અને અમોએ તે મનોરથ સિદ્ધ કરવા જે જે પ્રયત્નો કર્યા છે તે કેટલે દરજ્જે સફળ થયા છે તે આજનો આ અંક પુરવાર કરે છે. પાછલા સંખ્યાબંધ સફાઓ વાંચી જોવા પછી વાંચક મહેરબાનોની ખાતરી થશે કે 'નવરંગ'ના સાહિત્ય વિકાશના પ્રયત્નો પ્રત્યે ગુર્જર લેખકોનો એક મોટો ભાગ સંગીન ટેકો આપી રહ્યો છે. નવરંગ વગર અપવાદે એકલુંજ નશીબવંતુ માસિક", છે કે જેમાં હિન્દુ અને પારસી કલમકશો કશા પણ ભેદ વિના લખે છે. પારસી ગુજરાતી કે હિન્દુ ગુજરાતીનો વગર અર્થનો ભેદ નવરંગે કદી રાખ્યો નથી અને તે રાખવા ઈચ્છતુંયે નથી. ગુર્જર ભાષા તમામ ગુજરાતીઓની, હિન્દુ, પારસી, મુસ્લિમોની એક બને એ નવરંગની અંતરની ઇચ્છા છે, અને તેને એક બનાવવાનો પ્રયત્ન નવરંગ આજ વર્ષોથી કરી રહ્યું છે. એક ભુમી અને એક આકાશ વચ્ચે વસતા અને એક ભાષાનો ઉપયોગ કરતાઓ વચ્ચેનો આ ભેદ ખચ્ચીતજ શોચનીય છે, પણ—પણ આ તબકકે એ ભેદની મૂળ તકરારો કરવી અમો વાસ્તવિક વિચારતા નથી. નવરંગ એ ભેદને દૂર કરવા કોશીશ કરી રહ્યું છે, અને ઇશ્વર ઇચ્છા છે તો સમયના વીતવા સાથ સારી, સાદી અને સાચી સમજદારીથી એ ભેદ અવશ્ય નિર્મુલ થશે અને ગુણવંતી ગુજરાત જેમ હિન્દુ, પારસી અને મુસ્લિમોની એકજ છે. તેમ ગુજરાતી ભાષા પણ સર્વ કોમોની એકજ થશે.

'નવરંગ'ના આજના નૌરોઝી અંકમાં જે જે વિદ્વાન કલમકશોએ ભાગ આપ્યો છે તે સર્વનો અંતઃકરણપુર્વક આભાર માનવાની અમો રજા લઇએ છીએ. અમો દીલગીર છીએ કે કેટલાક લેખક ભાઈઓ અને બહેનોના લખાણો જગ્યાની તંગાસને લીધે આ અંકમાં પ્રકટ કરી શકાયાં નથી.

'નવરંગ'ની ભેટની ચોપડી 'દેલજંગ દલેર' આ આગમચની, અમારા સર્વ ગ્રાહક મહેરબાનોને મળી ચુકી હશે અને એ મોટો દળદાર પોઠો તેમને સાનંદાશ્ચર્યમાજ નિમગ્ન કરી મેલનારો નિવડયો હશે નવરંગ પ્રત્યેનો તેમનો પ્રેમ એ પોઠો અચુક રીતે સૂચવી રહયો છે અને દેવ ઇચ્છા છે તો એવાંજ સુંદર દળદાર પુસ્તકો ભવિષ્યના વર્ષોમાં અમારા ગુણગ્રાહક ગ્રાહકોના મુબારક હસ્તોમાં મુકવાની અમારી અભિલાષા છે.

ગત સાલ દરમ્યાન અમને જાહેર ખબરોથી સહાય થનારા તમામ સજ્જનોનો તેમજ નવરંગની શુરૂઆતથીજ નિસ્વાર્થી સેવા બજાવ્યા આવતા ભાઇ એદલજી હોરમસજી દેશાઇનો અમો ખરાં જીગરથી આભાર માન્યે છીએ.

છેવટમાં, નવું બેસ્તું સાલ તમામ પારસી આલમને, ભાઈબંધ કોમોને અને કુલ ખલકતને તમામ પ્રકારે સુખરૂપ અને આબાદ નીવડો એવી સાચાં અંતઃકરણથી ઈશ્વર સમક્ષ દુવા ગુજારયે છીએ. આમીન!

# નિરાશ્રીત પાલન.

હરિગીત છંદ.

૧

હિત ચિંતકો ઓ હિંદના, શુભ વર્ષની શરૂઆતમાં,
કરજો પ્રતિજ્ઞા કંઈ નિરાશ્રીત પાળવાની પ્રભાતમાં;
કલ્યાણકારક એ સદા, કુળવાન જનનું કર્મ છે,
દીન દુર્બળોને પોષવા, ધનવાનનો એ ધર્મ છે.

૨

જેવો તપે રવી ગ્રીષ્મમાં, વરશા તણી તેવી વકી,
ધરનાર ત્યમ દીનની દયા, પ્રભુની દયા પામે નકી;
અમરીષ! ધ્રુવ! પ્રલ્હાદ, જે જે નામીજન જગમાં થયા,
તે સહુ નિરાશ્રીત સેવના કરી, સ્વર્ગને પામી ગયા.

૩

સૂતાં ભુમીને સાથરે, ઓઢી પછોડો આભનો,
પ્રભુના પરોણા સમજી કરવો, લક્ષ તેના લાભનો;
સહુ દાન ધર્મ દયા થકી, ઉત્તમ જગે ઉપકાર છે,
અંજીલ પુરાણ કુરાન, સઘળાં શાસ્ત્રનો એ સાર છે.

૪

પ્રભુને રીઝવવા હોય તો, પ્રભુના જીવોને પાળવા,
ખરી એજ પુણ્ય કમાઈ, તનના ત્રાસ સઘળા ટાળવા;
દીપુ એક અહીં તરપ્યાથી, મળશે સ્વર્ગમાં ભરીને ઘડો,
કવિ ભાઈશંકરજી કથે એ, સ્વર્ગનો સંદેશડો.

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડીત.

# 'પારસીઓને મારી નાખો!'

## પછી?

## પારસી બટેલ્યનો.

[લખનાર—શેઠ મ૦ દેશાઈ]

"I am very glad of it, and I should like to see all the Parsees killed, and I will tell the Governor not to help the Parsees, and I will remove all the police force'—T. H Souter.

આજે પારસી બટેલ્યનો ઉભી થઇ છે તેમનો જન્મ આજથી અરધી સદી ઉપર થએલો કહી શકાય એ બટેલ્યનોએ જન્મ આપનારા પિતાઓ ચાર કહી શકાય આજની બટેલ્યનોને ચાર માતાઓની કુખે જન્મ ધારણ કર્યો કહી શકાય. ઇતિહાસ આપણને કહે છે કે, ઉપરા ઉપરી હુલ્લડો જાગ્યા, અને અરધી સદી ઉપર પારસી બટેલ્યનનુ બુન્દ પડયુ હતું, તે પોષાઇ પોષાઇને પચાસ વર્ષે તેણે જન્મ લીધો

૧—મુબઇમા પ્રગટ થતા "ચીનાર ગનેઆન દરપણ" (ચિત્ર જ્ઞાન દર્પણ) નામના ન્યુસપેપરના તા૦ ૨૩ સપ્ટેબર ૧૮૫૧ ના અકમા સાઇમન ઓકલીની રચેલી ચોપડી ઉપરથી પેગમ્બર હઝરત મોહુમ્મદની છબી છાપી, તેજ સાથે સાથે કેટલીક હકીકત છપાયાથી, તા૦ ૧૭ અકટોબર ૧૮૫૧ ના દિવસે મુસલમીન ભાઇઓએ પારસીઓ સામે હુલ્લડ ઉઠાવ્યુ ત્યારથીજ "પારસીઓની એક વોલન્ટિયર પલટણ" ઉભી કરવાના પડઘા નિકળવા લાગ્યા હતા,, પરન્તુ કાઇ પણ ફળ નિપજ્યુ નો'તુ

૨-ભરૂચમાં બેજનજી શેહેરીયારજી ભરૂચા ઉર્ફે "ગાંડા પારસી" એ ત્યાંની એક મસજીદમા વ્યભિચાર (જનાકારી) કરવાથી મુસલમીન ભાઇઓએ પારસીઓ સામે હુલ્લડ જગાડયુ. તે વેળાના ત્યાના કલેકટર મી૦ ડેવીસ, અને પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ કેમ્પટન બેલની નબળાઇને લીધે પારસીઓએ ઘણુ ખમ્યુ, ત્યારે પણ પારસીઓએ હવે કાઇ કરવુ જોઈએ, એવો પોકાર થઈ સમસમી ગયો

૩-મુબઈમા ઈ સ ૧૮૭૩ મા ગી૦ રૂસ્તમજી હોરમજજી જાલભાઇ ઉર્ફે "શકી ચેડ કાઉં'એ "પ્રસિદ્ધ પેગમ્બરો અને મેસો" એ નામનુ પુસ્તક પ્રગટ કર્યું, જેમા વોશીંગ્ટન ઇરવીંગ, જોન લુઇસ બર્કહાર્ડ વીગેરેના પુસ્તકો ઉપરથી હઝરત મોહુમ્મદનુ

જીવન ચરિત્ર પ્રગટ કર્યું, અને અપમાનભર્યા શબ્દો લખ્યાથી તા. ૧૩ ફેબ્રુઆરી ૧૮૭૪ ના દીને મુસલમાન ભાઈઓએ પારસીઓ સામે હુલ્લડ જગાડયું. તે વેળાના પોલીસ કમીશનર ફ્રેંક સુતરે પારસીઓ માટે ઉચ્ચારેલા દિલ ઉશકેરનારા શબ્દો મથાળે મુકેલા છે. આ એક તરફી જનુન ઘા પારસીઓની છાતીમાં લાગ્યો, અને તે વેળાના ગવર્નર સર ફીલીપ વુડહાઉસે પારસીઓની વ્હારે ચઢી તેમને ઠપકો પણ આપ્યો હતો કે; "તેઓએ હુલ્લડખોરો સામે પોતાના બચાવને માટે તઈયાર રહેવું જોઈતું હતું." એ હુલ્લડ પછી ચાર વરસ રહીને નવસારીમાં તા. ૮ માર્ચ ૧૮૭૮ ના દિને શેઠ નસરવાનજી ર. ટાટાએ દોખમુ બંધાવી પરથાવ્યું, તે જોવાને મુંબઈના તે વેળાના ગવરનર સર રીચર્ડ ટેમ્પલ પધાર્યા હતા, અને લુનશી કુઈ ઉપરના બંગલા આગળ હજારો પારસીઓ સમક્ષ ભાશણ કરતાં ૪ વર્ષ ઉપર પારસીઓએ ખાધેલા મારને ઉદ્દેશીને પારસીઓની આગલી બહાદુરીઓ, ઈરાની વડવાઓની લડાયક શકિત, બિગેરેની યાદ આપી પારસીઓએ પોતાનું બલુ બ્લડ સતેજ કરવાની ઉશકેરણીનું ભાષણ કર્યું હતું. તે દિલ ઉશકેરનારૂં ભાષણ તા. ૧૭ માર્ચ ૧૮૭૮ ના રાસ્ત ગોફ્તારના અંકમાં તે વેળાના અધીપતી મી૦ કેખુશરો ન. કાબ્રાજીએ છાપીને વળી "પારસીઓની એક વાલંટીઅર પલટન" (A Proposed Parseo Volunteer Corps) એ મથાળાં હેઠળ નીચે મુજબ આર્ટીકલ લખ્યો હતો:—

"પારસીઓની એક વાલનટીઅર પલટણ ઊભી કરવાની ઘણી તરફથી માગણી અને ભલામણો થાય છે. શ્રી નવસારી ખાતે આપણા ગવરનરે તેઓ વીપે કરેલું છેલ્લું ભાષણ, જે અમે આજે સદાબરૂં પ્રગટ કરયું છે, તેમાં તે નામદારે પારસીઓને એવો તાણો માર્યો છે કે તેઓમાં આજે હથયાર બાંધીને ફરતો હોય એવો એક પણ પારસી નથી. આ તાણો તદન વાજબી છે. ઈરાન છોડીને આ દેશમાં આવ્યા તાંહાં સુધી પારસીઓ સીપાહીગીરી કરેતા હતા. ગુજરાતના પાદશાહ મેહેમુદ બેગડાનો સરદાર અલફખાન સંજાણના તે વખતના હીંદુ રાજા ઉપર ચઢાઈ લાવ્યો ત્યારે રાજા તરફથી હથીયાર બીડીને એકથી વધુ લડાઈઓમાં અલફખાનને હરાવનારા પારસીઓ હતા, જેમના સરદાર અરદેશરનું નામ ખુદ મુસલમાન તવારીખ લખનારાઓ ભારે શહરાઘાત સાથે આપી ગયાં છે. વળી વરીઆવની પારસણોએ એજ પાદશાહના એક લશકરને પ્રથમ મારી કાહાડવા પછે તેઓમાંની એકના બાલ ખુલ્લા પડવાથી તે સઘલીઓને કતલ કરવામાં આવી હતી, તે વાત રવાયતોમાં મશહુર છે.* નવસારીના આગલા મોટા દેસાઈઓની નોકરી કરનારા પારસી સીપાહીઓ હમણા સુધી હથીયાર બાંધીને ફરતા હતા. પારસીઓનું આ સઘળું શુરાટન દાહાડે દાહાડે કોતાહ થતું જાય છે. તેઓમાં હથીઆર વાપરી જાણનારા મુંબઈમાં સેકડે એક જણ મળશે નહીં. ઘણાઓને તો હથીઆર કેમ

* વરિઆવનો આ બનાવ મેહમુદ બેગડાના વખતમાં નહીં, પણ સેંકરો વર્ષે છેક ઉ૪ મી. સદીની આખેરી પછી બનેવા પામ્યો હતો.— શે૦ મ૦ દે.

પકડવું તેનીમી ખબર નથી, તેમનું અસલી ઈરાની લોહી સુકાતું ચાલ્યું છે. તેમનું એ લોહી આજે નીરબળ અને તદન મુરદાલ થતું જાય છે."

ઉપર મુજબ પારસી બ્લુ-બ્લડના નરમ પડવા ઉપર વિવેચન કરીને તે પાછું સતેજ કરવા સારૂ મી૦ કાબ્રાજી ઉપાય સુચવતાં ટીકા કરે છે કે:-

"પણ એ મુરદાલ લોહીને પાછું સજીવન અને તાજું કરવાનું પારસીઓના પોતાના હાથમાં છે. આગલા ઈરાનીઓની તેમના દુશમનો વઠેકે કબુલ રાખેલી બહાદુરીની આપણા ગવરનરને મોહોડેથી તારીફ સાંભળયા પછે આજના વખતના પારસીઓ સીપાહગીરીમાં પછાત પડે એ તેમને છાજતું નથી. સીપાહગીરીનો ધંધો કાંઇ હલકો-નથી. પણ તેઓની-વસ્તી પ્રમાણે ઘણા પારસીઓ એ ધંધો કરી શકે એમ નથી. તેઓ તેવા ધંધામાં પડે તેની આગમચ તેઓમાં વાલનટીયર પલટણો ઉભી થવી ઘટે છે."

આ પ્રમાણે સર ફીલીપ વુડહાઉસની ઈ૦ સ૦ ૧૮૭૪ માં મુકાયલી દરખાસ્તને ઇ૦ સ૦ ૧૮૭૮ મા મી૦ કાબ્રાજીએ ઉચકી લઇ નીચલા શબ્દોમાં ઉશકેરણી ચલાવવાનું શરૂ કીધુ હતું.—

"દુનીઆમાં પોતાના બાહાદુર બાપદાદાની મીશાલે તેઓ મોટી ફતેહ મેળવવા જાય એ તો કોઇ લાંબી વાત છે. પણ પોતાના, પોતાના કુટુંબ પરીવારના, પોતાના વતનના અને પોતાના ધરમના બચાવ સારૂ તેઓ હથીઆર વાપરી જાણે એ તો તેમની હયાતીને માટે જરૂરનું છે. વાલંટીઅર થવાના ઘણા સાંધનો હાલ સારાં ભાયગે પારસીઓને મલયાં છે. ગવરનર સાહેબ પોતે ચોખાજુથી પોકારો ઉઠયો છે તેમ પારસીઓ તરફ રેહેમ નજરથી જુએ છે, તેઓમાં કોઇ ચુનદા સીપાહો નથી તે માટે પોતાની દલગીરી જણાવે છે, તેઓને સીપાહ થવાની ભલામણ કરે છે, અને ભવીશમાં સીપાહગીરી તેમને ઉપયોગી થઇ પડશે એવો તે નામદાર ભરમમાં ઈશારો વટીક કરે છે."

આજે પારસી એટેલ્યનો ઉભી થઈ છે, તે કાંઇ અનાયાસે ઉભી થઇ નથી; પરન્તુ વારંવાર આવા ઠોકા પડતાજ રહયાથી, ગઈ સદીનો ઠપકો ચાલુ સદીને લાગ્યો છે. રાસ્ત ગોફતારના તા૦ ૧૭ માર્ચ ૧૮૭૮ ના અંક ઉપરથી બીજું પણ હાલ નવુ જાણવાનુ મળે છે કે; ૧૮૭૪ ના હુલ્લડ પછી, એકલા યુરોપીયનોને માટે વાલંટીયર પલટણ ઉભી કરવા થકી ટાઉન હોલમા મળેલી સભામાં કેટલાક દેશીઓ તરફથી લેવાયલા વાંધાઓના જવાબમાં સર રીચર્ડ ટેમ્પલે કબુલાત આપી હતી કે; "જો દેશીઓની બી એક વાલંટીઅર પલટણ ઉભી થાય તો તેઓ મદદ આપશે. દેશીઓની સામટી યા જુદી જુદી પલટણો ઉભી થયલી જોવાને અમે પહેલા ખુશી થઇશું, પણ તેટલા માટે હિંદુ યા મુસલમાનોની પલટણો ઉભી થાય ત્યાં સુધી પારસીઓએ બી થોભવાની કશી જરૂર નથી. તેઓની પલટણ ઉભી કરવાનો આજ વખત છે, માટે પારસી ભાઈઓને અમારી મજબુત ભલામણ છે કે, તેઓએ પોતાના ખેરખાહ હાકમનો

બોધ ધ્યાનમાં લઈને તેનો બોલ ઉઠાવી લેવા માટે જલદીથી એક પારસી વાલનટીયર પલટણ ઉભી કરવી."

આપણા પારસીઓ એટલા બધા ઉજમારા થયા, કે ૪૪ વર્ષ વેર ઠંડા ગાર થઈને બેસી રહયા. કુંભકરણ તો ૭ મહિને પણ ઉંઘમાંથી જાગત થતો હતો, પરન્તુ પારસી ભાઈઓની ચુમોન્તેરમાં પણ આંખ ઉઘડી નહીં. છેવટે

૪—તા. ૧૭ નવેંબર ૧૯૨૧ ના દિવશે નામદાર પ્રીન્સ ઓફ વેલ્સનો સત્કાર કરવામાં પારસીઓએ આગેવાનીભર્યો ભાગ લીધાથી કેટલાક અસહકારી ભાઈઓને પારસીઓ સામે ક્રોધ ચઢવાથી વિના પ્રયોજને કેટલાક મવાળીઓએ બખેડો જગાડયો, અને ત્યારેજ સ્વરક્ષણ સારૂ પારસી બેટેલિયન ઉભી કરવાની આંખ ઉઘડી. પારસીઓ સિપાહગીરી કરવાને લાયક અસલથીજ ઠરી ચુકેલા હતા, પરન્તુ એ કોમનું લક્ષ બીજીજ દિશાએ કંઇક સદીઓથી ખેચાયલું રહ્યુ હોવાથી, પોતાના અસલી ઇરાની વડવાઓનો એ હુન્નર વિસરી ગયા હતા. બરઝોરનામા, ફરામર્ઝનામા શાહનામા વિગેરે શુરાતન ઉશ્કેરનારાં સૈનિક પુસ્તકો વાંચવા વંચાવવાને બદલે, વિર્ય ખલિત-બાયલા હીચકારા બનવાનાં પ્યારના બાયલાં પુસ્તકો વાંચવાથી બ્લુ-બ્લડ ગુમ થઈને બ્લેક-બ્લડનો જમાન થતો ગયો હતો. આઉધના પ્રખ્યાત લુટારાઓને ઠેકાણે લાવનાર કેવલરી રિસાલદાર નસરવાનજી નવરોજજી મોદીને ગીલીટરી પોલીસવાળા લેફટેનન્ટ દખલ્યુ. એલ. ડ્રમન્ડે જે લાંબું પ્રમાણ પત્ર લખી આપ્યું હતું, તેણે ઇ૦ સ૦ ૧૮૫૯ માં જાહેર કર્યું હતું કે -

"He is a striking exception to the character generally borne by his class regarding their qualification for soldiering"

આપણ પારસીઓનું બ્લુ-બ્લડ સતેજ કરનારા કર્નલ લેવીને ધન્યવાદ ઘટે છે કે, તે બહાદુર સિપાહ બચ્ચાએ પારસીઓની નાડ પરખી લીધી, લોહી તપાસીને. એ ડાકટરે બ્લુ-બ્લડનો કટરો હજીએ પારસી રગોમાં રહેલો જાહેર કીધો, અને પારસીઓને કુંભકરણની ઉંઘમાંથી જગાડયા. જયારે નવસારીમાં પારસી બેટેલ્યન ઉભી કરવાને એ નામનો ઉઠાવનાર જોહાં પહેલવાન આવ્યો, ત્યારે કેટલાક ભલા મીત્રોએ સેવકની ઓળખાણ કરાવતા, તેના હાથમાં હાથ પડતાંજ મ્હારા મનમાંથી એવાજ વીચારોનો પ્રવાહ નિકળ્યો હતો કે, પારસીઓનો આ ચોથો અરદેશર બહાદુર આજે મ્હને શેકહેન્ડ કરે છે. અરદેશર બાબકાને ઈરાનીઓનુ શુષ્ક થએલું બ્લુ-બ્લડ ૧૨૦૦ વર્ષે ઉશકેર્યુ હતું. પછી સંજાણવાળી અલફખાનની લડાઇ વેળાએ પારસી સરદાર અરદેશરે ઇરાની બહાદુરીનું નામ રાખ્યું હતું. અને ગઇ સદીમાં સુરતવાળા કોટવાલ અરદેશર બહાદુરે ૩ સદીએ વરીઆવના જગનું વેર લઈ નામ કાઢયું હતું. અને છેલ્લો અરદેશર બહાદુર તે આપણો ખેરખાહ કર્નલ લેવી, પારસીઓની હવે પછી થનારી બહાદુર પ્રજામાં પણ પોતાનું નામ યાદગાર રાખશે, એવાં ભલાં કામો તેણે આરંભ્યા છે. કર્નલ લેવીની નવસારીની પધરામણી વેળાએ નવસારીના

મુણા સાહેબ મી૦ સત્યવ્રત મુકરજીએ બારસો વર્ષે ભુલ ભાજી છે, કે સંજાણના જયદેવ રાણાએ ઇરાનથી નાશી આવેલા પારસીઓ પાસેથી હથીયાર છોડાવવાનો કોલ લેવામા મોટી ભુલજ કરેલી કહી શકાશે મરહુમ કેખુશરો કાબ્રાજીએ કરેલી આગાહી ૪૪ વર્ષે ખરી પડી છે. જેથી તે મરહુમનુ રૂહ પણ ખુશનુદ થયું હશે મરહુમ કવી દલપતરામ પારસીઓના ખેરખાહ અને સાહસ ઉશકેરનારાજ હતા, અને તેમના ચિરંજીવી કવી મોહનલાલે નવરંગમાં ગરબી ગાઇ છે કે -

" પારશિ વીરો, વૃદ્ધ કવિ સુતની આ સુણજો વિનતી,
છો શુરવીરો, કોમો બીજી તમ જેવી કોયે નથી.

મુળ રાજવંશીઓ છો રૂડા, પરમારથ કામે રહો ખુડયા,
મધના તો કેવળ મધપુડા, પારશિ વીરો "

અર્થાત, પારસી બેટેલિયન પારસીઓનુંજ રક્ષણ કરવા સ્થપાયેલી હોય એવો ખ્યાલ ન કરતાં પોતાની કોમ ઉપરાંત ભાઇબંધ હિંદુઓ અને મુસલમીન ભાઇઓનું રક્ષણ પણ કરવાનો સમય આવે ત્યારે કરવોજ, એવો ઉચ્ચ આદેશ રાખીને, લડવાને માટે બેટેલિયનની સ્થાપના થયાનો ખ્યાલ દુર રાખીને, આખા દેશના રક્ષણ વગરના ભાઇબંધોનુ અડીભિડીએ રક્ષણ કરવાનોજ હેતુ રાખવો. તોબા! તોબા! આપણા પારસી ભાઇઓ આયંદે પોતાનું બળ અને શુગતન દરેક કોમના સંરક્ષણમાં નહીં વાપરે, એવું બીજી કોમે મનમાંથી કાઢીજ નાખવુ. તોબા! તોબા! આયંદે આપણી તમામ ભાઇબંધ કોમો દિલમાં કહેર, વેર, અને ઝેર શા સારૂ રાખે? ભવિષ્યમા આપણે બધા એક થઇ જઇએ, બ્રિટિશ તાજો તખ્તને સર્વદા રાજનિષ્ટ રહયે, અને હવે આપણા વચ્ચે પાચમું પચક પ્રભુ નહીં દેખાડે, એવી આજે આપણ સર્વ ભેગા મળીને પ્રાર્થના કર્યે-આમીન થાવ!

---

# શાહ જમશેદ:

## તે એક હતો કે અનેક ?

(લખનાર-પા૦ બ૦ દેશાઇ.)

કદીમ ઇરાનની તવારીખમાં જો કોઇ પણ નામીચા શાહનું નામ વહાલ અને માન સાથ આજ સુધી યાદ રહી ગયું હોય તો તે મહાન શાહ જમશેદ છે. "જમશેદી નવરોજ"ને નામે ઓળખાતા રાત અને દિવસ એકસરખી લંબાઇના થવાના કુદ્રતી બનાવના મુબારક જશને પણ આ નામચીન શાહનું નામ આજ સુધી આપણ વચ્ચે માનીતું અને પ્યારૂં રાખ્યું છે. આ નવરોજની સ્થાપના જમશેદ શાહે કીધી હતી કે નહિ તે મુકરર કરવાનું કામ મુશ્કેલ છે, કારણ કે વદીદાદ પ્રમાણે જો આ પાદશાહ "ઇગનવેજ" મુલ્કનો શાહ હોય તો તે કદીમ મુલ્ક ઉત્તર દ્રુવ તરફની કોઇ એવી ભૂમિમાં આવેલો હોવો જોઇયે કે જ્યાં રાત અને દિવસ એકસરખી લંબાઇનાં કવચિત હોઇ શકે નહિ ગમે તેમ હોય, પણ ફરેદુન કે કયખુસરો, ગુશ્તાસ્પ કે નોશીરવાન, યા એવાજ બીજા અનેક નામચીન ઇરાની કે પારસી પાદશાહોમાં સર્વેથી માન પામેલો, સર્વેથી ચહવાયલો, સર્વેથી બુલંદીએ પોંહચેલો શાહ જોશો તો તે વદીદાદને આધારે શાહ જમશેદ એકલોજ જણાશે. જમશેદ શાહને લગતી સહી અને વિગતવાર તવારીખ આપણી કને નથી-કુરૂશ અને દારયવુશ, કે અર્દશીર બાબેકાન અને નોશીરવાન અને ખુસરો પર્વીઝ જેવા યાદગાર શાહો જેવાં મહાભારત કામો જમશેદે બજાવ્યા હતા એવું કશું બયાન આપનારી એક પણ તવારીખ, એક પણ શહાદત આપણી કને નથી, તો પણ તેવી વાસ્તવિક તવારીખની ગેરહાજરી છતાં આપણ આજ સુધી જમશેદ પાદશાહને મગરૂરી સાથ, માન સાથ, મોહબત સાથ યાદ કરવાને લલચાઇયે છિયે. તેનું કારણ શું ?

કારણ એકે, વદીદાદ જેવા પુરાતન અવસ્તાઇ ભણતરમાં જણાવ્યા પ્રમાણે જમશેદ અશો હોરમજ્દનો પસંદ કીધેલો પાદશાહ હતો બાઇબલ મુજબ યહુદીઓના ખુદા જીહોવાહે પોતાની પસંદ કીધેલી આ કોમને બેબીલોન્યન જેવી જુલ્મી કોમની ગુલામગીરીમાંથી છોડવવા માટે પારસી પાદશાહ ખોરેશ (કુરૂશ) ને ખાસ પસંદ કીધો હતો, અથવા બેબીલોન્યન સ્થંભો ઉપરના લેખો મુજબ તે પ્રજાના ખુદા મર્દુકે પોતાનાં લોકોને નબુનાહીદ જેવા નાસ્તિક અને અધર્મી બાબુલી રાજાના

બંદમાંથી છોડવવા માટે કુરશ. (કુરૂશ) જેવા ઉપલાજ પારસી શાહને પસંદ કીધો હતો, તેમ દાદાર હોરમજદે કોઇ બુલંગી રાજાનો દોર તોડવ માટે નહી, પોતાની હોરમઝદી દીનનો દુનીયામાં ફેલાવો કરવા માટે જમશેદને પોતાના પેગમ્બર તરીકે પસંદ કીધો હતો. પણ પેગમ્બરીનું મુશકેલ કામ જમશેદ જેવા રાજદ્વારી મહા પુરૂષને બરનું નહી હોવાથી તેણે તે સ્વીકારવાની ના પાડી ને ઇરાન વેજનો અમલ ચલાવવાનુંજ કામ બજાવ્યું.

આ ઇરાનવેજ-તે કયો મુલક? આજનું ઇરાન દેશ કે જે ઇરાની અખાતને માથે આવેલું તે તો નહીજ હોય; તેમજ વંદીદાદમાં પુરાણા આર્યોની વસ્તીવાળા શેહેરો મધ્ય એશીયાવાળા જે ફળદ્રુપ ઉંચા પ્રદેશમાં આવેલાં છે તે પણ નહિજ હોય. આજનાં ઇરાનમાં તો રૂતુનો કાંઇ ભરૂસો નથી. મધ્યમ એશીયાવાળા પ્રદેશમાં તો સાત મહીનાનો શીયાળો અને પાંચ મહીનાની ગરમી હોય છે; પણ વંદીદાદવાળાં ઇરાનવેજમાં દશ મહીનાની થંડી અને બે મહીનાની ગરમી હોવાથી તેજ જમશેદ શાહનું ઇરાનવેજ સંભવે છે. પણ જમશેદનું આ ઇરાનવેજ તેના નવસો શીયાળા (વરસો) જેટલા લાંબા અમલના છેવટના ભાગ વેળાનું હશે; કારણકે જમશેદનું પ્રથમ ઇરાનવેજ તો બાગે બહેસ્ત જેવું સુખદાયક અને સદા વસંત જેવું હતું.

જમશેદના વખતમાં એક દાહડો આપણાં આજનાં એક આખાં વરસ જેટલો લાંબો હતો, આવો બનાવ પૃથ્વીના એકજ ભાગમાં અનુભવી શકાય છે અને તે ઉત્તર ધ્રુવનો મુલક છે. ત્યાં આખું વરસ છ મહીનાની રાત અને છ મહીનાના દીવસ વચ્ચે વેંહચાયલું હતું. ત્યાંની આબો હવા બધા દાહડા લગભગ એકસરખી અને તરોતાજગી વાળી હતી. પણ એ સઘળી ખુબી પાછળથી બદલાતી ચાલી. પાછળથી થંડી અને ગરમી એક સરખી નહી રેહેતાં થંડીનું જોર વધવા માંડયું, તે અહીં સુધી કે ૧૦ મહીના સુધી તે ચાલુ રહયું. આ પછી ઇરાનવેજનો અસલ મુલક બદલાયો. ઉત્તર ધ્રુવ તરફ બર્ફનો જમાવ વધી પડયો અને ત્યાં ઇનસાનથી વસી શકાયું નહી. પછી તો ત્યાં ચો બાજુએ બર્ફની રેલ ફરી વળી અને ઘરબાર ખેતર, ઝાડપાન સર્વે બર્ફમાં દટાઇ ગયાં હોય તેમ ઢંકાઈ ગયાં. બબાદા ઇનસાનોના જાન પણ મોટી સંખ્યામાં ગયા હોય।

આ રેલ બાબે જમશેદને હોરમજદ તરફથી ખબર મળવાની નોંધ વંદીદાદમાં છે, અને તે ઉપરથી મગરૂરી સાથ કહી શકાશે કે પૃથ્વી પાણીમાં ડુબી જવાના યાને જગરેલ અથવા મહા પ્રલયના જે ઇશારા બાઇબલમાં, ખાલ્દીઅન લોકોની દંતકથામાં અને હીંદુઓનાં પુરાણાં લખાણોમાં છે, તે સર્વેમાં વંદીદાદની આ નોંધ જુની છે, અને તે વળી બીજી બધી કરતાં વાસ્તવીક એમ છે કે જ્યારે બીજી સઘળી પ્રજાઓના લખાણમાં પાણીની રેલ ફરી વળવાનું બયાન છે ત્યારે આપણાં ભણતરમાં તે બર્ફ ફરી વળવાને લગતું છે. એ બીના સાબેત કરે છે કે જમશેદ શાહનું ઇરાનવેજ છેક ઉત્તર ધ્રુવ ભણી હતું, અને બર્ફના આસ્તે આસ્તે ફરી વળવાને લીધેજ તે શાહને ઉત્તર તરફથી બીજે કેથે નહી પણ દક્ષિણ

તરફ ઉતરવું પડયું હતું. દક્ષિણ તરફ જમશેદને આમ બે'ત્રણ મરતબે ઉતરવું પડયું હતું, તે બિના બતાવે છે કે તે શાહ કોઈ દક્ષિણ બાજુના મુલ્કનો નહિ પણ ઉત્તર ભણીના એવા મુલ્કોનો શાહ હતો, કે જ્યાંની ઉત્તમમાં ઉત્તમ આબોહવા આસ્તે આસ્તે બર્ફના ઉતરી આવવાથી એવી થંડી અને કાતેલ બની ગઈ કે ઇનસાન કે હેવાન કે ઝાડપાનથી ત્યાં તકી શકાયું નહિં.

હવે આ વિષય લખવાની મારી મતલબ જમશેદ શાહનાં ઇરાનવેજનું બયાન કરવાની નથી. તે બયાન તો અનેક ઠેકાણે હું આપી ચુકેલો છું. પણ આજે આ વિષયમાં એક અગત્યનો સવાલ થર્ચવાનો મારો હેતુ છે, અને તે એ કે જે જમશેદ શાહને નવસો વરસ સુધી અમલ ચલાવનાર વંદીદાદ જણાવે છે તે એકજ મહાપુરૂષ હતો કે એ નામના અનેક જમશેદો હતા? જો તે એકલો એકજ શાહ હોય તો વંદીદાદમાં નવસો વરસ સુધી તેને અમલ ચલાવતો જણાવ્યો છે તે શું બનવાજોગ છે? હા-દલીલ કરવામાં આવશે કે અસલી હાઇપરબોર્યન લોકો કે જેઓ પણ ઉત્તર ભણી વસીને સુખવારી જીંદગી ગુજારી ગયલા દંતકથામાં જણાય છે તેઓને માટે એમ પણ નોંધાયું છે કે તેઓ ૧૦૦૦ વરસની જીંદગી ભોગવતા હતા! અને બાવા આદમ તથા નુહ પેગમ્બરને માટે તથા વેદિકરૂષિઓને માટે પણ લાંબી ઉમરની એવીજ નોંધો થયલી છે. પણ ત્યારે સવાલ ઉઠે છે કે જમશેદ શાહની આગમજ તેના ભાઇ તેહમુરસે, તથા પેશદાદ હોશંગે માત્ર ૩૦ થી ૪૦ વરસ રાજ્ય ભોગવ્યું હતું તેનુ કારણ શું? શું તેઓ ટુકી ઉમરના હતા? એજ રીતે જમશેદ પછી પરદેશી શાહ જોહાકે ઇરાનમાં એક હજાર વરસ અને તેને મારીને ઇરાની શાહ ફરેદુને ૫૦૦ વરસ રાજ્ય ભોગવ્યું હતું, તો તેમની પછીના શાહોનો અમલ અથવા તેમની ઉમર ટુકાં કેમ થઇ ગયાં?

આપણી મતલબ જમશેદ કે જોહાક કે ફરેદુનને કલ્પિત પુરૂષો જેવા લેખવાની નથી. કલ્પિત કથા કાહણીઓમાં અશક્ય બનાવો અને વાતો ચાલી શકે, પણ આ શાહોને જો તમારે તવારીખી પુરૂષો કબુલ રાખવા હોય તો બનવા જોગ વાતો સાથેજ તાલુકો રાખતા તેમને બતાવવા જોઇયે. કદીમ લોકોમા અને તેમને માટે લખી જનારાઓમાં અલંકારીક ભાષા વાપરવાની રૂઢી હતી જેમ હોરમજદની આકાશી અંજુમન ઇરાનવેજમાં જમશેદની ઇરાની અંજુમનને મળવા આવવાની વાત અલંકારીક છે, તેમ જમશેદે નવસો વરસ અમલ ભોગવવાની વાતમાં અલંકાર કે અતીશયોક્તી નથી. પણ સાદી અકલથી વીચાર કરતાં જણાશે કે એકજ શાહ એક હજાર વરસ રાજ્ય ભોગવે નહી, પણ તેજ શાહનું નામ ધરાવનારા અનેક શાહો અથવા તેજ શાહનાં ખાનદાનનું નામ ધરાવનારા અનેક શાહોના અમલનો સરવાળો મોટો બની શકે. અશકાની વંશના ઇરાનના શાહોએ ૫૦૦ વરસ રાજ્ય ભોગવ્યું હતું, તે વાતને તવારીખનો ટેકો છે; પણ શાગર ફિર્દુસી એ વાતની બેખબરીથી આ વંશના શાહોનો એકંદર અમલ બસોથી હડીસો વરસનોજ જણાઇ ગયો છે. આ અશકાની શાહોનો વંશ અશક નામના પુરૂષ ઉપરથી ચાલુ થયો હતો, પણ જો એ

વંશના સંખ્યાબંધ શાહોનાં નામો આપણને મળેલાં છે તે નહી મળ્યાં હોત, પણ તેમના વંશના અમલનો સરવાળોજ જણાયલો હોત તો કોઈ લખનાર સહેલથી એમ જણાવી શકે કે અરક નામના રાજાએ ૫૦૦ વરસ રાજ્ય ભોગવ્યું હતું.

જમશેદ, જોહાક અને ફરેદુનના સંબંધમાં પણ એમજ સમજવાનું છે. જમશેદને માટે અવસ્તાનાં પાછળાં ભણતરોમાં જણાવ્યું છે કે તે એવું જુઠું બોલ્યો કે "હું ખુદા છું;" તે તેની તકસીરને થકી તેનું રાજ્ય તેના હાથમાંથી જતું રહયું. રાજ્ય જતું રહયું હશે અને તે પરદેશી ચઢાઇ લાવનાર બેબીલોન્યન જોહાકના હાથમાં ગયું હશે તે આપણુ બેધડક કબુલ રાખીશું, પણ પોતાનાજ ભાઈને હાથે પકડાઇને જોહાકના હાથ ઉપર માર્યો જનાર જમશેદ તેજ વંદીદાદવાળો નામીચો શાહ જમશેદ હતો એમ કબુલ રાખતાં આપણને મોટી આંચકી લાગશે. મને લાગે છે કે કોઇ જુદોજ જમશેદ નામનો શાહ હશે, કદીમ જમશેદના જમશેદી વંશનો તે છેલ્લો શાહ હશે, અને તેજ જમશેદે ખુદાઇ દાવો કરીને શત્રુના હાથ ઉપર જાન તથા મુલ્ક ખોયાં હશે.

આગળા જમાનાઓમાં એકજ નામે અમલ ચલાવનારા રાજાઓના દાખલા ઘણાં છે. બેબીલન દેશની તવારીખમાં નોંધાયું હતું કે આઠ મીદ પાદશાહોએ તે દેશમાં ૨૨૪ વરસ સુધી અમલ ભોગવ્યો હતો, અને તેઓ "જરતોસ્ત" જેવાં એકજ નામે ઓળખાયા હતા. જો આ દાખલો મોતેબર હોય તો તેથી મારી તકરારને ટેકો મળે છે કે જમશેદ નામના એક નહિં પણ અનેક શાહો થઈ ગયા હતા, અને તેઓ મધેના છેલ્લાનાં કામોને લીધે તેને પોતાનો જાન ખોવો પડયો હતો.

જમશેદને મારનાર જોહાકે ઇરાનમાં એક હજાર વરસ રાજ કીધેલું પાછલા લખનારાઓ જણાવે છે. પણ બુનદેહેશ નામની અનેક વાતોમાં ભરૂસેદાર પેહલવી કેતાબમાં જણાવ્યા પ્રમાણે જમશેદ અને ફરેદુન વચ્ચે નવ પેઢી જેટલો અંતર હતો, માટે આશરે ૩૦૦ વરસ સુધી જોહાકી વંશનો અમલ ઈરાનમાં ચાલ્યો હોય. જોહાક બેબીલોન્યન રાજા હતો, જેનું બેબીલોન્યન નામ શું હશે તે હું કહી કે કલ્પી શકતો નથી. પણ જુનામાં જુના બેબીલોન્યન રાજાઓનાં નામો મળી આવ્યાં છે તેમજ તેમના અમલનાં વરસો જણાયાં છે તે જોતાં એક પણ બેબીલોન્યન રાજા એવો જણાતો નથી કે જેણે ૧૦૦૦ વરસ જેટલો લાંબો અમલ પરદેશમાં તો શું પણ પોતાનાં વતનમાં પણ ભોગવ્યો હોય.

આપણુ જો ત્રીશ વરસ દરેક પેઢીનાં ગણિયે તો ફરેદુનથી જમશેદ સુધી ગણતાં આશરે ૩૦૦ વરસ થાય. જો જમશેદ પછી પરદેશી રાજા જોહાકનો વંશ ઇરાનમાં ચાલ્યો હોય તો તેના અમલની મુદત એટલીજ હોઇ શકે. એજ રીતે જોહાકની આગમચ જમશેદ અથવા જમશેદી વંશનો અમલ ૯૦૦ વરસનો લઈયે તો તેટલા અરસામાં આસરે ૩૦ શાહોએ અમલ ચલાવેલો ગણી શકાય. આ ઉપરથી સમજ પડશે કે જો જમશેદ "જુઠું બોલ્યો" હતો માટે તેનું "ખોરેહ" (રાજ્ય) ઉડી ગયું હતું, તો તે વંદીદાદવાળા નામીચા જમશેદ પછી ઘણે ઘણે વરસે સઉથી છેલ્લા "જમશેદ" અથવા જમશેદી વંશના છેલ્લા શાહના વખતમાંજ બનવું જોઇયે.

જોહાક બબ્રિ યાને બાબુલનો શાહ હતો માટે જમશેદી રાજ્ય ગયું તે વેળા જમશેદી વંશના શાહો ઉત્તરેથી દક્ષિણ ઉતરતા ઉતરતા છેક મધ્ય એશિયાવાળાં પામીરના પાહડ અને કેસ્પીઅન સમુદ્ર વચ્ચેના પ્રદેશમાં આવી વસેલા હોવા જોઈયે. આમ અનુમાન કરવાનું એક મુખ્ય કારણ આ છે કે જોહાકને મારનાર ફરેદુનનું મુખ્ય મથક ઘીલાનમાં હતું, અને ઘીલાન બાબુલ તથા કેસ્પીઅન સમુદ્રવાળા પ્રદેશની વચ્ચે આવેલું હતું. જોહાકને કે ફરેદુનને આપણ કદીમ ઈરાન જેવામાં અમલ ચલાવતા જોતા નથી, તેનું કારણ એજ કે તે કદીમ મુલ્ક બર્ફની રેલના ધસારાને લીધે છોડી દેવો પડયો હતો.

અગર જો વંદીદાદવાળાજ શાહ જમશેદે ખુદાઈ દાવો કીધો હોય અને તેનેજ બબ્રિના જોહાકે માર્યો હોય તો દાદાર હોરમઝદ, કે જે સર્વજ્ઞ છે તેણે એજ શાહને પોતાની દીનનો ફેલાવો કરવા માટે પસંદ કરવામાં ભુલ ખાધેલી ગણાય! પણ તેમ તો કાંઇ બનેજ નહિં. દાદાર હોરમઝદે પાછળથી જેમ જરથોશ્તને પોતાના પેગમ્બર દાખલ પસંદ કીધો અને તેમ કરવામાં તે સાહેબે ભુલ ખાધી ન હતી, તેમ જમશેદને પસંદ કરવામાં તે ભુલ ખાય એમ હતુંજ નહી. તેની પસંદગીનો જમશેદ જુદોજ હતો, કે જેના અમલ દરમીયાન ઈરાનવેજમાં રઇયતો સુખી હતી; જોહાકના હાથ ઉપર માર ખાનાર જમશેદ જુદોજ હતો કે જેણે પોતાનાં રાજ્યની આબાદી જોઇને અહંકાર કીધો હતો, અને સર્વે નીયામતો અને સુખોનો સરજનાર પોતાને જાહેર કરવાનો પાપી ખ્યાલ જાહેર કીધો હતો. આ બે "જમશેદો"ની વચ્ચે એજ નામના બીજા અનેક "જમશેદો" થઇ ગયા હુશે, જેઓમાંના કોઇના વખ્તમાં બર્ફની રેલની આધાદી મળી હશે (યાને તે માટેની પેહલી ચીતા ઉત્પન્ન થઇ હશે), કોઇના વખ્તમાં ઉચી જગા ઉપર "વર" યાને સંસ્થાનો વસાવવામાં આવ્યાં હશે. બીજા કોઇના સમયમાં વધારે દક્ષિણે ઉતરવું પડયું હશે, અને છેલ્લે સુખી શાહાનશાહતની ખરાબી થઇ હશે.

જમશેદ નામના એકજ શાહે નવસો વરસ સુધી ઈરાનવેજમાં રાજ્ય ભોગવવાની કલ્પના અથવા માન્યતા ગમે તેટલી માનીતી હોવા છતાં તે ખરી સાબેત થતી નથી. દુનીયાની પ્રાચીન કે અર્વાચીન તવારીખમાં કોઇ પણ શાહ એક હજાર વરસ રાજ્ય ભોગવી ગયેલો જણાયો નથી.

---

# આવાં અર્દ્વિસૂર બાનુ.—

## તેનો ગ્રીક આર્ટેમિસ અને હિંદુ ગંગા સાથે મુકાબલો.

લખનારઃ—Mr. J. M. Hormusji.

જરતોશ્તી મઝહબનો સર્વોત્કૃષ્ટ નારી ફરેસ્તો આવાં અર્દ્વિસૂર છે જેણી પાણી ઉપર મુવક્કલ છે. તેણીને દૈવી ફરેસ્તાઓમાં અગ્ર સ્થાન આપવામાં આવ્યું છે અને તેણીને અવસ્તાનાં ભણતરોમાં જા-ગ-જા વખાણવામાં આવે છે, કારણ કે તેણી મનુષ્યની અભિલાષાઓ પરિપૂર્ણ કરે છે. આજ મોતેબર સબબસર તેણીને ઈરાન ઝમીનના અનેકાંનેક પાદશાહો, પહેલવાનો, તેમજે દસ્તૂર દાવરોએ આરાધી છે, જે તેણીનાં માનમાં રચવામાં આવેલી "આબાં યસ્ત" પરથી દૃષ્ટિગોચર થાય છે. તેણીની સ્તુતિ કરનારાઓમાં મુખ્ય હુશંગ, જમશીદ, ફ્રીદુન, કયખૂશરો, અશો જરથોસ્ત, જામાસ્પ આદિ ઈરાની નરવીરો છે જેઓની નેકનિષ્ઠાપૂર્વક ભલી મૂરાદો તેણીએ હંમેશાં પાર પાડી છે, જયારે દુષ્કૃત્યો ,અને પ્રજોપદ્રવમાં નિત્ય રચ્યા પચ્યા અને મચ્યા રહેતા અઝીદહાક, અફ્રાસિઆબ, અર્જાસ્પાદિ દુરાત્માઓની મનોવાંચ્છના તેણીએ સંતુષ્ટ કરી નથી, કારણ કે તેઓએ પુરી લાલસાથી તેણીની આરાધના કરી હતી. "આવાં યસ્ત" પરથી સ્પષ્ટ થાય છે કે તેણીની બંદગી ઠેઠ પરાપૂર્વેથી-કહો કે આ ક્ષણુંવંસિન્ સૃષ્ટિના પ્રારંભથીજ-કોઇપણ અન્ય ફરેસ્તાની પ્રાર્થના પહેલાંથી ચાલતી આવે છે, જે ઉપરથી તેણીને એક ઉત્તમોત્તમ દૈવી શકિત ગણવી અતિશયોક્તિ નહી કહેવાય. હવે "આવાં-અર્દ્વિસૂર બાનુ" એ શબ્દો શું રહસ્ય ધરાવે છે તે જોઇએઃ "આવાં-આબાં" એ ફાર્સી "આબ્"=અવસ્તા-સંસ્કૃત "आप्"=પાણીનો અર્થ ધરાવે છે. જે ઉપરથી તેણી પાણીનો ફરેશ્તો સિધ્ધ થાય છે. "અરેદ્વિ" એ ઉક્ત નારી ફરીસ્તાનું આ દુનિયાપરનું લૌકિક સ્વરૂપ-યાને એક વિસ્તિર્ણ નદી-છે જે ઇરાનના હુકૈર્ય પહાડમાંથી નીકળી વોઉરૂકશ (Caspian) સમુદ્રમાં પડે છે. આ પૂરાતન નદીને આધુનિક વિદ્વજ્જનો આમૂ દરીઆ કિંવા ઑકઝસ (Oxus) નદી સાથે સરખાવે છે જે ત્યાન શાહ (Tian Shah) અને હિંદુ કુશ પર્વતોમાંથી નીકળી એરલ સમુદ્રમાં પડે છે, આ નદીને આપણાં ધાર્મિક ગ્રંથોમાં "સુર"=સં. शूर=બહાદુર કહેવામાં આવે છે કારણ કે તેનાંઝરણાં અતિ વેગથી વહન કરે છે, વળી વધુમાં તેણીને "અનાહિત" ("અન્"=નહી, અને "આહિત" आसित=ફા. "આહુ"=મેલુ)પણ કહેવામાં આવે છે, સબબ કે તેણી નિર્મળ અને પવિત્ર છે. હવે અવસ્તાની આ નદી સાથે ગ્રીક દેવતાશાસ્ત્રની આર્ટેમિસ નદીની તુલના કરવામાં આવે છે. "આર્ટેમિસ" નો શબ્દશઃ અર્થ અદ્યાપિપર્યંત કોઇ સંતોષકારકપણે

કરી શક્યું નથી, પરંતુ તેના બે અર્થ આ પ્રમાણે આપવામાં આવે છે: (૧) વિદ્વાન બટમન (Buttmann) તેને ગ્રીક શબ્દ "Artemus" પરથી લે છે જેનો શબ્દાર્થ "સંપૂર્ણ"–"પવિત્ર" એવો થાય છે, જે અર્થ ઇરાની નદી પણ ધરાવે છે; [૨] બાપજી. કીટલી (Keightley) તેનું ખરૂં મૂળ "આલ્થેમિસ" કિંવા "આર્ડેમિસ" ધારે છે, જેના ધાતૂ ગ્રીક "Althaimo" પાળવું, ઉગતું કરવું, તેમજ "Aidó" પાણી પાવું, ફળદ્રુપ બનાવવું, એવા છે જે ઉપરથી આર્ટેમિસ ફળદ્રુપતાની દેવી ઠરે છે. હવે અર્દ્વિસર બાનુ પણ ફળદ્રુપતા ઉપર મુવક્કલ છે એમ આવા યસ્ત પરથી જણાય છે, ૨૧માં કર્દા પ્રમાણે આવાં અર્દ્વિસુર અશો જરથોસ્તને કહે છે: "એરેઝવો અપાઉમ સ્પિતમ! ચાંગ દધેત અહુરો મઝદાઓ રતૂમ અસ્ત વૈથ્યો ગએથયાઓ માંમ દથત્ અહુરો મઝદાઓ નિપાથ્રીમ્ વીસ્પયાઓ આપઓનો સ્તેઇશ; મન રય ખરેનંઘહચ પસ્વસ્ચ સ્તઓરાચ ઉપધરિ ઝાંમ્ વીચરેન્તિ ગય્યાચ મિઝંગ્ર. અઝેમ્ બોઇત્ તૂમ્તા નિપયેમિ વીસ્પ વોહુ મઝદ્ધાત અપચિથ્ર માંનયેન્ અહે યથ પસૂમ્ પસુવસ્ત્રેમ્:"—"અય ખાલેસ પવિત્ર જરતોસ્ત! દાદાર અહુરમઝદે તને આ હાડમંદ દુનિયાના સરદાર તરીકે પેદા કીધો જ્યારે મને પોતાની તમામ પેદાયશના રક્ષણ કરનાર તરીકે ઉત્પન્ન કીધો. મારા તેજ તથા પ્રતાપને લીધે પશુઓ, ઢોરો તથા બે પગવાળાં માણસો પૃથ્વિ ઉપર પોતાની ઝીંદગી બસર કરે છે. જે પ્રમાણે પશુનું વસ્ત્ર (ઉન?) પશુનું રક્ષણ કરે છે તેમ ઈશ્વરની પૈદા કીધેલી અશોઇનાં તોખમવાળી તમામ ન્યામતનું હું નિઃસંશય સંરક્ષણ કરૂ છું, તેમજ તુ પણ તેજ પ્રમાણે કરે છે!" ગ્રીક અને ઈરાની બંને નદીઓનાં રહસ્યાર્થમાં જેમ મળતાપણું છે. તેમ તેઓનાં કાર્યોમાં છે કે નહી તે જોઇએ:

## અર્દ્વિસૂર અને આર્ટેમિસ.

ગ્રીક દંતકથા પ્રમણે આર્ટેમિસ શ્રેષ્ટ દેવતા ઝીઅસ (Zeus) અને તેની સ્ત્રી લેટો (Leto)ની પુત્રી અને સૂર્યદેવતા એપોલોની બ્હેન થતી હતી. તેણી વિશેષે કરીને શિકારની દેવી હતી, તેમજ આરોગ્યતા ઉપર મુવક્કલ હતી, આ છેલ્લા વિષયમાં તેણી અર્દ્વિસુર સાથે મળતાપણું ધરાવે છે જેણીને પણ આરાધવામાં આવે છે કે: "દાઅન્ તનુહુઇશ આપો! અહ્માઇ તન્વો દ્રવતાતેમ્ અહ્માઇ તન્વો વઝદ્રે!"—"ઓ ભલાં પાણી! તમો મને તનની દરસ્તી તેમજ તનનું સુખ આપો!" આર્ટેમિસની મુખ્ય ક્રીડા ટેકડીઓ ઉપરથી દાસીઓ સાથે આવેગસહિત શિકારની પાછળ દોડી જવાની હતી. વળી તેણીને એક પરમપવિત્ર કન્યાના રૂપમાં ચિતારવામાં આવે છે; આવાં અર્દ્વિસૂરને માટે પણ એમજ કહેવામાં આવે છે કે: "કઇનીન્ શ્રીર"=ખુબસુરત કન્યા. કેલીમેકસ (Kallimachus)નાં વૃતાંત પ્રમાણે આર્ટેમિસ ચાર હરણથી હંકાતી ગાડીમાં મુસાફરી કરે છે, જેણીનાં વાહનોનું જીન સુવર્ણમયી છે. હવે આ સબંધમાં જણાવવાની આવશ્યકતા છે કે આર્ટેમિસને અનેકવાર ચંદ્રદેવી સેલીની (Selone) સાથે ભેળી નાંખવામાં આવે છે, અને સેલીનીનું વર્ણન આપતાં થીઓક્રીટસ અને ઑવિડ તેણીને ચાર શ્વેત અને પ્રકાશિત ઘોડાવાળી એક સુંદર ગાડીમાં બેઠેલી ચિતારે છે: આવાં અર્દ્વિસુર માટે પણ ઉલ્લેખ મળે છે કે: "યા પઓઉર્વ વાષેમ્ વઝઇતે આંખ્માઓ ક્રઝ્ધતે વાષ્ઠે,......યેંઘહે ચથ્વારો વસ્તાર સ્પએત વીસ્પ હમગઓનાઓંધહો હમ નાફ્એની બેરેઝન્ત," ઇ૦ યાને તેણી ગાડીની લગામ હાથમા પકડીને ગાડીને આગળ ચલાવે છે, જેણીના ચાર ઘોડા

સફેદ તમામ, એકજ રંગના, એકજ ઉન્માદના, તથા ખુસંદ કદના છે! વળી સૅલીનીને સુંદર બાજૂવાળી શૃંગાર પામેલી પણ જણાવવામાં આવે છે: અર્દ્વિસુર બાનૂ માટે પણ કહેવામાં આવે છે કે: "સ્રીર વા અંધહેન્ બાઝવ અઉરૂષ અસ્પો-સ્તઓયેહીશ, ક્રા સ્રીરં ઝૂપ સિસ્પત અર્ઉર્વંઇતિ બાઝુ-સ્તઓયેહિ,"..."તેણીની બાજૂ સુંદર, ગોરી અને ઘોડાનાં જેવાં મોટાં કદની હતી: તે બહાદૂર જોરગંદ બાજૂવાળી અર્દ્વિસૂરે સુંદર પહોંચીથી શૃંગાર કર્યો હતો!" પાછલા ગ્રીક લેખકો પ્રમાણે આર્ટેમિસ ત્રણ આકૃતિવાળી દેવી હતી: આકાશમાં તેણી સૅલીની હતી, પૃથ્વીપર આર્ટેમિસ, અને પાતાળ (Erebos)માં તેણી પર્સેફોની (Persephone) હતી, જે વિષયોમાં પણ તેણી ઇરાની નદી સાથે સામ્ય ધરાવે છે. વેલ્કરના કહેવા પ્રમાણે આર્ટેમિસ ઇલિથીઇ (Eileithyiae) દેવીનાં સ્વરૂપમાં સ્રીઓને પ્રસવવેદના વખતે મદદ આપી તેઓનું પ્રસુતિનું કષ્ટ નિવર્ત્ત કરે છે. આવાં અર્દ્વિસૂરનું પણ એજ કાર્ય જણાવવામાં આવે છે: "ય વીસ્પનાંમ્ હાઇરિવિનાંમ્ ઝાંથાઇ ગરેવાન્ યઓઝદધાઇાત, યા વીસ્પાઓ હાઇરિવિશ હૂઝામિતો દધાઇતિ યા વીસ્પનાંમ્ હાઇરિવિનામ્ ઝાથાઇ ગેરવાન યઓઝદધાઇતિ, યા વીસ્પાએ હાઇરિવિશ હૂઝામીતે દધાઇતિ યા વીસ્પનામ હાઇરિવિનામ દાઇતિમ્ રથ્વીમ્ પઓમ્ અવબરઇતિ,"—"જેણી સઘળી જનેતાઓના જન્મ આપવા માટેનાં ગર્ભસ્થાનને પવિત્ર કરે છે, જેણી તમામ માતાઓને સહેલાઇથી જન્મ આપવાનું બક્ષે છે, તથા જેણી માતાઓને લાયક અને વખ્તસરનું દુધ આપે છે!" હવે આર્ટેમિસ ભિન્ન ભિન્ન ઠેકાણે કેવા આકારમાં પૂજાતી હતી તે જોઇએ.

ક્રીટ દ્વિપના રહિશો (Cretans) ઉપરોક્ત દેવી આર્ટેમિસની પૂજા બ્રીટોમાર્ટિસ (Britomartis)ના નામ હેઠળ કરતા હતા, અને એશબ્દનો અર્થ "સુંદર કન્યા" થતો હને જે અર્દ્વિસૂરને પણ અક્ષરશઃ લાગુ પડે છે. ઍલીસ ટાપુમાં તેણી આલ્ફીઆ (Alphaeia અને સાઇરેક્યુઝમાં તેણી અરેથુસાનાં નામે પૂજાતી: બન્ને શબ્દનું રહસ્ય દર્યામાં પડતી નદ એવું જણાય છે, પૅલોપોનેસસનિવાસીઓ લિમનાટિસ અને હેલિઆના નામથી તેણીને સંબો ધતા અને તેણીનાં દેવળમાં તેણીની સંજ્ઞારૂપે ન્હાના ફુવારાઓ રાખતા. અવસ્તામ પણ અર્દ્વિસુર માટે એજ ઇશારો મળે છે:—"યેંઘહે અવવત્ અસ્તાઅત્ય ક્ષફ્નાઅત્ય તાતાએ આપો અવબરેન્તે યથ વીસ્પાઓ ઇમાઓ આપો યાઓ ઝેમા પઇતિ, ફ્તચિન્તિ યા અમવઇતિ ફ્તચઇતિ,"—"જેણીનાં વહેતાં પાણી અહોનિશ એટલા વેગથી વહે છે કે જેટલા વેગથ પૃથ્વીપરની તમામ નદીઓનાં પાણી વહન કરે!" એજ મુજબ આર્ટેમિસ પણ આર્જ (Arge) કિંવા ઝડપી અને લૉકસો (Loxo) યાને પ્રકાશિત (અ○ "ક્ષોઇથનીમ્") પણ કહે વાય છે! વળી ઍગ્નેશીઆ ખાતે તેણી શ્વેત ભૃકુટિવાળી (Leukophryne) આર્ટેમિસ નામે આરાધના પામતી, જે કંઇજ નહી પણ તેણીનાં અનુપમ સૌંદર્ય માટે હતુ: આવ અર્દ્વિસુરને પણ "હુરઓથ"=ખૂબસુરત કહેવામાં આવે છે. ત્રીઝન શહેર (Troezen)માં તેણીને લીકયા (Lykea) કહેવામાં આવે છે જેનો અર્થ પ્રતિભાશાળી થાય છે. ઇરાની નદી માટે પણ એ નામ "મસો ક્ષથતે ખરેનંઘ્ હો"=ઑરહતી મોટાઇ ભોગવનાર તરીકે મળે છે! ગ્રીસ્યન દેવી તત્વજ્ઞાન (Theogony) પ્રમાણે આર્ટેમિસને ચંદ્રદેવી હિકાટે (Hecate) સાથે પણ સમાનતા ધરાવતી જણાવવામાં આવે છે. હિકાટેને માટે કહેવામાં આવે છે કે તેણીને અર્પવામાં આવતી આહુતિ અને પ્રાર્થનાના બદલામા તેણી મનુષ્યોને વિપુલતા અને આબાદીથી નવાઝતી હતી, અને એમ આપણું અર્દ્વિસૂરના બાબમાં પણ બનતું જોઇએ

છીએ: તેણી પાસે હુશેંગ, જમશીદ, કેરશાસ્પ, કુચકાઉસ, કૈખુશરો, લુસ, વક્રોનવાઝ, જામા સ્પ, ગોસ્તહમ, યોઇસ્તફ્યાન, અશો જરતોસ્ત, કય વિશ્તાસ્પ, ઝરીર, આદિ ઈરાની શેર નરોએ તેમજ અઝી દહાક, અફ્રાસિઆબ, હોમાન અને બારમાન વેગે, અર્જાસ્પાદિ તુરાની ઓએ વિધવિધ પ્રકારની અપેક્ષા કરી હતી, અને જે યોગ્ય હતી તે પરિપૂર્ણ કરવામાં આવી હતી! હવે હિકારેને તો અનેકાનેક ભોગોથી સંતુષ્ટ કરવામાં આવતી, ત્યારે આવાં અર્દ્વિસૂરના બાબમાં કેમ હતું? તત્સંબંધે આ ફકરો પ્રસંગોપાત ગણાશે: 'તાંમ્ યઝત હઓષ્યંઘુહો, પરધાતો ઉપ ઉપબ્દે હરવાઓ, સતેમ્ અસ્પનાંમ્ અર્ષનાંમ્ હઝંધરેમ્ ગવાંમ બએવરે અનુમય, નાંમ્,"--"તેણીને પેશદાદીઆન હોશંગે અલ્બુર્ઝ પહાડનાં તળયાં આગળ સો ઘોડા, હજાર બળદ, તથા દશ હજાર ન્હાનાં ગોસ્પંદોથી આરાધી!" આ ફકરો શું પ્રત્યક્ષ કરે છે? શું અર્દ્વિસૂરને આટલાં અસંખ્ય પ્રાણીઓનો ભોગ આપવામાં આવતો હતો? તેમ બનવું સર્વથા અશક્ય છે, કારણકે જરતોસ્તી મઝહબમાં કોઇપણ દિવ્ય શકિતને કંઇપણ ખૂની હવિસ સમર્પણ કરવાનો ઉલ્લેખ કયાંએ પણ દૃષ્યમાન થતો નથી. શાયદ એમ હોય કે આ સઘળાં પ્રાણીઓને અર્દ્વિસૂર બાનુને ગાત્ર હદીઆ તરીકે નઝર કરવામાં આવતાં હોય અને પાછળથી મુસલમાનોની હાલની "વકફ"ની રૂઢી અનુસાર અકિંચન લોકોમાં ખેરાત કરવામાં આવતાં હોય! આ સિવાય એનો અન્ય ખૂલાસો શું હોઇ શકે? વળી હિકારેને ફાયદો કરનાર, અને બળાગત દૂર કરનાર પણ કહેવામાં આવે છે: ઈરાની વ્યકિતને પણ "વંઘુહૂઇ સેવિસ્ત"=ઘણો લાભ કરનાર અને "વિદએવ"=દેવથી જૂદી, રોગોનું નિકંદન કરનારની સંજ્ઞાંથી ઓળખવામાં આવે છે. વળી આ ગ્રીક દેવીને સ્વાદિષ્ટ મિષ્ટાનો પણ નઝર કરવામાં આવતાં જે હિંદુ "નૈવેદ્ય" નો ભામ આપે છે! તેણી સામાજિક મસ્લત ઉપર, લડાઈ ઉપર અને ન્યાય ઉપર મૂનકકેલ હતી, વ્યાયામ અને ઘોડાની શરતની દેવી પણ તેણીજ હતી; એમાંનાં કેટલાંક ગુણલક્ષણો અર્દ્વિસૂરમા પણ માલૂમ પડે છે: 'આસુ અસ્પ": ઘોડાની તેઝી, "મસ્ત": મોટાઇ, "સ્પાન": ડહાપણ, "વેરેથ્રઘ્ન": વિજ્ય એ સઘળું બક્ષવાને ઈરાની નદી સામર્થ્યવાન્ છે! હવે આર્ટેમિસનું નિવાસસ્થાન કયાં આવ્યું તે ચર્ચાસ્પદ છે. હોમર પ્રમાણે સૈરેક્યુઝનો ઑર્ટીજીઆ (Ortygia) ટાપુ જ્યાં તેણીએ ઑરીઅનનો નાશ કીધો હતો તે સ્થળ તેણીનું રહેવાનું મથક હતું આ દ્વિપ પશ્ચિમ સમૂદ્રમાં સ્થાયી થયલો જણાવવામાં આવે છે જ્યાંના અવર્ણનિય સૌંદર્યનું વર્ણન ગ્રીક કલ્પનાશકિતએ અક્ષમ્ય હદ સુધી અત્યુકિતભર્યું કર્યું છે! અરેદ્વિનાં ગૃહાશ્રમ માટે કહેવામાં આવ્યું છે કે: "કંઘહે કંઘહે અપધઝાઇરે ન્માનેમ હિસ્તઇતે હુધાતેમ સનોરઓચનેમ્ બાભીમ્ હઝંઘરો સ્તુનેમ્ હુકેરેતેમ્ બએવરે-ફ્રસ્કેમ્બેમ સ્રરેમ્."--"તેણીનાં પ્રત્યેક નાળાં ઉપર તેણીનું મજબુત બાંધેલું સો બારી વાળું, ભપકાદાર, એક હઝાર મોટા સ્થંભવાળું, સુંદર બનાવેલું, દશહઝાર ન્હાના સ્તંભવાળું મોટું રહેવાનું મકાન આવેલું છે!" છેવટે આર્ટેમિસનાં પ્રૌઢપ્રતાપી કૃત્યો વર્ણવવાં અસ્થાને નહી ગણાય. અવજ્ઞા કરવા માટે તેણીએ ઑરીઅનનો ક્ષય કીધો, એક વાર તેણીને ન્હાતાં ઍકટીઅને (Actaeon) જોઇ હતી જેથી તેણીએ તેનું હરણમાં રૂપાંતર કીધું! તેણીને અપવિત્ર કરવાથી કૅલીસ્ટો (Kallisto) ને તેણીએ રીંછમાં ફેરવી નાખ્યો હતો! ઈરાની આર્ટેમિસનાં પરાક્રમો એ હતાં કે દરેક ભલી મૂરાદ તેણી પાર પાડતી હતી! સ્પાર્ટામાં તેણીના યજ્ઞકુંડ આગળ છોકરાઓને લોહી નીકળે ત્યાં સુધી ચાબુકથી ફટકાવવામાં આવતા,

ઍટીકામાં તેણી "Brauronia" ને નામે પ્રસિદ્ધિ પામી હતી, ઍફીસસ ખાતે તેણી ચંદ્રદેવી ડાયના (Diana) ને નામે પૂજાતી જે માટે બાઇબલમાં કહે છે: "Great is Diana of the Ephesians" (Vide Acts XIX) ગ્રીક કાવ્યમાં તેણીનું વર્ણન આપતાં કહેવામાં આવે છે કે: તેણી એક નિરામય, શક્તિસંપન્ન, ચાલાક અને લાવણ્યમયી કન્યા છે: તેણીએ શિકારના જોડા પહેર્યા છે અને ત્વરિત્ દોડવા માટે ઝભ્ભો તંગ બાંધ્યો છે; તેણીની પીઠ પર ધનુષ્ય નાખેલું છે અને હાથમાં બાણ છે! તેણીનો સોબતી એક કૂતરો છે!—

As arrow-joying Artemis along
A mountain moves, either Taygetos high,
Or Erymanthos, in the chase rejoiced
Of boars and nimble deer; and with her sport
The country-haunting nymphs, the daughters fair
Of Ægis-holding Zeus, while Leto joys;
O'er all she high her head and forehead holds
Easy to know, though beautiful are all.

આવાં અર્દ્વિસૂરનો પહેરવેશ વર્ણવામાં આવે છે કે: "ઉપતચત અરેદ્વિસૂર અનાહિત, કઇનિનો કેહર્પ સ્રીરયાઓ, અશ અમ્યાઓ હુરઓધયાઓ, ઉરકાત્ યારતયાઓ ઐરેઝવેંથ્યો, રઓવત્ ચિથ્રેમ્ આઝાતયાઓ ઝરન્ય અઓથ્ર પઇતિશ્મુખ્ત યા વીરપો પએસ બાર્મ્ય........ બાધ યથ મામ બરેસ્મોઝસ્ત હ્વા ગઓયાવર સીસ્પેમ્ન ચથ્રુ કરન ઝરનએનિ, મિનૂમ બરત્ હવાઝાત અરેદ્વિસૂર અનાહિત, ઉપતાંમ સ્રીરાંમ મનોથ્રીમ. ઉપઇરિ પુસાંમ બંદયત્ અરેદ્વિસૂર અનાહીત, સતોસ્ત્રંઘહાંમ ઝરનએનિમ અસ્તકઓઝહાંમ રથકૈર્યાંમ દ્રફ્ષ કવઇતિમ સ્રીરાંમ અનુપોઇથ્વઇતીમ હુકેરેતાંમ,"—"નિર્મળ અરેદ્વિ સુશોભિત, ઘણી કીંમતવાળી, સૌંદર્યયુક્ત, ઉંચે: વેરથી કપડાં પહેરેલી, સીધાં કદવાળી, જ્યોતિમય, કુલીન, સોનેરી જોડા પહેરેલી, સોળે શણગારવાળી ઉત્તમ કન્યાના રૂપમાં આગળ ચાલી.........જોઇતા પ્રમાણની બરસમ હાથમાં પકડીને ચતુર્કોણી ઝૂલતી સોનેરી કાનની બાલી સાથે તેણી ખચીત આવે છે. તે ઉચ્ચ કુળની નિર્મળ અર્દ્વિસૂર પોતાની ગૌરવર્ણી ગ્રીવામાં કંઠમાળા રાખે છે. તેણીએ શિરપર સો સેતારાથી જડેલું, સુવર્ણમયી, આઠખૂણાવાળું, રથાકૃતિનું, ઝૂલતી બારીક ઝાલરવાળું, સુશોભિત, બંધગેસ્તું તથા અનુપમ કારીગીરીનું તાજ ગોઠવેલું છે!"—આ ઉપરથી માલૂમ પડે છે કે આવાં અર્દ્વિસૂર અને આર્ટેમિસનાં લગભગ સઘળાં ગુણલક્ષણો સમાન છે—માત્ર અરેદ્વિ એક શિકારી નથી—અને તે ઉપરથી આપણ એજ અનુમાન કરી શકયે કે ગ્રીકદેવી આર્ટેમિસની ઘટના ઈરાની અરેદ્વિસૂર ઉપરથી થયલી હોવી જોઇએ!

## અર્દ્વિસુર અને ગંગા.

ઈરાની નદી અરેદ્વિને ભારતવર્ષની પરમપૂજ્યમાન ગંગા નદી સાથે સરખાવવું ઝાઝું દુર્ઘટ નથી, "ગંગા" નો શબ્દશઃ અર્થ સ્પષ્ટ માલુમ પડતો નથી, અને પ્રો○ મેક્ષમુલર તેને સં "ગમ્"=આવવું-જવું ધાતુનું બેવડું રૂપ ધારે છે જે આપણી નાકેસ સમજશક્તિમાં ઉતરી

શકતુ નથી! ગંગાનુ બીજું ઉપનામ "જાન્હવી" છે જેનો ધાતૂ સં. "जनू"=અવસ્તા "ઝન" ગ્રીક "ઝાદન"=લૅટીન "geno"=પેદા કરવુ-ઉગાડવુ જો હોય તો અવસ્તાની નદી મુવાફેક તે ફળદ્રુપતાની દેવી કહી શકે. આવાં યસ્ત પ્રમાણે દુન્યવી અરેદ્રિસૂરનું મૂળ આકાશમાં છેઃ "યહ્મ્ય અહુરો મઝદાઓ હવયો નિવએધયત્ આપવિ પથતિ અવજસ, અરેદ્વિસુરે અનાહિતે, હચ અવનબ્યો સ્તરેબ્યો, અવી ઝાંમ્ અહુરધાતામ,"—"જેણીને ભલા અહુરમઝદે જણાવ્યું કેઃ 'અય નિર્મળ અદ્રિસુર! આ સેતારાઓ આગળથી (યાને આકાશ પરથી) તું જા, અને મારી પેદા કીધેલી ઝમીનપર તું પહોંચ!'" ગંગાને માટે પણ કહેવાય છે કે તે આકાશમાંથી પૃથ્વી ઉપર ઉતરી છે. એ માટે "ગંગા લહરી"માં શ્લોક મળે છે કેઃ—

स्खलती स्वर्लोकादवनितलशोकापहृतये
जटाजूटग्रंथौ यदसि विनिबध्दा पुरभिदा।
अये निर्लोभानामपि मनसि लोभं जनयतां
गुणानामेवाय तव जननि दोषः परिणतः॥

અર્થાત હે મા! દુનિયાની અંદરનો શોક હણવાને માટે સ્વર્ગલોકમાંથી પૃથ્વીપર પડતાં તને જટાની અંદર શંકરે બાંધી લીધી. અહો! નિર્લોભીનાં મનમાં પણ લોભ ઉત્પન્ન કરનાર તારા ગુણોનો આ છેવટે દોષ છે!—તેમજ અન્યત્ર.

स्वभावस्वच्छाना सहजशिशिराणामयमपा-
मपारस्ते मातर्जयति महिमा कोऽपि जगति।
मुदा य गायंति द्युतलमनवद्यद्युतिभृतः
समासाद्याद्यापि स्फुटपुलकसान्द्राः सगरजाः॥

કુદરતી રીતે તારાં સ્વચ્છ અને શિતળ જળનો અપાર મહિમા જગતમાં વર્ણવી ન શકાય તેટલો વિજય પામે છે, સગર રાજાના પુત્રો દિવ્યદેહ ધારણ કરીને સ્વર્ગ મેળવતાં જેનાં રૂવાં ખડાં થયાં છે એવા તેઓ હજી સુધી તે મહીમાનું ગાન કરે છે. ઉક્ત બે શ્લોક શા સંબંધના છે તેમજ ગંગાનું પૃથ્વી પર કેમ આગમન થયુ તે જોઇએ.

હિંદુશાસ્ત્ર પ્રમાણે રામચંદ્રજીના કુળમાં પૂર્વે સગર નામે ચક્રવર્તી નૃપતિ થઇ ગયો છે, જેને બે રાણીઓ હતી મોટી કેશિની અને ન્હાની સુમતિ. રાજાને પુત્ર ન હોવાથી મનોદ્વેગથી તે વ્યાકુળ થઇ ગયો હતો, જેથી અંતે પોતાની ઉભયરાણીઓને લઇ તે વનમાં જતો રહયો અને ભૃગુઋષિના આશ્રમમાં તેઓએ સો વર્ષ પર્યન્ત ઉગ્ર તપશ્ચર્યા કરી, જેથી પ્રસન્ન થઇ ઋષિએ દર્શન દીધા અને રાજારાણીની યાચના પ્રમાણે કેશિનીને એક અને સુમતિને ૬૦૦૦૦ પુત્રો થવાનું વરદાન આપી અંતર્ધ્યાન થઇ ગયા. આ પછી રાજારાણી પુનઃ નગરમાં ગયાં જ્યાં ક્રમેક્રમે કેશિનીએ અસમજંસ નામે પુત્રને અને સુમતિએ સાઠહઝાર પુત્રોને જન્મ આપ્યો. અસમંજસ મોટો થયો અને એકવાર અયોધ્યાની ઉત્તરે આવેલી સરયુ નદી આગળ જઇ લાગ્યો જ્યાં નગરનાં ન્હાના બાળકો ન્હાવા આવ્યાં હતાં. અસમજંસની મસ્તીથી કેટલાક બાળકો ડુબી મરણ પામ્યાં જેથી નગરમાં હાહાકાર વર્તી રહયો, જેનાં પરિણામે સગર રાજાએ નિજપુત્રને દેશનિકાલ કર્યો અને તેના કુંવર અંશુમાનને યુવરાજ બનાવ્યો. રાજા વૃદ્ધ થયો ત્યારે રાજ્યાસન ત્યાગના

પહેલાં એક અશ્વમેધ યજ્ઞ કર્યો. એક વેગવાન અશ્વને છોડી મૂકયો, અને પાછળ યોધ્ધાઓને દોડાવ્યા. સગર રાજાના આ યજ્ઞના બળવાનપણાના ભયથી રાજ્યલોભી ઇંદ્રના મનમાં ચિંતા પેઠી, જેથી તેણે તે દોડતા અશ્વને તે યોધ્ધાઓથી અદૃષ્ય કરી કપિલ મૂનિની પાસે મૂકી દીધો! ઘોડાને ગુમ થયલો જોઇ સર્વે કોઇ સભયાશ્ચર્ય પામી સગર આગળ ગયા અને સઘળી હકીકત નિવેદન કરી. આ શ્રવણ કરતાં રાજાનું મન ગ્લાનિ પામ્યું, અને પોતાના ૬૦,૦૦૦, પુત્રોને તે ઘોડાની શોધ માટે દોડાવ્યા. આ બળિષ્ટ નરવીરોએ અથાગ પરિશ્રમ કરી ઘોડાની તલાસ માટે પૃથ્વીને ચારે દિશાથી ખોદી નાખી, અને છેવટે કપિલ મૂનિના આશ્રમ આગળ આવતાં તેઓએ પેલા અશ્વને ત્યાં બાંધેલો દીઠો. આ જોઇ તેઓએ કોલાહલ કરી મૂકયો જેથી મૂનીશ્વર જેઓ ઉગ્ર તપમાં તદાકાર થઇ ગયા હતા તેઓનું ધ્યાન છૂટી ગયું, જેથી ક્રોધયુકત થઇ તેઓએ શાપ દેતાં સાઠે હજાર પુત્રો બળીને ભસ્મ થઇ ગયા! આણી બાજૂ પુત્રોને ગયાને ઘણાં વર્ષ થયાં જોઇ સગર રાજાનું ચિત્ત સંકલ્પવિકલ્પના મહોદધિમાં ડૂબી ગયું, અને તેણે પોતાના પ્રતાપી પૌત્ર અંશુમાનને તે સાઠ હજાર પુરૂષોની ભાળ કાઢવા રવાના કર્યો. —એ વિષ્ણુનો પરમ ભકત હતો જેથી મૂનિઓનાં સ્થાન જોતો અને આશિર્વાદ મેળવતો તે આગળ વધ્યો. માર્ગ વિષે તેને વિષ્ણુના વાહન ગરૂડ સાથે મુલાકાત થતાં ગરૂડે તે સાઠ હજાર પુત્રોની કેવી અસદ્‌ગતિ થઇ હતી તે કહ્યું, અને છેવટે જણાવ્યું કે ગંગાજી જો પૃથ્વીપર આવે તોજ તે ૬૦,૦૦૦નો ઉધ્ધાર થવાનો સંભવ રહે! આ પછી તેઓ બન્ને કપિલ મુનિ પાસે આવ્યા જેઓએ યજ્ઞનો ઘોડો અંશુમાનને સ્વાધિન્ કરી વિદાય કર્યો. સગર રાજાને ઘોડો મળવાથી અત્યાનંદ થયો, પરંતુ પુત્રોના મરણથી શોક ઓછો ન થયો. આથી નિજ પુત્રોનો ઉદ્ધાર કરવા માટે અને ગંગાજીને પ્રસન્ન કરી ધર્તિપર લાવવા માટે અંશુમાનને રાજ્યગાદી સોંપી પોતે તપશ્ચર્યામાં તદ્રુપ થઇ ગયો. અંશુમાને પણ ઘણાં વર્ષો રાજ્ય ભોગવી છેવટે પોતાના પુત્ર દિલિપને ગાદી સોંપી પોતે તપ કરવા માટે એકાંતવાસ શોધ્યો, અને દિલિપે પણ તેજ પ્રમાણે કર્યું; તેણે પુત્ર ભગીરથને રાજ્યની લગામ આપી અને કઠણ તપ કરી ગંગાજીને સૃષ્ટિ પર લાવવાની અથવા પ્રાણત્યાગ્ કરવાની ભિષ્મપ્રતિજ્ઞા લઇ વનવાસ કર્યો: તેણે વર્ષો સુધી દૃઢનિર્ધાર કરી કઠણ તપશ્ચર્યા કરી પણ ગંગાજી પ્રગટ ન થયાં, જેથી તે દેહ તજી સ્વર્ગમાં સિધાવ્યો. તેના પુત્ર ભગીરથે પણ એજ નિશ્ચય કરી પોતાના પુત્ર કાકુસ્થને રાજ્યાસન આપી વનમાં જઇ એક પગ અને બે હાથ ઉંચા કરી સૂર્ય સામે ઉભા રહી અત્યુગ્ર તપ કર્યું—એકની એક સ્થિતિમાં એક હજાર વર્ષ સુધી—જેથી અંતે બ્રહ્માજી પ્રસન્ન થયા અને તેની આગળ પ્રગટ થઇ તેને વરદાન માગવાનું કહ્યું, જેથી ભગીરથે ગંગાજીનું પૃથ્વીપર આવાગમન માંગતા બ્રહ્માજીએ કહ્યું: એવમસ્તુ! પણ ગંગાને ઝીલી કોણ શકશે? તે તો છૂટતાંજ તરત પાતાળમાં ચાલી જશે, માટે પરમકૃપાળુ શંકરની પ્રાર્થના કરો કે તેઓ ગંગાજીને ધારણ કરે! આથી મહાપ્રયત્નશીલ ભગીરથે દેવતાઓના એક વર્ષ સુધી શુદ્ધ નિષ્ઠાથી માત્ર એક અંગુઠા ઉપર ઉભા રહી શંકરનાં નામનું રટણ કર્યું, જેથી શંકરે આનંદ પામી ભગીરથની મનોવાંચ્છના પૂર્ણ કરી. જ્યારે ગંગાજીએ આ સઘળાંની માહિતિ મેળવી ત્યારે પાતાળમાં ચાલી જવાનો વિચાર કરી બ્રહ્માનો આદેશ થતાં આકાશમાંથી નીકળ્યા પણ શંકરે પોતાની સુંદર જટાજુટનો વધારો કરી દીધો, જેથી ગંગાજી શંકરના શિરપર પડતાંજ જટાજૂટમાં સમાઇ ગયાં આ કૌતુક જોઇ દેવતાઓ પ્રસન્ન થઇ ગંગાજીની સ્તુતિ કરવા લાગ્યા કે:

જૈ ગંગા જૈ જૈ જગ જનની જૈ સંતન સુખદાઇ!
ભક્ત ભૂપ ભગીરથકે હિત પ્રગટ અવનિપર આઇ!
ચરન કમળ અનુરાગ ભાગ કરી લઇ બ્રહ્મા ઉર લાઇ!
પ્રબળ પ્રતાપ કહાં લગિ બરનો શંકર શાસ ચઢાઇ!
ચારિ ખાનિ જગજીવન ઉધારણુ વેદ વિમળ જશ ગાઇ,
તરલ તરંગ પાપ ખલ ખડન મહિમા બરનિ ન જાઇ!
ગન ગંધર્વ અમર કિન્નર મુનિ રહત સદા લૌ લાઇ,
ધારે ધાર ગભિર વિમળ જળ છુવટ અધમ તહિ જાઇ!
કનક સિખર સિર લષિત મનોહર ઉર જૈ માલ સુહાઇ,
તાકિ કાંતિ દેખી જમ કિંકર કરૂનાકર ફિર જાઇ!
રામ નામ ગંગા કલિ કેવળ ઓર ન કછૂ ઉપાઇ!
કાન્હરદાસ ધન્ય જે જગમે વસત સદા સરનાઇ!

કિંતુ ભગીરથ રાજા પોતાના અગાધ પ્રયત્નનું આવું પરિણામ જોઇ અતિ ખિન્ન થયા. શંકરની નાનાપ્રકારે પ્રાર્થના કરી ત્યારે શંકરે માત્ર એક ટીપું નાખ્યુ, જેમાથી ત્રણ ધારા પ્રગટી જેમાની એકે નભોમંડળ પ્રત્યે ગમન કરવા માડયુ, બીજી પાતાળ ભણી વહન કરવા લાગી, અને ત્રીજીનું પૃથ્વીને વિષે પતન થયુ! જે આકાશભણી ગઇ તે "મંદાકિની" કહેવાઇ, રસાતળમાં જનાર "પ્રભાવતિ"ની સંજ્ઞાથી ઓળખાઇ, જ્યારે માનુષિક સૃષ્ટિ પ્રત્યે વહેનાર "ગંગા"ને નામે જણાઇ. ભગીરથના ભગીરથ ભક્તિભાવથી પ્રફુલ્લિત થઇ ગંગાજીએ મનોદ્ગાર કાઢયા કે: "હે રાજા! પવન સમાન ગતિવાન ઘોડાવાળો સૂર્યના રથ સમાન એક રથ પર સ્વારી કરી તમો મારી આગળ આગળ ચાલો–હું તમારી પૂઠે આવીશ!" આ પ્રમાણે પર્યટણ કરતાં તેઓ પર્વતો અને દેશોને વટાવતાં આગળ ચાલ્યાં. હરિદ્વાર પહોંચતાં ત્યાં તિર્થનું સુંદર સ્થાન જોઇ ગંગાજી હર્ષ પામ્યાં, ત્યાંથી પ્રયાગ અને કાશીપૂરી થઇ ગંગાજી છેવટે સમુદ્રને જઇ મળ્યાં, જેથી ગંગાના સંયોગથી પાવન થઇ સમુદ્રે પણ ભગીરથનો આભાર માન્યો! પછી બ્રહ્માએ સર્વ દેવો સાથે આવી રાજાને કહ્યું: હે ભગીરથ! ધન્ય છે તમને! તમારી પ્રતિજ્ઞા સત્ય કરી સકળ વેદજ્ઞાતાઓને સુખ આપ્યું છે, માટે આ પરમપવિત્ર નદી ભાગીરથી પણ કહેવાશે! તમારું કલ્યાણ હો! કહી બ્રહ્મા અંતર્ધ્યાન થઇ ગયા! એવી રીતે ગંગાજીનું સ્વર્ગમાંથી અત્રે કેમ આવાગમન થયું તે ઉક્ત કથા પરથી જણાય છે.

भजत विबुधसिंधु साधवो लोकबन्धु
हरहसिततरंग शंकराशीर्षसंगम् ।
दलितभवभुजङ्ग स्यातमायाविभंग
निखिलभुवनरत्न सर्वतीर्थनिबन्धम् ॥
यममृतममृताना भगरगमसग-
प्रकटितरसनत्तानिभम पीतमुच्चैः ।
दल्यति कलिदोषास्तां सुपर्वस्रवन्तीं
किमिति न भजतार्ता ब्रह्मलोकान्तीर्णाम् ॥

એ સંબંધમાં ભર્તૃહરી કહે છે: હે સત્પુરૂષો! તમો દૈવી નદી ગંગાનું સેવન કરો. તે સંસારમાંથી લોકોનો ઉદ્ધાર કરનારાં હોવાથી બંધુ સમાન છે, શંકરના હાસ્ય જેવા તેના તરંગો શ્વેત છે, શંકરના જટાજૂટમાં વિરાજી રહયાં છે, સંસારરૂપી સર્પનો નાશ કરનારાં છે, માયાનો ભંગ કરનારાં છે, ત્રણે ભુવનને વંદન કરવા યોગ્ય છે અને સર્વે તીર્થોમાં શ્રેષ્ઠ છે!— જે ગંગા અમૃતોનું પણ અમૃત છે, જે ઉછળતા તરંગોથી પોતાના રસિક વૈભવને પ્રકટ કરી રહયાં છે અને પાન કરવાથી જે કળિના દોષોનું દલન કરે છે, તે દેવનદી ગંગા બ્રહ્મલોકમાંથી આ મૃત્યુલોકમાં ઉતર્યાં છે, તે ગંગાનું, હે આર્તજનો! શા માટે સેવન કરતા નથી? અર્થાત્ તેનું સ્નાન તેમજ પાન કરી પાવન થાવ! વળી ગીતામાં તો શ્રી કૃષ્ણને કહેતા ચિતાર્યા છે કે: "स्रोतसामस्मि जान्हवी!" અર્થાત્ નદીઓમાં ગંગા એ મારૂં સ્વરૂપ છે. હવે આવાં અર્દ્વિસુરને અહુરમઝદની અતિ પ્રિય ગણી કહેવામાં આવે છે કે: "યઝએષ મે હિમ્ સ્પિતગ ઝરથુશ્ત્ર, યાંમ્ અરેદ્વિસુરાંમ અનાહિતાંગ, પેરેથુ-ફ્રાકાંમ બએષઝયાંમ વીદએવાંમ અહુરોતકએષાંમ યેસ્ન્યાંમ અંઘહુએ અસ્તવઇતે વહમ્યામ અંઘઉહે અસ્ત વઇતે આધુ ફ્રાધનાંમ અષઓનીમ વાંથ્વો ફ્રાધનાંમ અષઓનીમ ગએથો ફ્રાધનાંમ અષઓનીમ ષએતો ફ્રાધનાંમ અષઓનીમ દંઘહુ ફ્રાધનાંમ અષઓનીમ;"—"અય જરતોસ્ત! **મારી** અર્દ્વિસુર જે નિર્મળ, બહોળી વહેતી, આરોગ્યમય, દુષ્ટતાવિનાશક, દુનીઆને પવિત્ર કરનાર, મનુષ્યોને સ્તુતિ કરવા લાયક, જીંદગીની વૃધ્ધિ કરનારી અને પવિત્ર, પશુધનની વૃધ્ધિ કરનારી સૃષ્ટિને આબાદ કરનારી, રિદ્ધિસિદ્ધિનો વિકાસ કરનારી, દેશોન્નતિ કરનારી, એવી **અરેદ્વિને** તું વખાણ!"—અને એજ ભાવના નીચલા શ્લોકોમાં પણ દૃષ્ય થાય છે:

यस्याः संगतिरुन्नतिं वितनुते वाराममीषां जनै—
रुद्गीता कविभिर्महेश्वरमनोभीष्टा महीमण्डले ।
सा सन्तः शरदिन्दुसोदरपयः पूराभिरामा नद—
त्कोकश्रेणिमनोज्ञपुण्यपुलिना भागीरथी सेव्यताम् ॥

संसारो विविधाधिबाधविधुरः सारायते मानसे
निरसारोपि वपुष्मतां कलिकृतग्रासीकृतानां चिरम् ।
इष्टायां घनसारपाथसि महापुण्येन यस्यां सतां
सा सेव्या न कुतो भवेत्सुरधुनी स्वर्गापवर्गोदया.॥

यत्तीरे वसतां सतामपि जलैर्मूलैः फलैर्जीवतां
मुक्ताहंसमभावशुद्धमनसामाचारविद्यावताम् ।
कैवल्यं करबिल्वतुल्यममलं संपद्यते हेलया
सा गंगा ह्यतुलामलोर्मिपटला सद्भिः कुतो नेक्ष्यते ॥

ભાવાર્થ—કે: જે ગંગા નદીમાં સ્નાન કરવાથી મનુષ્યોની સદગતિ થાય છે, કવિઓ પણ જેનાં પવિત્ર જળનું વર્ણન કરે છે, વળી આ પૃથ્વીપર બિરાજેતાં જે ગંગા મહાદેવને ઘણુંજ પ્રિય છે, તે શરદના ચન્દ્ર સમાન શ્વેત જળવડે સુંદર દેખાતાં અને હારબંધ બેસીને શબ્દ કરતા કોક પક્ષીઓ વડે જેનાં પવિત્ર તીરો મનોહર લાગે છે એવી ભાગીરથી નદીને

હે સંત પુરુષો! તમે સેવો! કલીરૂપી નહારથી ગળાયલા દેહધારી પુરુષો પણ મોટા પુણ્યના યોગે કર્પૂરનાં જેવાં શ્વેત રંગના ગંગાદેવીનાં દર્શન કરીને અનેક પ્રકારની આધિ તથા વ્યાધિથી દુઃખદાયક અને એટલા માટેજ નિઃસાર એવા સંસારને પણ મનમાં સારરૂપ માને છે! આવાં સ્વર્ગ તથા મોક્ષને આપનારાં ગંગાને સત્પુરૂષોએ શા માટે ન સેવવાં? સદાચારસંપન્ન વિવેકી પુરુષો જો ગંગાના તીર ઉપર નિવાસ કરી ગંગાજળનાં પાનથી તથા ફળ અને મૂળેથી આજીવિકા કરે છે તો તેઓની અહંતામમતા છૂટી જાય છે, અંતઃકરણ વિશુધ્ધ થાય છે અને રમતમાત્રમાં હાથમાં રહેલાં બીલાંની પેઠે નિર્મળ એવા મોક્ષને મેળવે છે, આવાં અનુપમ નિર્મળ તરંગોથી ભરપૂર ગંગાની સત્પુરૂષો શા માટે સેવા કરતા નથી? વળી ઈરાની નદીને પણ આરાધવામાં આવે છે કે: "યાંમ અઝેમ યો અહુરો મઝદાઓ હુઝવારેન ઉઝ-ન-રે ફ્રદથાઇ ન્માનહેથ વીસસ્ય ઝન્તે ઉસ્ય, દંઘે હેઉરુસ્ય........યા અહ્માત્ સ્તઓત યસ્ન્ય સ્રાવયેનિ અહુનેમ્ય વૈર્યિમ સ્રાવયેનિ અષેમ્ય વહિસ્તેમ હુમ્રતાનિ અપસ્ય યંધહુઇધ યઓઝદથાને; હથ અન માયન્ય વસ ગરોનમાને અહુરહે મઝદાઓ જસત પઓઇર્યો. હયત્ અહ્માત્ તત્ અવતઃ"—"જે આરેદ્વિને હું જે અહુરમઝદ તેણે ઘરની, મહોલ્લાની, કસ્બાની, તથા દેશની આબાદી માટે સારો કોવતે ઉત્પન્ન કીધી." (ભણનાર કહે છે:) "જેણીને માટે સારી રીતે રાગ કાઢીને "સ્તઓત યસ્ન" તથા "અહુનવર" હું ગાઉ તથા "અષેમ્ વોહુ" ભણું તથા ભલા પાણીઓને હું પાક કરૂં!" આ ગાથાને લગતા કલામો ભણ્યાથી તે ભણનાર અહુરમઝદનાં "ગરોથ્માન" બહેસ્તમાં પહોંચે છે: તે કલામ ભણવા માટે અહુરમઝદે તેને ફાયદો આપો!" હિંદી નદીના યશોગાન ગાતાં કહેવામાં આવે છે કે:

> गंगा गंगेति यस्याः श्रुतमपि पठितं केनचिन्नाममानम्
>
> दूरस्थस्यापि पुंसो दलयति दुरितं प्रौढमित्याहुरेके ।
>
> सा गंगा कस्य सेव्या न भवति भुवने सज्जनस्यातिभव्या
>
> ब्रह्माण्डं प्लावयन्ती त्रिपुरहरजटामण्डलं मण्डयन्ती ॥

અર્થાત મનુષ્યો દૂર બેઠાં બેઠાં પણ ગંગા ગંગા એમ ગંગાજીનાં નામનું શ્રવણ કરે અથવા તો મુખે કરીને ગંગા નામનું ઉચ્ચારણ કરે તો પણ તેનાં પ્રચંડ પાપનો ગંગા નાશ કરે છે, એમ મુનિઓ કહે છે. આવી ગંગા ઉત્તમ, શંકરની જટાજૂટને શોભા આપનારાં અને બ્રહ્માંડને આપ્લાવન કરનારાં ગંગાને જગતમાં કયો સત્પુરૂષ સેવે નહી? હવે આવાં અર્દ્વિસૂર અને ગંગાનાં ગુણલક્ષણોમાં એક ભિન્નતા વિશેષ કરીને આપણું લક્ષ ખેંચે છે. જુઓ: આવાં અર્દ્વિસુર ખામીપૂર્ણ અને રોગીષ્ઠ મનુષ્યોની પ્રાર્થનાનો અસ્વીકાર કરતાં કહે છે: "નોઇત્ અવાઓ ઝઓથ્રાઓ પઇતિ-વીસે યાઓ માવોય ફ્રેઘઉહરેન્તિ અન્હાઓસ્ચ કરે નાઓસ્ચ દ્વઁઓસ્ચ મૂરાઓસ્ચ ગ્રારાઓસ્ચ રંઘહાઓસ્ચ અવદ્દ્ન દક્તવન્ત, મા નૉઇત પોઉરુ-જિર દક્ષ્ત વીસ્પનાંમ અનુ માશ્રેમ મા મે અએતયાઓરિયત ઝઓથ્રયાઓ ફ્રંઘઉહરેન્તુ ફ્રઁવો યા અપકવો મા દ્વાઓ વીમીતે-દન્તાનો. મા મે અએતયાઓ ઝઓથ્રયાઓ ફ્રંઘઉહરેન્તુ હરેનો મતહ્‌તો, મહુશતો, મસચિશ, મ કસ્વીશ, મસ્ત્રી મદ્દૅા અસ્રાવયત ગાથો, મ પઓસોયો વીતે-રૈતોતનુશ...... ફ્રંધ ઉહરેથ્રશ આથ્રવનો પરસ્તો વચંઘહો પઇતિ પરસ્તો સ્નંઘહો મોંઝદાહથ હુરેશ તનુગ્રાઓ;—"ભીક્તઓને પીડા કરનાર, ક્રોધયુકત, પ્રપંચી, કાયર, કનિષ્ટ, સ્ત્રી, ગાથા

ગાયા વગર ભણનાર અબ્રમીઓ, સર્વાંગે રક્તપિત્તાઓ—એઓમાના કોઇએ પણ મારી આ ક્રિયાની રૂપૈઇઝેલી ભેટની ચાશની કરવી નહી! મારે માટે આ ભેટો અન્ધ, બધિર, દુષ્ટ, નિષ્કરૂણ, કૃપણ, વ્યભિચારી, તથા સઘળા માંથના કોઇપણ માંથને અનુસરતી પુરેતી હોશિયારીવાળી ખાસ્યત તથા ગુણ નહી રાખનારા—એઓમાંથી કોઇ ખાશે તો તે હું કબુલ રાખતી નથી! નહી આગળથી ખુંધવાળાએ, નહી પાછળથી ખુંધવાળાએ, નહી કોચા દાંતવાળાએ મારી આ ચાશની કરવી........દીનનો ઍલ્મ શિખેલા, દીનના ફરમાનોથી વાકેફગાર, માંથ્રા જાણનારા, સદ્ગુણી, તથા માંથ્રનાં તનવાળા અથોરનાને તે ભેટની ચાશની કરવી!" જ્યારે ગંગાના બાબમાં પ્રતિકૂળ ગુણ જણાય છે. "પિયુષ લહરી'માં કહ્યું છે:

स्मृतिं याता पुंसामकृतसुकृतानामपि च या
हरत्यंतस्तंद्रां तिमिरमिव चंद्रांशुसरणिः ।
इयं सा ते मूर्तिः सकलसुरसंसेव्यसलिला
ममांतः संतापं त्रिविधमपिपापं च हरताम् ॥

विनिंद्यान्युन्मत्तैरपि च परिहार्याणि पतितै-
रवाच्यानि व्रात्यैः सपुलकमपास्यानि पिशुनैः ।
हरंति लोकानामनवरतमेनांसि कियताम्
कदाप्यश्रान्ता त्वं जगति पुनरेका विजयसे ॥

अपि घ्नंतो विप्रानविरतमुशंतो गुरुसतीः
पिबंतो मैरेयं पुनरपि हरंतश्च कनकम् ।
विहाय त्वय्यंते तनुमततुदानाध्वरजुषा-
मुपर्येव क्रीडंत्यखिलसुरसंभावितपदाः ॥

भवत्या हि व्रात्याधमपतितपाखंडपरिषत्-
परित्राणस्नेहः श्लथयितुमशक्यः खलु यथा ।
ममाप्येवं प्रेमा दुरितनिवहेष्वंब जगति
स्वभावोऽयं सर्वैरपि खलु यतो दुष्परिहरः ॥

अविश्रान्तं जन्मावधि सुकृतजन्मार्जनकृताम्
सतां श्रेयः कर्तुं कति न कृतिनः संति विबुधाः ।
निरस्तालंबानामकृतसुकृतानां तु भवतीं
विनामुष्मिँल्लोके न परमवलोके हितकरम् ॥

તાત્પર્ય કે: જેણે પુણ્ય કર્યું નથી એવા પાપીઓને તારૂં સ્મરણ થતાં ચંદ્રનાં કિરણથી જેમ અંધારાંનો નાશ થાય છે તેમ તેઓની તંદ્રાનો નાશ થાય છે. આવું આ તારૂં જળ જે બધા દેવતાને સેવવા યોગ્ય છે તે મારાં અંતઃકરણના સંતાપને અને ત્રણ પ્રકારનાં પાપને ટાળો! ગાંડા માણસો પણ જે પાપની નિંદા કરે, પતિત પણ જે પાપનો ત્યાગ કરે, ચાંડાળ પણ જે પાપનું નામ ન લે અને ચાડિયા પણ જે પાપથી પરહરે, તેવા લોકોનાં પાપને અનેકવાર હરતાં

જે કદાપિ થાકતી નથી એવી એક તું જગતમાં વિજય પામે છે। બ્રહ્મહત્યા કરનાર, ગુરૂપત્નિની ઇચ્છા કરનાર, મદિરાનુ પાન કરનાર અને દ્રવ્ય હરણ કરનારા અંતઃકાળે તારી અંદર પોતાના શરીરને છોડીને બધા દેવોથી પૂજાતા ઘણું દાન અને યજ્ઞ કરનારાને જે પદ મળે તેનાં કરતાં પણ અધિક પદ્દિ પ્રાપ્ત કરીને આનંદ માને છે ! ચાંડાળ, અધમ, પતિત અને પાખંડી જનોનું સંરક્ષણ કરવાનો તારો સ્નેહ જેમ નરમ કરવો ખરેખર અશક્ય છે તેમ હે અંબા ! મારો સ્નેહ આ જગતમાં પાપના ઢગલામાં છે। વસ્તુતઃ પોતપોતાનો સ્વભાવનો કોઇથી પણ પરિત્યાગ કરી શકાતો નથી। જન્મથી આરંભીને જેણે કાયમનાં પુણ્યનાં કામો કરેલાં છે તેવા સજ્જનોનું કલ્યાણ કરવાને તો કુશળ દેવો ક્યાં થોડા છે ? પરંતુ હે મા। નિરાધાર અને ઘાતકી પુરૂષોને આ પૃથ્વીમાં તારા સિવાય બીજુ કોઇ હિતકર નથી। આ ઉપરથી માલૂમ પડે છે કે જ્યારે અદ્રિસુરગાનુ પતિત અને ઉપાધિયુકત પુરૂષોની બંદગી નાકબુલ કરે છે, ત્યારે ગંગા તેઓને તારે છે. આ વિષયમાં ગંગા ઇરાની નદી કરતાં શ્રેષ્ટ ઠરે છે, કારણ કે મહા ઘાતકી અને રોગી પુરૂષોનેજ દૈવી સાહ્યતાની અવશ્ય કરીને જરૂર પડે છે। આપણે આગળ આવાં અદ્રિસુરનાં શરીરનું વર્ણન આપ્યું તેજ પ્રમાણે ગંગાને માટે પણ કહેવામાં આવે છે.

शरच्चन्द्रश्वेतां शशिशकलशोभालमुकुटां
करैः कुम्भांभोजे वरभयनिरासौ च दधतीम् ।
सुधाधाराकाराभरणवसनां शुभ्रमकर–
स्थितां त्वा ये ध्यायत्युदयति न तेषां परिभवः ॥

શરદઋતુનાં ચંદ્રના જેવી અને શ્વેત કાન્તિવાળી, બાળ ચંદ્ર ધોળા સર્પ જેમાં છે તેવા મુકુટવાળી, તથા ચાર હાથમાં કુંભ, કમળ, વર તથા અભય જેણે ધારણ કરેલાં છે, તેવી, અમૃતની ધારા સમાન સફેદ વસ્ત્રાલંકાર જેણે પહેર્યાં છે, તથા જે શુદ્ધશ્વેત મગર ઉપર સ્વારી કરે છે, એવી જે તું તેનું જે ધ્યાન કરે છે તેનો કદિ પરાજય થતો-નથી। જેમ ઇરાની-અને ગ્રીક નદીઓનાં મહાપરાક્રમો આપણે જોયાં તેમ હિંદુ નદીએ પણ અનેક ચમત્કારો કરેલા કહેવાય છે. અત્રે માત્ર એકજ દ્રષ્ટાંત આપ્યે: દિલ્હીના બાદશાહ અકબરના સમયમાં કવીશ્વર જગન્નાથ પંડીત નામે એક સાહિત્ય વિશારદ વિદ્યારત્ન થઇ ગયો છે. તેના સમયમાં બાદશાહની દરબારના એક વિદ્વાન કાઝીએ પોતાની વિદ્યાશક્તિથી "ઇસ્લામજ ખરો ધર્મ છે" એ સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા દેશપરદેશ જઇ ઉપદેશ કરવા માંડ્યો. આ વાતથી પંડીત જગન્નાથ સુજ્ઞાત બનતાં તેઓએ કાઝી પાસે દિલ્લી જઇ મુસલમાની ધર્મના વડા ગ્રંથોનું એક વર્ષ પર્યંત અધ્યયન કર્યું અને પોતાની જ્ઞાનસંપત્તિદ્વારા એ ધર્મનું ખરૂં રહસ્ય જાણી-લીધું, અને છેવટે વાદવિવાદમાં તે કાઝીનો પરાજય કર્યો. એકવાર અકબર બાદશાહ સાથે જગન્નાથરાય શેત્રંજ રમતા હતા તેવામાં તૃષા લાગવાથી રાજકન્યા લવંગી માથાપર સુવર્ણ કળશ લઇને પિતાને જળ પાવા આવી. બાદશાહે જગન્નાથને કહ્યુઃ તમો કવિ છો તો આ કન્યા વિષે શ્લોક રચો। જેથી થોડાજ સમયમાં તે પંડીતે તેણીની સ્વરૂપગુણસંપન્નતા માટે એક શ્લોક સંસ્કૃતમાં રચી બાદશાહને સંભળાવ્યો, જેથી પ્રસન્ન થઇ બાદશાહે કંઇ પારિતોષિક માગવા કહેતાં તેઓએ લવંગી કન્યાને માગી, જેથી બાદશાહે નિરૂપાયે પોતાનું વ્રત પુરૂં કરવુંજ પડ્યું। રાજકન્યા સાથે લગ્ન કર્યા પછી જગન્નાથજી ઘણાં વર્ષો સુધી બાદશાહના આશ્રમમાં વૈભવ

સહિત રહયા, અને પછી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી કાશી તરફ પ્રયાણ કર્યું. તેઓને યવન સાથે વ્યવહાર કરવા માટે જ્ઞાતિબહાર મુકવામાં આવ્યા હતા, પણ કાશી ગયા પછી બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત કરાવી તેમને ન્યાતમાં લેવા કીધા ત્યારે પોતાની પત્નીને પણ હીંદુ જાતિમાં લેવા તેઓએ હઠ કરી, જેમ બનવું અશક્ય હતું. તેમની સ્ત્રીએ પિતાને વિજ્ઞપ્તિ કરવાથી અકબરે બ્રાહ્મણોને સમજાવ્યા, જેથી તેઓએ જગન્નાથ પાસે અશક્ય અને અકલ્પ્ય પ્રાયશ્ચિત કરાવવાનો નિશ્ચય કરી શાહને કહ્યું; જો પંડીત ગંગાજીના ઘાટ પર બેસી ભગવતી ભાગીરથીની સ્તુતિ કરે, અને ગંગાજી ઘાટપર આવી તેમને સ્નાન કરાવે તો અમે તેમને જ્ઞાતિમાં લઇએ। જગન્નાથ રાય પવિત્ર અંતઃકરણવાળા તથા ગંગાના પરમભક્ત હોવાથી તેમણે પોતાની યવનપત્ની સાથે ઘાટ ઉપર બેસી ગંગાની સ્તુતિ કરવા માંડી, એટલે દર શ્લોકે ગંગાનું પાણી એકેક પગથયું ઉપર ચઢવા માડયું, અને અંતે સર્વનાં દેખતાં ગંગાજીએ તેમને સ્નાન કરાવી ઉભય દંપતિનો ઉધ્ધાર કર્યો। ગંગાના ભક્તો તેણીની આરાધના કરતાં કહે છે:

समृद्धं सौभाग्यं सकलवसुधाया किमपि तन्,
महैश्वर्यं लीलाजनितजगतः खंडपरशोः ।
श्रुतीनां सर्वस्वं सुकृतमथ मूर्तं सुमनसां
सुधासौंदर्यं ते सलिलमशिवं न शमयतु ॥

स्मृतं सद्य स्वांतं विरचयति शांतं सुकृदपि
प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ।
इदं तद्गंगेति श्रवणरमणीयं खलुपदम्
मम प्राणप्रांते वदनकमलांतर्विलसतु ॥

जडानंधान्पंगून्प्रकृतिबधिरानुक्तिविकलान्
ग्रहग्रस्तानस्ताखिलदुरितनिस्तारसरणीन् ।
निलिंपैर्निर्मुक्तानपि च निरयांतर्निपतितान्
नरानंब त्रातुं त्वमिह परमं भेषजमसि ॥

अनाथः स्नेहार्द्रां विगलितगतिः पुण्यगतिदाम्
पतन् विश्वोद्धर्त्रीं गदविगलितः सिद्धभिषजम् ॥
सुधासिंधुं तृष्णाकुलितहृदयो मातरमयम्
शिशुः संप्राप्तस्त्वामहमिह विदध्याः समुचितम् ॥

विशालाभ्यामाभ्यां किमिह नयनाभ्यां खलु फलं
न याभ्यामालिढा परमरमणीया तव तनुः ।
अयं हि न्यक्कारो जननि मनुजस्य श्रवणयो-
र्ययोर्नांतर्यातस्तव लहरिलीलाकलकलः ॥

विधानं धर्माणां किमपि च विधान नवमुदां
प्रधान तीर्थानाममलपरिधान निजगतः ।
समाधानं बुद्धेरथ खलु तिरोधानमधियाम्
श्रियामाधान नः परिहरतु ताप तव वपुः ॥

હે ગંગે! તારૂં જળ આખી પૃથ્વીનું સમૃદ્ધિવાળું અને અનિર્વચનિય અલંકાર છે, જેની લીલાથી આ જગન ઉત્પન્ન થયું છે એવા શંકરની ગોટાઇરૂપ છે, પુણ્યરૂપ છે, તથા દેવતાઓનું સ્વરૂપ છે. આવું તારૂં સુધારૂપ જળ અમારાં પાપને શાન્ત કરો! જેનું સ્મરણ કરવાથી ચિત્તમાં એકદમ શાંતિ થાય છે તથા એકવાર પણ જેનું ગાન કરવાથી પાપ તથા સંસારના તાપ દૂર થાય છે, એવું કાનને ખરેખર પ્રિય લાગે તેવું "ગંગા" નામ મરણ સમયે મારાં મુખકમળમાં ગાજી રહો! હે જનની! જડ, આંધળાં, પાંગળાં, જન્મથી બહેરાં, મૂગાં, ગ્રહથી પીડાતાં તથા જેનાં પાપ દૂર કરવાને કંઇ પણ પ્રાયશ્ચિત નથી તેવાં તથા દેવતાઓથી તજાયલાં નર્કમાં પડેલાં માણસોનું રક્ષણ કરવાને આ દુનિયામાં તુ મોટું ઔષધ છે! હે માતા! હું અનાથ બાળક છું-તું દયાળુ છેઃ પાપથી મને ઉત્તમગતિ મળે તેમ નથી-તું પવિત્રગતિ દેનારી છે, હું પતિત છું-તું વિશ્વોદ્ધાર કરનારી છે, હું રોગીષ્ટ છું-તું સિદ્ધવૈદ્ય છે, હું તૃષા પીડીત છું-તું અમૃતસાગર છેઃ હે મા! આવો એક બાળક તારે શરણે આવ્યો છું, માટે તને યોગ્ય લાગે તેમ કર! આ વિશાળ મોટાં નયનવડે જો તારૂં ઘણું સુંદર જળ ન ચંપાયું, તો તે નેત્રોનું અહીં શું ફળ છે? જે માણસનાં કાનની અંદર તારાં મોજાની લીલાનો અવાજ ગયો નથી તેવા માણસને ધિક્કાર છે! તારૂં જળરૂપી શરીર જે ધર્મનું સ્થાન છે, નવીન આનંદને આપનારૂં છે, સર્વ તીર્થોમાં મુખ્ય છે, ત્રણ લોકનું અમલવસ્ત્ર છે, બુદ્ધિને સુધારે છે, અને કુમતિનો ક્ષય કરે છે, તથા જે સર્વ સંપત્તિને દેનારૂં છે. તે અમારાં તાપને દૂર કરો! તેજ પ્રમાણે ધરાની નદીનુ મહાત્મ્ય જણાવતાં કહેવામાં આવે છે કેઃ "યદમ્ય અહુરોમઝદાઓ હુવપો. નિવએધયત આઇધિ ચ્યઇતિ અવજસ, અરેદ્વિસૂરે અનાહિતે, હચ અવતૂખ્યો સ્નેરેખ્યો અવિઝાંમ અહુરધાતાંમ, ય્યાંમ યઝાઓન્તે ઐર્યાઓઘહો અહુરાઓઘહો દંઘહુ પત્યો. પુથ્રાઓઘહો દંઘહુ પઇતનાંમ ય્યાંમ નરચિત યોઇ તખ્મ જઇધ્યાઓન્તે આસુ અસ્પીમ ખરેનંધુહસ્ચ ઉપરતાતો. ય્યાંમ આથ્રવનો મરેમ્નો આથ્રવનો થ્રાયઓનો મરતીમ જઇધ્યાઓન્તે સ્પાનેમ્ચ વેરેથ્રધ્નેમ્ચ અહુરધાતેમ વનઇન્તીમચ ઉપર તાતેમ. ય્યાંમ કઇનિનો વધ્રે યઓન ક્ષથ્ર હવાપાઓ જઇધ્યાઓન્તે તખ્મેમ્ચ ન્માનેપઇતિમ. ય્યાંમ ચરાઇતિશ ઝિઝનાઇતિશ જઇધ્યાઓન્તે હુઝામીમ તૂમ તા અઓઇખ્યો ક્ષયમ્ન નિસિરિનવાહિ અરેદ્વિસૂરે અનાહિતે!"-"તેણીને ભલા અહુમઝદે જણાવ્યું કેઃ અય નિર્મળ અરેદ્વિ! આ તારામય ભૂવનપરથી તું જા અને મારી પેદા કીધેલી ઝમીન તરફ તુ પહોંચ, કે જેથી બહાદૂર સરદારો, દેશપતિઓ, તથા શાહઝાદાઓ તને આરાધશે. નરનીરો તારી પાસેથી ઘોડાની તેઝી તથા ખૉરેહનું ઉત્તમપણું માંગશે; અવસ્તા ભણનારા અથોર્નાનો-ત્રણ પંથવાળા અથોર્નાનો તારી પાસેથી મોટાઇ, ડહાપણ, ફતેહ તેમજ શ્રેષ્ઠ માંગશે; પ્રતિષ્ઠિત પરણવાને લાયક કન્યા તારી પાસેથી પાદશાહી મુકામ તથા બળવાન ભર્તાર માગશે; વળી જનેતાઓ તારી પાસેથી સ્હેલ પ્રસુતિની ઇચ્છા કરશેઃ એ સઘળું. અય નિર્મળ અર્દ્વિસૂર! તું શક્તિવાન્ હોવાથી તેઓને બક્ષશે!" આવાં અરેદ્વિસૂરની મહત્વનાની પરાકાષ્ટા તો આ ફકરા પરથી દ્રષ્યમાન થાય છે કેઃ "તાંમ

યઝત યો દધ્વાઓ અહુરો મઝદાઓ એર્યેને વએજેહી! વંઘ હુવાઓ દાઇત્યયાઓ, હઓમ યો ગવ બરેસ્મન*હિઝ્વો દંઘહંઘહ માંથ્રય વચય ષ્યઓથ્નસચ ઝઓથ્રાબ્યસ્ચ અર્શુખ્ધએઇબ્યસ્ચ વાઘ્ઝિબ્ગ્યો:"—"તેણીને દાદાર અહુરમઝદે વેહેદાતી નદી આગળનાં ઇરાનવેજમાં હોમ જે છવાંમ તથા બરસમ સાથનો, તથા જે મન, વચન તથા કરણી સાથની ઝબાનની દાનેશવરે, તથા ક્રિયાનાં જોરને માટે રાસ્ત બોલેલા સખુનોથી તૈયાર કરવામાં આવ્યો છે તે વડે આરાધી!" આ ફકરાપરથી એજ સિદ્ધ થાય છે કે સર્વ શકિતવાન દાદાર અહુરમઝદે પોતાનીજ પેદા કીધેલી વ્યકિતથી સાહાત. માગી! જો એમેજ હોય તો અહુરમઝદની અપાર શકિત અને પરિપૂર્ણતા કયાં રહી? પરંતુ એ પરથી કંઇ પણ જો સ્પષ્ટ થતું હોય તો એજ છે કે અર્દ્વિસુરનુ મહાત્મ્ય એટલું બધુ છે કે ખુદ તેનો કર્ત્તા પણ તેની મદદ માગે છે! ગ્રીક શ્રેષ્ટ દેવ ઝીઅસ શું અન્ય દેવતાઓની મદદ નથી માગતો? હિંદુ પરમાત્મા બ્રહ્માજી શું બીજી દિવ્ય શકિતઓની મદદ વગરજ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લય અને લાલનપાલન કરે છે! સ્કેન્ડીનેવ્યન ઑડીનના બાબમાં પણ આપણ શું બનતું જોઇએ છીએ? કુદ્રતાનો અચુક અને અનુલ્લંઘનીય નિયમજ એ છે કે સહકાર વગર—અન્યોન્ય સાહાના વિના—ખુદ ઇશ્વર પણ જગતનુ પ્રગટીકરણ કરી શકતો નથી. અને ઉકત ફકરો માત્ર પરસ્પર મદદનાં દ્રષ્ટાંતરૂપે છે! ગંગાને માટે પણ એવાજ શ્લોકો મળે છે તેથી શું બ્રહ્માજીની શ્રેષ્ટતાને કલંક લાગે છે? જુઓ:

न यत्साक्षाद्वेदैरपिगलितभेदैरवासितम्
न यस्मिन् जीवाना प्रसरति मनोवागवसरः ॥
निराकार नित्य निजमहिमनिर्वासिततमो
विशुद्ध यत्तत्व सुरतटिनि तत्त्व न विषयः ॥

विधत्ता निःशक निरवधिसमाधिं विधिरहो
सुख शेषे शेतां हरिरविरत नृत्यतु हरः ।
कृत प्रायश्चित्तैरलमथ तपोदानयजनैः
*सवित्री कामानांयदि जगति जागर्ति भवति ॥*

હે ગંગા! શંકા વગરના સાક્ષાત વેદથી પણ જે કળી શકાયું નથી અને જેમાં માણસોનાં મન અને વાણી પહોચી શકતા નથી, તથા જે નિરાકાર છે, નિત્ય છે. અને પોતાના મહિમાથી જેણે અહંકારનો નાશ કર્યો છે એવુ વિશુદ્ધ બ્રહ્મતત્વ તે તુંજ છે—બીજો કોઇ વિષય તું નથી! માણસોની ઇચ્છા પૂર્ણ કરનારી તુ એક જગતમાં જાગે છે તો બ્રહ્મા ભલે શંકારહિત થઇને અંત વગરની સમાધિ ધારણ કરે, વિષ્ણુ ભલે સુખેથી શેષ ઉપર સુઈ રહે, શકર ભલે નિત્ય નૃત્ય કરે, વળી પ્રાયશ્ચીત અને તપદાન કે યજ્ઞ કરવાની પણ જરૂર નથી, કારણ કે એ બધાનુ કામ તું એકલીજ કરે છે એ આશ્ચર્યની વાત છે!

"આ પ્રમાણે આબા અર્દ્વિસૂરનો આરેમિસ તેમજ ગંગા સાથે કેવી રીતે મૂકાબલો થઇ શકે તે આપણ જોઇએ છીએ. તેણીના માનમા ફિરાઝનુ એક સુંદર ગાયન આપી આ વિષય સમાપ્ત કરશુ.

સિજદો કરો પવિત્ર આવાં અદ્રિસૂરને,
હરખી નમુંછ પરવરનાં નેક નૂરને!
આબાદ જે કરી સુખ બહુ દેછ જહાનને,
અર્પણ કરૂંછ તનમન તું પાક પૂરને!
મરકી બૂરાં દર્દ બદબો તું દફે કરે,
બક્ષેછ તાઝગી નિત રૂડાં શહૂરને!
તું દેછ જહાનને ફળફૂલો અનાજ બહુ,
લાયક સદા કરેછ સઝા કુટિલ કુરને!
પીએછ આગ તેનું-શોહી સફા કરે,
દે માતને બહુ દૂધ પૂર શકિત શૂરને!
રે શાન્તિ પામવા તનમનથી ખુદાયથી,
સર ઝૂકવી કરૂંછ અર્જ હું હઝૂરને!
આવાં અદ્રિસૂર જે, જહાન કરે આબાદ;
નમુછ હું દેખી તેને, કરૂંછ ખુદાની યાદ!

# સાલ મુબારક.

ગઝલ.

અહોહો ! આજનું વ્હાણું, પતેતીનું નવું ટાણું.
લલિત લાલિત્ય ભર લ્હાણું, મુબારક હો ! મુબારક હો ! !
ઉષારસ રેલતી આવી, શુભાશિત ફુલડાં લાવી !
કહે નવું વર્ષ બતલાવી, મુબારક સર્વને હોજો ! !
વધો કીર્તિ અને કાન્તિ, સરસ્વતિ, લક્ષ્મિ આબાદિ !
સ્થળે સ્થળ સંપને શાન્તિ, મુબારક હિન્દને હોજો ! !
ઉદય ઉદ્યોગથી થાજો, કળાઓ હિન્દ ઉભરાજો !
નીતિજળ નિતર્યાં ન્હાજો ! મુબારક મુલકને હોજો ! !
નવાં ચેતન જગાવાને, પ્રેમ પરિમળ બહાવાને !
સ્વધર્મે સૌ સુહાવાને, મુબારક હો ! મુબારક રહો ! !
મધુરાં બાળકો ગાજો ! પ્રિયાઓ પ્રેમથી રાજો !
અનેરાં સુખડાં છાજો ! મુબારક ખલ્કને હોજો !
કર્મયોગી મહા ત્યાગી, કર્મવીરોય બડભાગી !
પ્રભુ ને દેશના રાગી, મુબારક સર્વને હોજો !
સુદર્શન ચક્રના યોગિ, માતૃભુમિ સેવના ભોગી !
સત્ય સ્વરાજ્યના જોગી, મુબારક તેમને હોજો !
જીવન નવરંગ ભર વ્હાલે ! અને, રસ સાગરે મ્હાલે !
મણિમય ફૂળફુલે ફાલે ! મુબારક હો ! મુબારક હો ! ! !

પાદરાકર.

# પેરવર પસંદ વચન અનુસાર વર્તન.

લખનારઃ-માણેકશાહ દીનશાહ મીસ્રી.

Lo Harischandra, India's ancient king,
Whose praise even now throughout doth ring,
For plighted word with indignation spurned
Whate'er he had on earth, and cheerful turned
A Common sweeper in the grave-yard old,
And nobly bore calamities untold.
So too Prince Shiavax of Kayanian fame,
For plighted truth has left a lasting name.
He lost his right to crown of great Iran,
His home and country, for uncouth Turan.
He left his friends and kingly father's care,
His princely honour great, beyond compare.
For years lived in a distant alien land,
And last he lost his life by a tyrant's hand.

(R. B. P.)

કૌલપર ઇનસાન રહતે હય જો અપને ઉસ્તવાર,
જાનો માલ અપના વુહ કર દેતે હય વઅદેપર નિસાર.
દેવતાવોંને બદાંસે રંજ પાયા ગો હજાર,
કૌલને ફિરશી નાહિ અપને ફિરે જુહ જીનહાર.
મર્દ હય જો, કબ વુહ અપની ફેર લેતે હય જુબાન?
જાન દેકર બાત રખતે હય, જો દેતે હય જુબાન.

(તાલિબ.)

જરથોસ્તી ધર્મ પ્રમાણે કૉલ તોડવો એ ગુનાહ છે, પણ કોઇને આપેલો કૉલ પાળવાને ભુલી જવું એ કાંઇ ઓછો અપરાધ નથી; ગમે એવા હલકા આદમીને પણ આપેલો કૉલ પુરેપુરો અને વખતસર અદા કરવોજ જોઈએ! કૉલ યાદ નહીં રહેવાનું બ્હાનું ઇશ્વરી ઇનસાફ લઇ ચલાવતો નથી. સ્મરણ શકિત સારી ન હોય તો, વાયદો દેતી વખ્તે કાગળ ઉપર તેની નોંધ રાખવી, અને મુકરર મુદતે તે પાળવાને તત્પર રહેવું. ઘરની બાહેર ચાહે એટલું સખ્ત તોફાન ચાલતું હોય તોએ મજબુત મકાનમાં વસ્તાં માણસોને કશો ડર રહેતો નથી. તેમ એક ઇસમનું અંતઃકરણ કૉલ ઉપર ઓસ્તવાર હોય તો, તેની આસપાસ બદીનું જોર ઉછાળા મારતું રહેવા છતાં તે બદીના વમળમાં નહિ સપડાતાં, સંપુર્ણ શાંતિ વચ્ચે સુખના માર્ગ ઉપર આગળ વધ્યો જાય

છે. ખરો ભાગ્યશાળી તે, કે જે બોલે તે બજાવે! ઇરાનમાં પારસી પાદશાહત સમાપ્ત થતાં, દિન દુશ્મનોથી જરથોસ્તીઓ ઉપર અનેક દુઃખ પડવા લાગ્યાં. આ ઉપરથી તેઓ પોતાના પવિત્ર મઝહબની જાળવણી અર્થે સર્વે માલ મિલકત તજી દઇ દેશનિકાલ થઇ હીંદુસ્તાન તરફ ન્હાસી આવતા હતા ત્યારે સમુદ્રમાં તોફાન થવાથી તેઓએ તે પાક પરવરની આરાધના કરી તથા "અહુનવર"ના એજમતી કલામ પઢી તેની સાક્ષી સાથે એવો એકરાર કીધો કે; "અમો સહિસલામત હિંદના કીનારા ઉપર ઉતરીને જ્યાં રહેઠાણ કરી ઠર પડીશું ત્યાં બહેરામ યઝદની નૈયતે આતશની સ્થાપના કરીશું." આ પ્રમાણે વગર હાનીએ સંજાન બંદરે આવી ઉતરતાં ત્યાં ફરેસ્તા બહેરામ યઝદની નૈયતે તેઓએ પોતાના કૉલ મુજબ આતશ પરથ્યા જે આતશ બહેરામ સાહેબ હાલે "ઇરાનશાહ"ના નામથી શ્રી ઉદવાડામાં મોજુદ છે.

વચન પાળે તે રાવ, બાકી તો રાંડી રાંડો;
વચન પાળે તે શાહ, બાકી તો ગુણ હિણ ગાંડો.
વચન પાળે તે શેઠ, ધર્મ સઉ ધાર્યો તેણે;
વચન પાળે તે વિર, જગ્ત જશ લીધો જેણે.
વચન પાળે વખણાય છે,' નાના મોટા પારસી;
બંદો કહે બદબખ્ત તે, જેને ફરી જતાં વાર શી?

થોડાં વર્ષની વાત ઉપર ન્યુ યૉર્કની એક દુકાનમાં એક ગબરૂ બાંધના માણસે દાખલ થઇ તેના માલેક પાસે નોકરી ચાહી. માલેક બોલ્યો, "તમો શું કામ કરી શકશો?"

"આપ જે ફર્માવશો તે."

"મને તો સખ્ત મહેનત કરનારો ચાલાક આદમી જોઇએ છે. દાખલા તરીકે, આ સામે પડેલી ભારી ગુણ ખભે મારીને તે કેડે પણ મુકવા વગર દુકાનમાં બે આંટા મારે એવા જોરમંદ ઇસમનો મને ખપ છે. તમો તેમ કરી શકતા હો તો, હું તમોને સારા પગારે રાખીશ." પેલાએ તે કબુલ કીધું. દુકાનના તમામ નોકરો પોતાનાં કામ પડતાં મૂકી તેનો રકાસ જોવા ત્યાં આગળ એકઠા થયા, અને આપસ આપસમાં તેની મશ્કેરી કરવા માંડી. તે તો જાણે કશું જાણતો કે સાંભળતો ન હોય તેમ બેફિકર પેલી ગુણ આગળ ગયો, અને તેને રહેલથી ઉંચકીને સપાટામાં બે આંટા માર્યા. બાદ દુકાનની દિવાલ ઉપરના એક હુકમાં ગુણ ખુશાલ ઓળવી ને બોલ્યો, "બસ, એ લાંજ રહેશે! હવે કયાંએ હું તે મુકવાનો નથી." તેનો ફેરનો જોવા આવનારાઓ પોતેજ ફજેત થઇ ચાલતા થયા, અને માલેકે પોતાનો બોલેલો બોલ પાળી તેને નોકરીએ રાખ્યો. આજે તે આદમી દુકાનનો એક ભાગ્યો થયો છે. ગુણ કેડે મુકવા વગર બે આંટા મારવાની માલેકની અલંકારિક માંગણી તે પામી ગયલો હોવાથી, જમિનપરનો બોજો ભીંતને હસ્તક સોંપવાની દુરઅંદેશી તેને સુઝ પડી.

શાહ ગુસ્તાસપનો "બહેઝાદ" નામક ઘોડો હતો. તે રંગે કાળો હોવાનાં કારણે "અસ્પેસિહા" દાખલ ઓળખાતો. તેજી ઝડપ સાથ લડવામાં હિંમતવાન હોવાથી શાહનો તેના ઉપર સારો ચાહ હતો.

નજર એક બામદાદે પડતાંને વાર,
દિઠાં ન રખેવાલે પગ તેના ચાર.

ખબર આ બનાવની કીધી શાહને ઝટ,
ખરેખર અજબ આ હતી ચટપટ.
સાંભળી જ્યારે શાહે આ નાખુશ ખબર,
ધાસ્તીમાં આવી થયો નાસબર.
હકીમોબી આવીને હાજર થયા,
ને તેમના ઉપાય સઉ રદ ગયા.
થયો શાહ ગમગીન ને બોલ્યો કરાર,
ફેલાઇ રહી સઘળે તેની ચકચાર.

આ વાતની હઝરત જરથોસ્ત સાહેબને વાકેફ કરવામાં આવતાં તેવણે શાહ ગુસ્તાસ્પ આગળ જઇ કહ્યું કે તેવણની નિચલી ચાર શર્ત પાળવાનો કોલ શાહ આપે તો, સદરહુ ઘોડાના ચારે પગ તેવણ બાહેર આણે:–૧) બુલંદ જરથોસ્તી દિન શાહ અંગિકાર કરે. ૨) શાહનો સાહેબજાદો અસફંદીઆર પોતાની જબાનથી, જવાંમર્દીથી અને યકિનથી જરથોસ્તી દિન ફાએલ કરવાનાં કામમાં મદદ આપે. ૩) શાહની રાણી, કેતાયુન જરથોસ્તી ધર્મ ધારણ કરે. ૪) તેવણ (જરથોસ્ત)ની સામે કાવતરૂં રચનારાઓને શોધી કાઢીને શાહ તેઓને સજા ફર્માવે શાહે આ કોલકરાર કબુલ કીધા. નબી સાહેબે પોતાનુ તન પાક કરી જાનોજીગર દાદારની યાદ ચાહી, અને પોતાની બંદગીનાં બળે ઘોડાના ચારે પગ ખેંચી કાઢયા. આ કરામત જોઇ આખું બલખ શહેર નબી સાહેબ ઉપર કુરબાન થયું. હજારો નગરવાસીઓએ તેવણને પરવરનો સાચ્ચો પ્યારો પયગમ્બર ગણીને, તથા તેવણના મહઝબનાં વખાણ કરીને, માન અને મોહબતથી ભલી જરથોસ્તી દીનનો સ્વીકાર કીધો. કહેવાની જરુર નથી કે શાહ ગુસ્તાસ્પ ચારે શર્ત આધિન ઓસેઓઝ ચાલ્યો. ઉપરાંત મિજલસીઓ હજુર તેણે બેબાક સખુન ઉચાર્યા કે—

દિન બુલંદ જરથોસ્તી ખુદાની જોઇ ને માની હવે,
બહેતરી દુનીઆની છે એ દિનમા જાણી હવે,
બાવર કરો આ દિન ભલી તમ કુલ ધરાની હવે,
એ દિન ભલીમાં જોઇ છે હકની નિશાણી હવે.

એક વેળા ચિનની મુસાફરી દરમ્યાન નેક નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટવાળી સ્ટિમર ખડક સાથ અફડીને ભાંગી ગઇ. સર્વેને દોડાદોડીમાં "લાઇફ–બોટ"માં ઉતારવામાં આવતા હતા તે વખ્તે સર જમશેદજીના એક વફાદાર પારસી મદદનીશ હોરમસજી ખરશેદજી ભરૂચાએ પોતાના પ્રાણની પરવા ન કરતા સર જમશેદજીનાં કીમતી મોતીઓ બચાવવાનો પ્રયાસ કર્યો. આ જોઇ સર જમશેદજીએ તેની સેવાની કદર બુઝવાનો પોતાનાં જીગરને છુપો કૉલ આપ્યો. મોતીઓ મળવામાં આખરે સહિસલામત લઇ જવામાં આવ્યાં. સર જમશેદજીએ તેનાં મરણ તૂલિક તેને પુર સુખચેનમા રાખ્યો. મુંબાઇની પોતાની પનોતી પેઢી આગળ એક ઘર પણ જમશેદજી શેઠે પોતાના વચનની યાદગારીમા હોરમસજીને બાંધી આપ્યું. આ ટુંક લેખનો તાત્પર્ય એક દોહરામાં વાંચકને આપી શકાશે કે—

કૉલ રૂપ જે થઇ પડે, બોલ ન તેવો બોલ,
બોલી બદલાવું નહિ, બોલ એજ તુજ કૉલ.

---:o:---

# ગુલાબ-ચંબેલીની શાદી!

યાને

## પારસી નવા વરસને દીવસે નવીં જાતનાં લગન!

(એક સ્કેચ.)

લખનાર—"મશરેક."

ધરરરરર ધુમ તરરરરર તુમ, ધુમ ધર ધુમ ધર તુમ તર તુમ તર, ધુમ ધુમ ધુમ તુમ તુમ તુમ! શું છે ભાઇ? પારસીઓની પતેતી છે, અને નવા વરસની ખુશીમાં ઢોલ તાસા વાજાંનો એ અવાઝ છે! હું જાગી ઉઠયો–કુસ્તી કરી પાક પરવરદીગારની બંદગીમાં શામીલ થઈ–ચા નાશ્તાને ઈન્સાફ આપવા લાગ્યો.

ધંધાપર તો સારે સબકતે દીવસે જવુંજ જોઈએ તેથી નવા કપડાં પહેરી ધંધે જવાની અગાઉ આતશ બેહેરામ પાદશાહની મુલાકાત લીધી. સુખડ ચઢાવી પાદશાહને નમી–રૂખસત ચાહી.

ધધાપર ગયો–બેઠો–ચાર દોસ્તો મલ્યા–" શાલ મુબારક" ઇચ્છી સ્વીકારી તેટલાં બપોર થઇ એટલે ધાન દાલ પાટીયો સગનની સેવ ને દહીપર હાથ ચલાવ્યો, અને પછી "પાક ખુદા ર્‌હારી મદદ" કરીને હાથ પગ લાંબા કરીને બાંકડાપર આરામ લેતો પડયો.

બાગમાં ખાબ શું જોઉં છું કે જાણે ચંબેલીના લગન થવાના છે! લગનને લાયકની થઇ છે. તેનો બાપ મોટો માણસ નથી, ન્હાની એક વેલ છે–જેને અનેક બીજી બેટીઓ છે!! પહેલાં તો ઘણે ઠેકાણે વાતચીત થઇ, પણ લગન કોઇ સાથે નક્કી થાયજ નહીં: બાગનો રાજા ગુલાબ તે તો મોટે ઘેરનો પડયો ભાઇ, એટલે તે કેમ દરજ્જેથી ઉતરીને પરણી શકે?—"પૅશન ફલાવર" નામની વેલના પુલ સાથે લગનની વાત થઈ, ઈનકાર તો નહીં હતો, મગર પુલ એકદમ લાલ ગુસ્સાંબાજ હોવાથી ચંબેલી સાથે કાશી સંઘ કેમ જશે તેની ફીકર પડી ગઇ!!–કેવડા તરફ ધ્યાન ગયું પણ તેનું તો દીમાગજ નંહીં, પતા નદારદ! આખરે એક ભમરાએ ઠાજ વસતારા કરવા માંડયા, અને લગન કરાવી આપવા માટે તે વચ્ચે પડયો, ઘુંઉં–ઘુંઉં–ઘુંઉં કરતો તે પુછવા પડયો, "છોકરી છે?"

ચંબેલીના ઝાડે પાંદડાં હીલવીને જવાબ દીધો "હા."

ભમરાએ પાંદડાંપર બેસીને પુછયું " છોકરીને જોઈ શકીશ ? "

ચંબેલીના ઝાડે ડાલી ઝુકાવીને, સંકોચથી આંખો બંધ કરતા કરતા, છોકરીના ચહેરાપરથી ઘુંઘટ હટાવવા માંડયું પણ છોકરી શેરમાળ હતી- એટલે ચહેરો બતાવ્યો નહીં !

ભમરો જે ચહેરો જોવા માટે ઉડતો રહયો હતો તેણે એક ચક્કર ફરીથી ફરી લઇને કહયું, " છોકરીનો ચહેરો મને જોવોજ જોઈશે-માટે ઘુંઘટ ખોલો."

લાજવાળી છોકરીએ ચહેરાપરથી પરદો દુર નહીં કીધો ! ઝાડે ભમરાને કહ્યું, "મ્હારી છોકરીઓ બહુ શરમાલ છે ! તમ્હે જરા થોભી જાઓ, હું બેટીને સ્હમજાવી સ્હમજાવીને સીધે રસ્તે ઉતારીશ."

ભમરો તે સાંભળીને ઉડી ગયો, અને ગુલાબની પાસે જઇ ટાહેલાં ચલાવવા લાગ્યો ! યહાં ચંબેલીની બીજી બહેનો તેને સ્હમજાવવા લાગી "બહેન, જરા ઘુંઘટ તો ખોલ, નહીં તો વર નહીં આવશે—મ્હારી પ્યારી, મ્હારી વ્હાલી, મ્હારી અઝીઝ, એમ નહીં શરમા." ચંબેલી કળી બોલી, "તું જાઆ બહેન, ચાલી જા, હું શરમાઉ છું."—મગર ઘણી સ્હમજાવત પછી આખરે ચંબેલીની કળીએ ચહેરો ખોલ્યો. ભમરો ગુલાબના રાજ મહેલથી ઉતરીને પાછો આવ્યો, છોકરીને જોઈ, ખુશી થયો, જેવું રૂપ હતું તેવીજ સુગંધ હતી ! ભમરો બોલ્યો " છોકરી ગુણવતી છે. પણ ઘરમાં મધ કેટલું છે; મધ ?"

છોકરીના બાપ તે ચંબેલીના ઝાડે કહયું, "જેટલાનો કરાર હશે તેટલો આપીશ, એક રતીભારની કમતી નહીં."

ભમરો બોલ્યો "ઠીક ! ત્યારે હું કાજ કરી આપું તો મ્હારી મહેનતનું શું ?"

ઝાડે ડાળી હીલવીને કહયું "તેબી આપીશ."

"આપીશ બાપીશ નહીં." ભમરો બર્જીદ થયો, "મહેનતની રકમ થોડી પેશગી આપવી પડશે. ત્હમે પેલી કહેવત તો જાણો છો કે 'નગદ દાન, મહા કલ્યાણ !' એ ગુણ રાખશો તો બહુ સારૂ."

ત્યારે ઝાડે બધી ડાલીઓને હીલવીને પુછયું "ભમરાજી, વર કોણ છે તે તો પહેલા બતાવો, તેના ઘરનો હાલ તો સુનાવો."

"વર સારો છે. તેનામાં ઘણા ગુણ છે."

"પણ તેનું નામ ?"

"મીસતર ગુલાબજી ખુશબુદારજી એસકવાયર, બી. દી., બી. એસ."

"એ બી. દી. અને બી. એસ. તે શું ?"

"બી. દી. એટલે બહુ દેખાવલો અને બી. એસ. એટલે બહુ સોહરમવાલો," ભમરાએ ખુલાસો કીધો, "ત્મ્હારો જમાઇ ગુલાબ બહુજ દેખાવલો અને બહુજ સોહરમવાલો છે."

આખરે ચંબેલીનું ઝાડ પોતાની સુંદર કલીને ગુલાબ સાથે પરણાવવા તઈયાર થયું અને ભમરો તે ખુશ ખબર લઈને ગુલાબ તરફ ઉડયો! તે વખતે ગુલાબજી તો હવાની સાથે નાચી નાચી હસી હસી કુદી કુદીને ગેલ ગમ્મત કરતા હતા. ગુલાબે તો ખુશ ખબરી સાંભળીને છોકરીની ઉંમર પુછી. ભમરાએ તેના જવાબમાં કહયું, "આજ કાલમાં ખીલી ઉઠવાની ઉમર છે."

લગનનો દીવસ નક્કી થયો અને ગુલાબ પોતાને હાથેજ લગનની બધી તઈયારી કરવા લાગ્યો. ભમરો બીજા ભમરાઓને લઇ આવ્યો અને તેઓએ ગાયણોની તાણુ અલાપ ખેંચવાનું શુરૂ કીધું! ભમરા ગાતા થાકી જાય કે મધમાખીઓ નવા નવા સુરે નવા નવા ગાયણો ગાઈને લગનમાં આવેલાં પહરોણાંઓના જીવને ખુશી રાખે!

જાઈ-જુઈ અને ગુલછડીએ છોકરી ચંબેલી તરફથી છોકરીના લગનનો વાગો ધર્યો અને ગળે લગાડી તેને આશીરવાદ દેવા લાગી!—સીંગલ અને ડબલ મોઘરાએ અને તગરના ફુલોએ છોકરા ગુલાબ તરફથી ફરજ બજાવી તેની સાથેના સાથે ફર્યા કીધા! સફેદ, લાલ, અને પીળી કનેરના ફુલોએ સ્હાજનને પોતાના ઉંચા રૂબાબથી આબરૂ આપી! પીલો ચંપો જો કે સાધુ સંત થઇને પીલાં કપડાં પહેરી લગનમાં આવ્યો હતો પણ સ્હાંજથીજ તેણે "કેનતીન" ના ખુલવા સાથ "નાંખ, નાંખ, નાંખ" કરીને ખુબ બેરન્ડી લીધેલી એટલે તેના મોંઢામાંથી ખુબ ગંધ આવતી હતી!! કેવડો સ્હાજનમાં મસ્ત બનીને ફરતો હતો! સ્હાંજના "બાર" ખોલવોજ નહીં જોઇએ કેમ જે અશોકબી શરાબના નશાથી લાલ લાલ બની ગયો હતો! કગળ શાહજાદો પાણીની શરદીથી પટકાઈ પડયો હતો અને તે જો કે લગનમાં આવી શકયો નહીં હતો પણ તેણે તલાવની આસપાસ ઉગેલી સદાફુલીને પોતાને બદલે લગનમાં મોકલી હતી! મગર, લગનમાં ધાઈ માર્યો જેમ હાડમાર થાય છે તેમ વગર તેડાંએ લગનમાં ધાઈ આવેલી સદાફુલી ત્યાં પોતાની સફેદ અને લાલ રંગની સાડી બતાવવા સીવાય કોઇબી જાતની ખુશબુ ફેલાવી શકી નહીં!

ગુલબાસ, જાસુદી, બટકવેલ, પેશનફ્લાવર, અને અલામેનડાના ફુલોએ ધાંધલ ધરપચ કરીને બધાં લગનનાં પહરોણાંઓને સાથે લઇ ગુલાબવરને ઓટલેથી છોકરી ચંબેલીનાં ઓટલા તરફ ચાલુ મુકયું. ત્યાં જઇને બધાંએ જોયું તો છોકરી ખુશીથી ખીલી રહી છે, ચહેરાપરથી સાડીનો સોડ દુર કરી નાંખીને સુગંધ ફેલાવતી સુબનું હસ્વું હસી રહી છે. ચંબેલીના ઝાડનીબી ખુશી કાંઇ કમી નથી, કેમજે એકેક પાંદડું એક બીજાને ગળે વળગીને ખુશી મનાવે છે! આખરે રાત પડી અને આગીયા કીડાઓએ ઉડીને ત્યાં લાઇટ કીધી! તે લાઇટ તળે લગનની કીયા શુરૂ થઇ-મંદ મંદ પવનની ખુશ લહેકી લાગવા માંડી! પીલા મેઘનોલીયાએ છોકરી અને છોકરાના હાથે પકડી તેમના લગનના ગાંઠ જોડી આપ્યા, અને સફેદ મેઘનોલીયાએ આશીરવાદ છાંટયા!

એવી રીતે ગુલાબ અને ચંબેલીના લગન થઇ ગયાં અને હવે સામા ઓટલાપર સાઠા રાત ફુપીગાનું 'પાંતરૂ' જમવા જવાનું હશે કરીને મેં તો દાંત ઘસી લીધા, તેટલાં જોઉછ શું કે કોઈ મ્હને હીલવી દોલવી નાંખે છે!

"સોરાબજી, ઉઠો. મશરેક, ઉઠો. સારે સપરમે દહાડે સુઇ સાના રહયાછ!"

કોણુ છે કરીને હું ઉંઘમાંથી ઝબકી ઉઠયો! ઉઠીને જોઉંછ તો મ્હારા મીત્ર મી૦ બેહેરામજી મોદી આવેલા. સાલ મુબારક કરીને પછી મેં કહયું, "હું તો સમજયો કે કોઇ ઘરાક પામના ઝાડ લેવા આયું હોસે!"

"ઘરાકબી આવેલું છે." મી૦ મોદી બોલ્યા, "આએ શું પેલો ગુલાબના ઝાડ જોયછ તે?"

"એમ!" મેં કહયું, અને પછી વધાર્યું, "હું એટલો બધો ઉંઘમાં પડયો તેનું એજ કારણુ છે કે ઉંઘમાં મેં ગુલાબ અને ચંબેલીના લગન જોયાં!"

અને તે ગુલાબ-ચંબેલીના લગનની વાતનો ખુલાસો તેવણુ આગલ કરી રહયો કે મ્હારો આગલો એક જુનો માલી "પપેતીની પોસ" લેવા આવેલો, અને તેના હાથમાં એક તુરો ને ગજરો હતો જે મ્હારે માટે ભેટમાં લાવેલો.

મેં તે ગજરા તરફ જોયું તો તેમાં મ્હારાં વર અને વહુ બેઉ બીરાજેલાં: ગુલાબની પાસેજ ચંબેલી દબાઇ રહેલી!

પાક પરવરદેગાર એ શુભ લગન સદા કાયમ રાખે, અને એવાં ખુશબખતી ભરેલાં લગનો આજથી અનેક થાય!

---

# ચાનજી કાકાનો દલ્લો!

લખનારઃ-સોરાબ બી. તાતા.

"કેમ, નરી?" પોતાનું ગુંઠવાનું એકદમ બાજુ મુકી મનોહર નાજાં જસાવાલા નરીમાન મોદીને દુકાનમાં આવતાં સમેટ પુછના લાગી, "કેસનો ચુકાદો શું આવ્યો?"

"હું કેસ હારી ગીયો, નાજુ," ગમખ્વાર અદાથી મોદી નરીમાને જવાબ કર્યો. "એક અર્ધપેની મળી નહી."

"ઓ, નરી!" ચીંતાથી તે ભલી છોકરી ખુરશી ઉપરથી ઉભી થઈ પુકારી ઉઠી, જે વેળા તેના ફીક્કા ગુલાબી રૂખસારો ઉપરનો રંગ ગોયા ફીકકો માર્યો. તે દીલછુટ અમળા ગમીથી જખ્માએલા નરીનો ડાબો હાથ પોતાના હાથમાં લઇ હેટથી દાબી પુછવા લાગી. "નરી ડીયર, એમ કાંય? મુવાઓ આવો આંધળો ઇનસાફ કરેછ કે?"

"એ હવે થયું તે થયું," એક ઉંડો નિશ્વાસ ફેકી નરીમાન બોલ્યો.

"તું જાણેછ કે પૈસાના પ્રતાપે ખુનીઓબી ફાંસીને લાકડેથી છટકી જાએછ. મારા જેવા ગરીબની દાદ લેવાઇ નહીં. કોર્ટમાં બૅરીસટરો વચ્ચે જબરી રીકઝીક ચાલી, ને આખરે જડજે મારી વીરૂધ ચુકાદો આપ્યો. નફેમે દો જુટયાં જેવો મારો ચવુતારૂ થયો. મારો જમનો હાથ સદાનો રદ બાતલ થયો તે માટે મારી પેઢી કોઇબી રવેમે જોખમદાર નથી, જેથી વીસ હજારની ડામીજ મેં માગેલી તે ગેરવાજબી છે એમ જણાવી કેસ ઉડારી મુકયો. એ મારી ફર્મના સાહેબોએ પૈસાના લાગવગથી કેસ ઉલટાવી નાખ્યો."

"પણ, નરી ડીયર, તમે અપીલ કાંય નહીં કરતા? તમારા સોલીસીટર—"

"ઝેર ફાકવાની અર્ધી નહીં ને અપીલ થાય કયાંથી?" તે ગગલતે સાદાદે બોલ્યો. "સોલીસીટર ને કાઉનસલનો ખર્ચ માથે પડયોછ તે ચુકવનાં હું ભીખારી થવાનો. અફસોસ! દહાડો પડતો આવે ત્યારે ચોગમથી આફત દુશમનના લશકર મીસાલ હલ્લો લાવે. મારો જમનો હાથ ભાગો, મેં દુઃખ ખમ્યું ને પૈસાની બરબાદી થઈ, ને હવે નોકરી વગર કોણ જાણે મારૂ હવે શું થશે? મારો બાપ થતો ભપકામાં વાડી બંગલે રેહેછ, ને મોટરો દફરાવેછ ને મારા દાયમાનો કાકાનો દલ્લો ચાંઉ કરી મોજમાં મારેછ, તો મારા જેવા ગરીબને પુછતો નથી ને—" અને ગળાથી દબાયલું ખાઇ તે કમનસીબ જુવાન બે અખત્યાર રડવા પડયો.

"ના, રડ નહીં," દીલાસો દેતાં નાજાં તેને પસવાડતી બોલી, "બોયે પડયાં કંઇ સદાનાં બોયેં નથી પડી રેહેવાનાં. અંધારી રાત પછી ઝલકતી બામદાદ હમેંશ રોશન થાએછ. મોટી શરમ ભરેલી વાત છે કે આરીસનાં કામમાં તમારો હાથ—"

"ખુદાનો ઉપકાર માનુંછ કે બેઉ હાથ અકસમાતમાં નથી ભાગી ગયા, નાજાં," નરી બોલ્યો.

પરણનાર નથી, પણ ગમે તેવી આફટ કે દુઃખના હાંડેસા પડે છતાંણી મુફલીસ નરીમાન મોદી સાથેજ શાદીના ગાંઠથી એક થવાના તે દીલજીટ અને સાચી છોકરીએ ચીવટાઇ વચે, ખુદાને બાર કસમ-નોંધાવ્યા.

આ બાજુ હારેલો મારેલો રડમસ ચેહેરે અને તુટેલાં જીગરે કમનશીબ નરીમાન મોદી પોતાને ઘરે ગયો. બારણું બંધ કરી તે અભાગો માથે હાથ દઇ અફસોસીમાં ગરકાવ ગએલો બેઠો, જેવામાં બારણાં ઉપર લાકડીના ટકોરાના અવાજથી તે ચોંકયો. તેની ઉપરના કાટર્યા ઉપર રેહેતા ચાનજીએ બારણું ઠોકયું એમ તે અવાજથી સમજી ગયો; તેણે બારણું ઉઘાડયું. અને જાડી મોટી ડાંગ અફાલતો ચાનજી હાંસતો હાંસતો અંદર આવ્યો. તે બીચારો બુઢો હાલહવાલ ચીકડેહાલ સખ્સ હતો, અને નરીમાન બીચારો પોતાની ગીરેથી બાજે વેલા તેને ખવાડતો પીવાડતો હતો. તેને અલેચાની ટોપી છેક નીદાર વેર દાબીને પેહેડી હતી. અને તદન ફીકકો પડી ગએલો ઠીંગડાં ઠાંગડી મારેલો જુનો પુરાણો લીલી સકલાટનો ડગલો સદરા ઉપર હંમેશ પેહડી રાખતો, અને તેની હમેશની માનીતી જાડી મોટી ડાંગ તેની સાથેની સાથેજ ટેકાને માટે રાખતો.

"કેમ, ચાનજી કાકા ?" તેને જોઇ નરી હસીને પુછવા લાગો. "તણીએટ કેમ છે ? છાતી નરમ લાગેછ કે ?"

"એએએટા ! તારી બરકટથી બેટર છે !" ખુરસી ઉપર બેસી ડાંગ ઠોકતો ચાનજી બોલ્યો. "ગોડ બ્લેસ યુ ! રાતે તેં મને બ્રાંન્ડી આપ્યો કેની ને કરારે ઉંઘ આવી; એ તો હવે કયારે હાર્ટ બંધ થઈ જસે તેનો ભરસો નહીંજો. વારૂ, તારા કેસનું સું થયું ? ડામીજી મલી કે ?"

"કેસ હું હારી ગયો, ચાનજી કાકા" ગમીથી નરીએ જવાબ વાલ્યો. "મારો ખર્ચ માથે પડયો ને ખાખાવરખો થયો."

"હેં એ શું બોલેચ !" ચાનજી લાકડી ઠોકી બોલ્યો. "હારી ગીયો ! ગોલામના ખાધાઓ આવો ઇનસાફ કરેછ ! હું બહુ દલગીર છેઉં, દીકરા."

"એ તો મારાં ઉંધા ભાયગજો." નરીએ હાય મારી બલાપો કીધો.

"ગોડ બ્લેસ યુ ! તું ફકર નો કર, દીકરા ! ધીરજનાં ફળ મીઠાં છે !" ચાનજી બોલ્યો. "પણ, દીકરા, છે તે કે જરા બ્રાન્ડી પીવાડ કે મારો જીવ હુસ્યાર રેહે !"

નરીમાન ગજવે ગરીબ હતો, મગર જબરો પરોપકારી હતો, અને આ બીચારા મુફલીસ બુઢાને બાજે વખત પૈસાની મદદ કરતો. તેને કબટ ઉઘાડી; બાટલી કાઢી, પછી પાછો આવી ગ્લાસ કાઢયું. તેને એક હાથે કામ કરવું પડતું હોવાથી બહુ તકલીફ પડતી હતી. ચાનજીએ ગ્લાસમાં બ્રાન્ડી રેડયો અને પાણી નાખી તે ગટાવી ગયો, અને ખુલાસાથી છાતી પસવાડવા લાગો.

"દીકરા, રાતનું ખાધા વગરજ સુઇ ગએલો તે ભુખ લાગીછ તે કાંઇ ચારેક આના આપ કે નાકેની ઇરાનીની દુકાનમા બુક બાયક જોમરી આઉં."

"વણી તીખુ ખાતા ના, કાકા, નહીં તો છાતીમાં આંકરાં આવશે." નરીમાને સલાહ આપી. "નહીં તો જરા થોભો; મારૂં ભોતું આવે હું આપશ."

"તુંને બી બીચારાને પૈસાની બહુ આપદા પડશે. એક તો કેસ હારી ગીયો, હાથ નકામો થયો ને વકીલ બારીસ્ટરનો ખરચો માથે પડે." દીનસોજીથી ચાનજી બોલ્યો, "પણ ખુદા પર સબર રાખ, બેઓએગ! મારી દુવાથી તારા દહાડા સુધરશે. તુ મારા જેવા બુઢ્ઢા ગરીબને મદદ કરેચ, તેનો બદલો મળશેજ."

નરીએ તેને આઠ આના આપ્યા જે લઇને તે બુઢ્ઢો આશીષ દેતો ત્યાંથી બહાર પડયો. બે દીન પછી સાંજે નરીમાન બહાર ગયો હતો, જેવામા સામે તેને સાવક દીવેચા મળ્યો.

"દોસ્ત, તુ કેસ હારી ગીયો તેથી દલગીર છેઉં," સાવકે દીલસોજી બતાવી, જો કે બાતેનથી તે લુચ્ચો તો ખુશી હતો. "તુને વીસ હજાર મળશે તો નાજુ સાથે પરણીને પાર પડી જશે એવી તારી ઉમેદનો ભંગ થઇ ગયો." તે બાગર તો તે માટે ઘણો રાજી હતો, કાંયકે હવે તેનો રસ્તો ખુલ્લો થયો હતો

"કેસ મારી ફેવરમા હતો ને ચુકાદો ઉલટો આવ્યો;" નરીએ બળાપો કીધો.

"એ તો બા લાગે લાકડાં બાગે તો," સાવક બોલ્યો "પણ અપીલ કર, તેમાં ફાવશે"

"મારી પાસ પૈસા નથી તે શું કરૂં?" નરીએ અફસોસથી કહ્યું.

"વારૂ, તું જે ખોલીમાં રહેછ ત્યા કાટર્યાં પર કોઇ ચાનજીભાઇ રહેછની!" સાવકે પુછયું, અને નરીમાને હાનો જવાબ આપ્યો.

"એ ડોકરો તો મારો કાકો થાય જો, નરીમાન," સાવકે ખુલાસો કીધો. "મેં આજ લગીન તુને જણાવેલું નહીં, કાય કે મને થોડા દીવસ પરજ એ બુઢ્ઢાજીની ખબર પડી કે તારે ત્યા રહેછ."

"પણ ત્યારે એ બીચારા મુફલેસ કાકાની જતન કાય નથી લેતો?" નરીએ પુછયુ. "બીચારો ડોસો તદનજ હાલહવાલ છે ને ખાવાના બી વાખા પડેછ તે તારી સાથે રાખતો કાંય નહી"

"તું જાણતો નહી ત્યારે, એ ચાનજી કાકો તદન ચકરમ છે, એની પાસે પચાસેક હજાર હોશે, પણ કમબખ્ત તદન કંજુસ ને મખીચુસ છે, કમબખ્ત છટ પૈસે અવો કંગાલ ફરેછ. એ ડોકરો બહુ ગભ્ભર છે ને એને બેકનો બી કે કોઇનો વીશ્વાસ નથી તેથી દોલત પોતાની પાસેજ રાખી ફરેછ. તું મને માનતો નહી, નરી પણ એ ડોકરો મખીચુસ સુવેસો છે. હું એને કાંહાં લઇ જાઉં, એ મતારાને મારે નામની અભીતરી ઘણી છે. જો અહીં આવ; તારા ફાયદાની વાત છે" અને તેના કાન આગળ મોહ કરી અલકસે સાવક બોલ્યો. "મારૂ એક કામ કરી આપે તો તુને હજાર રૂપ્યા મારે આપવા. મારૂ કામ કરશે? તુને બી ફાયદો ને મને બી-તી'રોરી, અચ્ચા, એક કાકરે બે પક્ષી મરાશે."

નરીમાને હા કહયું જેથી ધીમેથી સાવક બોલ્યો. "એ મારો ચાનજી કાકો પોતાની પાસેજ પચાસ પચોતેર હજાર લઇને ફરેછ. જો એક રાતે હું તારે ત્યા આવું, ત્યારે એ ડોકગના કાટર્યાંનું બારણું તુ અધવુંજ રહેવા દે, હુ નવર જોઇને આઉં ને પછી મારા હાથમા દલ્લો આવ્યો કે તુંને એકના દસબ આપસ. બોલ, કબુલ વ મંજુર? આપનું બેઉનું કામ થશે."

"એ ભરમમાં શું બકેય, સાવક ?"

"બારણું એ ચાનજી કાકાનાં કાટર્યાનું ઉઘાડું રહે તો હું આવી તલ્લાસ કરૂં. એ બુઢો કંજુસ પોતાની પાસેજ દલ્લો રાખેછ; વળી હું એનો ભત્રીજો થાઉં, એટલે મને મોટો હક છે, કેમ સમજ્યોની."

"હું તારાં પરાક્રમ સમજ્યો, રાસકલ." નરી ગુસ્સાથી બોલ્યો. "તું એમ માનેછ કે એ ગરીબ જઇફ ડોસા પાસે દોલત છે, ને તે કાટર્યાં પર સાંતેલી છે, ને તે તું ચોરી કરવા આવેછ, ને તેવી લુચ્ચાઇમાં મને બી શરીક બનાવેછ. હું ભુખે મરૂં પણ તારી એવી હરામની અરથી કદીબી લેવશ નહીં. જા નીકિલ અહીંથી શરમ છે તારી પર." એમ બોલી,-ગુસ્સામાં નરીમાન ત્યાંથી ચાલી ગયો.

બીજે દીને સાંજે તે ફરીને ઘરે આવ્યો અને નીચે રેહેનો કેશવ હાંફ્યો ફાંફ્યો તેને સાંબેજ મલ્યો. કેશવ નરીમાનના માલપર અને ચાનજી કાકાના કાટર્યાં ઉપર રોજ સાફસુફ કરવા આવતો હતો, અને રોજ હોટેલમાંથી નરીને માટે ભોજન લાવતો હતો.

"નરીમાન શેઠ ! આ બુઢાજી મરી ગીયા," તે ફાટેલે ડોળે બોલ્યો "એકદમ હાર્ટ બંધ પડી મરી ગીયો."

નરીમાન ચાનજીનાં મરણની ખબર સાંભલી ચોંકયો. હાર્ટમાં આંકરાં આવવાની તે બુઢો ચાલુ ફર્યાદ કરતોજ હતો.

"આ જોવોની, શેઠ, કાગજ પર કાંઇ લખ્યુંછ તે," કેશવ બોલ્યો. "હું તમારા બાર પર તુછતો હતો, ને કાટર્યાં પર બુમ પાડવાનો અવાજ થયો તે હું દોરી ગીયો. ઘોલકી પર બુઢો શેઠ હાંફતોતો. મને કાગજ પેન લાવવા કહયું, ને તમારા ઓરડામાંથી હું લઇ ગીયો. મને બેસાડવા કહયું ને મેં પકડીને શેઠને બેસાડયો ને ધ્રુજતે હાથે કાગજ પર કાંઇ લખ્યું." એમ બોલી તેને તે કાગજ આપ્યું. નરીમાને તે ઉખેડયું, જે ઉપર વાંકાટીકા અક્ષરે નીચલી લીટી લખી હતી; "મારૂં જે છે તે બધું નરીમાન મોદીને આપુંછ, ચાનજી દીવેચા. તારીખ ૨૦-૮-૨૧."

તે ઉપર એક કેસવની સહી હતી ને બીજી નીચે ચોખાની દુકાનના દેવચંદની સહી હતી.

"શેઠ મને કોઇને બોલાવી લાવવા કહયું ને હું પાસેનાં ચોખાવાલાને લાવ્યો કે બુઢા શેઠને કાંઇ મરતી વખતે કેહેવાનું હોશે, પણ અસારટ કરીને હમુને સહી કરવા કેહીને પોતેબી કીધી ને તે પછી શેઠ તમારૂંજ નામ દેતા અર્ધો કલાક પછી મરી ગીયાં."

"ડોસાજી બધું મને આપી ગીયા, કેસવ," ગંભીર અદાથી તે બોલ્યો. "જા, બીચારો કંગાલ્યટમાંથી છુટો."

"નરીમાન શેઠ, તમે બુઢા શેઠને મદદ કીધી તેના બદલામાં તમને બધું આપી ગીયો. એક નેતરની જુની ઘોલકી, બે ભાંગેલી ખુરસી ને પરચુરણ ચીજો છે, શેઠ," કેસવ હસી પડયો.

નરીમાન ચાનજી કાકાના દલ્લા ઉપર તાંપી રહેલા બદમાસ ભત્રીજા સાવકને ખબર કરવા ગયો, પણ તે તો પુના ગુલપો રમવા ચાલી ગએલો હોવાથી, દીલસોઝ નરીમાનેજ પોતાની ગીરોથી તેને ઠેકાણે પાડયો.

કાટર્યાં ઉપર જઇને નરીએ બધી તપાસ કીધી, ઇસકોટરીમાંથી પંદરેક રોકડા રૂપીઆ અને ાડું પરચુરણ મલ્યુ, બાકી બે ભાંગેલી ખુરસી, ઘોલકી કપડાં ને વાસણો શીવાય શુંઇ ન હતું. ોડા દીવસ પછી તે બધું જરીપુરાનોવાલાને વેચી નાખવાનો નરીએ વિચાર કીધો.

ચાનજી કાકાના મરી જવા પછી ત્રીજે દીને નરી બાહારથી આવી પોતાના ઓરડામાં જવા ાયો, અને કેસવ સાંમો મલ્યો.

"કોઇ શેઠ ઉપર કાટર્યાં પરે છે જે તમુને ઓલખેછ, શેઠ" તે બોલ્યો.

"તેને નામ કહયું હોશેની?" નરીએ પુછયું.

"નહીં–મને ખબર નથી. તે ચાનજી શેઠની ખબર પુછનોતો, ને મટારો મરી ગયો તે જાણી શેઠ અજબ થયો. પછી મને જણાવ્યું કે ચાનજી શેઠ તો એ શેઠનો કાકો થાય."

"પેલો સાવકજ હોવો જોઇએ," નરીમાન બબડયો. "એ કમબખત કાકાને મરી ગયલો જાંણી દસ્તો ચોરવા આયો હોશે. પણ દસ્તો હોય શું જે એ લેવાનો."

કેસવ નીચે ગયો, જ્યારે નરીમાન ઉપર ગયો, તેને ઓચીંટ ત્યાં જોઇ લુચ્ચો સાવક ગભરાઇ ગયો. "અલ્લો, નરી, બીચારા કાકા ગુજરી ગીયા, તે બેહેસ્તી પોતાના ભત્રીજાને વાસ્તે કાંઇ લખી ગીયાચ કે નહીં તે જોવા હું આયોછ."

બંને એક બીજાને જોવા પડયા. સાવકનો દાબો હાથ ઓવરકોટની અંદર સાંતેલો હતો. નરીને વેહેમ પડયો.

"આ ઓવરકોટની અંદર શું સાંતેલું છે, સાવક?" નરીએ ઠડકાવી નાખનારા સાહાદે પુછયું. "બતાવ જોઉ."

"કાંઇબી નહીં રે," સાવક ફગલાઇ બોલ્યો. "હોય શું!" અને એમ બોલી ઓવરકોટની અંદર કાંઇ છુપાવતો દાબો હાથ અંદર રાખીને તે બારણાં તરફ ધસી ગયો, જેથી નરીને વધારે શક પડયો. નરીનો એક હાથ કામરીથી બાંધેલો હતો, જેથી દાબા હાથે સાવકને જોરથી ખેંચી બારણાંની બહાર જતાં અટકાવી અંદર ખેંચ્યો. આંચકા સમેટ એક બંદલ તેના ઓવરકોટમાંથી જમીન પર પડયું. તે તો ચાનજીકાકા જે જુનો પુરાનો લીલો સકલાટનો દગલો પેહેરતો હતો તે ઘડીવાલીને સાંતેલો જમીનપર પડયો. લુચ્ચા સાવકે તે પાછો ઉચકયો ને નરીએ તે ઝુંટાવવાની એક હાથે કોશેશ કીધી, જેમ કરતાં અંદરનાં અસતરમાં 'કાંઇ કાગજનો કરકર અવાજ થનો સંભલાયો. નરીમાન ચેટી ગયો. તેને સાવકની વાત યાદ આવી; ચાનજીકાકાએ લીલા સકલાટના દગલાના અંદરનાં અસતરમાં નોટો શીવી લીધી હોશે એમ તેને શક ગયો.

"છોડી દે, રાસકલ ચોર" નરીમાન ગુસ્સાથી દગલો ખેચતાં બોલ્યો, "એ મારો માલ છે–બેહેસ્તીએ બધુ મને આપ્યુંછ."

બદમાસ સાવકેબી તે ડગલો અંદર કાગજનો અવાજ થવાથીજ સાંટયો હતો, અને તે દગલામાંજ ચાનજીકાકાની પચાસ હજારની નોટોની દોલત હોશે એમ ધારી સાવકે ખુબ ખેંચ તાણ કીધી; નરીમાનનું એક હાથે કાંઇ વલ્યું નહીં; તેને તોબી જીવ ઉપર આવી જબરી હોજાતોજી કીધી, પણ દગલબાજ સાવકે તે બીચારાને ખુબ ખોખરો કરી જમીન ઉપર પટકયો, અને કાકાનો જુનો દસ્તાવાલો દગલો લઇને તે નાઠો. બાહાર આવી તે કસરેવજે બારણું બંધ

# સાલ મુબારક.

(પીલુ લાવણી)

[" અરે હો જગવાલી, સુન અરજી"—રહા. ]

થાજો આ મુબારક, સાલ ખરે—ટેક

નવું સાલ આ યઝદેજરદી, હો સુખદાયક સઘલે,
તજી બુરી-બદકાર બદીને, સઉ ચાલે શુભ પગલે;
જસ જગમાં સઉજનને મલજો, ખીલજો શુભ વેપારો,
દફે થજો તે બદ દુશ્મન સઉ, કરમ કરે બદકારો,
અમર છાંયો તારો ફરે. ૧.

ન્હાનાં-મોટાં-રાય-રંક સઉ, સુખી રહો સંસારે,
પુરો આસ સઉ દીલ ચાહી નિજ, ખુદા રહો તમ વારે;
શુભ જરથોસ્તી દીનની જગમાં, જય અંતે જયકારે,
એજ દુવા હું દઉં જીગરથી, સત્ય તણાજ પુકારે—
ખુદા! રહી તુંજ આસરે. ૨.

નેક મનસ્નીનેક ગવસ્ની, ને કુનસ્ની નેકે,
રાખી ભરૂસો ખુદા ઉપર બેસો, યેકીન ધરો સત એકે;
સુખ-સંપની છાંએ રેહેજો, સદા કુટુંબ-પરિવારે,
દીસ ન જુઓ દુઃખ તણો એક, ખુદા સિતમ તમ ટારે.
સુગુણ ને સુનીતી ધરે. ૩.

હવે ચાહે 'દિલજાન' મારો, ચરણ પડી સત ચીતે,
ખુદા કદીબી તુંજ સરજ્યું તો, એક રજે નવ ભીટે;
તો પણ નીજ બંધુઓ કાજે, શુભ દુવા સઉ ચાહે,
ઓ પ્રતિપાળો દયા કર દીલમાં, તુંજ વીનાં કયાં જાએ?
આમીન એ દુવા મુજ કરે. ૪

(મરહુમ કવિ દા. એ. તારાપોરવાળા.)

# "સ્વભોગ.

## એક ટુંકી વાર્તા.

લખનાર--Niobe.

એક ઘણુંજ લકઝરસલી સીણગારેલા ડ્રોઇંગરૂમમાં જર ફ્લાવર પોતાની હમેશાની ઘણીજ મનોહર ને ખેંચાણકારક અદબઅદા ને દીલ લોભાવનારી ગ્રેસથી ફેરા ખાતી જોવામાં આવતી હતી.

"અરે, કેવું અજાયબ જેવું!" તે એક ઘણા રોણકદાર મૅનટલ–પીસ ઉપર પોતાનાં નાજુક આગળાં તેકવી, ઉપરની આરસીના તખતામાં ડોકાવી જોતાં બોલી, "રીડીકયુલસ, તે છતાં ખરૂં, કે આજે હું એક સ્કુલ–ગર્લની પેઠે બ્લસ થાઉં છું."

તેણીએ પોતાનાં ગોરાં કપાલ ઉપર ઝુમી પડેલાં એક સુંદર સોનેરી કર્લને ઉઠાવી સેહેજ ઊંચે પીન કરી. તે સોનેરી માથાં ઉપર ગોઠવાયલાં એક તેવાંજ ગોલ્ડન સર્કલેત ઉપર એક ઝીની સુંદર કલીપ અતેંચ કરતાં, એક ઝીતું દીલગીરીભર્યું હસ્વું હમી.

"માઇ ડીયર, ખરી વાત તો એ છે કે, હવે દીવસે દીવસ તું ઘરડી થતી જાય છે," તે પોતાનાંજ સુંદર પડછાયા જોડે વાત કરતાં ધીમે ધીમે પટપટી. "અને તેથી મારે કહેવું જોઇયે કે, તીસની ઉપર તો તને કોઇ કદી ધારસે નહિં. આવા ડ્રેસ, ને આવી લાઇટમાં–"

હ્યાં તે બોલતી થોભી, અને સામી ટીપોય ઉપર મેલેલી એક સીલ્વર ટ્રેમાંથી, તે સાંઝ-જનાં આવેશે એક ટેલીગ્રામ ઉંચકી, પાછો અને પાછો વાંચવા માંડયો.

"તમને પાછાં ફરેલાં જાણી ઘણો ખુશી છું. આજ રાતનાં આઠ કલાકે હું આવશ, કાંઇ ઘણુંજ અગતનું મને તમુને કેહેવું છે. ફીરોઝ."

એક ધીમો નિશ્વાશ મુકી, તેણીએ ઘડયાલ તરફ જોયું, જેનાં કાંટાઓ આંકમાં પાંચ કમ દેખાડતા હતા.

હવે તે પોતાની આંખ્યો બંધ કરી એક સોહોવાગની ખુરસીમાં અટેલાઇને બેઠી. સીને-મન કલરના નરમ કુશનઝોમાં પોતાનું ઝળકતું સુનેરી માથું છુપાવ્યું. ડલ ગોલ્ડન કલરનાં ઘણાંજ ચિત્રમય પોશાકમાં તે રાતના ડ્રેસ થઇ હતી–તેણીની ગોરી ઉઘાડી ગરદન, અને મારબલ જેવા સફેદ ગોલ અને ભરેલા હાથો પર, એકબી ઘરેણું હતું નહિ. એક વેડીંગ રીંગ વગીક નહિ. ફકત એક ઘણી અજાયબ જેવી તરાહની ધોળી, સાંકળી જેવી વીંટી, તેણીના

ડાબા હાથનાં પેહેલાં આંગળા ઉપર પેહેરાયલી હતી. જે ઉપર એક ઍમરલ્ડ ઝળકતું જણાતું હતું. જ્યારે તેણીની સાડી અને બ્લાઉઝના સુનેરી ફ્રીલ્સમાં છુપાયલાં, તેણીની નાજુક કમરે ખોસેલાં બે સીનેમન ક્રિસેનથીમમસ તેણીની ખુબસુરતીમાં ઓરબી વધારો કરતાં હતાં. તે તે રાત્રે તમામ પરફેક્ત હતી—ખુબસુરતી-ફીગર, અને ગ્રેસની સામટી હારમની રજુ કરતી એક પરફેક્ત પીકચર! આશા અને ઉશકેરણીનાં ગેલાબો તેણીનાં ગાલ ઉપર ઝબકી રહેલા હતા.

બંધ આંખ્યોએ તે વરસો ઉપરનાં પોતાનાં ગુમાવેલા પ્યાર, દુઃખ અને નિરાશીનો ખ્યાલ કરવા લાગી. અરેરે! થોડાંક વરસો ઉપર તો તેણીની જીંદગી આ ધર્તી ઉપરનું એક સ્વર્ગ હતું. એક સૌથી હેતવંતો ભર્થાર, અને એક ન્હાનું વ્હાલું ભુળકું તેણીનું હતું. સર્વેથી મોજીલી, સૌથી સુખી, સર્વેથી ખુબસુરત તે હતી. અને આજે-જગત તો તે ને તેજ હતી. તેજ ખુબસુરતી, તેવોજ ઝળકાત સર્વે પસરી રહેલો નજરે આવતો હતો. પણ તેણીનું જીગર તો ભાંગીને ભુકો થઇ ગયું હતું. તેણીનું અંતઃકરણ તો તેજ પ્યારની યાદમાં, હજુન બી તરસતું હતું, તેણીનો આત્મા, તેણીની જીંદગી એ સર્વ તે બાળીને ખાક કરનારી દુખી સંસારની અગ્નિમાં કેદારવું બળી જળીને ભસ્મ થઇ ગયું હતું.

વીસ વરસની ઉમરે તે જાહંગીર દાવરને પરણી હતી. તેણીનો પ્યાર તે તેણીનું બહેસ્ત હતું. આંધળા વિશ્વાસ, ઉંડી ફીદાગીરીથી તે માહબુબ તેને ચાહતી હતી. તેની એકેએક મરજી, તેનો એકેક બોલ આ જીંદગીનું સર્વેથી શીરીન, સૌથી મધુર મ્યુઝીક હતું. તેણીની ત્રણ વરસની પરણેલી જીંદગી, તેણીનાંજ બોલોમાં લખ્યે તો "એક ગ્લોરીયસ હનીમુન" માત્ર હતી, અને ત્યાર પછી તેણીની જીંદગીમાં, તેણીની ખુશાલીમાં હરકત નાખતી એક બીજી ઓરત આવી-એકબચ્ચાં કરતાં શેહેજજ ઉંમરમાં મોટી—તે આવી, અને તે પ્યાર જે તેની જીંદગીનુ બેહેસ્ત, તેણીનાં આત્માની સઘળી ખુશાલી, રોશણી હતી, તે લુટી લેવામાં આવ્યો.

તે છોકરી (જેણે ઘણી પાછલથી માત્ર એકજ વાર તે જોવા પામી.) તેણીને જોતાં સાથ તે સાચો અને હેતવંતો કહેવાતો ભર્થાર તમામ બેદીલ અને બેવફા બન્યો, અને પોતાનું ઘરબાર, પૈસાટકાં, અને છેવટે તે મધુરી મોહોરદાર, અને ન્હાનું ભુળકું વઢીક છોડી તે ગયો—અને સદા સુધી માટેજ ગયો.

મહીનાઓ સુધી પોતાનાં ન્હાનાં ભુળકામાંજ સબુરી અને શાંતી સોધતી, તુટેલાં દીલે તે વ્હાલાનાં પાછાં ફરવાની રાહ જોતી તે મોબતવંતી માહેબુબ ચોબી. અને જ્યારે—ખરો ભેદ તે બરોબર સમજી શકી; ત્યારે તે નાજુક જીગર દુઃખ અને નાઉમેદીથી આરપાર વીંધાઇ ગયું. આ જગત ઉપર તમામ અંધકાર પંથરાયલો હતો. રોશણીનું એકબી કીરણ નહિ—એક શેહેજ—શેહેજ માત્ર રજકણ વટીક નહી—બીજાઓ માટે કદાચ હોય—પણ તે બાપડી માટે તો નહિજ!

તે કરલી બાળ વોલો ન્હાનો દીકરો દીવસે દીવસ મોટો થતો ગયો. તે કાળી ચળકતી આંખો, ને મીઠો ખુસ્તુમાં ચેહરો તે કમનસિબ માતાનાં તુટી જતાં જીગરને કાંઇક દરજ્જે રાહાટ આપી શકયાં. પણ અંતે એક કમનસીબ સહવારે, જ્યારે સુરજનું કુમળું તડકું દરેક ઝાડો અને ફુલો ઉપર સોનેરી પ્રકાશ પાથરતું હતું, અને પક્ષીઓ પોતાનાં મધુરાં ગાયણ ગાતાં રીઝી રહયાં હતાં—ત્યારે—તે વેળાએ સ્વર્ગનાં ફિરેસ્તાઓ આ ધર્તી ઉપર ઉતરી, આ દુન્યાનાં તે ન્હાના ફિરેસ્તાને, પોતાનાં ઝલકતા હાથોમાં ઉઠાવી ચાલતા થયા.

ઉંચે અને ઉંચે ઉપર અને ઉપર તેઓ વધતાજ ગયા-અને છેવટે સુર્યના સર્વેથી સુંદર પ્રકાશથી ટીપાયલાં ઝળકતાં સોનેરી, અને બ્લુ તેમજ પોખરાજી વાદળાંઓ તરફ તેઓ ચોખ્યા અને સુર્યનાં સોનેરી કીરણો, અને તારાઓનાં ઝગઝગાતથી ઝબકી રહેલા સ્વર્ગનાં તે સોનેરી દરવાજાઓ આગળ તે ન્હાના ફિરેસ્તાને લાવી મેલ્યો-તે કમનસિબ માતાનો એકલો ખજાનો-જીગરની રોશણી !

આ દુન્યાની તે એકળવાઇ ઓરતની એકલી ખુશાલી, એકલો આરામ તે માહાન કિરતારના હોકમથી ખુંચવી લેવામાં આવ્યો. અને હવે તે બિચારી એક મોટી માંદગીને બિછાણે પડી, તે માંદગી-જેમાંથી પાછી સાઝી થઇ ઉઠવાને શેહેજબી ઉમંગ કે ઇચ્છા તે ધરાવતી હતી નહિ. બીજું એક વરસ એવીજ રીતે પસાર થઇ ગયું, જે અરસામાં તેણીનો બેવફા ખાવીંદ, આ દુન્યાની એક ખરી સાચ્ચી અને વફાદાર ઓરત તરફની પોતાની દગાઇનો હીસાબ આપવા કિરતારને બાર જઇ પોહોંચવાનાં સમાચાર તેણીને મળ્યા. અને નવેસરનાં દુઃખ અને શોકથી તે રડી. તેણીનો સઘળો ધીક્કાર, સઘળો ક્રોધ તે ઓરત માટે હતો. તે મરણ પામેલા ભર્થાર તરફનો, તેણીનો આખો પ્યાર, અને વિચાર હજુનબી તેવાંજ હતાં, જો તે કોઇ અંજાણી તેઓ વચ્ચે આવી ન હતે-તો અરે!—કદીબી—કદીબી તે તેણીનાં પ્યારને જુદો નહિ નીવડતે !

ત્યાર પછીનાં વરસોમાં તે શીરાઝને મલી. ઉંચો, અની ખુબસુરત અને ભલો! અને તેણીની કાળી એક પડછાયા જેવી ઘગઘોર જીંદગીમા રોશણીનાં કિરણો, અને આશા ને ઉલ્લતનું અજવાળું પાંથરતો તે આવ્યો. તેનો અજાયબ જેવો માયાલુ હસમુખો ખ્વાસ, અને તેણી માટેની ગરમ દીલસોજી, ને મરણ પામેલાં જીગરમાં કાંઇ નવીન પ્રકારની ઉલ્લત, અને જુસ્સો ઉત્પન્ન કરી શકયાં.

"આય દુન્યામાં પાછાં ભાગ લેતા થાઓ, જર, અને હસો," તેણે તેણીને કહ્યું હતું. "આપણી જીંદગી એક સૌથી મોટી રમુજ છે. તમારી જેબી કાંઇ દીલગીરી કે દુઃખ હોય, જર, તેને મારી હઠાવો, અને હસો! અને જીંદગી પોતાના ખુશનુમાં ચળકાતથી તમુને પાછાં નવાજસે!"

આય-તેનાં બોલોથી ઉતલ પામી, તે પાછી દુન્યામા ભેળાતી થઇ. તેને ખુસી કરવા જેબી કાંઇ ઝળકાત અને પ્રકાશથી ભરપુર હોય, તે તરફ તે ખેંચાવા લાગી. તેની સલાહથીજ તે દુખી યાદો ભુલવા, મહીનાઓ સુધી તે બાહેરગામ જઇ રહી હતી. અને ડારજીલીંગ ની અજાયબ જેવી ખુસનુમાં મોજ ભોગવી તે મુબાઇ પાછી ફરી હતી. અને હવે-આજે, તે તેણીને મલવા આવતો હતો.

તેણીએ ત્યાંનું બારણું ઉઘડતું સાંભળ્યું. ત્યાનાં નરમ કારપેટ ઉપર કોઇનાં આવતાં પગલાં સંભળાયાં, શીરાઝ તે ફુવેથી મઘમઘી રહેલા સુંદર ડ્રોઇંગ-રૂમમાં દાખલ થયો. તે શેહેજબી હાળી નહી. તે તેણીની ખુરસી પાસે આવી ઉભો. ઘણી નાજુકીથી પોતાના સુંદર પાપણો ઉઠાવી તેણીએ ઉંચું જોયું. પોતાનો નાજુક, સુંદર, સફેદ હાથ લંબાવતાં તે બોલી:

"તમે !"

"જર!" તે બોલ્યો, "તમને પાછું મળવાનું કેવું ખુશકારક છે! આઇ હેવ મીસ્ડ યુ ઑફુલી! મારે કહેવું જોઇએ કે અમારી ગોલ્ડન બટરફ્લાઇ, આય લાંબા ચેંજથી વધારે ઝળકતી, વધની સુંદર થઇ આવી છે!"

એક ઝીનું દીલગીરીભર્યું હસવું, તે સુંદર હોઠો વાટે બાહેર પડયું.

"હું કબુલ કરૂં છું." તે ધીમેથી બોલી, "તમારી સલાહ માનીને હું બાહરગામ રહી આવીછ, ફીરોઝ, અને હું હસીછ, તે વરસો ને વરસોની દીલગીરી મારી જીંદગીમાંથી હું હસી કાહડી શકી છું. ડીયર બૉય, જાણે મને લાગે છે કે તમો આગળ કરતાંબી વધુ ઉંચા, ને કદાવર થયા છો, તમે માનસો હું કહું છું તે! પણ ઘણી વેળા મને લાગ્યું છે કે, તમારા જેવા સ્પર્શેનડીદ ને તૉલ ઘણાં થોડાં આસામીઓ હશે!"

તે ખડખડાત હસ્યો; "અને તમારાં જેવાં લવલી ને ઉમદા ખવાસનાં લેડીને હું હજુંને સુધી કદી મળવા પામ્યો નથી, એમ હું કહું તો તે તમેબી માનસો?"

"ઇન્ડીડ, માય ડીયર ફીરોઝ, કવાઇત ઇન્ડીડ!" તે મીઠાસથી હસી. "હું ખુશી છું કે તમો મને આજે મલવા આવ્યા. મેં ધાર્યું કે તમો આજે રાતનાં કેડે રોકાયલા રહેશો!"

"મીસીસ મોદીના ઇવનીંગ ક્રશમાં લેટર ઓન જવાનો મારો વિચાર છે, ખરો! અને હું તમુને મારી સાથે લઇ જવા ઇચ્છું છું;" તેણે કહયું. "પણ જવાની પહેલાં જર, મારે તમુને કાંઇ કહેવું છે–મારાં મનમાં રમી રહેલી તે બાબદ મારે તમુને કહેવી જોઇયે. હું તમુને લખવાનો હતો, જર, તમો જ્યારે ડારજીલીંગ હતાં ત્યારે! પણ પાછળથી મેં થોભવામાં ડહાપણ વિચાર્યું."

જર દાવરની છાતી ખુશાલીથી ધડકતી હતી. ઓહ! તે શું કહેવા માંગતો હતો? આહ! શું અંતે તે વખત આવી લાગ્યો હતો–કે જ્યારે તે તેણીને–

"જર! આય મારી આવી લાઇફથી હું કંટાળી ગયોછ! કલબસ અને હોટેલ મને વધુ વાર જોઇતાં નથી. મને હવે મારૂં પોતાનું એક ઘેર જોઇયે છે! જર, તમે સમજી શકો છો હું જલદીજ પરણવાનો વિચાર રાખું છું."

તે થોભ્યો, અને આતુરતાથી તેણીની તરફ જોવા લાગ્યો. તેની ખુબસુરત આંખ્યો પ્યાર અને ખુશાલીથી ચમકતી. તેણીને લગ્યું કે, તે તેણીનાં જવાબ માટે ખોટી હતો, આથી બની શકતી શાંતી, અને બેદરકારીથી તેણીએ સવાલ કર્યો.

"તે નસિબવંતી છોકરી કોણ છે, તે મને જણાવશો?"

"અલબત," તેણે ઘણી ખુશાલીથી કહયું. "આય દુન્યાની સ્વીટેસ્ત ગર્લ, તે મારી ચૉઇસ છે; તેણીનાં બાળ લગભગ સુન્નેરી, અને સુનેરી લાઇટ સાથની તેણીની આંખો મારૂં સ્વપનું છે. અને તેણીનું નામ–પણ કોઇબી નામ તે ધરાવતી હોય, તે સાથ આપણુને શું કામ છે, તે બસ આય દુન્યાની સૌથી વ્હાલી, સૌથી સુંદર એક સ્વીટ-હાર્ટ મારે માટે છે!"

"પણુ તેણીનું નામ?" અધીરાઇથી થરથર ધ્રુજતાં તેણીએ ફરી પાછો તેજ સવાલ કર્યો.

"મની અને એ શું સૌથી સુંદર, ને મીઠું એક નામ નથી? મીના વકીલ!

"હા! ઘણુંજ, ઘણુંજ સ્વીટ" તેણીએ ધીમેથી જવાબ વાળ્યો.

"અને તેણીની સાથ મીલાકાત કરાવા, મીસીસ મોદીને ત્યાં તમને લઇ જવા માંગું છું, જર. તેણીને જોયા પછી તમો શું મત આપશો, તે જાણવા હું ટીંગાઇ રહયો છુ અને તોબી

મારે કહેવું જોઇએ કે આય દુન્યાની કોઇબી ચીજ મારાં તેણી માટેનાં ઉંચા મતને કદી ફેરવી શકશે નહી."

અધીરાઇથી ફેરા ખાતો તે બારી તરફ ગયો, અને લેસના પરદા હઠાવી, રસ્તા ઉપરની જતી ગાડીઓ જોવા લાગ્યો અને ખુબસુરત અબળાઓનાં પોશાક, ને ઝળકતાં ઝવાહીર પરથી તે જોઇ શક્યો કે પાર્ટીમા જવાનો વખત થઇ ચુકયો હતો.

"તમે મને હજુન કોનગ્રેચ્યુલેત નથી કર્યો, જર. તમો શું ખુશી થયાં નથી? કોઇ રીતે તમે દીલગીર કે ગુસ્સે તો થયાં નથી? જર, હું પરણું કે કુંવારો રહું પણ આપણી ફ્રેન્ડ-શીપ તો જેવી ને તેવીજ રહેશે! એ વિશે તો સદા તમો ખાત્રી પુર્વકજ રહેશો!"

"નહિ, હું ગુસ્સે નથી થઈ. શા વાસ્તે હું દલગીર થાઉં?" તે બોલી, સ્વપનાં જોતાં એક માણુમની પેઠે અર્ધ બેભાણ હાસે. "ફકત-ફકત હું ઘણી અજબ થઇ ગઇ છું. અત્યાર સુધી કોઇ દીવસેબી તમો તમારી એ સ્વીટહાર્ટ વિસે બોલ્યા હતા નહિ. તમારાં કાગળોમાં વદીક નહિ. પણ હું તમુને મીમીમ મોદીને ત્યાં જતાં ખોટી કરૂં છું. એક મીનીટ થોભસો, હું મારો ક્લોક, ને ફ્સ લઇ હમણાં પાછી ફરશ."

ઘણાં માનથી આગળ વધી તેને તેણીને ત્યાંથી પાસ થવા, તે બારણું ખોલી આપ્યું. અને તેણીનાં ગયા પછી વિચારવંત હાવે, કાંઇક ગભરાયલો, ને ગુંચવાયલો ત્યાંજ ઉભો.

"અને મેં ધાર્યું કે, તે એ સાંભળી ઘણી ખુશી થશે.' તે ઘણો અજબ થતાં મનસે પટપટયો. "મને હમેશાં પરણી ને સૅટલ થઇ જવા તે કહેતી હતી. અને હવે-ખચીત-ખચીત-વીમન આર સ્ટ્રેન્જ."

પોતાના રૂમમાં જોડેલા હાથો, ને ચાદર જેવાં સફેદ ચેહેરા સાથ જર દાવર, દુઃખ અને નિરાસીના એક પુટળાં પેરે ઉભી.

"અરે, ઓ ખોદા!" નિરાસીથી ચાક ચાક થતાં છગરે તે મનથી બોલી, "કિવા કારણો સર મેં આવી ઉમેદો મારાં દીલે વસાવી. અરે, હું કેવી ખાત્રી પુર્વક હતી. અને સો પણ એવી આસાઓ રાખવાને મને શું કારણ હતું? એક ફ્રેન્ડ સિવાય વધુ કોઇ દીવસેબી તે હનોજ નહિ. એક ભલો હેતવંતો ફ્રેન્ડ; અને આહ!" હયાં તે આરસી તરફ ફરી, અને પોતનાં પડછાયા તરફ જોતાં, ધીક્કારથી, ઘણી ક્રુર રવેશે હસી. "આહા! અને તે ધાર્યું કે તે તુને ચાહે છે! આહ! માઇ ડીયર, તારી આવી ખુબસુરતી, ને ભપકાદાર પોશાક છતાં તું પચાસ વરસ જેવી લાગે છે! એક દીવમણી-એક કલાકબી ઓછી નહી!"

તેણીએ પોતાનું ગોલ્ડ સ્લીપર ઘણાં જોસથી અફાળ્યું. અને તે મોત જેવા ફીકકા ચેહેરા ઉપર લાલી લાવવાની એક વ્યર્થ કોશેશ કરતાં, પાઉડર પણ મોંહ ઉપર ઘસડયું. અને ખુરસી ઉપર મેલેલો પોતાનો કાળો સેતીનનો ઓપેરા કલોક ઉડાવતાં તે બારણા તરફ ગઇ.

"હું હમણાં આવું છું, શીરોઝ!" તે મીઠા મધુર અવાજે બોલી. અને બીજીજ મીનીટે પોતાની દુખથી નીસ્તેજ બનેલી આંખોમાં હીંમતનો પ્રકાશ, અને રાતા સુંદર હોઠો પર એક મધુરાં હસવાં સાથ, ધીમેથી લલકારતી તે હોલમાં દાખલ થઇ.

"જર" તેણીને ત્યાં આવી ઉભેલી જોઇ ફીરોઝે પાછું કહયું. "મેં આય કહેલી ખબરથી તું કોઇ રીતે દીલગીર તો થઇ નથીની?"

"દીલગીર! શા વાસ્તે હું દલગીર થાઉં, સીલી? હું તો સાંજી જેમ અને તેમ વ્હેલી મીસીસ મોદીને ત્યાં જઇ, મારી 'રાઇવલ'ને જોવા ને મલવા અધીરી પડી છું." એમ કહેતાં તેણીએ પોતાનો સુંદર ને સફેદ હાથ તેની ગમ લંબાવ્યો, જે ઘણાં પ્યાર અને માનથી તેણે પોતાના હાથોમાં લઇ હોઠે લગાડયો.

"કદી કોઇ માણુસની આવી ભલી અને સાચ્ચી મિત્ર થઇ હોશે નહિ." દાદર પરથી ઉતરતાં તે લાગણીઓથી બોલ્યો.

કેટલોક વખત સુધી તે શોભાયમાન મોટરમાં બેસી તેણે તેની સ્વીટ-હાર્ટ વિષે પ્યાર અને હેતથી વાત કરતો તે કમનસિબ માહયુએ સાંભળ્યો. અને ત્યાર પછી રૂઝીરંગ દુઃખથી ધ્રુજતી તે પોકારી ઉઠી.

"ફીરોઝ," તે ઘણી નરમાસથી બોલી, "મારૂં તમે સાંભળશો? તમારી મીનાને જોયા અગાઉ હું કાંઇ પણ મત બાંધવા માંગતી નથી. તમે એની વાત બંધ કરી, કાંઇ તમારા વિષેજ બોલશો?"

"પણ તે મારાં જીગર અને મનમા તેજ રમી રહી છે," તેણે જવાબ વાળ્યો.

"ત્યારે આપણે કાંઇ મારે લગતી વાત કરશું." એક છુપો નિશ્વાશ મુકતાં તે કમનસિબ સુંદરી બોલી. અને તેણીએ પોતાની મુસાફરીને લગતી અશેક વાતો કરવા માંડી. જ્યારે ગનથી તો તે તે બિચારી સારી રીતે સમજતી હતી, કે તે પ્યારમાં લીન્ન બનેલા આશકનું સઘળું ધ્યાન તેની વાત ઉપર નહિ, પણ રીસેપશન રૂમમાં ખોટી થતી, તે ન્હાની મધુરીમાં જઇ ભરાયું હતું.

મીસીસ મોદી સોસાયટીની એક ઘણી જાણીતી બાનું હતી. અને તેણીના ઘરની મેહેમાનદારી ચાખવામાં લોકો મોજ સમજતાં હોવાથી તેણીનો રીસેપશન રૂમ લોકોથી ચીકાર ભરાઈ ગયો હતો. લોકોનાં ધસારાથી ઘણુંએ પાછી ફરેલી જરનો જીવ જાણે ગભરાઇ આવ્યો. અને જ્યારે સર્વે લોકાથી દુર એક એકાંત કોનઝરવેતરીમાં તેઓ આવી થોભ્યાં, ત્યારે તેણીએ છુટકારાનો એક દમ ખેંચ્યો.

"ગ્રેશયસ, ફીરોઝ, આજે કેઇ રીતનું લોક છે. પણ જુઓ, ત્યાં સામે ફ્રેદુન કામા ઉભેલા જણાય છે. એવણુને બોલાવસો!"

"હા, એ તમારી આગળ બેસસે, જર, તેટલાંમાં હું મારી મીનાને સોધી લાવી શકશ."

"બીજું તો કોઇ નહિ પણ એક લવરજ પોતાની પ્રીયાને આવી ગીરદીમાં સોધી લઇ આવવાની હીંમત કરી શકે." અને તેણીનું હસ્તું સૌથી ખુસ્તુમાં હતું. ગરીબ બિચારી તો જીંદગીનાં તે સ્તેજ ઉપર, આ કાંઇ પેહેલી વારજ આવું અઘડું પાત્ર તે બિચારી ભજી બતાવતી હતી નહિ.

"ફ્રેદુન, અહીં આવો, ને આય ઇજીપ્તથી પાછી ફરેલી ગોલ્ડન બટરફ્લાઈ સાથ મેલાપ કરો!" ફીરોઝ તેને બોલાવતાં ખુશાલીથી હસ્યો.

ફ્રેદુન કામા તેઓની સામે આવી ઉભો

"આહ! મીસીસ દાવર!" તે ઘણી ગંભીરાઇથી બોલ્યો. "આખરે પાછાં ફરયા! કેમ છેઓ તમે! આગળ કરતાંણી વધુ રેડયન્ટ જાણે તમો થઇ આવ્યો છો!"

"ઓહ! આઇ એમ સ્પલેનડીડ, થેંન્કસ!" તેણીએ જવાબ વાળ્યો. "પણ હું જરા થાકેલી, કંટાળેલી છું. મને લાગે છે કે લામે વખતે ઘરે પાછા ફરતા એમજ લાગતું હશે:"

"મીસીસ દાવર, આય ગીટ ઉપર તમો જગ્યા લેશો? લોકોની ગડબડથી દુર હયા ઘણું ખુસ્તુગાં એકાંત છે."

"ફીરોઝ, હવે તમે જાઓ, ને તમારી મીનાને વ્હેલી લઇ આવો. વીનસની પધરામણીની રાહ જોતી હું હયાં ખોટી રહેવસ!" એક સફેદ નાજુક હાથ તેની તરફ લબાવતાં મશ્કરી કરતાં તે બોલી.

"પ્યારમાં પડવું એ ણી એક ઘણી ભયંકર ચીજ છે, નહિ?" તેણીએ મીઠાસથી સવાળ કર્યો.

"હોવુંજ જોઇયે!" તેણીના સાથીએ ઘણી ગંભીરતાથી ઉત્તર દીધો. "કલકત્તામાં આપણે છેલ્લાં મળ્યાં પછી, તમો ડારજીલીંગ ગયાં, મીસીસ દાવર અને મે તમુને ઘણાં 'મીસ' કીધા."

"ડારજીલીંગમાં મેં ઘણો સુખી વખત પસાર કીધો છે, ફ્રેદુન," તેણીએ ઘણી નરમાસથી કહયું. "હું ઇચ્છું છુ કે હજુનણી હું ત્યાંજ રહી હતે! હુ શુ કામ હયાં પાછી આવી છું, તે હું પોતેણી જાણુતી નથી."

"અને તોબી તમો કબુલશો કે ડતીં, વ્હાલું, ઓમ્મે એક સૌથી મરસ જગ્યા છે. કેડેગી તમો જશો, ને ગમે એટલાં દુર તમો રહેશો, પણ મારા મત પ્રમાણે તો આવું અગત્વી, આટલું લવેબ્લ શેહેર તમો કોઇ જગ્યાએ જોશો નહિ આય વખત તો મીસીસ દાવર, તમો લામો વખત અહિયાં રહેશો કેની?"

"હા, હમણા તો—" હયાં તે બોલતી અચકી ગઇ, તેણીની નજર ફીરોઝનાં હાથમાં હાથ લઇ ચાળતી એક ન્હાની છોકરી ઉપર ખેંચાઇ. કાળા સોકનાં પોશાકમાં સજ થયલો એક ન્હાનો સોકજનક આકાર. "હું જાણુતી નથી." તેણીએ ઝડપથી વધાર્યું. "હું કહી શકતી નથી, હુ કેઇ મીનીટેબી પાછી જાઉં; હું તદન રેસ્ટલેસ, બેકરાર—અરે, હું જાણુતી નથી, હું હવે શું કરસ તે!"

જો ફ્રેદુન કામાએ તેણીની ધ્રપછ રમા કાઇ ઘણું વીચીત્ર જોયું હોય, તો પણ તેને કાઇબી બોલવાનો વખત કે ચાન્સ મળી શકયો નહિ. તેજ મીનીટે ફીરોઝ, મીઠી એક સ્વપના જેવી ન્હાની ને ઉદાસ છોકરી સંગાથ તેઓ સામે આવી ઉભો.

"જર, મીસીસ વ્હાડયા સાથ તમારી ઓલખાણુ કરાવાની રજા આપશો? મીસીસ વ્હાડયા, મીસીસ દાવર ફ્રેદુનને તો તું ઓળખે છેની ડારલીંગ?"

—એક ઘણો નાજુક ન્હાનો, લગભગ એક બચ્ચાં જેવો આકાર જરે પેતાની સાંમે ઉભેલો જોયો. તે ન્હાનો નાજુક મખમલ જેવો સુંવાલો કર તેણીએ ગમતાથી ઝાલ્યો. તે મોટી

બ્હુ અસરકારક આંખ્યોમાં તેણીએ ભોલાઇથી જોયું. એક મોટી કરૂનામય કહાણી દરસાવતા તે મીઠા ચેહેરા તરફ જોતાં નહિ ખમી શકાય એવાં દુખનો એક ઝટકો તેણીને લાગ્યો.

મીનાં બ્હાડયાની મોટી અસરકારક આંખ્યો, શરમ અને દીલગીરીથી નીચે ઝુમી પડી. એક અંગારનો ઝટકો લાગ્યો હોય તેમ ખુબસુરત સફેદ હાથ તેણીએ છોડી દીધો.

તેની ખુબસુરત ફ્રેન્ડ, અને મધુરી સ્વીટ–હાર્ટ એ બેઉ વચ્ચેની વર્તણુક ઘણી અસાધારણ, લગભગ ભેદી ફીરોઝને માલુમ પડી. તેણે ઘણું ગુંચવાઇને ગુસ્સા અને ઉશ્કેરણીની તાવથી ઝળકતા તે ઝલેહદાર ગોલાબી ચેહેરા તરફ–અને ત્યાર પછી તેટલુંજ વિસ્મય પામી દુખ અને શરમીંદગીમાં ઝુમી રહેલા સફેદ એક કમળ જેવા તે મીઠા મધુર ચેહેરા તરફ જોયું.

એક–ધીકકાર દરસાવતી–ઝહલેવંતી–ગેરઇનસાફ પામેલી રાણી—બીજી—પસ્તાવા, અને શરમીંદગીનો એક કરૂનામય ચિતાર!

તે એક હૃદયભેદક ત્રેજેડી હતી. તે મગરૂર ખુબસુરતી—એક રાજ કરતી શેહેનશાહબાનુ જેવી દબદબાવાલી તોરવંતી–તેણીની ખુબસુરત હરીફ–એક હ્રડયભેદક નીરાસીમાં ડુબેલી ત્રેજીક પ્રીનસેસ!

"જર! મીના! તમુને શું છે? શું આગળ કોઇ દીવસ તમો બેઉ મલેલાં છેઓ?"

એક સુનેરી તાજ પેરે ઝળકતું તે મગરૂર સર ઓરબી વધારે દમામથી ઉંચુ થયું. તે સફેદ નાજુક હાથ લંબાયો, અને બાળી નાખનારા પ્રકાશથી ચમકતી તે આંખો ફીરોઝ ભણી ફરી.

"મેં એટલાં બધાં માણસો જોયલાં છે, ફીરોઝ, કે હું કહી શકતી નથી કે મીસીસ બ્હાડયાને હું આગળ મળેલી છેઉં કે નહિ! બટ યુ મસ્ત એકસક્યુઝ મી નાઉ, હું તદન થાકી ગઇ છું, ફ્રેદુન મને મારી મોટર તરફ લઇ જશો, પ્લીઝ?"

એક બોલબી વધુ બોલ્યા વિનાં જર દાવર ફ્રેદુન કામાનો લંબાવેલો હાથ લઇ ત્યાંથી ચાલતી થઇ. જ્યારે તેઓ તેણીની મોતર આગળ આવી થોભ્યાં કે તેણીએ એક છુટકારાનો દમ ખેંચ્યો.

"ઠેંકયું ફ્રેદુન!" તેણીએ ઘણી મમતાથી કહયું, "પણ હું હવે એકલુંજ જવાનું વધુ પસંદ કરશ!"

તે ચેહેરેનમુન મુખડાની શોકાતુર ખુબસુરતી, અને તારા સમાન ઝલકતી આંખ્યોનો હ્રડયભેદક પ્રકાશ જોતો ફ્રેદુન કામા ત્યાંજ ઉભો.

પાણીના એક રેળાની પેડે સડસડાત તે મોતર આગળ વધી. પણ હજારો અવાજો તેણીનાં કાનમાં પડઘા પાડી રહયા હતા. હથોડીના સેંહેકડો ચોકાઓ તેણીનાં માથામાં વાગતા હતા. આખી જગત તેણીને કહેતી હતી. તારાઓનો ઝગઝગાત તે ભેદ ઉકળાવનો હતો. ચંદ્રની રોશણી તેણીને સમજાવતી હતી.

"તારા ભર્થારને લુટી લેનાર સ્ત્રી! તારા ફ્રેન્ડની સ્વીટ–હાર્ટ! તારા ફ્રેન્ડની સ્વીત–હાર્ટ!" આખી તે રાત, છેક પરોઢયાં સુધી, એકબી આંસુ વિનાની સુકકી તસ જળતી આંખો સાથ

જર દાવર પોતાના બિછાનામાં પડી રહી. આહ! તેણીનાં જીગરમાં કેઇ રીતના શોહોળા ઉઠી રહ્યા હતા. તે રૂઝ આવેલો જખમ પાછો ઉંડાણથી વ્હેતો. તેણીનું મગજ તે નાનરસે ખ્યાલોની અગ્નિમાં આતસી ભભુકાથી ફરી એક વાર સળગી ઉઠેલું! અરે, ઓ ખોદા! કેઇ રીતે ને બાપડીનુ હૃદય ભાંગીને ભુકો થઇ જતું હતું. "હેલનસ! હાઉ ઇત એકસ!" પોતાનો ન્હાનો નાજુક હાથ ફાડી જાણી છાતી ઉપર જોશથી દાબી તે તુટી જતાં જીગરે બબડી.

પરોઢયાની ઠંડી લેહેકી સાથ દુઃખથી તે ભારી બનેલાં પાપણો ઢંકાયા. દુઃખથી તે શોકાતુર બનેલા ચેહેરા ઉપર ખુસ્નુદી ભરી શાંતી ફેલાઇ. અને સ્વપનાંમાં તેણીએ ફરી એકવાર તે ન્હાનો નાજુક લગભગ એક બચ્ચાં જેવો આકાર જોયો. તે એક બેબીનાં ચેહેરાની હરીફ! તેણીનાં ભરથારને લુટી લેનાર! તેના ફ્રેન્ડની સ્વીટ–હાર્ટ! એક નાહનકડી ડોલી!

દુન્યા ભરનાં દુઃખથી કંટાળેલો તે અત્યંત શોકાતુર ફીકકો ઉદાસ ચેહેરો–જેની શોકાતુર હૃદયભેદક સુંદરતા, ખુદા ફીરસ્તાઓનેગી ઝંખવાણા પાડતી હતી.

લંબાવેલા હાથો, ને મોટી અર્જ કરતી આખોમાં ઝળકતા, એક ગીનોઇ પ્રકાશ સંગાથ! સ્વપનામાંથી ધીકકાર, અને કમકમાતથી તે ફરી ગઇ. અને જયારે આંખો ઉઠાવી તેણીએ પાછું તે તરફ જેયું, ત્યારે તે મનોહારીણી એકલી હતી નહિ. તેણીની પડખે એક ન્હાનો ફીરેસ્તાઇ આકાર તેણીએ ઉભેલો જોયો! એક બાળક ફરેસ્તો, તેણીનો પોતાનો ગુમાવેલો–મરણ પામેલો બેટો! સ્વપનામાં તે બચ્ચાંએ પોતાની માતા તરફ જેયું. એક મીઠું મનહરણ હસવું, તે બાળક ચેહેરા ઉપર પથરાયું. અને તે જોના ભયથી એક બુમ સમેત તે કમનસીબ માહબુબ પોતાની ઉંઘમાથી બીદાર થઇ.

સુરજનાં રૂપાળાં આનંદી કિરણો તેણીના વીખરાઇ પડેલા સોનેરી બાલો, અને તે ઓરડા –માંહેલી સઘળી સોનેરી જણસો ઉપર આંખ આંજી નાંખે એવો રમણીય, ને ચિત્રમય સણગાર ફેલાવી રહયાં હતાં તે ઝડપથી પોતાના બિછાણામાંથી બહાર આવી અને બારીની બેર ઉપર હાથ ટેકવી ગઇ રાત્રીના બનાવો ઉપર વિચાર કરતી ચોળી. અને પોતાની ગજબ કરતાં કિસ્મત ઉપર આંસુઓનો એક દરયાવ રડતી તે બિચારી કયાં સુધી ઉભી.

જયારે એકબી આંસુ તે પાડી શકી નહિ, ત્યારે તે રડતી ચોભી. એક અજબ જેવી ધીમી, દીલકોતરી ખાનારી પેન તેનાં હૃદય માંહે થતી હતી. તેણીને તે વેળાએ એમ લાગ્યું કે, મોત કરતાંબી એ કાતીલ દુઃખ ખમવાની હવે તેણીમાં વધુ વાર શકિત હતી નહિ.

ત્યાર પછી વધુ વિચાર કરતાં તે જરાક શાંત થઇ. અને કાંઇબી કરીને તેજ સહવારે મીના બ્હાડયાને મલી, જે તે નકકી નિર્ણય ઉપર આવવાના કસદથી પોતાનાં ડ્રેસીંગ–રૂમમાં તે ગઇ. અને સર્વથી સાદો છતાં ઘણોજ દીનપઝીર, એવો એક કાળો પોશાક કઢાડી તેણીએ ડ્રેસ થવા માંડયું. તે વેળાએ તેણીની નજર સામે નેકી ભરી નુરાણી ધરાવતો, તે ફીકકો ઝલેહવતો મુખડો ફરી એકવાર ખડો થયો. અને તે ન્હાનકડી હરીફની કરનાગય મીઠાસથી ભરપુર, જાદુ ભરી સુંદરતાનો ખ્યાલ થતાં, તીરસ્કારથી તે હસી.

"મરદોને ફસાવનારા એ ઠગારા ચેહેરા ઉપર આવી એક હેવનલી લાઇટ ખુદાએ પાથરવી નહિ હતી! આવ કીમતી એન્જલીક બ્યુટીથી આવ ઠગારાં અંતકરણને નવાજવું જોઇતું હતું નહિ!"

જ્યારે તેણીની મોતર મીસીસ વ્હાડયા રહેતી હતી, તે બીલડીંગ આગળ આવી થોભી, ત્યારે આસરે નવનો સુમાર થયો હશે! સારાં ભાગ્યે શીરોઝ સાથની વાતચીત દરમ્યાન તે ન્હાની સ્વીટ-હાર્ટનું રહેઠાણુ તે જાણવા પામી હતી. જર દાવરને એક ન્હાના પણ ફેન્સી રૂમમાં દાખલ કરવામાં આવી. મોવ કલરનાં શેડથી તે ન્હાનો ઓરડો શોભી રહ્યો હતો, અને વાયોલેતસથી ભરેલાં સુંદર મોટાં બોલસ તે નાહનકડા સીટીંગ રૂમની રમણીય સુંદરતા, અને તાજગીમાં ઉમેરો કરતાં જણાતાં હતાં.

જર દાવર એ વેળા તમામ શાંત હતી. ખુબસુરત, નરમાસભરી અને પ્રકાશીત-એક મીઠી મનમહોન માહબુબ! તે પોતાનાં મનથી અજાયબ થતી હતી કે, મીનાં તેને મળવા બ્હાર આવશે કે નહિ? મીઠાં સોડમદાર વાયોલેતસનાં બોલ તરફ જોતી વિચારવંત હાલે તે ત્યાં બેઠી એવામાં દોડતાં બચ્ચાંનાં નાહનકડાં પગલાંઓ તેણીને સંભળાયાં. એક વાજીંત્ર જેવો મીઠો હસવાનો અવાજ! અને બીજીજ પળે ત્યાંનો મોવ કરતન હઠાવી, કાળા કરચલીવા બાળો વાળું એક ન્હાનું ખુબસુરત બાળક દાખલ થયું. હસતું, રમતું, રંગીલું! સુંદર એક તાજો ન્હાનો ગોલાબ! તે ઝળકતો ન્હાનો ચેહેરો, અને હસતી કાળી આંખો તરફ જોતાં, અસહ્ય દુખથી તે કમનસીબ માહબુબ પોતાની બેઠક ઉપરથી ચમકી ઉઠી. મનીનો દીકરો! મીના અને જાંહગીરનું ન્હાનું મુળયું!

બિહતું, બિહતું તે બચ્ચું અચકે પગલે તેણીની સનમુખ ચાલી આવ્યું. એક ઝીની આંગલી તેનાં નાક ઉપર મુકેલી, ઝીના ઝીનાં સફેદ દાંતો દેખાડી તે હસતું!

"હશ!" તે બચ્ચાંએ મીઠા ધીમા અવાજે કહયું. "મમીને કહેતાં નાં! હું ત્યાં ખુરસીની પછવાડે છુપાવુંછ!" અને જરની બરોબર સામે મુકેલી એક ખુરસીની પછવાડે છુપાતાં તે મીઠો ગોલાબી ચેહેરો તેણીની તરફ ચીમાઇને જોતો હતો. તે કરચલીદાર બાળો, તે ચમકતા ચેહેરા ઉપર પડતા! તે ઝીના ઝીના ગોલાબી હોઠો, તે હસતી આંખો આ દુન્યાનું અમૃત જાહેર કરતા!

તે કમનસિબ અબળા એક મારબલનાં પુટળાં મિસાળ ત્યાં બેસી રહી. એક શબ્દથી બોલવાની કે તે જગ્યા ઉપરથી હાલવાની તેણીમાં શકિત હતી નહિ. નસીબ જાણે તેના ઉપર રૂઠયું હતું. સર્વેથી પેહેલાં તેણીનો ભર્થાર, પાછળથી તેણીનો દીકરો, અને હવે તેણીનો લવર! એ સઘળું તેણી પાસથી લુટી લેવામાં આવ્યું હતું. જ્યારે તેણીનાં મરણ પામેલાં બેબીની એક હુબહુ મુર્તી, તે ન્હાના બેબીનાં ચેહેરાની હરીફ, પોતાનાં દીકરામાં ધરાવતી હતી. અરે! તે કેટલું ઘાટકી, કેવું કરૂણામય હતું. તે ન્હાની કરૂણામય સુંદરતા ઉપર કુદરત પોતાની સઘળી નવાજેસ ઉતારતી હતી. જ્યારે તે-જે બિચારી સૌથી નિરદોષ, સર્વેથી પવિત્ર હતી, તેણીની જીંદગી ખાલી-તમામ ખાલી હતી. એમ શું કરવા બનવું જોઇયે? જ્યારે તે બાપડી આય જીંદગીની દરેક ખુશાલી અને પ્યારથી બાકાત રહે, ત્યારે તે બીજીએ શું કરવા સઘળું ધરાવવું જોઇયે, તે ફરેસ્તાઇ ચેહેરાની ન્હાની ડોલીએ?

કાંઇ ઘણું ગંભીર બનેલું હોવાનો ખટકો થતાં, તે બચ્ચું પોતાની છુપાવાની જગ્યાએથી બહાર આવ્યું. તે પ્યારો ન્હાનો ચેહરો કાંઇક વિચારવંત, તે હસતી આંખો વધની ડાર્ક, તેણીની મોટી શોકાતુર આંખોમાં પ્યાર અને હેબતથી જોતી !

"તમે શું કરવા એટલાં દલગીર છેઓ ?" તે બાળક તેણીની પાસે આવી, હીરાઓથી ઝળઝળી રહેલા, તે ગોરા દુધ જેવા હાથ ઉપર, પોતાનો ન્હાનો ભુરો નરમ હાથ ગોઠવી મમતાથી બોલ્યું, "તમે શું સીક છેઓ ? તમુને કેઠે દુખે છે ? કોઇ વખતે મને હયાં દુખે છે." એક ઝીની ગોલોબી આંગળી પોતાની છાતી તરફ કરતા તે બોલ્યું. "અને ત્યારે મંમી મને જલદીથી સુવારી દેછ ! તમારૂંબી કોઇ ન્હાલ્લું બેબી ઘેરે છે ? અને મારી મમી મને જેમ કીસી કરીને રરેચ, તેમ તમેબી રરોચ ?"

હજુતબી એકબી સબ્દ તે કમનસિબ ગાહણુમ ઓચરી શકી નહિ. પોતાનો આરસપહાણુ જેવો સફેદ એક હાથ તે ન્હાનાં ગળાં આસપાસ વીંટાળી તે બેસી રહી. તે ડાર્ક કર્લી માથાં ઉપર તેણીએ પોતાનાં ઝીનાં ગોલાબી હોઠો દાબ્યા. અને તે વ્હાલાં મરણુ પામેલાં બાળકની હેતવંતી યાદ તાજી કરાવતી તે પ્યારી કાળી આંખોમાં એક દીવાનીની અદાએ તે બાપડી જોતી બેઠી.

"તમે જાણોછો મારૂં નામ શું છે તે ?" તેણે પાછુ જરા થોભીને આગળ વધાર્યું. "મારૂં નામ જાંહગુ છે. જાંહગુ વ્હાડયા ! તમુને એ નામ ગમેછ ? પણુ તમે શું મારી સાથે વાત કરવાના નથી. તમે શુ ગુસ્સે છેઓ ? તમે કાંય બોલતાં નહિ ?"

તેજ મીનીટે પાસેનાં ઓરડાનું બારણું ઉઘડતું સંભળાયું, અને 'મમાં'નાં મીઠા પોકારો કરતું તે બાળક જરનાં પાસામાંથી ઉઠી, તે તરફ દોડયું

"મમી, ઓહ, મમી, તાંહ કોઇ લેડી તમુને મલવા—"

"મારાં ડારલીંગ, હું તે જાણું છુ." જરે એક તીણું મીઠા અવાજને બોલતો સાંભળ્યો. "મમીને કીસ આપો ડીયર, ને તમારી આયા આગત જાઓ. હું બોલાઉં ત્યાં સુધી હવે હયાં આવતા નાં !"

તે બોલ કરતન પાછો એક વખત ઉંઘડયો. અને તે ત્યાં આવી ઉભી. ન્હાની નાજુક કરૂણામય, અસરકારક મધુર એક કવિતા, સફેદ એક કમલનો ભાવ કરાવતી, આ જીંદગીનું સુંદર સ્વપનું ! તે આવી અને ત્યાં ઉભી ! ફરેસ્તાનાં ચેહેરાની તે ન્હાની હરીફ ! તે ન્હાનો સફેદ ચેહેરો દીલમાં ચુંથાઇ આવે એવો કરૂણામય ઉડાસ–તે જીના હોઠો, આખી દુન્યાથી રીશાયલા, એક દયાજણુક રીશનામાં ચુપ ગમખવાર !

જર તેણીને જોતાં સાથ ઉઠી.

"ગુડ-મારનીંગ, મીસ વ્હાડયા ! હું તમને મળવા બોટી છું."

એક તીક્ષણુ કતારીથી જખમી થઇ હેય, એ મિશાલ તે છોકરી ચમકી, આખાં તન-બદને કંપી રહી. એક હૃદયભેદક નિરાસી તેણીના સુંદર ચેહેરા ઉપર પંથરાઇ. તે મોટી અસરકારક આંખો ભયનાં ત્રાસથી ઝગઝી રહી. તે છતાં તે આગળ વધી. ઘણી હીંમત અને દમામથી ! તે ન્હાનું સુનેરી માથુ મગરરીથી ઉંચે ઉંચકાયલું !

"મેહેરબાની કરી મને જણાવશો કે હયાં આવવાની તમેએ શું કામ તસ્દી લીધી છે?" આખરે તેણીએ સવાલ કર્યો, તે મીઠો અવાજ, આપણી દુન્યાથી કંટાળેલો, કરૂણામય એક વાંસલી જેવો!

"હું આવીછ, કારણ કે હું જાણવા માંગુ છું, કે તમારો શું વિચાર છે? શીરોઝ મારા ફ્રેન્ડ છે-આય દુન્યાંમાં મારા સૌથી સાચ્ચા, ભલા મિત્ર અને તેવણુ તમારી જીંદગીના સઘળા બનાવોથી મારા ધારવા પ્રમાણે જાણીતા થવા નથી-ત્યારે હવે મને કહેશો કે તમે તેવણુને જણાવોછ, કે હું કહું?" તેણીએ ધીમેથી-કરૂણાઇથી મન પર અસર થાય એવી રવેશે સમજાવ્યું.

"અને-તેણે શું જાણવુંજ જોઇયે?" તે બોલો એક મરતાં આસામીનાં મુખમાંથી નીકળતા શબ્દો જેટલા ઝાંખા, અને નિસ્તેજ સંભળાયા.

"મારા વિચાર પ્રમાણે તો સઘળો મર્મ જણવા અગાઉ એવણ કદીબી પરણી શકવાના નથી!"

"તે તમારો વિચાર હોય, પણ, તે મારો વિચાર નથી!" તે છોકરીએ એક ચીસ પાડી કહ્યું. તેણીનો નાજુક અવાજ જીગરનાં સઘળા જોસથી ફુટી રહેલો, આખી દુન્યા સામે જાણે લડત ચલાવનારી હોય એટલી બધી તે બાવરી બનેલી, ઉશ્કેરાયલી. "શા વાસ્તે તમે એ ભરમ નહિ સાચવો? શા વાસ્તે મને મારી જીંદગીનો એકલો ચાન્સ ગળતાં અટકાવવો જોઇયે? મારી જીંદગીના કોઇ કાળા પડછાયાને લીધે, કીયાં કારણોસર મારાં બચ્ચાંની જીંદગી બરબાદ થવી જોઇયે? એક બેવફા ભરથારે જો પોતાની પરણેતર કરતાં મને વધું પ્યારથી ચાહી હોય તો તેમાં મારો શું વાંક છે? એક મરદના દગાને ખાતર શા વાસ્તે એક સ્ત્રીએજ સઘળો ભોગ આપવો જોઇયે? અરે ઓ, મેડમ! જુઓ! હું તમારા પગ પાસ પડી તમને અર્જ કરૂં છું કે આય એક ચાન્સ મને મલતો અટકાવો ના! મારા દીકરાના સુખ—મારા દીકરાના ભવિષને ખાતર! કાંઇબી જો વાંક થયો હોય તો તે મારો છે, તેનો નહિ! એક માયના પાપને ખાતર તમો એક બચ્ચાંની જીંદગી બીગાડી શકશો નહિ! એક બચ્ચું! યાદ કરો! અરે, ઓ બાનુ! યાદ કરો! કે એક વખત એ કીંમતી ખઝાનો તમોએબી ધરાવ્યો હતો! તમારો એક દીકરો હતો, બાનું, અને તમો તેને ચાહતાં હતાં તે પ્યારને ખાતર-તે મરણ પામેલાં બચ્ચાંની મીઠી યાદને ખાતર, મેડમ, હું તમને અર્જ કરૂં છું, કે મારી ઉપર દયા કરો!"

રડતી અને તવળતી તે છોકરી, તે માદમુજના પગ પાસ ફસડાઇ પડી તોફાણી વંટો ળ્યામાં સપડાયલું, પોતાની જીંદગી માટે લડત ચલાવતું, એક સુંદર સફેદ મેડોના લીલી!

પોતાના બચ્ચાંની જોરાવર યાદ આપી અર્જ કરતી તે ન્હાની છોકરી ઉપર ગુમ જર દાવર પોતાની નજર ફેરવી શકી નહી. અજબ જેવી ધીમી એક મંદ રોશણીથી ઝળકી રહેલો તે મીઠો ફ્રેરેસ્તાઇ ચહેરો—અને કરૂણારસ એક કવિતાથી ભરપુર તે ગોટી બ્લુ, અસરકારક આંખો તેણીનાં દીલમાં એક નહી સમજી શકાય એવી લાગણી ઉશકેરતાં હતાં.

"હું એનાં એ ઢોંગ ને ચરતથી એટલી વહેલી ઠગાઇ શકવાની નથી. એની એ સ્વીટ, એક્સપ્રેસીવ આંખો ને ત્રેજીક એકટીંગથી એ મને કદીબી મનાવી શકવાની નથી." પોતાનાં બચ્ચાંની યાદથી નરમ પડેલાં અંતકરણને ફરી પાછું કઠણ બનાવતાં તે મનસે બબડી.

"એકવાર તમે મારા ધણીને લુટી લીધો હતો–અને હવે મારા ફ્રેન્ડને ખુંચવી લેવા આવ્યા છો," તેણીએ ધીક્કારથી તે ન્હાની ધ્રુજતી છોકરી ગમ ફરી કહયું. તે વખત જો તમારી હસ્તીની મને ખબર હોતે તો હું મારા ભર્થારને બચાવતે! પણ હવે જ્યારે હું જાણુંછ, ત્યારે મેરિ ફ્રેંડનો મારે બચાવ કરવો જોઇએ! નહીંનો કે—"

'મીસીસ દાવર, તમો મને ખોટી રીતે બદનામ કરો છો! તમો મને શું મરદોની જીંદગીનો નાસ કરનારી ઝેરી વેંગપાયર સમજોછ?"

"મારા ભર્થારની જીંદગીનો તો તમે નાશ કીધો છે, તમે તેને લુંટી લીધો, ઠગાવ્યો આંજી નાખ્યો!"

"અરે, ઓ, મેડમ! તમારી આવી ખુબસુરતી, આટલી બાહોશી છતાં, તમને કોઈ દીવસે એમ લાગ્યું નથી કે કોઇ વેળા મરદોની ઠગાઇથીબી બૈરાની જીંદગીનો નાશ થાય છે?'

"હું માનીજ શકતી નથી! એમાં એક સ્ત્રીનો વાંક હોવોજ જોઇએ! જો તમો વચ્ચે આવ્યા ન હતે તો મારી ખાતરી છે, કે જાંહગીર મારા પ્યારને સાચ્ચોજ નીવડતે! તમારી જાદુભરી મોહીનીએજ તેને બેવફા બનાવ્યો!"

"અરે! હું ઇચ્છું છું કે ઓ તમારો વિશ્વાસ, તમારા મરણ પામેલા ધણી તરફની તમારી વીહાગીરી હું કાયમ રાખી શકતી હોતે! મારાં બચ્ચાંની જીંદગીનો જો મને વિચાર ન હોતે તો કદીબી–અરે કદીબી હું એ ભેદ તમો સનમુખ ખુલ્લો કરતે નહિ. ફકત એક વખત આપણે મળ્યાં હતાં, મીસીસ દાવર, અને તેબી ફકત પાચજ મીનીટ. તે વખતે તમે મને ધીક્કારી–તમારા ભર્થારને નિર્દોષ, ને મને એક દુષ્ટ પાપણી ધારી, તે વખતે હું ચુપ રહી. તમારો વીશ્વાસ, તમારૂં જીગર તોડી નાખવા મને ગમ્યું નહીં. અરે હમણાંબી હું કહેતે નહીં, બાનુ, શીરીનને જો કે હું ચાહું છું. છતાંબી હું કદી તમને અર્જ કરતે નહીં. ફકત મારાં બચ્ચાંના પ્યારનેજ ખાતર હું તમારી આગળ ગુંટણે પડી અર્જ ગુજારૂં છું. એક વેળા તમોએબી એવુંજ એક બચ્ચું ધરાવ્યું હતુ. ઓ મેડમ, એટલુંજ નીર્દોષ એવુંજ સુંદર, એટલુંજ બેખબર! અને તેની પવીત્ર યાદને ખાતર હુ ખાતરીથી કહુંછ કે તમો મારાં બચ્ચાંની જીંદગીનો નાશ કરશો નહીં. હવે હુ જે કહું છું, મેડમ, તે સમજો, ઘણાં ધ્યાનથી–અરે, હજુન ધ્યાનથી, વાંકાં વળો, મેડમ, હજુન વાંકાં વળો! તમારૂં સુંદર માથું હજુન નીચે નમાવો, હું જે કહુંછ, તે હું જાણુંછ કે તમારાં જીગરમાં તીરની પેઠે ઘા કરશે, તે છતાં–અરે, તે છતાં બાનુ, મારે સઘળું તમુને કહેવુંજ પડશે!"

તે શીરીન, મીઠો હલક બોલનોજ રહયો, તે આખા ઓરડાને શાંતી ભરી ખુસ્તુદીથી ભરી નાખતો. અને મેસમેરાઇઝડ થયેલાં એક પુતળાંની અદાએ જર દાવર તેને સાંભળતી બેસી રહી.

"યાદ રાખજો, બાનુ કે જે હું તમુને સઘળું કહુંછ, તે સાચ્ચું છે, એકેએક શબ્દ સાચ્ચો! ઘણાં વરસોની વાત ઉપર જ્યારે તમારા ભર્થાર મને પહેલા મળ્યો, બાનુ, ત્યારે યદ રાખજો કે હું ફકત પંદર, કે સોળ વરસની હતી. મારાં માંયના પાસાંમાંથી એક દીવસ બી છુટી પડેલી નહીં. તેવણ આવ્યા, અને મારી ઉપર પ્યાર કીધો. અને થોડા વખતમાંજ

મને પરણવાની માંગણી કરી. કોઇ રીતે એક ઢોંગી લગનથી મારાં મગાંને તેમજ મને ઘણી શેહેલથી ઠગી શકયા અને મેં કદી બી જાણ્યુ નહી કે, તેની એક હકદાર પરણેતર જીગર તોડી નાખનારી નિરાસી સાથ તેની રાહે જોતી, ખોટી હતી.

"તેનાં મરણના બિછાણાં ઉપર જ્યારે તેણે મને ખરો ભેદ કહયો, ત્યારે મારૂં હૃદય જે ભયંકર નિરાસીથી વીંધાઇ ગયું, તે હું વર્ણવી શકતી નથી. મારાં બચ્ચાંને ખાતરજ હું જીવી. ને મારી આ નામોશી જાણવા મારાં મમાં આય દુન્યામાં વધુ વાર હતાં નહિ. એ ખ્યાલથી મેં ખોદાનાં શુકર કર્યા. ત્યાર પછી તે નામ જે મારૂં હતું નહિ, તે બદલી મારૂં 'મેંડન' નામ મેં પાછું ધારણ કર્યું. અને તેની એક યાદને ખાતર મારા દીકરાને મેં તેનું નામ બક્ષ્યું.

"હવે બાનુ, વધુ કશું કહેવાનું રહયું નથી. તમારી દયા, અને દીલસોજી માંગવા સિવાય! અને હું જાણુંછ કે તે મને મળશેજ! તમારો ચેહેરો જેવો ખુબસુરત છે, મેડમ, તેટલુંજ તમારૂં જીગર સફેદ અને ઝળકતું હું જોઇ શકું છું. તમારો આત્મા પવિત્રાઇથી ભરપુર! અને હવે તે બચ્ચું જેટલું તમુને, તેટલુંજ મને વ્હાલું છે, તેની યાદને ખાતર, તમે એ ભોગ આપશો! હું જાણુંછ, હું શું માગું છું તે! આ દુન્યાનો સર્વેથી મોટો સર્વેથી સર્વોતમ એક સ્વભોગ! તમારા પ્યારને, તમારી જીંદગીને તમારી સર્વેથી મધુર, ઉત્તમ ઇચ્છાને છેલ્લી સલામ કરાવનારો એક બુલંદ સ્વભોગ! અને તેજ હું તે માગું છું! મેડમ મારી આંખો તરફ જોઓ, અને માનો કે તમારા ભર્થારને ફસાવવાના દગાથી હું તમામ નિરદોષ છું!"

એક લાંબી દુઃખદાયક નજરથી તે બનેની આંખો એક થઇ. અને તે એક નજરમાં જર દાવરે આ દુન્યાની સઘળી ખુશાલીને પોતાના હાથોમાંથી સરી હેઠે પડતાં જોઇ. તેણીએ તે આંખો તરફ જોયું—તે મોટી કરૂણામય આંખો—જેની પાછળ, આય દુન્યાંના સર્વેથી ભયંકાર દગાનો ભોગ થયલું, એક ભાંગેલું અંતકરણ તેણીએ જોયું. જે ન્હાના અને નિર્દોષ આત્માને ભાંગીને ભુકો કરનાર તેણીનો પોતાનો ભરથાર હતો.

એક જબરદસ્ત આંચકો તેણીએ ખાધો, અને મુરદાં જેવા સફેદ ચેહેરા, ને જદ થઇ ગયલી આંખો સાથ તે ઉઠી.

"અરે! શું હું આંધળી હતી?" એક મરતાં આસામીની કાહેલી અદા, ને થાકથી નબળા બનેલા અવાજે તેણીએ પુછયું.

"ઓહ! જો તમો તેમજ રહી શકયાં હતે!" તે ન્હાંની છોકરીએ તેટલીજ ઉંડી ઉદાસીથી જવાબ વાળ્યો.

"મીના, ચાઇલ્ડ! મને તું માફ કરજે! હું જોઉંછ કે તારી તરફ હું ઘણી ગેરઇનસાફી, ઘણી સખ્ખત થઇ હતી. આજે મેં કાંઇ એવું સમજ્યું છે, ચાઇલ્ડ, કે આય ઘડીએ મારાં દીલમાં શું થાય છે, તે હું કહી શકતી નથી. હમણાં તો નહિં, પણ ઘણા વખત પછી કદાચ તું સમજી શકશે કે તારાં બચ્ચાંના પવિત્ર નામ, અને સુખને ખાતર મેં કેટલું ખમ્યું છે. કેવો મોટો એક ભોગ મેં આપ્યો છે. અને ચાઇલ્ડ, હવે તારી તરફથી હું એક મેહેરબાની માંગશ. હમણાં તો હું જાઉં છું, ઘણા વખત માટે, હયાંથી ઘણે દુર! પણ કોઇ વખત કદાચ હું પાછી ફરશ, ત્યારે મારાં મરણ પામેલાં બાળકનાં

ચેહેરાના તમારા દીકરા સાથ, મારો મેળાપ કરાવશો? અને હવે હું તમુને ઘણુ સુખ ઇચ્છું છું, ડીયર એકગી કળા વદળાં વિનાતું રળીયામણું, ઝળકતું ભવીષ! જે ગેળનવાને હવે મારી ખાતરી થઇ છે કે, તમો તદન લાયક છો! અને એ તમારાં સુખમાં કોઇ વખત મને યાદ કરતાં રહેશો, એવી હું આમા રાખું તો કાંઇ ખોટું ગણાશે?"

"અરે, ઓ, મેડમ! ખુદાના ખુશ્કંદમાં ખુશ્કંદ આશીરવાદ તમો ઉપર ઉતરજો! કદીબી એમ માનતા ના, કે આય દુન્યાનાં સર્વથી ખુબસુરત, સર્વથી ઉગદા જીગરની યાદ મારાં મનમાંથી એક ઘડીબી વિસારી શકસ! અને મારૂ બચ્ચુ તો આજ પછીથી, ઓ, વ્હલા ફ્રેન્ડ, સદા તમારૂંજ રહેશે! તમારૂં માથુ મારા સીર ઉપર નમાવો, વ્હાલાં વ્હાલાં જર. એક પવિત્ર કીસથી મને નવાજો, કે તમારી દીરેસ્તાઇ મેહેરબાની માટે હું સદા ખુશી નચીંત રહી શકું! અને જ્યાંબી તમો જાઓ, સાચ્ચાં વ્હાલાં મિત્ર, તા એક માતાનાં આભારી જીગરમાંથી વરસતા સર્વેથી સર્વોતમ આશીરવાદો, તમો ઉપર ઉતરશે!"

તે ન્હાની છોકરી, ઝળકતા ખુબસુરત એક પુટલાં જેવી તે માહબુબના પગ પાસ ક્રુચ-ડાઇને બેઠી પોતાના ન્હાનાં નાજુક ગરમ હાથો વતી, તે થડા સફેદ હાથ પસવારીયા. ઉંડી ગરમ દીલસોજીથી તે બને હરીફો એકમેક સામુ જોઇ રહી તે ઝગકતુ સુન્નેરી માથું, તે નરમ ભુરાં ઝુલફાંઓ ઉપર વાંકુ વળ્યું. તે પરવળા સમ હોઠો, તે ન્હાની મધુરીના થંડા સફેદ ગાલ સાથ જઇ અથડાયો. તે સુંદર સફેદ હાથો એકમેકનાં ગળામા ભેરવાયા અને હેતવંતા એક આલીંગણ સાથ એકવારની તે બે હરીફ સોખો—હાલમા હેતનતી બે સહીયરો, સદા માટે છુટી પડી.

તે રાતના, તે સોનેરી ઓરડામાં જર દાવર પોતાનાં બચ્ચા ની સખી પાસ ગુંદણીએ પડેલી હતી.

"કોઇ રીતે જો ઓ કિરતાર, મારા આય બિનસ્વાર્થી કાર્યથી મારાં બચ્ચાંની હજુરમાં જવા જો હું વધુ લાયક બની શકી હોઉ તો મારા આ તરસ્ના જીગરમા, એક સ્વર્ગીય શાંતી, રાહટ ફેલાયલી હું જોઇ શકું છુ! અને હવે તે દીવસ, ઓ, ખોદા, વ્હેલોજ પાસે લાવ, કે જ્યારે બેહેસ્તના સોનેરી દરવાજાઓ પર ખોટી થતા મારા તે દીકરાને આય ખાની હાથોમા લઇ, મારી છાતીએ ચાંપી શકુ!' તે અમીરી ખાનદાનની સ્વભોગી નારે ખુદા પાસ અર્જ ગુજારી, અને એક શ્રેષ્ઠ ખુસ્તુદી ભરી નેશથી, ને બચ્ચાના ગુરખંદ ચેહેરા ઉપર પંથગયની, તે ગુંદણીયે પડેલી માહબુબે જોઇ. અને ત્યારે-તેજ સ્વર્ગીતમ રોશણીથી તે ઉત્તમ સ્વભોગી નાર પોતે પણ ઝળકી રહી!

એક લાંબી મુસાફરીએ જવાની તૈયારી કરતા જર દાવર તે બોલો પાછા યાદ કરતી હતી. "જીંદગી એક મોટી રમુજ છે, જર, અને તેથી તમારી દીલગીરી અને દુખ જેબી કાઇ હોય તેને મારી હટાવો, અને હસો! અને જીંદગી પોતાનાં ખુસ્તુમાં ચળકાતથી તમુને પાછાં નવાજશે!"

ખચીત! ખચીત! જીંદગી આય દુન્યાની એક કોમીડી હોય, યા ત્રેજેડી! પણ તે તેમાં ભાગ લેશે તો ખરીજ, અને ફરી એક વર પોતાનું તે બિકટ પાત્ર તે બજાવશે! પણ હમશે,—તો હવે-કદીબી નહિંજ!

# નવજીવનનાં આવાહન

(લાવણી.)

રણશિંગાં ફુંકાય, બજે હો! હરહર હરહર થાય!
ભર આકારો શબ્દ પડે ને ધધણી ઊઠે કાય:
ઘુમી રહ્યા એ શબ્દ ગગનમાં,
અગન અગન ઊઠે તનતનમાં;
કોણ જ સૂએ એ ગર્જનમાં?
ઓ વીરા! રે આવી જાઓ!—(ધ્રુવ).

રંગ રંગ છે રંગ, મચે હો! જીવનજયનું જંગ:
થયાં પ્રભાત પનોતાં, વીરા! અંગેઅંગ ઉમંગ:
એ રંગે રોળાવા રસમાં,
અંતરની કો તીવ્ર તરસમા
કૂદે રક્ત ન કોનું નસમાં?—
ઓ વીરા! રે આવી જાઓ!—રણશિંગાં૦ ૧

હાલક હુલક હાક પડે હો! ચ્હડે પલક મન ચાક!
દિશદિશ ડોલી રહે ડગમગતી, વધે અજબ ઉચ્છાક:
દિશદિશ આ ઉંચકાય નજરમાં,
શત્રુતિમિર સપડાય સમરમાં;
હીર અંકાવા આજ અમરમાં,
ઓ વીરા! રે આવી જાઓ!—રણશિંગાં૦ ૨

શુર! સ્વર્ગની વાટ પડી હો! એ જ સમરને પાટ;
શુરાકેરું આન રહ્યું હો! એજ રૂધિરને ઘાટ!
કાયરતાનાં વસ્ત્ર ઉતરશે,
હુણું હુણું કહેતાં તરશે,
તરતાં હ્રદય ભગો શી ભરશે!—
ઓ વીરા! રે આવી જાઓ!—રણશિંગાં૦ ૩

'ચાર ઘડીનો શ્વાસ કરે હો! લાખ વરસની આશ';
પણ પળભર જીવન શુરાનું પાડે લાખ પ્રકાશ!

જીવનસિદ્ધિ જ છે એ પળમાં,
આત્મ ખરો પરખાય પ્રબળમાં:
એ પળ ધન્ય મળી આ સ્થળમાં:
ઓ વીરા ! રે આવી જાઓ !—રણશિંગાં૦ ૪

કેક વરસના કોડ રહ્યા હો ! અંતર ત્રીશ કરોડ !
તીર્થે તીર્થને પ્રાણે પ્રગટે પ્રેમશૌર્યની જોડ !
નવયૌવનના રાસ રચાયા,
નવચેતનના વાયુ ફુંકાયા:
હવે પ્રકાશો ભારતજાયા !
ઓ વીરા ! રે આવી જાઓ !—રણશિંગાં૦ ૫

ઠાર ઠાર રણકાર, કરો હો ! ઉદય વિજયટંકાર !
કેસરિયા તે જોય ન પૂઠે, શૂર ન સમજે હાર;
આવો, ધડથી શીશ ઉતારી,
રણગર્જનની ઓર ખુમારી !
વાટ જુએ છે કીર્તિ તમારી !—
ઓ વીરા ! રે આવી જાઓ !—રણશિંગાં૦ ૬

રણશિંગાં ફુંકાય: નહીં હો ! શુરથકી રહેવાય:
સ્વર્ગજ ઉઘડયાં શુરા કાજેઃ ધસો, ધસો રણમાંય !
જીત કર્યે નવજીવન જડશે,
ભારતના સદભાગ્ય ઉઘડશે,
કે રણ પડતાં પ્રભુ સાંપડશે !—
ઓ વીરા ! રે આવી જાઓ !—રણશિંગાં૦ ૭

અરદેશર ફરામજી ખબરદાર



## એક અતિહાસીક ટુંકી વાર્તા.

(લેખક:-પાદરાકર.)

છરકકી મકતબેમેં, મેરી આજ બિસમીલ્લાહ હય।
મુહસે કહેતા હું અલફ-દિલસે નીકલતી આહ-હય।
તાલસે મંજુરથા-સો પહેલે હમને કહે દિયા।
કયા કરેગા કૅાલ-જો યક વખ્ત હમને દે દીયા ? ।।

"સાચુજ કહો છો મુબારક! આ તસ્વીરમાં ચીત્રેલી બાનુ જીવતી છે? શું આદમજાત આટલું બધું સુન્દર હોઇ શકે છે? સુભાનઅલ્લાહ?'

"જહાંપનાહ! ગુસ્તાખી માફ! આ બાનું અત્યારે દિલ્હીના ચંદનીચૅાકને પોતાના પ્રકાશથી ચમકારી રહેલ છે!"

"કહે! કહે! મુબારક! એ કયા ઉમરાવની બેટી છે? યાતો દિલ્હીના બાદશાહની કાંઇ માનીતી બેગમ છે? યા ખુદા! આવું રૂપ! આવી સ્ફાટીલ આંખ?"

"નવાબ સાહેબ! આ બાનુ દિલ્હીની મશહુર તવાયફ ફૈજીબન છે! ગુલામને તેની થોડીક પહિચાન છે. આખું દિલ્હી તેની પાછળ ગુલતાન છે!"

"મહારા વફાદાર મુબારક! ત્યારે તો એ પરિયેપક્ષ બુલબુલને મેળવવાનો મહારો અરમાન છે; ગમે તે ઉપાયે પણ મારા રંગમહેલમાં તે આવવીજ જોઇએ."

"બસરોચસમથી, મહારા નામવર! આપનું ફર્માન ઉઠાવીશ!" અને સર ઝુકાવી વફાદાર મુબારક ને ભવ્ય ઓરડો છોડી ગયો.

× × ×

ઉપરની વાતચીત મુર્શિદાબાદના નવાબના અલૌકીક રાજ મહાલયના એક દિવાનખાનામાં ચાલી રહી હતી અને તે નવાબ શિરાજુદૌલા તથા તેના વફાદાર નોકર મુબારક વચ્ચે થતી હતી. નવાબ અલિવર્દિખાનના મરણ બાદ તેનો પૌત્ર (દિકરીનો દિકરો) શિરાજ મુર્શિદાબાદની ગાદીએ બેઠો. શિરાજ જાતે યુવાન-ખુબસુરત-બળવાન-અને વિલાસી હતો. સુન્દરી અને શિરાજનો પરમ ભક્ત હતો. ઝનાનામાં ઉમરાવની બેગમો તેને સંતૃપ્ત કરી શકતી નહતી. તેથી આ વિલાસપ્રિય નવાબ લક્ષ્મીની બરબાદી કરી નૂતન રૂપસુન્દરીઓ શોધી મંગાવતો હતો.

અચાનક તસ્વીર વેચનાર એક બુઢ્ઢિઆ દિલ્લીથી કેટલીક સુન્દર તસ્વીરો વેચવા લાવી હતી, જેમાંની કેટલીક મુબારક પોતાના યુવાન માલિક માટે ખરીદી લાવ્યો હતો, ને તે તસ્વીર જોતાંજ ઉપર પ્રમાણે વાતચીત થવા પામી હતી.

ખસની ટટ્ટીઓથી ઢંકાએલા-શિતળ-સુવાસિત ફુવારાઓમાં અસંખ્ય જળધારાઓ વડે શિતળ બનેલા પુષ્પમાળાઓની સુવાસથી તર બનેલા આરસના એક વિશાળ દિવાનમાં નવાબ બેઠા છે. અંગે બહુ મૂલ્ય ચંદન-મલય બરાસ આદિનું વિલેપન કર્યું છે. બાંદીઓ થંડા પંખા-વડે વાયુ ઢોળી રહી છે. પણ નવાબ આગથી સળગી ઉઠયા છે. વ્યથા કેમે શમતી નથી:-

ધીમે ધીમે નયન મીંચી નવાબ ગણગણવા લાગ્યા:-

ઇશ્ક કયા શય હય-કીસી કામીલકો પૂછા ચાહિયે;
કીસ તરફ જાના હય દિલ-એદિલસે પૂછા ચાહિયે;
કયા તડફને મેં હય મઝા-કત્લ હો પ્યારે કે હાથ;
ઉસકી લઝ્ઝતકો કિસી બિસ્મિલસે પૂછા ચાહિયે.

શિરાઝ! શિરાઝ! બાંદિ શિ--રા--ઝ...

બાંદીએ ઢળઢળતો શિરાઝનો પ્યાલો ભર્યો. તેની સુવાસથી બધું દિવાન બહેકી ઉઠયું. ગુલાબી પ્રવાહી તરફ તરસ્યાં નયને જોતાં નવાબે તે પુરો કર્યો-ને પ્યાલો ફેંકી દીધો:ને પલંગમાં પટકાતાં કહ્યું-ઉફ-ગરમી બહોત......"

ફૈઝીનો વિરહાગ્નિ નવાબને બાળી રહયો છે.

૨

## બિમારે ઇશ્ક નવાબ.

બીમારી ઇશ્કની બુરી, ભલે હો! રંક કે રાણા!
બન્યા બેદર્દ પણ દર્દી, રહ્યાં દિલનાં ન ઠેકાણાં!
અને વારાંગનાને તો, ખપે કલદાર બસ નાણાં!
ભુલે બેભાન થઇ અંધા, ગણીને મોજનાં ટાણાં!!

દિલ્લી! અલબેલી-મોહમયી-વિદ્યા કળા-કારીગરી ને વિલાસ વિભવથી ઉભરાઇ જતું દિલ્લી મુગલ બાદશાહોના વખતમાં રંગીલું દિલ્લી કોઇ અજબ ઠાઠમાં ખીલી ઉઠયું હતું. તેની સમૃદ્ધિ અલકાપુરીના કુબેરના ભંડારની સ્પર્ધા કરતી. નવાબો અફસરો રાજા રાણાઓ સિપાહસાલારો અને નવાબોના નિવાસોથી નવરંગી-બનેલ દિલ્લી દુનીઆની નજરે ચઢી રહેલ છે. બાદશાહી મહેલોથી દિલ્લી મગરૂર બની ઉઠયું હોય એમ જણાતું હતું. વિલાસીઓથી ઉભરાતા ચંદની ચોકમાં એક ઘાટીલું પણ ન્હાનું નાજુક ત્રણ મજલી મકાન આવી રહ્યું છે. વચલા ખંડમાં સુન્દર બસરાઇ ગાલીચાપર બેસી બે માણસો કાંઇ છૂપી ગુફ્તેગુ કરી રહ્યાં છે.

"શું! સિર્ફ એક લાખ રૂપિઆ બહાનાનાજ! મુબારક! ત્યારે તો આ માલ કાંઇ જવા દેવા જેવો નજ ગણાય! કેમ?" કોકિલ કંઠે એક તરુણી બોલી. આ બોલનાર તે નવાબ શિરાઝને ઘેલો કરી મુકનાર ફૈઝીજાન છે. બાલ્યાવસ્થામાંજ મા બાપ વિનાની-ગરીબ હાલતે

ઉછરેલી છોકરી ફેજી, લોકનાં વહિતરાં કરી મોટી થઇ હતી. બુધ્ધિશાળી અને દેખાવડી હોવાથી આસ્તે આસ્તે તેનું નશીબ ખુલ્યું. તેને સુવાની આવી-તેની અનુપ રૂપસુન્દરતાએ તેને દિલ્લી આણી. રૂપનો કાંઇ મહિમા છે? જેના સામે કોઇ નજર ન કરતું-આજે ફેજીના ચરણની ખાખ ચુંબવા દિલ્લીના અમીર ઉમરાવો મરી પડે છે. એ સુરિલી તાનપર કંઇક માલેતુઝાર શૌકીનો સર ઝુકાવી તેની કદમબોસી કરવા હરિફાઇ કરી રહ્યા છે. હાય રે રૂપ?

માબાપ વિનાની અનાથ-ન્યાતજાતથી અજાણ-ભુખે મરતી ફેજી આજે પોતાના સ્વતંત્ર ચાંદની ચોકના મકાનમાં પુર રૂઆબમાં દાસદાસીઓ વચ્ચે વસી રહી છે. ખરેખર તેનું સૌંદર્ય અનુપમ-દિવ્ય હતું, તે જ્યારે સીતાર સાથે સંગીત ગાતાં- આલાપ લેતી વખતે ઝુકી પડતું મસ્તક ગર્દનપર પાછું ટટાર થતું ત્યારે સૌદામીનીને વિસરાવતો બહુમુલ્ય હીરાનો હાર ચમકી ઉઠતો. તેનો કંઠસ્વર અને વાજીંત્રપરનો કાબુ અદ્વિતીય હતાં. દિલ્લી આખુ તેનાં રૂપ અને સંગીતપર મરતું તો મુર્શિદાબાદના નવાબના શું ભાર?

શિરાજુદોલા આતુરતાથી ફેજીના આગમનની રાહ જોઇ રહ્યો છે. જેના અનિન્દ્ય સૌંદર્યના વખાણ ઇતિહાસ આજ પોકારી રહ્યો છે. તે મુલ્ક મશહુર ઇતિહાસ પ્રસીદ્ધ ફઇજી નજરે પડે, તેના કોકીલકંઠી સંગીત કયારે સાંભળવા મળે, એ બેહિસ્તની હુર-નુર-એ-આલમ કયારે આ મકાન અજવાળી દે-અરે એની કદમબોસી કયારે કરૂં-એવા એવા વીચારો કરી નવાબ્ તરફડતાં તરફડતાં જેમ તેમ વખત વિતાવતો હતો.

સુચતુર મુખ્તારકે જેમ તેમ કરી, ધીમે ધીમે ફઇજીને રીસામાં ઉતારી તેને નવાબનો હાલ જણાવ્યો, અને ભવીષ્યમાં તેનું પ્રારબ્ધ કેવું ખીલી ઉઠશે તેપણ વાતવાતમાં કહી દીધું. નવાબની સુંદરતા, તેનો વૈભવ, તેની સત્તા-તેની વિલાસ પ્રિયતા સૌ ગણી ગણીને મુખ્તારકે ફઇજીને સંભળાવ્યું. ધનનો લોભ! અરે હાય! લોભે કોને છોડયા? લોભમાં કોણ ન ફસ્યું? શ્રીમંતો પણ લોભમાં મરી જાય છે તો ફઇજીની શું મગદુર?

ઘણીક વાટાઘાટ પછી ફઇજી નવાબને રીઝાવવા મુર્શિદાબાદ આવવા કબુલ થઇ. નવાબી ઠાઠમાઠથી, નવાબી તૌરથી મુર્શિદાબાદ પહોંચી. નવાબનો આનંદ આજે માતો નથી. તેના સુંદર વદનપર આજે ઓર ખુમારી ચઢી-આજે શિરાજનુ પ્રનાણુ ખેવડાયું. કહો કે નવાબ હર્ષઘેલો બની ગયો. 'આજે સ્વર્ગની રંભા, બેહિસ્તની હુરી, સંગીનુ બુલબુલ, પોતાની દિવ્ય રૂપરાશીથી, અનુપમ સૌંદર્યથી, અદ્ભુત ચમકથી નવાબને આનંદસાગરમાં ડુબાવશે. હાયરે ઇશ્ક? હાયરે રૂપ, તમારી શી મહત્તા?

૩

## નવાબની ચિંતાઓ!

સદાયે વ્હેમી કામાન્ધો! પીળી કમળા ભરી આંખો!
ડુબે ચિંતા સરોવરમાં! ફફડતી રાખતા પાંખો!
ગણે સૌ વિશ્વને કામી! નહિં વિશ્વાસ કોઇનો!
પછી પસ્તાય પરિણામે!—નારી વ્યભિચારી જોઇને!!

હીરાઝીલ મહેલ, મુર્શિદાબાદનું ભુષણ છે. મહેલની નીચે એક મોટી ઝીલ આવી રહી છે, જેમાં નિર્મળ જળ સમસર્વદા ઉભરાયા રહે છે અને આ

કાચ જેવાં નિર્મળ પાણી, ચંદ્રની થંડી હવામાં લ્હેરાતાં લ્હેરાતાં, ચંદ્રકિરણો સાથે સંતાકુકડી રમતાં ત્યારે, ત્યારે તે પાણીમાં પ્રતિબિંબિત મહેલ નાચી ઉઠતો. પાણીમાં જાણે હીરાના ટુકડા વેરાઇ ગયા હોય તેમ પ્રકાશીત થઇ રહેલા દેખાવ પરથી આ મહેલનું નામ હીરાઝીલ મહેલ પડયું હતું. જાણે આ હીરાઝીલમહેલ જળરૂપી આરીસામાં પોતાનું – પ્રતિબિંબ જોઇ ગર્વથી નૃત્ય કરતો ન હોય તેમ લાગતું હતું. ઇતિહાસના કહેવા મુજબ નવાબ અલિવર્દિખાનથી અલગ રહી પોતાની વિલાસ વાસનાની તૃપ્તિ કરવા માટેજ શિરાજુદૌલાએ આ હીરાઝીલ મહેલ ખાસ બંધાવ્યો હતો. આ મહેલમાં સદાસર્વદા કામ કલાકુશળ કામિનીઓનાં કનકનુપુરના ધ્વની સંભળાયા કરતા હતા. મધુર તાલ—લય સ્વર—સુશોભિત કમનીય કંઠની સુરીલી તાનોથી અને નૂતન વાધના રણકારોથી દિવાનખાનું ગાજી ઉઠતું.

ચંદની રાત્રિઓમાં ચંદ્રવદની ચંચળ ચતુરાઓની સાથે શિરાજુદૌલા હમેશાં આનંદ વિલાસ કર્યા કરતો હતો અને પોતાને ઇંદ્રથી પણ અધિક સુખી ગણુતો હતો. સત્તા-સુરાંગનાં-સુરા-સૌંદર્ય, આદિ ષડ્ અૈશ્વર્ય યુકત નવાબ પોતાને મહાન સુખી ગણે તો તેમાં આશ્ચર્ય પણ શું ? જ્ઞાનહીન વિષયી નરપશુ પોતાને મળેલ દેવ દુર્લભ નરતનું-માનવદેહ, આમજ વ્યર્થ વિનષ્ટ કરનાર વિષયની પરિ તૃપ્તિને સુખ સમજે છે અને અંતમાં તેમાંજ નષ્ટભ્રષ્ટ બની પાયમાલ થાય છે, તે જયારે માલીકની અવાજ વગરની ગેબી લાકડીના પ્રહાર થાય છે ત્યારે કાવરા બાવરા બની પસ્તાવાના કુંડમાં ડુબી જાય છે.

આજે એકજ વિચાર નવાબના મગજમાં ઘોળાયા કરે છે કે–દેવદુર્લભ રૂપશાલીની—ફૈજીબીના અનૂપમ નૃત્યનો જલ્સો કોને કોને બતાવવો–એ મિજલસમાં કોને કોને નોતરવા? કોઇ બહારના મિજમાનોની નજરે એ અણમુલ ખજાનો આવી જાય ને તે પરાયે હાથ જઇ પડે ? કદાચ પોતાનાથી વધુ સુન્દર યુવાન ફૈજીની નજરે ચઢી જતાં પોતાને મુકી ફૈજી અન્ય તરફ આકર્ષાઇ ચાલી જાય ? અરે કોઇ બદનજર બદમાશની નજર વખતે સુરસુન્દરી ફૈજી જાનને લાગી જાય ? હાય ! હાય ! ત્યારે તો પછી સત્યાનાશની પાણી: કરી કમાણી ધુળ મળી જાય: જે રૂપરાશીને તે પોતાના હૃદયમાં ભરી રાખવા માગે છે તે લુંટાઇ જાય,- હાય ! એતો ન ખમાય ! બસ ! માત્ર બે ત્રણ ખાસ અંગત મિત્રોનીજ મિજલસ રાખવી. જલસામાં બીજા કોઇનેય ન નોતરવા. એટલે ફૈજીના રૂપ–નૃત્ય–સંગીતનો લાભ પોતે એકલાજ લેશે. ફૈજી પોતાનીજ થઇ રહેશે.

કામાંધ શિરાજ ! તું કેમ ભુલ્યો કે "તે તો રહેતો તો આપણું–જાવ તો સગા બાપ નું." પણ कामांधो नैव पश्यति।

## જલસો.

ફફડતી યે જવાની પર—દિવાના કયું હુઆ બાબા ?
ચમકતી ચશ્મસે અંધા—શિયાના કયું હુઆ બાબા ?
સબર વારાંગના યે તો—ફીકાના કયું ભુલા બાબા ?
મનિ–માનિકય દર્શનસે—બીગાના કયું હુઆ બાબા ?

આજ હિરાઝીલ મહેલ નવપરણિતાયુવતીની માફક નવાજ બહારમા શોભી ઉઠયો છે. તેના શણગારમાં કાંઇ ન્યુનતા જણાતી નથી. ફુલમાળાઓ અને દિપમાળાઓથી તારા મંડિત

નીલ આકાશની પેઠેમ હીરાઝીલ પણ હગી ઉઠયો છે. નવાબની સખ્ત આજ્ઞા છે કે ફૈજીની અભ્યર્થનામાં કાંઇ કસુર ન થાય. ભગવતી ભાગીરથીના મનનયગંજન જળ બિંદુઓથી શીતળ બનેલો, અર્ધ વિકસીત પુષ્પનાની મનોહર મહેંકમાં મસ્ત બની ઉકેલ મલય પવન હીરાઝીલમાં મંદમંદ ફરફરી કોઇ અવનવો આનંદ દઇ જતો હતો. મણીમાણીક્ય અને હીરાના પ્રકાશ-દિપકમાં ચમકી ઉઠી રાત્રીને દીવસ બનાવી રહયા હતા. વૃક્ષોમાં ડાળીએ ડાળીએ અને પાને પાને ફાનસો પ્રકટી રહયા છે. જળમાં કમળ સાથેજ પાણીમા સળગનારી દીપમાળીકા પ્રકાશ પાડી નવીન દર્પ બનાવી રહી છે. મોતીની લચી પડતી ઝુલવાળા જર તરીના કિનારીદાર પરદા કોઇ અલૌકિક દેખાવ દઇ રહયા છે સ્થળે સ્થળે લટકી રહેલી પુષ્પમાળાઓ, અને ગુલાબોથી ઉભરાતાં પુલ્લોનો અલૌકિક પરિમળ પ્રસરાવી રહયાં છે. અરે ટુંકમાં આજે નવાબનો મહેલ કોઇ અજબ રૂપ રંગમાં ખીલી ઉઠયો છે. મુર્શિદાબાદના નવાબે આટલો સત્કાર કોઇનો કર્યો ન હશે, એમ ઇતિહાસકારો કહે છે.

એક બહુમુલ્ય હીરામોતીની ઝાલરોવાળી ચાદર પાથરેલી ગાદીપર નવાબ શિરાજુદૌલા બેઠો હતો. થોડે દુર જમણી બાજુએ મદમદખાં, ડાબા હાંથે બે વીશ્વાસુ મુસાહેબો બેઠા હતા. સામેજ કોઇ ઓર નાજ નખરાંની સાથે કટિલ કુટિલ કટાક્ષોથી કામીઓનાં કલેજા કાપનારી મદમસ્ત-મનવાલી મદોન્મત્ત રૂપગર્વિતા ફૈજી પોતાનું ઝુલ્ફાંવાળુ માથુ જરા નીચે નમાવી શર્મીળ ઢબે બેઠી હતી. ગોરાગોરા અંગમા તંગ અને બહુમુલ્ય પેશવાજ બેશક લોકોનાં કાળજાંના સંહાર માટે બસ હતો બારીક વસ્ત્રમાથી ઉછળી પડતી સૌંદર્ય પ્રભા, અને અંગ પ્રત્યંગ, સુડોળ સિધ્ધુ સરોવર જેવું બદન, આરસની કોરી કાઢેલી મુર્તિ જેવી સુન્દર દેહલતા માનવ હૃદયને હલમલાવી દેવાને-અરે ફડકાવી દેવને બસ હતાં,-પણ તે કોને ? તેજ કામીની કિંકર કુચાલી-કુટિલ કામીઓને-તેજ ઇન્દ્રિયલોલુપ અજ્ઞાન અંધ જનોનેજ.

લલિત લવંગલતા જેવી લચકીલી ફૈજી ધીરે ધીરે અપુર્વ શાંતીથી મહાપરિશ્રમે ઉઠતી હોય તેમ ઉઠી, એક દસ્સાબાજ લહેંકાથી ગર્દન નમાવી સ્હેજ વળી મુજરો કર્યો અને પછી અપુર્વ હાવભાવથી-ચટક મટક-લટકથી અપૂર્વ નૃત્ય કરવા લાગી, અને નવાબો પોતાનો દાસ અને કૃતકૃત્ય બનાવવા લાગી. જે અપૂર્વ સૌંદર્ય રાશી તેના અંગોં અંગમાં છુપાઇ રહી હતી તે નૃત્યગાન વખતે રોમેરોમમાં ફેલાઇ જેવા લાગી, નૃત્ય કરતી વખતે મુખપરના હાવભાવથી અને વિણાવિન્દીન અલૌકિક સંગીતાલાપથી નવાબ દિવાનો બની ગયો; અનુપરૂપ-વિચીત્ર નૃત્ય કૌશલથી વિમોહીત નવાબ મોરલી મુગ્ધ નાગની માફક મસ્ત બની ડોલવા લાગ્યો. નવાબે જોયું કે પ્રાતઃકાલીન બાલ સુર્યનાં કિરણુ પડવાથી અર્ધ વિકસીત કમળ કુસુમની શોભા ધારણ કરનાર, ફૈઇજીનાં મદિરા મદ વિહ્વળ વિશાળ ચંચળ નયનો કેવાં સુન્દર છે ? કાળાંકાળાં ગુચળાંવાળાં કેશનાં ઝુલ્ફાં નાચતી વખતે મુખ પર વિખરાઇ પડી જોનારને વિવશ બનાવી દે છે, તેના પરમસુન્દર, સુડોળ ઘાટીલા મુખપર પ્રસ્વેદના બિંદુ-મૌક્તિક જેવાં ગોઠવાઇ-મુખકમળને કરોડો ઘણું સુન્દર બનાવી દે છે. નાચતાં નાચતાં ફૈઇજીએ વિરામ આવતાં પોતાના વિદ્યુત સમાન ચમકતાં નયનોમાંથી એક એવું કુટિલકટાક્ષ શિરાજને માર્યુ કે ભાનભુલ્યા નવાબથી બોલી જવાયું કે-'હાવરે ફૈઇજી! મારડાલા !! હાય સૌંદર્ય !!!' પણ ભાનમાં આવતાંજ બોલ્યોઃ 'વાહ ! વાહ ! ફૈઇજીબાઇ ! સુભાન અલ્લાહ !' સૌ એ બોલ્યાઃ 'વાહ ! વાહ ! બહોત ખુબ !!' જેના જવાબમાં

કુટિલ કટાક્ષ ફેંકતાં ફયઝીએ ઝુકી સલામ કરી, અને થોડાક વિશ્રામ કરવા બીજા ખંડમાં ચાલી ગઇ, અને જતાં જતાં પણ મનોહર મંદ મુસ્કાન સાથે નવાબ પર એવી નેક નજર ફેંકતી ગઇ કે નવાબ લટ્ટુ બની ગયો. ખરેખરઃ—

અમિય–હલાહલ મદ ભરે, શ્વેત શ્યામ રતનારે.
જીયત મરત ઝુકી પરત, જયહિં ચિતવત ઇકવારે.

નારીનાં નયનોમાં અમૃત પણ છે–હલાહલ વિષ પણ છે. અને મદપણ છે, આ ત્રણના શ્વેત–શ્યામ અને અરૂણવર્ણ પણ તેમાં છે. જેના તરફ તે એકવાર જાય છે તે જીવે છે મરે છે યાતો ઝૂકી પડે છે. આવી રીતે અમૃત વિષ અને મદના કાર્ય પણ તેમાં પ્રત્યક્ષ માલુમ પડે છે.

દીર્ઘકાલથી એશઆરામમાં ટેવાયલો શિરાજ પોતાના ચિત્તના વેગને રોકી ન શકયો. તેણે એક વખત પણ વિચાર ન કર્યો કે ફયઝી તો વાર વનિતા–વારાંગના છે; અને હું એક પ્રતિષ્ઠીત નવાબ છું. વેશ્યા કદિ પણ કોઇની થઇ નથી ને થાય પણ નહિં. તેની પાસેથી દેવદુર્લભ પરમપવિત્ર પ્રેમની કરવી એ કેવળ મુર્ખાઇજ છે. તેણે એ પણ વિચાર ન કર્યો કે વિશ્વમાં કેટલાંક પુષ્પો એવાં પણ હોય છે કે જે દેખાવમાં અતિ સુન્દર હોવા છતાં પણ સુવાસ શુન્ય હોય છે. તેણે એવો વિચાર કર્યો કે જે ફુલ દેખાવમાં આટલું બધું સુન્દર છે તે સુંઘવામાં કેવું સુન્દર હશે ?*

રૂપમાં મસ્ત બનેલા નવાબે મનમાંજ નિશ્ચય કર્યો કે–"આ પુષ્પને હું અવશ્ય ગળાનો હાર બનાવીશ. તેથી ભલે મારૂં તમામ ફના થાય તો પણ ચિન્તા નહિં."

## ૫
## સર્વસ્વ સમર્પણ !

ઇશ્કની આગમાં બળતાં—દવા ના કોઇએ આપી
હકીમો–ઓલીઆઓએ—જડીબુટ્ટિ નથી છાપી !
અરે એ તાપની ગરમી—તબીબોએ નથી માપી !
સમર્પણ સર્વનું એમાં—સનમ શિરપર દીધી સ્થાપી !!

આજ શિરાજનો આનંદ માયો સમાતો નથી. તેની અભિલાષા સફળ થઇ છે. ફૈજીએગી નવાબની પ્રણયીની તરીકે હિરાઝીલમાં રહેવાનું કબુલ કર્યું છે. ભોળા નવાબની ફૈજીને બેગમ બનાવવાની અભિલાષા ઉપર ફૈજી ખુબ હસી–બસ આજથી–અત્યારથીજ હિરાઝીલ મહેલની મલિકા બાનુ ફૈજી બની– હવે તે ફૈજીજાન નહિં પણ–ફૈજી બેગમ બની ગઇ. નવાબના અંતઃપુરમાં–પરદામાં તે રહેવા લાગી–હજારો દાસદાસીઓ, ખોજા ને તાતારી બાંદીઓની તે બેગમ

* ફયઝીના અલૌકિક રૂપ લાવણ્યનું વર્ણન મુતાખરીન નામના ઇતિહાસ ગ્રંથમાં ઠેકઠેકાણે જડે છે. ફયઝીની કૃશાંગી અને તેથી પરમ સુન્દર હોવાની પ્રસંશા ઘણીજ સંભળાય છે. મુતાખરીનનો અંગ્રેજીમાં અનુવાદ કરનાર મુસ્તફાએ ફયઝીનાં અનેક ચિત્રો વિલાયત મોકલ્યાં છે. ફૈજી કેટલી સુન્દર હશે તેનો ખ્યાલ મુતાખરીન વાંચ્યા શિવાય ભાગ્યેજ આવે.

બાદ. તેનું ફર્માન હવે કાયદો થયો. અને હમણાં તો "રાજાને ગમે તે રાણી-છાણાં વીણતી આણી" એ કહેવત સાચી ઠરી.

શિરાજુદૌલા પણ ઘણોજ સુન્દર જવાન હતો. સાંભલ્યું છે કે બંગાળાનો કોઇ પણ નવાબ એટલો સુન્દર નહતો. એવા બળવાન-સુન્દર-યુવાન વિહાર-ઉડીસાના નવાબે રૂપ પર મરી પડી એક સાધારણ વેશ્યાના ચરણમાં આત્મ સમર્પણ કરી દીધું. પણ તેથી ફઇઝી બેગમ સંતુષ્ઠ ન બની. વનમાં વિચરનારી જે ચક્લી આકાશમાં સ્વતંત્રતાથી ઉડી-ફરી જુદા જુદા વૃક્ષનાં મધુર ફળનો આસ્વાદ લેતી હોય છે, તે શું કદિય સુવર્ણ પિંજરમાં સુખે રહી શકે છે ભલા? જે મદમસ્ત હાથીણી ખુલ્લા મયદાનમાં વિહાર કર્યા કરે છે, તે શું એ નાની જંજીરથી બંધાઇ રહેવાથી કદી સંતુષ્ઠ રહી શકે ખરી? જેમ વેગવતી નદીના પ્રબળ પ્રવાહને વાલુકા (રેતી)ની પાળ રોકી શકતી નથી તેમજ નર્તકી ફૈઝીના સ્વાધિન-ચંચળ ચિત્તને નવાબનો પ્રેમ સંતુષ્ઠ કરી ન શક્યો. તેને માટે તન-મન-ધન સર્વસ્વ સમર્પણ કરી મરી મીટનાર નવાબના પ્રેમને ઠોકરે મારી-તે એક બીજાજ મનુષ્યને પોતાનું ચિત્ત અર્પણ કરી ચુકી ચલાયમાન થઇ.

પહેલાજ દીવસની મહેફીલમાં, ફૈઝી નવાબના બનેવીને પોતાનું ચિત્ત આપી બેઠી હતી. આગાઉથીજ તેને મળવા બહુજ ઉત્કંઠિત બની ઉઠી. સૈયદ મહમ્મદખાં જો કે બહુજ સ્વરૂપવાન નહતો. તેનું બદન ઘાટીલું અને તે પોતે એક દસ્બાગાજ વીર હતો. ફૈઝીએ પોતાનો મનોભાવ એક વિશ્વાસુ બાંદી દ્વારા મહમ્મદખાનને જણાવ્યો. લાખો રૂપિયાની બક્ષીસ કરી નવાબે આણેલું બુલબુલ વિના પરીશ્રમેજ પોતાને સ્વાધીન થતું જાણી તેનું ચીત્ત ચંચળ થઇ ગયું અને ચોરી છુપીથી વખત બેવખત તે ફૈઝીના મહેલમાં જવા આવવા લાગ્યો. રૂપ મોહીત શીરાજ આમ રૂપવતી પણ અસતી યુવતી ધ્વારા ઠગાવા લાગ્યો. પોતાનું અનૂપ રૂપ, ચઢતી જુવાની, અસાધારણ ઐશ્વર્ય, અતૃપ્ત કામના, સર્વ શીરાજુદૌલાએ ફૈઝીના ચરણોમાં અર્પણ કરી દીધું હતું. સુતાં જાગતાં-ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં-કે ક્યારેય પણ ફૈઝી વીના નવાબને ચેન પડતું નહીં. નવાબને ફઇઝીના કલેજાંનું બિછાનું કર્યા શિવાય નિદ્રા આવતી ન હતી. ફઇઝીના હાથથી અપાયલા જામ શિવાય નવાબને ચેન ન આવતું. ફઇઝીના પીરસવા શિવાય નવાબને જમવા પર રૂચિ ન થતી. અરે, ફઇઝીને નવાબે પોતાના હૃદયની માલિક બનાવી દીધી-પણ તે પોતે નવાબની નહતી-ફઇઝીને સુખી કરવા તે પોતાનું સિંહાસન અરે પોતાનો પ્રાણ પણ અર્પણ કરવામાં પાછી પાની કરે તેમ નહતું ફઇઝીને મનાવવા માટે નવાબ તેના ચરણમાં પોતાનું મસ્તક નમાવવામાં પણ સંકોચ ન ધરતો. પણ એ મુર્ખ-નામમાત્ર નવાબને પોતાના એવા અદ્વિતીય પ્રેમના બદલામાં-જ્વલંત-જ્વાજલ્યમાન-જ્વાળામય વિશ્વની યાતની વિષાદ વ્યથા શીવાય બીજું કાંઇ પણ ન મળ્યું હાય રે પ્રેમ!

## ૬

## અમૃતમાં ઝહર.

હળહળ ઝેર અમૃતમાં—પાપ સૌંદર્યમાં તરતું.
પશુતા પ્રેમમાં પુરી—પાણી આગની પીપે ઝરતું.
ફમે જે મોહમાં મરતા—"વિનાસે વેદના"-ઠરતું.
અરે! વારાંગના-વીષગે-તથાપિ માનવી મરતું.

આજ ફાગણમાસની પૂર્ણિમાં છે. આમ્રમંજરીને મસ્ત બનાવી દેનાર સુવાસ લઇને વસન્તનો વાયુ ધીમે ધીમે વાઇ રહયો છે. હિરાઝિલના કીનારે એક જુનું આમ્રવૃક્ષ પોતાની શાખાઓ વિસ્તારી રહયું છે. તેની ડાળે બેસી કોયલ કુહુ કુહુ ટહુકી રહી છે. જે કોમળ કુહુધ્વની ઘણો લાંબે સુધી ગુંજી ઉઠે છે, અનંત આકાશમાં લહેરાતો લહેરાતો લય પામી જાય છે, મંદમંદ વાતા સમિરની લહરો ઝીલના પાણીપર ફરી વળી-તે પાણીને નચાવી રહી છે. ચંદ્નીની બહાર કોઇ ઓર આનંદ વિસ્તારી રહી છે. નજીકમાં વહેતી ગંગાના જળના કલકલ શબ્દ, રાત્રીએ પ્રવાસ કરી રહેલા પથિકોને સંગીતનું ભાન કરાવે છે. બગીચામાં પક્ષિગણ કિલકીલાટ કરી રહયાં છે. અને દુરદુરથી બંસીના હૃદયભેદક સ્વર ફેલાઇ રહયો છે. આ સૌ માનવી હૃદયને હલમલાવી નાંખવા શું બસ નથી.

આવા સુંદર સમયે હીનઝીલ મહેલના બાગમાં એક નવયૌવના એક શિલાપર બેઠી છે, તે નવાબ બેગમ ફૈજી બાનુ છે. થોડી વારમાંજ નવાબ પણ આવી પહોંચ્યો, આવતાંજ તેણે અતી પ્રેમાદર પૂર્વક કહયું–"શું બેગમ સાહેબા–અત્યાર સુધી અહીં બેશી બાગની બહાર જોયાં કરે છે? પણ રાત ઘણી થઇ છે–મહેલમાં ચાલો." ફૈજી ઉઠી ઉભી થઇ ને નવાબ સાથે ચાલવા લાગી. ફૈજીના મહેલમાં થોડીવાર પ્રેમાલાપ કરી નવાબ પોતાના ખાસ મહેલમાં ચાલ્યો ગયો. પરંતુ નવાબનો પ્રેમાલાપ ફૈજીને બીલકુલ પસંદ ન આવ્યો. તે તો કોઇ અન્યને માટે તડફતી–મરી રહી છે, તે વ્યાકુળ દ્દષ્ટિએ મહેલના એક ચોર દરવાજા તરફ આતુર–દ્દષ્ટીએ જોઇ રહી છે. તે જેની રાહ જોઇ રહી છે તે હજી ન આવ્યો. અરેરે! તે ચીત્તના ચોરટાએ કોઇ સંદેશો પણ ન કહાવ્યો. ધીરે ધીરે ફૈજીની ધીરજ ખુટી ગઇ. તેના પ્રશાંત સુંદર મુખ કમળ પર વીનાદની કાળી છટા છવાઇ રહી. તે પટકાઇ એક કનક રત્ન જડીત વેત્રાસન પર પટકાઇ પડી. હાય પ્રેમ! તેજ વખતે ચોર દરવાજાનું એક દ્વાર છતની ઝુલી પડયુ અને તે રસ્તે એક સુન્દર યુવાન ફઇજીના રંગમહેલમાં દાખલ થયો. ફઇજીએ તેના તરફ એક તિવ્ર નયન શર ફેંકી કહ્યું:– 'વાહ! મ્હેં તો જાણ્યું કે આપ આ બાંદીને ભુલી ગયા!'

પુરૂષ—(હસીને) ભલા! તને ભુલી શકુ? દિલમાં છૂપાઇ છો–આંખોમાં સમાઇ છો! તને કેમ વિસરી શકું?

ફૈજી—શું કહોછો? સાચુંજ છે કે પુરુષ બેદર્દ હોય છે–કઠોર હોય છે.

પુરૂષ–હાવે તે કહો ફૈજી! તમો મુખ્ત્યાર છો. પણ જરા વિચાર તો કરો. જો તમારા સ્મરણમાં–રૂપમાં–દિવાનો ન બન્યો હોત તો હથેલીમાં મસ્તક રાખી અહિં ન આવત!

ફૈજી–તો જનાબ ફર્માઇએ! આવતાં આટલી વખત કેમ લાગી ગઇ?

પુરૂષ–શું એટલો પણ ખ્યાલ નથી, ફૈજી! કે મારે કેટલી હોશીયારીથી અહીં આવવું પડે છે? મને તો વહેમ રહયા કરે છે કે નવાબને–આપણી બધી ખબર પડી ગઇ છે!

ફૈજીએ એક કુટિલ કટાક્ષ ફેંકતાં કહ્યું "પાગલ બની ગયા છો! મહમ્મદ!! આપણી વાત કયામત સુધી અંધ નવાબ જાણી શકનાર નથીજ."

એટલામાં મહમ્મદખાંની નજર સામેના શીશાના સ્વચ્છ બિલોરી આયના પર પડી, જેમાં એક પ્રચંડ પણ સુન્દર યુવાન પુરૂષની આકૃતી હાથમાં નગ્ન તલવાર સાથે વાઘની માફક ધુરકી

રહી છે. તે પુરૂષ તે શિરાજુદૌલા હતો. આયનામાં નવાબનું પ્રતિબીંબ જોતાંજ મહમ્મદખાં એક છલાંગ મારી રંગમહાલની પેલી ચોર બારી વાટે છટકયો–તેજ વખતે તમંચામાંથી છૂટેલી ગોળી દિવાલ પર અથડાઇ–ધુમાડો પથરાઇ ગયો–પણ મહમ્મદખાં નવાબનું નિશાન ચુકાવી છટકી ગયો હતો. ફૈજીએ હવે ઉચું જોયું કે એક હાથમાં ખુલ્લી સમશેર અને બીજા હાથમાં તમંચા સાથે નવાબ રાતોચોળ નેત્રો કરી ઉભો છે. ફૈજી ચંડીગાર થઇ જમીન માર્ગ આપે તો સમાઇ જવા જેવી હાલમાં પડી ગઇ. ક્રોધ–ક્ષોભ–ધૃણા સાથે નવાબ થથરી રહયો હતો. તેણે ફૈજીનો હાથ પકડી પુછ્યું–"આ શું ફૈજી?"

લલિત લતાની માફક કાંપતા કાંપતાં ફૈજી અસ્પષ્ટ સ્વરે બોલી–"શું!" ભયથી ફૈજીનો કંઠ રૂંધાઇ જતો હતો–પગ પાણી પાણી થઇ જતા હતા–

સિંહની માફક ગર્જના કરતા નવાબ બોલ્યો–"પાપીણી, ત્હારી આટલી બધી હિમ્મત? મને ન હતી ખબર કે તું આટલી બધી નીચ નિમકહરામ હઇશ. હું નહોતો જાણતો કે તું બહારથી આટલી બધી ખુબસુરત હોવા છતાં પણ અંદરથી આટલી બધી ગંદી હઇશ. અય! બદહવસ બલા! આવી નીચતા તું કઇ હિમ્મતપર કરી શકી? ચંડાલ?"

જીવનની આશા ત્યાગ કરતાં ફૈજી કંપતા સ્વરે બોલી–"કેમ! મેં શું કર્યું?"

હવે નવાબના ક્રોધની પરમાવધિ થઇ. તેણે તે બેશરમ યુવતીનો હાથ રાક્ષસી બળથી પકડી કહ્યું–"બેશરમ! તને શું નથી ખબર કે ત્હેં શું કર્યું છે? જે બંગાળા–વિહાર–ઓડીસાના નવાબે તારા જેવી કંગાલ પાજી સ્ત્રીને પોતાનું રૂપ–યુવાની–પદમર્યાદા, અરે પોતાનું દિલ–સર્વસ્વ તને સમર્પણ કરી દીધુ તેનો ત્હેં આ બદલો આપ્યો? તેના કલેજામાં કટાર મારી? આ દિલ્હીનો ચાંદની ચોક નથી–આ તો નવાબ શિરાજુદૌલાનો મહેલ છે અને અહિં આવા ગુનાહની શું સજા છે તે તું કદાચ જાણતી ન હશે?"

નવાબની ક્રોધ જવાળા જોઇને ફૈજીની ખાત્રી થઇ કે આજ આ જીવન રહેવું કઠીન છે, પછી શા સારૂ દબાવું? ફૈજી ઉત્તેજીત સ્વરે બોલી–"નવાબ! કોઇના દિલ પર તમારૂં જોર નથી ચાલી શકતું. તમે મ્હારી ખુબસુરતીના ખરીદદાર હતા. તમારી ઇચ્છા પૂર્ણ કરી દીધી. રૂપીઆ ખર્ચતાં કાંઇ કોઇનું દિલ નથી મળી શકતું! દિલ તો સ્વતંત્ર ચીજ છે. પૈસાથી તો માત્ર શરીરજ મલી શકે છે. દિલ નહિં."

નવાબની આંખોમાંથી અંગાર વરસવા લાગ્યો. દાંત પીસતાં નવાબ બોલ્યો–"દુર થા કુતરી! તું એક નીચ–બદહવસ બજારૂ ઓરત છે!"

ફૈજીએ કહ્યું–"હા! ઝહાંપનાહ! હું તો અવસ્ય એક બજારૂ ઓરત છું–તો પછી જાણી બુઝીને આપ મને શા સારૂ નેકચલણ કરવા ગયા છો? અગર જો આપની મા અને માસીને માટે આટલી તકલીફ ઉઠાવતે તો બહેતર થતે!"

ધૃણા–લજ્જા–ક્રોધ–ક્ષોભથી પાગલ બની ગયેલા નવાબે ફૈજીને એક લાત મારી દુર ફેંકી દીધી અને પોતે તુર્તજ રંગ મહાલમાંથી બહાર નીકળી ગયો. પાપીષ્ઠા ફૈજી લાતના આઘાતથી ભોંયપર પટકાઇ પડી બેહોશ બની ગઇ.

સાંભળ્યું છે કે નવાબની મા અને મારી બંન્ને બદચાલની હતી. હુસેન કુલીખાં નામના કોઇ રાજકર્મચારી સાથે તેઓ બન્નેનો અનુચિત સંબંધ હતો. ફૈજીએ વ્યંગમાં આગ મ્હેણું મારી નવાબના ક્રોધાગ્નિમાં ઘૃત હોમ્યું. જો ફૈજી આમ ન કહેત તો કદાચ નવાબ તેને ધર્મકાની દબાવી ક્ષમા કરત, કારણ તે ફૈજીના રૂપ પર મરતો હતો.

ક્રોધીત નવાબે બરાડ મારી–"મુબારક!" તુર્તજ મુબારક હાજર થયો. નવાબે કહ્યું–"ફૈજીના દિવાનખાનાના બધા દરવાજા ચણી લેવામાં આવે, શયતાન જાદી અન્ન પાણી વિના ભુખે તરશે અને હવા વિના ટળવળી ટળવળીને મરે!"

ફર્માનનો તાબેદાર બંદો–તુર્તજ ચારે તરફથી ફઇજીના ઓરડાના તમામ દરવાજા ચણી લેવામાં આવ્યા. જે મુબારક એક વખત જે ફઇજીને બહુજ ઠાઠમાઠ આદર સત્કાર સાથે દિલ્લીથી લાવ્યો હતો તેણેજ તે કંગાલને જીવતીજ સમાધિ દઇ દીધી–નીર્જન–વાયુ અને પ્રકાશ શુન્ય ઓરડામાં તરફડી તરફડી ફઇજી મરણ પામી–જે દેવદુર્લભ સૌંદર્ય–વિણાવિન્દિત કંઠ–સ્વર્ગીય લલિત લાવણ્ય–અરે કુસુમશા વચનામૃતથી નવાબ વીમોહીત બની–ફઇજીનો ગુલામ બન્યો હતો, અરે એકવાર તેને ઘડી ન દેખતાં માર્યો માર્યો ફરતો–આજ તેનાજ હુકમે તે સ્વર્ગિય–પણ મલીન પુષ્પ છુંદાઇ કચરાઇ–નાશ પામ્યું–અરેરે! રૂપ!!

રૂપ ગયું–જ્યોતી માત્ર રહી; વીણા તુટી–ગુંજારવ રહયો; પુષ્પ કરમાણુ સુવાસ રહી–ફઇજી ગઇ–તેનું સ્મરણજ રહ્યું. આમજ જો મરવાનું તો શા માટે પ્રેમ કરવો ભલા? કોઇ પ્રેમ ન કરશો–અનાચાર ન કરશો!

## ઉપસંહાર.

સળગશે હાય સૌંદર્યો—વિલાસો વિકૃતી ધરશે.
સુકોમળ પુષ્પશાં અંગો—તવાઇ આખરે મરશે.
મનોહર મ્હેલ–કિલ્લા ત્યાં—ગધેડાં ગીધડાં ફરશે.
સુરીલાં તાન સરતાં ત્યાં—કુકડા—કાગડા ચરશે.

ત્રણ માસ પછી નવાબનો પ્રચંડ ક્રોધાગ્ની શાંત પડયો, ને તે પોતાના અમાનુષી કાર્ય માટે ખુબ પસ્તાયો. નવાબે ફૈજીનો ઓરડો ખોલાવ્યો. ફૈજીનો અપ્સરાઓને લજ્જીત કરનાર સુન્દર માંસલ દેહ–સુકાઇ–હાડપીંજર માત્ર રહ્યું હતું. આવો સોચનીય દેખાવ જોઈ નવાબનાં નેત્ર અશ્રુથી ઉભરાઇ ગયાં 'હાય! ફૈજી! તારૂં સ્વર્ગીય સૌંદર્ય લઇ પાછી આવ–એકવાર દર્શન દઇ તૃષાતુર નેત્રોથી તૃષા બુઝાવ. પણ ફૈજી ન આવી. નવાબ તે ઓરડામાં જ્યારે જતો ત્યારે, જાણે પૃથ્વીના પેટામાંથી એક અસ્પષ્ટ આર્તનાદ નીકળી–ક્ષીણ–ઘણોજ ક્ષીણ બનતો બનતો આકાશ મંડળમાં–ઘણે–ઘણે દૂર જઇ લય પામતો હતો. એ અસ્પષ્ટ આર્તનાદ સાંભળી નવાબ શીરાજનું કલેજું કંપી ઉઠતું. જાણે એક અતૃપ્ત–સ્થિર–આર્ત–આત્મા તે ઓરડામાં એક બિન્દુ જળને માટે આકુળ વ્યાકુળ બની આક્રંદ કરી રહયો હોય–તેના કરૂણ આક્રંદનથી જાણે આકાશ ગુંજી રહ્યું છે–અને એ શબ્દ તે જાણે સમસ્ત વિશ્વના લોકો કાન લગાડી સાંભળી રહ્યા હોયને?

કેટલોક વખત નવાબ બહુજ બેચેન રહ્યો. સાંભળ્યું છે કે ફૈઝીનું આ દુષ્ચરિત્ર જોઈ શિરાજને વિશ્વની તમામ સ્ત્રી જાતિપર તિરસ્કાર આવ્યો હતો–પણ નવાબને, પોતાની વિવાહીતા સ્ત્રી લુત્ફુન્નિસ્સાના સંબંધમાં–ઘણી તપાસને અંતે પૂર્ણ પતિવ્રતા માલુમ પડી હતી. અને તેના પવિત્ર પ્રેમના પ્રબળ પ્રવાહમાં પોતાના સળગતા અંતરાત્માને શાંતિ મળી હતી,

શિરાજુદ્દવલાના મરણ બાદ, તેનો પ્યારો હિરાઝીલ મહેલ તુટી ગયો, ખંડીયેર બની ગયો. ફૈઝીના વૃતાંતને કેટલાક "સૌંદર્ય–સમાધિ" કહે છે યા તો "લાલ કોઠી" કહે છે જે સ્થળે એકવાર સ્વર્ગની રંભે ફૈઝીના સુકોમળ કંઠની સુરીલી તાનો રેલાતી હતી, તે જગ્યાએ આજે જંગલી જાનવરના કઠોર ચીત્કાર સંભળાય છે. શીરાજના મહેલનો થોડોક ભાગ ગંગાજીમાં સમાધી લે છે, અને કેટલાક ભાગપર ખેતી થાય છે. મહેલનાં કેટલાંક ચીન્હો હજી પણ ભુતકાળના ભવ્ય વૈભવની સાક્ષી પુરે છે કે સંસારના તમામ વૈભવ–વીલાસો અને જીંદગી ચાર દીવસની ચાંદનીજ છે. રૂપ રીઝી જવાનું છે–સત્તા સળગી જવાની છે–અને યુવાની જમરાજા હરી જવાનો છે. તો શા સારૂ આ મઉ છળ–પ્રપંચ–દુરાચાર અને કાપા કાપી?

"ફાંસી બદ્લો ખુનનો—એ ન્યાય જગ જાહેર છે."
"પ્રેમને પશુતા વીચે ઝમીં—આસમાંનો ફેર છે"

---

પ્રેમને સામાન્ય રીતે જુદી જુદી જાતના પ્રેમ કહેવામાં આવે છે અને જુદી જુદી વખતે પ્રેમનાં લક્ષણ તથા તેનું ઓછા વધતાપણું પણ ભિન્ન ભિન્ન હોયછે એમ મનાય છે.

આવા ભેદ પડે તે કુદરતી છે. દરેક મનુષ્ય પોતાના વડીલો, સરખા દરજ્જાના માણસો અને પોતાનાથી નાના-હલકા માણસોના સંબંધમાં આવે છે. દરેકને એમ લાગે છે કે વડીલો મિત્રો અને બાળકો વિગેરે તરફના પ્રેમની લાગણી જુદા જુદા પ્રકારની છે. આ લેખનો હેતુ આ માન્યતાનો નાશ કરી, પ્રેમ તેનાં આંતર સ્વરૂપમાં એકજ જાતનો છે એમ સિદ્ધ કરવાનો છે. ભેદ જેવું જે કંઇ જણાય છે તે સાંસારિક રિવાજોના દાબને લીધે પ્રેમને જે સ્વરૂપમાં બહાર પાડવામાં આવે છે તે છે. બીજા શબ્દોમાં કહીએ તો એ ભેદ પ્રેમના બહારના રૂપમાં છે-તેના મુળ સ્વરૂપમાં નથી.

પ્રેમનું પ્રથમ લક્ષણ આકર્ષણ-ખેંચાણ છે અને તેથી જેનાપર પ્રેમ જડાયો હોય તે માનસિક, શારિરિક તથા તાત્વિક દુનિયામાં પણ અતિ નજીક રહે એવી ચાહનારને કુદરતીજ ઇચ્છા થાય છે. પ્રેમમાં આ લક્ષણ હોવુંજ જોઇએ. બાળકનો માબાપપર, ચેલાનો ગુરૂપર, પતિનો પત્નીપર, મિત્રનો મિત્રપર, શેઠનો નોકરપર કે નોકરનો શેઠપર-ગમે તે જાતનો પ્રેમ હોય તોપણ આકર્ષણના ઉપલા લક્ષણને લીધે એક બીજાને એક બીજાની નજીક જેમ બને તેમ વધુ રહેવાની ઇચ્છા થાય છેજ. કુદરતી ખેંચાણ વિના (આવા ખેંચાણ માટે કોઇ કારણ આપી શકાતું નથી.) ખરો પ્રેમ જન્મતોજ નથી. માણસ માણસનાજ સંબંધમાં આવું બને છે એમ નથી. પશુંઓ તથા પંખીઓ પણ આવાંજ ખેંચાણથી બંધાયલાં હોય છે. ઘોડાઓ, કુતરાઓ, બીલાડાઓ અને પક્ષીઓ પણ પોતાના વ્હાલાંઓની નજીક રહેવાને વલખાં મારે છે અને તેવી ઇચ્છા શા માટે થાય છે તે કોઇ જાણતું નથી.

પ્રેમ ઉત્પન્ન થવાની પ્રથમ નીશાની કુદરતી ખેંચાણ છે. આ ખેંચાણ થયા પછી ચાહનાર પોતાના પ્રિયજન સાથેજ રહેવા ઇચ્છે છે; માનસિક એકતા રાખવા માટે તેનાથી કંઇ છુપાવતો નથી અને આધ્યાત્મિક (Spiritual) એકતાને ખાતર તે પોતાના પ્રિયજનના જેવીજ આશા અભિલાશા રાખે છે અને ઉભયના પ્રયાસો એકજ દિશાએ થતા હોય છે. જુદાઇ ચાહનારને દુઃખ આપે છે, પ્રિયજનની સલાહ લીધા વિના કંઇક કામ કરવું તે પ્રેમીને મન અયોગ્ય લાગે છે, પોતાના પ્રિયજનથી જુદી જાતના વિચાર કરવામાં તેને પાપ દેખાય છે. પ્રેમી જેને ચાહતો હોય તે વડીલ હોય, સમાન હોય કે પોતાનાથી નાના હોય તો પણ પ્રેમ પ્રબલ થયા પછી ઉપલી સ્થિતિ આવ્યા વિના રહેતી નથી. નાદાન બાળક, કુતરો કે પાળેલી મેનાની સલાહ કંઇ કામ આવતી નથી, છતાં જ્યારે તેમનાપર પ્રબલ પ્રેમ જડાય છે ત્યારે ઘણા માણસો તેમની સલાહ લે છે. અલબત તેમને યોગ્ય જવાબ તો મળતો નથી, છતાં ચાહનાર એક બે વાર તેમની પાસે પોતાનું જીગર ખુલ્લું તો કરે છે. કુતરો પોતાના શેઠથી જુદો પડતાં, નવલકથાનો નાયક પોતાની વ્હાલીથી

જુદો પડતાં જેટલો દુખી થાય છે તેટલોજ દુઃખી થાય છે પ્રબલ પ્રેમના આવેશથી આવી જાતનીજ લાગણી થાય છે. પણ ભિન્નતાને લીધે તેના બહારના દેખાવમાં આપણને ફેરફાર જણાય છે દાખલા તરીકે બાળક માબાપના પગે વળગી પડે છે, મિત્ર જોસથી શેકહેંડ કરે છે, પતિ પત્નીને આલીંગન લે છે, શેઠ પોતાના માનીતા કુતરાને પંપાળે છે—પણ દરેક બનાવમા પ્રેમનુ મુખ્ય લક્ષણ પ્રિયજનની નજીક રહેવાની ઇચ્છાજ જણાય છે આવી લાગણી જીવતાં પ્રાણીઓ માટે થાય છે એટલુંજ નહિ પણ નિર્જીવ વસ્તુ માટે પણ થાય છે. ઘણાને અનુભવ હશે કે તેમના માનીતા ટેબલપર-પોતાની માનીતી કલમથીજ લખવાનું ગમે છે. ઉપલાં દ્રષ્ટાંતો પરથી જણાશે કે પ્રેમ ગમે તેનાપર ચ્હોંટયો હોય તોપણ તેનું મુળ સ્વરૂપ એકજ જાતનું છે.

પ્રિય વ્યકિત અથવ પ્રિય વસ્તુની સેવા કરવાની ચાહનારને બહુ ઇચ્છા થાય છે. ગમે તે રીતે પ્રેમી પોતાના મિત્ર, પત્ની, પિતા કે કોઇપણ પ્રિયજનને રાજી રાખવા, મદદ કરવા, દુખ ઓછું કરવાનો પ્રયત્ન કરે છે માનીતી ટેબલ અથવા કલમ બીજી ટેબલો અને કલમો કરતા વધું સ્વચ્છ રખાય છે આની ઇચ્છાની તીવ્રતાનો આધાર પ્રેમની તીવ્રતા પર હોય છે. જેમ પ્રેમ વધુ પ્રબળ તેમ પ્રિયજનને રાજી રાખવાની-તેની સેવા કરવાની ઇચ્છા પણ વધુ પ્રબલ અને તીવ્ર બની જાય છે.

આ પ્રમાણે વિચાર કરતા મને તો લાગે છે કે પ્રેમ એકજ જાતનો છે-જુદી જુદી જાતનો નથી અલબત, તેના ઓછા વધતા પ્રમાણને લીધે અમુક ભેદ જણાય છે અને તે જણાવોજ જોઇએ પરંતુ પ્રેમનુ મુખ્ય લક્ષણ તો એકજ છે.

પ્રેમ અંધ છે-તે બુદ્ધિને સ્વીકારતો નથી આપણી જાતને પણ ભુલાવી દે છે એજ ચીજની તે આશા રાખે છે (૧) જેના પર પ્રેમ હોય તેની જેટલા બની શકે તેટલા નજીક રહેવાની ઇચ્છા અને (૨) પ્રિયજન અથવા પ્રિય વસ્તુની સેવા કરવાની—તેમને રાજી રાખવાની જેટલી તક મળે તેટલી લઇ લેવાની આતુરતા. કેટલીકવાર આપણે પ્રેમને ઘાતકીપણાની હદે લઇ જઇ એવી કલ્પના કરીએ છીએ કે આપણા વ્હાલાં દુઃખમા છે ને તેને આપણે બચાવીએ છીએ, બીજા શબ્દોમાં, બોલીએ તો આપણે બેભાન હૃદયે એવુ ઇચ્છીએ છીએ કે આપણા વ્હાલાઓ આફતમાં પડે ને પછી તેમને મદદ કરી, આફતમાથી બચાવી આપણે આપણો પ્રેમ સાબીત કરી બતાવીએ

પ્રેમથી શુ મળે છે? આનંદ. બીજુ કંઇજ નહિ વ્હાલાંની નજીક રહેવામાં અને તેની સેવા કરવામા આનંદ સિવાય બીજુ કંઇ મળતુ નથી એકમેકની નજીક રહેવા માટે પ્રેમીઓ નિરંતર વલખાં મારે છે. પ્રિયજનનું મ્હો જોતાંજ આપણે અનેક દુખો ભુલી જઇ કોઇ અગમ્ય આનંદ અનુભવીએ છીએ અને આવા આનંદ માટે આપણે ગમે તેટલી મુશકેલો ખુશીથી ઉપાડીએ છીએ વરસાદની ભયંકર હેલી વરસતી હોય, વીજળીના કડાકા થતા હોય, ભયંકર પવન વાઇ રહયો હોય છતાં આશક પોતાની માશુકના દર્શન કરવા. જાય છે-કાલિદાસે વર્ણવેલી અભિસારિકા

પોતાનાં પ્રિયતમને મળવા જાય છે—તે આ આનંદ માટે! પ્રેમ અને તેનાથી ઉપ જતો આનંદ વર્ણવી શકાતો નથી તે અનુભવથીજ જણાય છે. પ્રેમ ઓછો વધતો હોય, તીવ્ર અથવા મદ હોય પણ તેથી પ્રેમનુ સ્વરૂપ બદલાતું નથી. સામાન્ય માણસના સામાન્ય પ્રેમથી માંડીને કોઇ પરમભકતના પ્રભુ પરના પ્રેમ સુધી નજર કરો–બધે એકજ ભાવ મુખ્ય જણાશે. જુદાઈમાં શોક અને સંયોગમાં આનંદ! પ્રેમ જુદી જુદી રીતે વહેંચી શકાતો નથી તે એકજ છે—અવિભકત છે.

કેટલાકોને સ્ત્રી પુરૂષનો પ્રેમ બીજા પ્રેમો કરતા જુદી જાતનો છે એવી શંકા થશે અને તેવી શકા થાય તે કુદરતી છે. ઉપર જે કઇ કહેવામાં આવ્યુ છે તે જો કે આ બાબતનો પણ ફડચો કરી દે છે છતાં આપણે માનસશાસ્ત્રની નજરે આ પ્રશ્નની ચર્ચા કરીશું.

પુરૂષ અને સ્ત્રી વચ્ચેના જાતીભેદ જો કે જીવનમાં મહાન ભાગ ભજવે છે છતા પ્રેમમાં–પ્રેમ પેદા કરવામા જાતિ મુખ્ય ભાગ ભજવતી નથી સાચા પ્રેમમા પ્રેમીને પોતાના પ્રિયજનની જાતી કઈ છે તેનો પ્રથમ વિચારજ આવતો નથી. બાપ દીકરીને ચાહે, ભાઇ બહેનને ચાહે-તેઓની જાતિ જુદી હોય છે, છતાં તેમના પ્રેમમા તેથી ઉણપ આવતી નથી પણ સરખી વયના સ્ત્રી પુરૂષોમાં જાતિ ભાગ ભજવે છે એ વાત ખરી છે. હુ ઉપર કહી ગયો છુ કે પ્રેમી પોતાના પ્રિયજનથી કઇ છુપાવતો નથી અને તેની નજીક વસવાને હમેશ આતુર રહે છે. આ બેજ મુદ્દા આખા ભેદનો ઉકેલ સુચવી દે છે. સ્ત્રી અને પુરૂષ જ્યારે એક બીજાને ચહે ત્યારે નિરંતર એક બીજાની નજીક રહેવા માટે તેઓ લગ્ન કરે છે અને આખી જીંદગી સાથેજ રહે છે. પતિ પત્નીની મૈત્રી એવી પ્રબળ, દઇવી અને મધુર છે કે કેટલાક ભકતો પણ પ્રભુને પોતાની માશુક ગણી ચાહે છે. સુફીઓ અને વૈષ્ણવોના સાહિત્યમાંથી આ કથનની અનેક સાબીતીઓ મળી આવે છે. આ પ્રેમ અત્યંત ગાઢ, તીવ્ર અને ઉચ્ચ હોય છે અને તેથી તે સર્વોત્કૃષ્ટ પ્રેમ ગણાય છે પરતુ તેમા પણ પ્રેમનું મુખ્ય લક્ષણ તો એકજ જાતનું છે. જાતિ ભેદને લીધે પ્રેમનુ સ્વરૂપ બદલાતું નથી.

---

નાનો રૂસી (સીંહના પીંજરા આગળ)–"પપા, સીંહો ઘણાજ ખાધરા હોયછ, ખરૂં કેની?"

પપા—"હા, દીકરા"

રૂસી—"અને આ સીંહો તો માણસનુ માસ ખાવાનું વધારે પસદ કરછ, નહીં પપો?"

પપા—"ખચ્ચીતજ, દીકરા"

રૂસી—"જ્યારે તમો મારી આગળ છેઓ ત્યારે તો મને સીંહાની મુદ્દલ બીહીક લાગતી નથી, પપા"

સમન.

# એઝોરસ તરફની હમારી મુસાફરી.

લખનાર—જરબાનુ મહેરવાનજી કોથાવાળા.

હમે આખું યુરપ ફરવા નીકળેલા તે વખને હમારી સ્ટીમર એઝોરસના ટાપુ આગળ લાગી ગઈ. ઝાઝમાંથી બંદર તરફ જોતાં શહેરનો દેખાવ મઝો ખુશનુમા લાગ્યો એટલે આ નવો મુલક કેવોએક છે તે જાણવાને મળે, તેમજ પંદર દિવસો સુધી આકાશ અને પાણી જોઈ થાકી ગએલા હોવાથી હમોએ ત્યાં ઉતરીને થોડા દિવસ રહેવાનુ નકકી કર્યું.

એઝોરસના જેવું પછાત શહેર આજ સુધી મારા જોવામાં આવ્યું નથી. ત્યાંની વસ્તી સુમારે બે લાખ આસામીઓની બનેલી છે તેઓ જાતે પોરચ્યુગીઝ છે. પણ એવા સુસ્ત, આળસુ અને ગમાખે હાડકેના કે તેઓના પાંચ પહેડીના દાદા પરદાદાના વખતમાં જે રીતે કામ થતુ આવેલું તેમાં જરા એક દમડીભારનો બી સુધારો કરવા તેઓએ ઉલટ ધરી નથી. આખાં શહેરમાં નથી તો એક મીલ, કે એક ચીમની, નથી એક બ્રીડજ કે પુલ; નથી સાંચા કે કારખાના, પત્થરની ઘંટી ઉપર દળણા દળાએછ, અને ઘાચીના બેલ અંધારી ઓરડીમાં ગોલ ગોલ ઘુમરી ખાઇ તેલ પીલી આપેછ. મેથુસલાના વખતથી જેમ ચાલતું આવેલું તેમ! બોજો પણ ગાયેજ ઉપાડવાનો અથવા ઘણું તો ગધેરાંની પીઠે કે હાથગાડલીમાં. ના કાંઇ છાપખાનું કે ના કોઇ બીજા શહેર સાથે તાર ટેલીફોનની સગવડ. ૠતુ સમધારણ અને ફુલ ફળના બગીચા ઉભાઇ જાએ. ધરેધર ગધેરાં પળાએલાં હમે જોયાં અને અજબ જેવું તો એ કે ઘરના માટીડા બૈરાં અને બચ્ચાંઓની સાથેસાથ ગધેરાંણી ચરડાય! જ્યાં આલસાઇનું રાજ્ય હોય ત્યાં જુનાણું એજ ધરમ! જો કોઇબી આબરૂદાર કપડાંમાં સજ થતું હોય તો તે દેવલના પાદરીઓ અને થોડાક લશકરી સોલજરો જાણવા. ત્યાં એમનો ગવરનર જેનરલ અને કૉનસલ બી છે, પણ તેઓના પગારની રકમ કોઇપણ સાધારણ આસામીના એક અઠવાડીયાંના ખરચ જેટલી મહાભારત જાણવી; તોપણ લોકો ઘણાંજ સુખી અને સંતોષી જણાતાં. એક કુટુંબનો માસીક ઘર ખરચ એક હઝાર 1ois (રેસ) થનો. પેહલાંતો હમે rois નું ચલણ સમજી શકેલા નહી, પણ જ્યારે હમારો એક સાથી એક ડોલર વટાવવા ગયો, કારણ હમોને ન્હાનું પરચુરણ જોઇતું હતું—ત્યારે દુરથી તેને ખુલ્લે માથે હાથમાં ટોપી ધરીને આવતો જોઇ હમોને ઘણી અજાએબી લાગી.

"દોસ્તો, હું તો આખી બેન્ક લુટી આવેલો હોઉં એમ મને લાગેછ." એમ કહી તેણે ન્હાના ન્હાના સીકકાઓથી ઠીચોઠીચ ભરેલી પોતાની ટોપી ટેબલ ઉપર મુકી અને પોતાના કોટના ગજવાં જે પણ સીકકાથી ઉપરી આવેલાં હતાં તેમાથી મુઠે મુઠે નાણું કાઢવા માંડીયું.

"આ શું કહેવાય? આતો જાણે આખી ટંકસાલ ઉઠાવી લાવીછ?", હમે બોલી ઉઠીયા.

"તેમજ છે. એ ગણી આપનારની ધીરજ ઉપર ધન છે. તેનો આખો દહાડો આ કંગાલ ટુકડાઓ ગણવામાંજ જતો હોવો જોઇએ. એક ડોલરના હઝાર reis આવતા દેખું. નાહક મારી ટોપી અને ગજવાં ઘસાઇ ગયાં."

હવે હમુને સમજ પડી કે ત્યાંના લોક સંતોષી કેમ હતાં. મહીને દીવસે બે ડોલરનો પગાર હોય પણ તેના બે હઝાર reis કેહવાય એટલે કાંઇ નહીં તો બોલતાં મોહ તો ભરાઇ જાએ!

આવાં શેહરમાં વેપાર વણજ તો કયાંથીજ હોય. જમીન રેસાલ એટલે દ્રાક્ષનો પાક ઉભાઇ જાએ તેમાથી મુસકેતીલ વાઇન બનાવી પચાસ reis ની એક બાટલી વેચાય, એટલે કે પાંચ આનામા તમોને શેમપેન જેવો ઉત્તમ વાઇન મલે. અહીં નથી કોઇ બ્હારગામનું આદમી આવતું કે નથી કોઇ અહીંનું રેહવાસી દેશાવર જતું, એટલે આપણી દુનીયામાં શું વહી વીટી જાએછ તેનો સંસારોબી અહીં જાણવાને મળતો નથી. કોનસલ-જેનરલ જે બી એક પોરચ્યુગીસજ હતો, તેણે મને પુછીયુ "ઇગલંડમા કોલસાની હડતાળ પડેલી તે હવે કેમ છે?"

"ઓ, તે વાતને તો બે વરસ વહી ગયા." મેં કહયું. "અને તે તો એકંદ બે મહીનામાંજ સમાધાની ઉપર આવી ગએલી."

"એમ કે? તે વખતે કોઇ મુસાફર અહીં આવેલા તેવણને મોંહડે હડતાળ માટે સાંભળેલુ તેજ."

બોલો, આવા મુલકના આદમીઓ ખરેખરા સુખી અને સંતોષી હોય તેમાં કાંઇ નવાઇ છે? દેખવુંબી નહી ને દાઝવુંબી નહી તેવા નીયમે ઇન્દગી વેહતી જાએ!

જ્યાં અભણ આદમીઓ હોય ત્યાં ધુતારાઓ ભુખે ના મરે. હમે એક દેવળમાં ગયા જે બસો વરસનું કહેવાતું. ત્યા એક ખાસ્સો પોલીશડ કરેલો લાકડાનો માચરો મુકાએલો હતો જે માટે ત્યાંના પાદરીએ હમોને કહયું કે ક્રાઇસ્ટને કુસીફિકસ કીધા તે આ માચડા ઉપર. લાકડું જોતાં તો તે અઢારસો વરસ ઉપરનુ નહી, પણ અઢાર વરસનું ઘડાએલુ હોય તેવું લાગતું. છતા, બીચારા અભણો તે ગરબછાટ માનતા અને તેની પુંજા કરતા અને સુખ દુખ વખતે માનતા કરીને પાદરીઓના ગજવાં પેલા સુરીવાણા સીકકાઓથી ભરતા. દેવલને માહેથી મણ મણ ધુળના લેપડા ચઢેલા. જે બીચારા ફરેસ્તાઓના ત્યાં પુઠળા મુકાએલા તેઓની મને દયા લાગેછ. બાપડા સેંટપીટરના ત્રણ આંગળા તુટી ગએલાં, વરજીન મેરીની એક આખ ગેપ, સેંટ પેટ્રીકનું તો નાકબી બાકી રહેલું નહી, એક દેવળ કરતાં ઓસપીટલને બરનો તે સામન વધારે લાગતો!

એક વખત અલબત તે ચર્ચની ઝાહોજલાલી હોવી જોઇએ, પણ હાલમાં કસબી પરદાઓ ઉપર ધુળનો નવો રંગ ચઢેલો હતો, દેવાલ ઉપર વળગાડેલાં ચીત્રકામના પેપર ફુગાઇ

ફાટીને તેના વાળટા ઉડતા હતા. ખોદાતાલાનુ એબાદતગાહ અને તેની આંરી ગીરદેસી, પણ તે માટે ના કોઇની દાદ કે ફર્યાદ.

હમે જેવા કીનારે ઉતર્યા કે લોકો પોતાના ગધેરાંઓ લઇને હમારી ચો બાજુ ઉભાઇ ગયા. તેઓની ભાષા સમજની મુશકેલ હોવાથી એક ગાઇડ લેવો પડયો. બે કલાકની ગધ્ધે-અસવારી માટે એક જણે ત્રીસ રેસ માંગ્યા, એટવે ત્રણ આના. હમે ચવઇથી કહયું "હેં એટલા બધા?" તો જોઇ લેવો પછી ઓછાં દામની હરીફાઇ. એક કેહ કે વીસ રેસ તો બીજો કહે જે કે મારા દસ રેશ અને ત્રણ કલાકની ગધ્ધે-અસવારી! હમો અડધી ડજન મીત્રો આ નવી મોજ ભોગવવા તઇયાર થયા અને તે બે લાખની વસતીમાં એવું એકબી જણુ ન હતું કે જે હમોને હમારાં વરસ વેચતાં જોઇ શકે એટલે હમોએ બે શીકર ચલાવ્યું. તમે શું એમ ધારોછ કે ઠુમક પગલે વંઝોટીઆ ભરતા ઠેકડાબંધ તોરથી હમે ગયા, અથવા ધીરેથી ખુડદુક ખુડદુક ચલાવ્યું? કાઇ ચીજ નહીં. ગધેડાવાલાઓના હાથમાં ભાગાં ટીનના દાબડા પકડાએલા તેમાં કાંકરા ભરીને ખચ્ચરના કાન આગલ લાવી જોરથી હલાવે કે તે બાપડું જાણે કોઇ પીશાચ પુઠે વળગ્યો હોય એવી જીવ લઇને ન્હાસા ન્હાસ કરી મુકે. જીનને ઠેકાણે ગુણપાટનો ટુકડો નાખેલો અને કાથાંની દોરી, એ લગામ જાણવી. પડયા તો થોડાંજ કાંઇ હાડકાં ભાગવાના હતાં? એમ તો ઘણીબીવાર બચપણમાં ખુરસી ઉપર ઘોડાદાવ રમતા ઝીકાએલા તેવોજ આબી મામલો જાણવો. હમારૂ સરઘસ જોવાજોગ હતું અને ત્યાંના રહેવાસીઓ બધાંજ પરવારતાં, એટલે ઘરની બ્હાર દોડી આવી આ શું ખેમોન હતું તે જોવાં પડીયાં. મેં બે વાર ગોલાટ ખાધી, પણ મારો મીત્ર જેક તો દર પાંચ મીનીટે નીચે ટપકાતો, કારણ તેના ગધેરાંએ એને પોતાનો જાતભાઇ ધારી લીધો કે શું ને ચારે પગે ઉછલીને તેણે પોતાની ખુશાલી જણાવીબ કીધી। જયારેબી જેક ફરીયાદ કરવા પોતાનું મોંહ ખોલતો કે તેના ગધેરાનું ખચ્ચર થાએ! તે તેબી પોતાનું ડાચું વકાસી પોતાના ભેંકારામાં જેકનો અવાજ દુબાડી દેતો. પણ તેટલાં તો તે ગધેડાંના માલેકનુ ઘર આવી પુગીયું એટલે પોતાની શેઠાણીને સલામી ભરી આવવાની વફાદારી ધાઇ આવી એટલે ગધેરા-જીએ તે નીચાં બારણાના ઝુકડોમાં ઝોંકાવીયુ. જેકનું દોલચું ઉડી ગયું અને તેને પંદરમી વાર જમીન માપી એટલે ફફડી ચટકીને તેણે આ ઉત્તમ મોજ પડતી મુકી અને હમારાંમી પાંસરાની પુરતી ખબર લેવાઇ હતી એટલે હમેણી ત્યાંજ હમારી ચોપગી સેહલધાહ સમાપ્ત કીધી.

હવે પેલી મહાભારત કિંમત ચુકવવાની રહી. તે વખતે જે કલાબકોર ઉઠી રહયો તે એક જંગી હુલ્લડને પણ બાજુ બેસાડે તેવી હતી, એક જણુ દસ રેસ પોતાના ગધેરાંની અસવારી માટે માંગે તો બીજો કેહશે પાચ મને આપો કારણ મેં તમને પડતા ધરી લીધેલા! ત્રીજાએ વીસ માંગીયા કારણુ તેના જીનમાં થોડો કાથોણી ભરેલો અને તેથી સુખ સગવડ કરવા માટે તેને ડબલ દામ ઉપર હક હતો. જ્યારે ચોથાએ કાંકરા અફાલી પોતાના હાથ દુખાવી નાખેલાં તે માટે મુકરી રેસની માંગણી કીધી અને ખાસ્સા કાંઇક વીસેક આસામીઓએ હમારા ગાઇડની ગરજ સારેલી એમ કહી પોતાનાં બીલ રજુ કીધાં! જેકને પેલું હઝાર રેમનું પરસુરણ યાદ આવ્યું એટલે તેણે મુઠઠે મુઠઠે ટોળાંમાં તે ઉરાડવા માંડીયું. એક અડધા કલાકમાંતો આખાં ગામને ખબર થઇ ગઇ કે વેલાતના રાજાના અંગત

સગા શાહિઝાદાઓ તેઓનો આ ગામડાંમાં આવ્યા હતા જેઓ મુઠ્ઠે મુઠ્ઠા ભરીને નાણું કાઢી આપવા જેવા દિલાવર દર્યાવ દીલના હતા!

ખાણાં ઉપર મોસંબી, નારંગી, દ્રાક્ષ, પીચીસના ઢગલા આવે, ઉત્તમ સુશકેતીલ વાઇન પાણીની માફક મળે, તાજી માછલી અને મરઘીની ચાહો એટલી વાણી પીરસાએ અને બીલ જોવા જાવો તો બે હઝાર રેસ, એટલે બે ડોલર. ડેલી છ રૂપીયામાં હમો છ મીત્રો, વેલાતના સેવોય કે મુંબાઇના તાઝ હોટેલ કરતાં ઉત્તમ પરોણાગત ભોગવતા હતા.

હમો હવે કોનેસલ-જેનરલને મલવા ગયા.

વચલા ઓરડાની ટેબલ ઉપર, પાના, પાસા, હાલમાના તેમજ દામના પાટીયાં, મેકેનો, લુડો, સ્ટીપલ-ચેઝ, સ્નેકસ અને લેડર વગેરે વગેરે જે રમતો છોકરવણ ઉમરમાં હમો રમી ગએલા તે બધાંની સામગ્રી પડેલી અને તેની આજુબાજુની ત્રણ ખુરસીઓ ઉપર કોનસલ-જેનરલ તેની મોહરદાર અને બેટી બેઠાં બેઠાં અડધી ઊંઘમાં ઝુંકતાં હતાં. કરેણી શું? આ આનડામાન જેવું બીનઉપ્યોગતું ટાપુ ત્યાં ના કાંઇ ધંધો કે વેપાર, ના પેપર કે રોજીંદા ટપાલના કાગલો, ના કલબ કે જીમખાના. દોસ્તીબી કોણની સાથે! બીચારાંઓ ઉપલી રમતો પોત પોતા વચ્ચે રમી રમીને વખત કાઢતાં હતાં અને પોણો ભાગ ઝુંકણમાં ખતમ થતો. ખોદા ખ્યર કરે.

હું મારી સરકારને સુચના કરવાનો છેઉં કે જ્યારે કોઈ આસામી ઘણો ગંભીર ગુન્હા કરે અને તેને ફાંસીથી સહજજ ઉતરતી શીક્ષા કરવી હોય ત્યારે તેની એઝોરસના ટાપુ ઉપર કોનસલ-જેનરલના ઓધ્ધા ઉપર નેમણુક કરવી.

---

# "નવરંગ મ્યુઝીક ગાઈડ."

રચનાર—દીનશાહ એ. સજાણા.

રાગ—ભેરવી ત્રીતાલ.

આ દુનીયાં છે જાદુની માયા
પલ પલ પલટી જાતી કાયા
ગગને વાદલ રંગ સમાયા સમાયા—છે જાદુની
દીકરા દીકરી પતીને પ્રેમદા બ્હેન બાંધવની જોડી
એક એકને પકડી પકડી નાખે કાળ વછોડી
કોણુ રે કોના છે કહેવાયા કહેવાયા—છે જાદુની
કાળાં વાદળમાં જેમ વીજળી ઝબકે ને મટી જાય
એવા સુખના ચમકારામાં મોહ તને કાં થાય
યાદ કરી લેને તું જગરાયા જગરાયા—છે જાદુની

(એકજ ભુલ.)

આ દુ ની યાં   છે .... ... ...   જા .. દુ ની   મા ... ... યા
સા મ ગ મ   ગ ધ પ મ   ગ રે ગ મ   ગ રે ની સા
× × ×   × × ×   × × ×   × × ×
ખ
પ લ પ લ   પ લ તી ...   જા ... તી ...   કા ... ... યા
ધ ધ ધ ની   સા રે સા સા   ગ ગ ગ મ   ગ રે ની સા
× × × ×   ×   × × × ×   × × ખ

ખ
ગ ગ ને ...   બા ... દ ળ   રં ... ગ સ   મા ... યા - સ
સા સા સા રે   ની સા ની ધ   પ ની ધં પ   મ ધ પ મ
×   × ટી × ×   × ×   × × ×

ટી

મા ... યા સ  મા ... યા છે  જા ... દુ ની  મા ... ... યા
ગ પ મ ગ  રે મ ગ રે  સા રે ગ મ  ગ રે ની સા
× × ×  × × × ×  × × ×  × × × ×
ખ
દી ક રા ...  દી ક રી ...  પ તી ... ને  પ્રે ... મ દા
ની ની સા સા  ગ ગ મ મ  પ પ પ પ  પ ધ મ પ
× ×  × × × ×  × ×
———
ખ
બ હે ન બાં  ધ વ ની ...  જો ... ... ...  ડી ... ... ...
ગ ગ ગ ગ  મ મ મ મ  ગ પ મ ગ  રે સા ની સા
× × × ×  × × × ×  × × ×  × ×
ખ
એ ... ... ક  એ ક ને ..  પ ક ડી ...  પ ક ડી ....
સા સા સા સા  સા સા સા સા  ની ની સા ધ  ની ધ પ મ
————  ————  × × ટી ×  × × ×
ટી  ટી
ના ... ખે ...  કા ... લ વ  છો ... .... ...  ડી ... ... ...
ગ ગ ગ ગ  મ મ મ મ  ગ પ મ ગ  રે સા ની સા
× × × ×  × × × ×  × × ×  × ×
ખ
કો ણુ રે ...  કો .... ના ...  છ ... ... કેહ  વા ... યા કેહ
સા સા સા સા  ની સા ની ધ  પ ની ધ પ  મ ધ પ મ
————  × ટી × ×  × ×  × × ×
ટી
વા ... ... કેહ  વા ... યા છે  જા ... દુ ની  મા ... ... યા
ગ પ મ ગ  રે મ ગ રે  સા રે ગ મ  ગ રે ની સા
× × ×  × × × ×  × × ×  × × ×
ખ

કાળાં વાદળમાં વાળો અંતરો=દીકરા દીકરીની માફક વગાડવો.

# મહોબ્બતનો મુલક

લેખક-C. A. B.

Loved ones, parted from in anguish,
Your glad eyes again shall see—

જ્યારે દરિયો અને જમીન સુરજના તેજથી ભભુકી ઉઠયાં હતાં, એવી એક સ્હવારે હું મારી મુસાફરીએ નીકળ્યો. મારે મહોબ્બતના મુલકમાં જવું હતું, અને મારાં હૈયાંમા હિમત અને ખુશાલીનાં પૂર હતાં.

રસ્તામાં મને એક કવિ મળ્યો. તે હંમેશાં મહોબ્બતની વાતજ કરતો. મેં તેને મારો રાહ પુછ્યો. "મારી સાથે ચાલ" તેણે કહ્યું. તેની મહોબ્બત વિષેની કવિતાઓ ગાતા અમે કેટલીક વાર ચાલ્યા ત્યારે દુર એક શહેર તેણે બતાવ્યું. તેના બુરજ તેજના બન્યા હતા. પણ ત્યાં પુછતા માલમ પડયું હતું કે તે મહોબ્બતનો મુલક ન હતો. અફસોસ! તે તો કેવળ ખ્યાલી સ્વપ્નાંઓનો દેશ હતો. નિરાશ થઈ કવિ ચાલ્યો ગયો.

આગળ મને એક ખુશદિલ રહેનાણી મળ્યો. મેં તેને મારો રાહ પુછયો કારણ તે પણ હંમેશ મહોબ્બતનીજ વાતો કરતો. ખુબ સ્હેલ કરતા, હસતા ગાતા અમે કાસ્મીરની કુદરતથી છલકાતી એક ખીણમાં આવી પ્હોચ્યા એક ગુલબાગમાંથી ગુલાબ જેવા ચ્હેરાએ અમને હસીને આવકાર આપ્યો.

"લે જવાન" મારા સાથીએ કહ્યું, "આ રહયો મહોબ્બતનો મુલક. આદમજાત જેની શોધમાં લાગી રહી છે તેજ આ દેશ." પણ પુછતાં માલમ પડયું કે તે તો ફક્ત હવસનો મુલક હતો મારો સાથીનો ત્યાજ રહયો.

ધીમે ધીમે આગળ વધતો હું કેટલેક દુર ગયો ત્યા એક ભભકાદાર ગાડી મેં જોઇ. તેને ચાર પાણીદાર ઘોડા જોડયા હતા અને ગાડીવાન અને સાઇસના કપડાં પર જરી અને મખમલ હતાં. તેમાના એકે કહયું "મારી પુઠે ચાલ-અમારાં બાઇ મહોબ્બતના મુલકમાંજ રહે છે." હું ગયો. પણ અફસોસ! તપાસ કરતાં તો કેવળ તે દૌલતનોજ મુલક નીવડયો.

નિરાશ થઇ મે મારી મુસાફરી છોડી દીધી. થાક ખાવા એક ખેડુતની ઝુંપડી ભણી ફર્યો. ત્યાં એક મીઠી છોકરીને પુછ્યું-તેણે કહ્યુ "હા, એ મુલક વિષે મે સાભળ્યું છે-પણ હું તો મારા મ્હારાં ઘરમાંજ રહી છું એટલે મને રાહની ખબર નથી."

થોડીવારે મારાં દિલમાંથી અન્ધારૂં ઉડી ગયુ. કોઇએ મને કહયુ "મુરખ! તેં ઘર છોડયું તેજ ભુલ કરી; તારૂં પોતાનુ ઘર તેજ મહોબ્બતનો મુલક છે!"



WHY LOOK
"OLD?"
Persian
Hair Dye
RESTORES
"GREY HAIR'
To be had from the Army and Navy
Kemps Phillips Thomson and Tay-
lor Leach and Webor vy Treacher
and also from all known Chemist
& Druggists SOLE AGENTS
HORMUSJI DOSABHOY & Co
BOMBAY NO. 4 TEL. NO 811

# સંજોગનો ભોગ!

(લખનારઃ-મીસ. સુના કાવસશાહ ઈરાની.)

મેં આલાં દાવરે મનથી નકકી ઠરાવ કીધો કે ગમે તે જોખમે અને ભોગેબી જો જેમી વાહાડયા મને પરણવાની ઓફર કરે તો તે કબુલ રાખવી. હું ખાત્રીથી માનતી હતી કે તે મને ચાહાતો તો હતોજ નહિ, અને આજ સુધીમાં મને, કોઈ પણ પુરૂષે ખરાં અંતકરણથી ચાહીજ નથી. તો જો કે કંઈ દજનોબંધે મારી સામે ગુંઠણમંડયે પડી મને ચાહવાના કસમ લીધા હતા. પહેલાં પહેલાં તો હું તેઓની એ જુઠી રીતભાત ઉપર મારા મનથી ખુબ રમુજ પામતી હતી, કારણ ખાનદાની ભુખારી બારસ જવાન્યાઓને મારા જેવી એક સાદી માંદી છોકરીની દોલતને ખાતર તેણીને ચાહવાના ખોટા ઢોંગ કરી જુઠા સોગંદો લેતા સમજવું એ લગરીક રમુજી હતું ખરૂં પણ જ્યારે એવી ઓટે મનની ઓફરો દિવસે દિવસે વધવા લાગી ત્યારે મને મારી પોતાની ઉપરખી ઘણો મોટો ધિકકાર આવવા લાગ્યો.

મારા પપા, મનચેરજી દાવર વરસ દીવસની એક ગંજાવર આવક મેલી જવા સાથ, એક અતિ ઘણો સુદર બંગલો મારા નામ ઉપર કરી ગયા હતા. અને જો કે હું મારા પૈસા અને ખુશ સ્વભાવથી સોસાયટીમાં બધી ઓધાર મોધાર થતી હતી; પણ મારા મનનો બલાપો તો એખલા ખુદાનેજ ખબર હતો!

હું હેન્ડસમ જેમી વાહાડયાને ઘણુ જોરાવર પ્યારે ચાહાતી થઇ હતી. આખા દીવસમાં, તેનાં મુખમાંથી બાહાર પડેલા શબ્દો પાછા અને પાછા યાદ કરતી, રાત્રે બીછાનામાં હું કલાકોના કલાકો વેર જાગતીજ પડી રેહેતી. તે કાંઇ મારી સાથ ઘણો છુટથી વર્તતો હતો નહિ, તો જો કે તે બીજાઓ સાથ તો તે ઘણુજ જલદીથી ભેલાઈ જતો.

તે વખતે, મારી ઉમ્મર, સત્તાવીસ વર્ષની હતી. અને જેમીબી મારી બરોબરની ઉમ્મરનો, ઉંચા તન્દરોસ્ત બાંધાનો એક સોભઈતો ખાનદાની જવાન હતો. તે જો કે ગજવે ગરીબ હતો, છતાંબી કય કંઇ છોકરીઓ તેની ઉપરથી મરી મરી રીતતી હતી જયારે પુરૂષો વખાણુની નજરે એ મારા જેમીને જોતા અને દોસ્તી સોધતા હતાં.

એક સહવારે, મારી વકી મુજબ, મને જેમી તરફથી એક પત્ર મલ્યોઃ-

"મારી વ્હાલી આલુ" તે લખતો હતો, "હું તુને ચાહુ છું અને તેથી પરણવા માંગુ છું. હું જાણું છું કે હું તદન એક ભીખારી જેવી સ્થીતીનો આદમી

છું, છતાં તુંને સુખી કરવાને હું મારૂં બનતું કરીશ—તું મને કબુલશે ? મને પ્યારની લાંબા લાંબા પીંજણો કરતાં આવડતું નથી, અને આપણે એકમેકને સારી રીતે પીછાણુયે છીયે. મેહેરબાની કરી મને તુરત વલતો જવાબ લખજે. આશા છે જે મારી માંગણી કબુલી તું મને સુખીમાં સુખી આદમી બનાવશે.

ઘણા પ્યાર સાથ
જેમી."

ઘણા મોટા મોટા અક્ષરોથી, ઘણુ બેદરકારીથી લખાયલું તે કાગલ હતું તો પણ મેં તે ઉપર ઘણા હેતથી મારા હોઠો દાબ્યા.

તે વ્હાલા જવાન સાથની મારી પરણી જીંદગી મને કેવી પસાર કરવી પડે તે હું બરાબર સમજતી હતી. કારણ તે તો મને મારા પૈસા ખાતરજ પરણતો હતો કેની ?

અલબત, પહેલાં પહેલાં તો તે મને ચાહાવાના ઢોંગ ચાલુ તો રાખવાનોજ, પણ તે બધું થોડો વખતજ ! એ એબ્જાલતભર્યો ખ્યાલજ મારા દીલમાં કમકમાત ઉપજાવવા બસ હતો. પણ અરે ખુદા ! તેના વગરની જીંદગી મને એવી તો ઝેર સમાન હતી કે કોઇબી જોખમે, કોઇબી ભોગે હું તેની ઓહોરદાર થવા મનથી કબુલ થઈ.

તે મને ચાહાતો હતો નહિં તેથી શું થયું ? મારી બબલખ દોલત, તેના બધા ઉદાઉ ટેસ્ટો પુરા પાડશેના ખ્યાલે મેં સંતોષ પકડયો. તેનું સઘળું સુખ તો માત્ર મારી અહાગ દોલતમાં સમાયલું હતું છતાં, મને ઝાંખી, ઘણીજ ઝાંખી આશા હતી કે વખત જતાં તેનાં ઠંડા જીગરને, મારા ઉંડા વ્હાલથી કાંય નહિ હું મારી તરફ પ્યારથી ઢલતું કરી શકું ?

તે સહુવારે જયારે હું ને મારી બેહેન શીરીન નાસ્તા ઉપર સાથે મળ્યાં ત્યારે તે પત્ર અને મારી ઉમેદ વિષે મેં તેણીને વાકેફ કીધી. મારી શીરીન મારીથી ઉમ્મરમાં, ત્રણ વરસ નાની_અને ઘણા સોભપતા દેખાવની હોવાથી આજે બે વરસ થયાં પરણેલી, એક બચ્ચાંની માય બી થયલી છે. એની બેબીની તબ્યતના સુધારા અર્થે, તેણી બેબી સાથ, મારે ત્યાં થોડા દિવસ થયા રેહેવા આવી હતી. જેમી વાહાડયા સાથ મને પરણેલી જોવા તેણી ઘણીજ આતુર હતી ! જેમી જેવા એક સર્વના માનીતા જવાનને પોતાના બંધેવી દાખલ સોસાયટીમા ઓલખાવવો એબી શું મગરૂર થવા જોગ નહિ હતું ? પણ મને તો તેવી ફીશયારીનો ઘણો મોટો ધિક્કાર હતો !

નાસ્તો લીધા પછી, જેમીના તે કાગળનો મેં એક ઘણોજ ટુંકો જવાબ લખી નાંખ્યો, જેમાં મેં તેની સાથ પરણવાની ખુશી જાહેર કીધી હતી. આહા ! તે લખતી વખતે મને કંઇ થોડી મુશકેલી નડી નહિ ! મારાં આંગળાંઓ ધ્રુજ્યાં અને

મારૂં જીગર ખુશીભરી લાગણી હેઠળ જોરથી ધડકવા લાગ્યું! મેં તે કાગળ મારા "હા"ના જવાબમાં ટુંકમાંજ પુરૂં કર્યું.

મારા પોતાનાજ હાથે તે કાગળ પોસ્ટ કરવાની ગરજે હું જલદીથી તૈયાર થઇ બંગલામાંથી બાહાર પડી.

ખચ્ચીત તે એક ઘણીજ ખુશનુમા સહવાર હતી. જીવને રાહાત બક્ષે તેવી મંદ મંદ વાતી પવનની ધીમી લેહેકી વચ્ચે તે સહવાર મને એવડીજ ખુશનુમા લાગે તેમાં શી નવાઈ!

તે વ્હાલા જવાન સાથના ભવિષ્યના સુખી સ્વપનાઓ જોતી હું ખુશાલીમાં આગળ વધી. આજના જેવી સુખી પલો, આ આગમજ ગુજારેલી મને યાદ નથી.

અને આમ, ખુશ ખ્યાલો વચ્ચે હું બેધ્યાન આગળ વધતી હતી તેટલાંજ મારૂં નામ પુકારતાં એક ઓલખીતા અવાજથી હું મારી ચલનમાં ધીમી પડી અને મેં પાછળ ફરી જોયું તો—

મારા કઝીન બહમન દાવરને મેં ઘણા ઝડપી પગલે મારી તરફ ચાલી આવતાં જોયો કે હું આગળ વધતી થોભી ગઇ.

"અલવ! આલુ દીકરા!" શેકહેન્ડસમાં મારો હાથ બધો દાબી નાખતાં તેને હસ્તે ચેહેરે બોલવા માંડયું-સહવારના પોહોરમાં કયાં ચલાવ્યું? શીરીન ને બેગી કેમ છે? અરે હા ખરા! તેં કંઇ બીજી નવી ખબર સમજી કે! પેલા જેમી વાહાડયા વીપે! હા, પણ તું કયાંથી સમજે! તેને પોતાનેજ તો આજે સહવારે ખબર પડી!" હમેશ મુજબ મારા કઝીન બહમને એકકી તગરે ખબર ઉપર ખબર આપવા માંડી.

પણ મારા વ્હાલા જેમીનું નામ સહમજતા મારી છાતીમાં મને એક મોટો ધરકો પડયો.

"તે નવી વાત શું છે! કેહે મને!" માહા જેહેમતે મારો જીવ ઠેરવતાં મેં ધીમે અવાજે પુછયું.

"કેહેજે તેને કોઇનો વારસો મલ્યોછ" બહમને મારી તરફ નજર કર્યા વીનાજ, આગળ ચલાવ્યું; "ઘણોજ નશીબવાલો હું! એમ તો કંઇ કેહેછ કે એનો બાહાર ગામમાં એક સાવકો મામો હતો તે હમણાં વારસ વગર મરણ પામ્યોછ અને તેની બધી દોલત જેમીને મલીછ! આજે સહવારે એ ખબર મને જેમીએજ પુગાડી. બાહા! જબરો નસીબવાલો! પણ કાંય આલુ ડીયર, કંઇ આજે તું ઘણીજ ચુપ છે! બોલતી કેમ નથી?"

તેને હવે વાતમાંથી ધક કહાડી, મારી તરફે ફરતાં સવાલ કીધો.

"હું ઘણીજ ખુશી છુ" મન ઉપર જબરો કાબુ રાખતાં મેં ધીમેથી જવાબ કર્યો હું કંઇ જરા જરામાં રડી પડું યાનો બેશુદ્ધ થઇ જાઉં તેવી ચીબાવલીઓ માંહેલી એક નથી!

"જેમી વાહાડયા પુલોમાંનું એક એવું પુલ છે જે ધરણમ જમીનમાંથી વધુ ખીલી નીકળે."

હું વધુ બોલી શકી નહિ. આજની સહવારના મારા બધા સુખી સ્વપનાઓ એકજ પલકારામાં જમીનદોસ્ત થયા! અરે! જેમી તો માત્ર મને પૈસા ખાતરજ પરણવા કબુલ થયો હતો અને જ્યારે આઇન ઘડીએ લક્ષમીજ તેની ઉપર પ્રસન્ન થઇ હતી ત્યારે મારે માટે હવે આશાજ શી હતી? તે પલે મારી છાતીમાંથી દુઃખનો એક મોટો નિસાસો બાહાર પડયો.

બીજી બે પલમાં તો હું એક મકકમ ઠરાવ ઉપર આવી. મારી નજર ત્યાંના લાલ પીલર બોક્ષ ઉપર પડી, અને મને તે પલે લાગ્યું કે હવે પછી આ ઠાંભલા ઉપરની દરેક નજર, મારી છાતીમાં નવેસરનો દુખનો ઝટકો લગાડયા વીના રેહેશેજ નહિ.

મેં કહયું તેમ હું એક મક્કમ ઠરાવ ઉપર આવી. અને બહુમાન જોઈ શકે નહિ તેવી રીતે મેં તે પરબીડુ પકડયુ.

"લાવની આલુ! આય કાગલ પોસ્ત કરવાનુ હોય તો હું પેલા સામેનાં ઠાંભલાંમાં નાખી આઉ!" તે સ્તેમ્પડ થયલાં કાગલ ઉપર તેની નજર પડતાંજ તેને મને પુછયું

"નહિ બહુમન હવે મારો વિચાર ફરી ગીયોછ. એમાં તો મે મારી એક ફ્રેન્ડને ટી ઉપર આવવાનું તેડુ કીધું હતું પણ જયારે આજે આવો ખુશનુમાં દિવસ છે ત્યારે તો હું તે વિચાર માંડી વાલી એક લાંબી મોટર ડ્રાઇવેજ જઇસ." મોઢાં ઉપરનો કાબુ જાળવવા કરતા અવાજ ઉપરનો કાબુ જાળવવો બહુ મુશકેલ છે, તો જો કે આટલું બોલતી વખતે મારો અવાજ સેહેજ લડડયો ખરો પણ તે કંઇ મારા કઝીને નોટીસ કીધુ નહિ.

થોડી બીજી ત્રીજી ખબર આપ લે કીધા પછી તો તે મને ખુશાલ ગુડ-બાય કરી ગયો અને હું તેના જતાં આકારને તીકતી ઉભી! આહા! ખુદરત ણી બાજે વખતે કેટલી ઘાટકી થઇ શકે છે તે મેં ત્યારેજ જાણ્યુ. તે ખુશનમાં પલોના મારા સુખી સ્વપનાઓ એકકે ઝટાકે જમીનદોસ્ત થયા અને બમનના સુખમાંથી બાહાર પડેલો દરેક શબ્દ મારા મગજમાં પાછો ભમવા લાગ્યો.

થોડો વખત તો શું કરવું તે ણી જાણે મને સુઝયું નહિ! અને થોડીક પલ હું એક પત્થરના પૂતલાંની માફક ત્યાંજ થંભ થઇને ઉભી પણ પછી તે જીગર કચડી નાખતી નીરાશી ઉપર કાબુ મેલવવાની એક મોટી કોશેશ કરી હું ત્યાંથી ઘર તરફ જવા ફરી.

ઘર પુગતાંજ, બાગનાજ દરવાજા ઉપર મારા નોકરથી હું જાણી શકી કે જેમી મારે માટે હોલમાં ખોટી થતો હતો! પેલું જેમી ઉપર લખાયલું કાગલ જે હજુર મારા હાથમાંજ પકડાયલુ હતું તે મેં ઝડપથી મારા બેગમાં ઠેસી દીધું અને હું ધડકતે જીગરે આગળ વધી. હવે પછી તેની સાથ કેવી રીતે કામ લેવુંનાં વિચા-

રમાં હું એકજ મીનીટ તે ઓરડાની બાહાર થોભી. પણ બીજીજ પલે તો મારાં મન ઉપર જબરો કાબુ મેલવી લઇ હું એક ધીમાં ઢોંગી હસ્તાં સાથ જે ઓરડામાં દાખલ થઇ. તે બારી નજદીકની ખુરસી ઉપર બેઠો હતો પણ મારાં પગલાંનો સંસારો થતાંજ તે મારા તરફ ફર્યો. આહા! શાંત હસ્તો દેખાવ જાલવી રાખવાની એક ઘણી જોરાવર કોશેશ છતાં મારી પ્યારભરી તિક્ષણ આંખો જોઇ શકી કે તે ચેહેરો ફીકકો અને ભખી ખાધેલો હતો અને મારૂં જીગર તેને માટે દયાથી દાઝીજ ગયું.

હસ્તું મોઢું રાખવાની એક કોશેશ સાથે મેં મારો હાથ શેકહેન્ડસમાં તેની ગમ લાંબો કીધો.

"ઓ જેમી! તમે આવ્યા તે હું કેટલી ખુશી થઇ! કારણ મને હશતો તમારી માફી માંગવાની છે." મેં તેને કંઇ ખુલાસો કરવા કે પુછવાનીબી તક આપ્યા વિના આગળ ચલાવ્યું.

"આજે સહવારે જ્યારે હું નાસ્તા માટે નીચે આવી ત્યારે મારી પ્લેટની બાજુમાં મેં એક તમારી તરફનું કાગળ જોયું-એક મીનીટ હું રૂમમાંથી કંઇ કામે બાહાર નીકળી અને પાછી આવી જોઉં છું તો મારી બેહેનની બેબીએ રમત કરતાં તે કાગળ નજદીકની સઘડીમાં ફેંકી દીધુ-ઘણી મીસચીવ્યસ છોકરી છે! મેં તે કાગળને બળી જતાં બચાવવાની એક ફોકકટનીજ કોશેશ કીધી! શું તેમાં તમારી પેલી બુધવારવાલી પાર્ટી વિષે કઇ લખાયલુ હતું?" એટલુ બોલતાંજ હું ધમ કરતી કે એક પાસેની બેઠક ઉપર બેસી ગઇ. મારા હાથમાથી સરી પડેલી બેગ ઉચકવાને મસે હું વાંકી વલી અને તેમ કરી, કોઇ જોરાવર લાગણીથી મારા હોઠોને તેની નજર સામેથી ઢાંકી મેલ્યા.

કેટલીક પલો વેર હું તેના ચેહેરા સામુ જોવાની હિમ્મત કરી શકી નહિ. અને તે થોડીક પળની ચુપકીદી હમો બધેને એક લાંબા જમાના જેટલી લાગી.

"હા, તેમાં મેં તે પાર્ટી વીષેજ લખ્યું હતું! તુંને તારી બેહેન બંધે આવશો તો હું ઘણોજ ખુશી થઇશ."

તેનો અવાજ તદન સ્ટેડી હતો નહિ! મેં છુપા ગભરાત વચ્ચે તેની ઉપર એક ઉડતી નજર ફેંકી તો યા ખુદા! જાણે એક મોટો પહાડ તેના જીગર ઉપરથી ઉંચકઇ ગયો હોય તેમ તેને છુટકારાનો એક લાબો દમ ખેંચ્યો-તેને સુખી બનાવવા, તેનો સોહોમનો મુખડો હસ્તો નીહાળવા હું મારી તમામ દોલતનો તેની ઉપરથી નીસાર કરવા તયાર હતી તો જો કે વગર માંગવે મેં મારૂં જીગર તો કેટલા વખતનું તેને અર્પણ કરી દીધું હતું. ઓ પરવરદેગાર! તું કે જે સઘળાં જીગરોના ભેદોનો માહીતગાર છે તો તે પલેહું મારૂં તે મોટું દુઃખ, તું, ઓ! મોટા બાપ! તું તો જાણી શકયો હશેજ!

મેં જેમીના એમાં મુદલ વાંક જોયો નહિ. હું ત્યાર પછી કદી જાણી શકી નહિ કે તે-તે દીવસે પોતાની માંગણી પાછી ફેરવવા યાતો કોઇબી ભોગે મને કબુલ

રાખવા આવ્યો હતો! ગમે તે હોય પણ, તેની તરફનો મારો સાચો પ્યાર તેને દુખી જોઈ શકયો નહિ. અને તેથીજ તેને, મારા બંધમાંથી છટકી જવાની તક મેં મારા સુખના ભોગેબી આપી દીધી. ઓ! તેને હું એટલી તો જોરાવર પ્યારે ચહાતી હતી કે છુટકારાથી ખીલી નીકળેલો તેનો ચેહેરો જોતાં, મારા દુખમાંબી હું મોટો સંતોષ લઇ શકી!

પોતાના, તુરતના મળેલા વારસાની ખુશ ખબરથી મને વાકેફ કરતાં તેનાથી હસાઇ હસાઈ જવાતું હતું. તે ખબર પહેલ વહેલીજ તેને મોંઢેથી સમજી હોય તેવોજ દેખાવ મેં તો ધારણ કીધો.

"આહા! આજે બધુંજ મને ખુશાલ લાગેછ" ઉભો થઇ મારી રજા ચાહતાં તે બોલ્યો, "લક્ષ્મી દેવીબી કોઈ વખત કેવી દાહી અને મેહેરબાન બની જાયછ? આ સવખતના વારસા માટે હું મને પોતાને ઘણો ભાગ્યશાળી સમજુંછ."

અલબત! તે ભાગ્યશાળી તો પુરવાર થયો હતોજ!

મેં તેનો જતો આકાર, નજર આગળથી દેખાતો બંધ થયો ત્યાં વેર ઘણા દુઃખી દીલે જોયા કીધો.

મેં રડી બળી મારૂં દુખ જાહેર કીધું નહિ. મારૂં જીગર તે દીવસથી તુટીજ ગયું. પણ તે સાહેબની મરજીને આધીન થયા વિના કાંઇ કોઇનો છુટકો છે!

---

# સુધરેલી હિંદવાણીઓ.

દોહરા.

સુધરેલી સધવા અને, વિધવા એક સમાન;
નહીં ચાંદલો ભાળમાં, કંકણનું નહિં ભાન. ૧
ખ્રિસ્તણુ કાં તો પારસણુ, કિંવા યવનની નાર;
સુધરેલીના તે સમા, પ્રગટ જુઓ શણુગાર. ૨
ગોરી ગાય જલસા વિષે, ધણી બજાવે ઢોલ;
વાહ! વાહ! મીત્રો વદે, સુધરીનું એ તોલ. ૩
ઘર ઘાલે કો ઘુઘટે, એવી વદી દલીલ;
ભરે ઉઘાડા કુદકા, સુધરીનું એ શીલ. ૪
પતિને પરમેશ્વર ગણે, નારી તેહ ગુલામ;
હજારને હાજર ગણે, એ સુધરેલી ભામ. ૫
નાગી વરણાગી વિષે, લાગી રે' દીન રાત;
સુધરેલી નેને ગણી, સુધર્યા રહે રળિયાત. ૬
ટાપટીપ તનની રચે, ચાપચીપમય ચાંચ;
સુધરેલી શીર છતરી જ્યમ, પચાળી શીર પાચ. ૭
હસે લસે આગળ ધસે, વસે પુરૂસમાં વાસ;
પતિ પાછળ પાછળ ફરે, સુધરેલીના દાસ. ૮
ભાઈ બ્હેન પદ છોડીને, બને મિસિસ ને મિસ;
સુધરેલી સદભાગ્ય લ્હે, પામિ યવનની કીસ. ૯
શિખે ગવૈયાની કને, સુધરી ગોરી ગાન;
તાત ભ્રાત ભર્ત્તાર તે, દેખી ધરે ગુમાન. ૧૦
પુરૂષ અને પ્રેમદા તણા, સરખા હક ગણુનાર;
સુધરેલી તે નીકળી, બન્ને હકથી બ્હાર. ૧૧
નરહક ને વળી નારહક, એ બે ભવજળ નાવ;
બન્ને પર પગ ધારીને, પડતી બ્હોળે પાવ. ૧૨
નરનારી બનવા જતાં;—થાય હીજડો આપ;
સુધરી નર બનવા જતાં, પામે એવું માપ. ૧૩

જુવાની જાળવવા જુઓ, આયાને દે બાળ;
સુધરેલી કાયા રખી, વધી વેશ્યાથી હાલ. ૧૪
પશુ પણ અતિ માયા ધરી, ધવરાવે નિજ બાળ;
સુધરી તેથી અધમ તે, નરહક પર દે ફાળ. ૧૫
પડદે રે'તી તે તણા, સુત લેતા સમશેર;
સુધરેલીના સાંપડયા, દમડીના દશ શેર. ૧૬
પડદે રે'તી તે તણાં, તવારીખે 'જશગાન;
સુધરેલીનાં નેનશર, ભ્રમર ચળેલ કમાન. ૧૭
યવન હસ્ત અડતાં અવલ, અબળા તજતી પ્રાણ;
સુધરેલી પતિ જાગતો, વેચી ગ્રહે વખાણ. ૧૮
પતિ વેચે પણ પદમણી, તજતી ન પતિવ્રત ધર્મ;
ખાય પીયે ખેલતી ફરે, એ સુધરીના કર્મ. ૧૯
પડદે રે'તી તે તણા, સુત બચાવતા ગાય;
સુધરેલીની સંતતી. બીફ ખવાડે ખાય. ૨૦
પડદે રે'તી તે તણા, પુત્રે બચ્યો સ્વધર્મ;
પાદરીને પાયે પડે, સુધરી સુત હતકર્મ. ૨૧
પડદે રે'તી તેમણે, દીધી દેશને શીખ;
સુધરેલીની સાહ્યબી, વધી મગાવે ભીખ. ૨૨
પેટ પરાણે ધણી ભરે, મ્હોતીજીને તાન;
પતી પટાવાળો બને, ધન્ય સુધારક ધ્યાન. ૨૩
ઘરધણી ખુંદે ગાર્યને, સુધરી શીખે નૃત્ય;
સ્ત્રી સુધારણાએ કર્યાં, ઘણે ઘેર એ કૃત્ય. ૨૪
પડદે રે'નારી તણા, ધરતા નહિ ધનલોભ;
પણ સ્વદેશને સેવતા, સદા રહી અક્ષોભ. ૨૫
પણ સુધરેલીના તનય, શીખ્યા છે એ સાન,
મુખમાં થુંકો પણ મુંકો, કરમાં કાંઇક નિદાન. ૨૬
વણરંગલાં મન હતાં, નારીના આદેશ;
સ્ત્રી કેળવણી એ કર્યાં, રંગી કાળા મેંશ. ૨૭

નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

# પૈસાને ખાતર !

(એક ટુંકી વારતા.)

લખનારઃ-'સમન.'

"તમો શું એમ ધારોછ, મમા, કે મને લીલીએ ઠગીછ! તેણીએ મને ગંભીર વચન આપ્યુ છે-તેણીએ બાઇબલના સોગંદ લીધા છે-કે તેણી અમો પરણ્યા પછી નાટકનો તખતો સદાનો છોડી દેશે; અને હવે મમા, તમો કહો છો કે મારી પરણેતર ફરીથી નાટકના તખતામાં જોડાઇ છે—અને તેણી સ્ટેજપર નાચો કુરીને મારી તેમજ ખુદ પોતાની ફજેતી કરે છે !"

ડેવીદ હર્સ્ટ ખોખરા અને ખેંચાયલા અવાજે બોલ્યો. તેની આંખો ગુસ્સા અને જુસ્સાથી ચમકતી જોઇને તેણીની જૈફ માતા દીવાલને ધ્રુજરી બનીને અઢેલી પડી.

"દીકરા ડેવીડ, તું તારા મનમાં કંઇ ના લાવ !" તેણી ધીમા અવાજે બોલી. "જે કાંઇ લીલીએ કીધું છે તે તેણીના ભલાને માટે કીધું છે, જ્યારથી તું હોસ્પીટાલમાં પડેલો હતો ત્યારથી તેણી મારા તેમજ તેણી પોતાના ભુખ્યા હોજરાને માટે દાળ રોનની પેદા કરીને સંતોશ આપતી હતી. હાલમાં ઉનાળાની રજા હોવાથી તેણી તે નાટકી ધંધામાં જોડાઇ છે, પણ આય ઉનાળાની રજા પુરી થઇ કે તેણી ફરીથી હવે કોનસનેશનમાં જશે નહી."

"પણ, મમા, તેણીએ પોતાનું વચન તોડયું છે, કારણ કે જયારે હમો પરણા ત્યારે તેણીએ એવા સોગંદ લીધા હતા કે તણી કદીપણ ફરીથી જાહેરમાં નાચવા જશે નહી. મેં તેણીને તેવા સોગંદ લેવાડવા" તે ગંહાયલા કદાવર સખશે એક લાંગો નીશ્વાસ ફેંકયો. "કોઇ મુઝીએ તેણીને પોતાની જાળમાં સપડાવીછ-એ વળી કોઇ નાટકકારજ હોશે! તેણી મને બેવફા નીવડવા માગે છે; તેણીએ વીચાર્યું કે હું હોસ્પીટાલમાં સહીસલામત હતો. મેં વીચાર્યું કે તેણીએ જાહેરમાં નાચવાનું બંધ પાડયું હશે, અને તેણી ઘરમાં રહીને મારા પ્યારાં બચ્ચાંઓની સંભાલ લેતી હોશે. પણ જોયો, કે શું બનવા પામ્યુંચ તે. હું બીમાર પડયો, અને તેઓએ મને હોસ્પીટાલમાં ખસેડયો. તેઓએ મને ત્યાં રાખી મુકયો, અને જ્યારે મને તેણીએ વધારે બીમાર થયલો જોયો, ત્યારે ફરીથી તેણી પોતાના ધંધામાં પાછી પડી. ગુસ્સે થવાને માટે મારી પાસે કંઇ કારણ તો હોવુંજ જોઇએ, હં મમા ? શું મને લીલીયે અપજશ લગાડયું નથી ?"

તેની માતાએ ડોકું ધુણાવ્યું.

"કોઇબી રીતે તો પૈસા કમાવા જોઇતા હતા, દેવીડ તું જાણેછ કે તું એકદમ ખાખા-વરખો થયો હતો તે."

"એ બધું હબગ છે, મમા. લીલી ખુશીથી તેણીને જોઇએ તેટલા પૈસા બ્રેનતન બેંકમાથી ખેંચી શકતે, મેં બધા પૈસા તેણીના નામપર તે બેંકમાં એકઠા કરી મુકયા હતા. અરે, તેણી મોટી ખુશીથી એક સો પૌંડ ખેંચી શકતે. મને સમજ નથી પડતી કે તેણીને આવા નીચ ધંધામાં પડીને પૈસા કમાવાનું શું સુજ્યું પડયુ?"

તે જૈફ બાનું જરા વાર થોભી, તેણીએ પોતાના દીકરાને શું બનવા પામ્યું હતું તે કહેવુ જોઇએ કે નહીં-તે બ્રેનતન બેંકે તો દેવાળું કાઢયું હતું તે ખબરથી તેને વાકેફ કરવું કે નહીં તે માટે અજબ થઇ પણ જો તેણી તેના દીકરાને એ વીશે વાકેફ કરે તો પછી તેણીએ પોતાના દીકરાને તે વીશે વાકેફ નહીં કરવાનું જે ગંભીર વચન તેણીએ લીલીને આપ્યું હતું તેનું પછી શું? કારણ કે તેણીની વહુએ તેણીને એવી અરજ કીધી હતી કે તેણીએ તે ખબર પોતાના બીમાર દીકરાથી જેમ બને તેમ છુપી રાખવી, અને બ્રેનતન બેંક પડી ભાગી હતી તે વીશેનો જરાબી સંસારો તેને થાય નહીં તેમ કરવું, મગર લીલીએ કદીપણ આશા રાખી હતી નહી કે તેણીનો ભરથાર ઓચીંતો હોસ્પીટાલમાંથી રજા લઇને સીધો ઘરે ફુટી નીકળશે.

"દેવીડ, જરા બેસ. હું હમણા તારે સારૂ મજેની સોજી ચાહેતું એક ગરમાગરમ કપ તૈયાર કરી લાઉંછ, અને જ્યારે લીલી ઘરે આવશે ત્યારે તેણી પોતાની વાત તારી આગળ કરશે, પણ તેણી આવે ત્યાં સુધી તું શાંતીથી આરામ કર."

તે કદાવર-શખશે પોતાનું ડોકું ધુણાવ્યું "નહી, માતાજી" તેને ખોખરા અવાજે જવાબ આપ્યો, "હું સીધો કોનસતેલેશનમા જાઉછ. આય બધુ નજરે નજર જોવા માગુછ." તે એક મીનીટ થોભ્યો. પછી પોતાના તવાઇને નબળા પડી ગયલા હાથો તરફ જોવા લાગ્યો "હું મારા ઓરડામાં જઇને હાથ મોહુ ધોવશ, બાલ સરખા કરશ. અને પછી હું જવશ. હું અજબ થાઉંછ કે લીલી જ્યારે તેણી મને સ્ટોલમાં બેઠેલી જોશે અને તેણીના નાચો જોવામાં મને મશગુલ જોશે ત્યારે તે દેખાવ જોઇને તેણી શું કહેશે? કદાચ તેણીને જરા ધક્કો પડશે; કદાચ તેણીએ મને આપેલા વચનની તેણીને યાદ થશે."

મીસીસ હર્સ્ટ વધુ બોલ્યા નહી. તેણીએ તેની સાથે વધારે પંચાતી કીધી નહી, પણ તેણીએ જેવો પોતાના દીકરાને તે ઓરડામાં ચાલી જતાં જોયો કે પોતાના જૈફ હાથો દયાજનક રીતે એકમેક સાથે ભેરવ્યા અને એક લાંબો ઉંડો નીશ્વાસ ફેંકયો.

"હું જાણુતી નથી કે જ્યારે તેને સત્ય માલમ પડશે ત્યારે તે શું કહેશે અથવા તો શું બોલશે," તેણી બડબડી.

ત્યાર પછી તેણીએ પોતાના દીકરાને માલપર જતાં જોયો. તેણીનો દીકરો પોતાના માલ-પરના ઓરડામાં જઇને એક બીછાણા આગળ ગુડણમંડીએ પડયો, અને પોતાનો ચહેરો પોતાના હથોમાં છુપાવ્યો.

"હુ જાણુછ કે કોઇ મુછ્છડ બચ્ચાએ મારી ભોલી ભાલી લીલીને ભમાવીછ ફસાવીછ. તેને તેણીને મારી તરફ બેવફા બનાવીછ. મારી ગરીબ લીલી કેઇ મુછાના ભમાવ્યા શીવાય આવી

રીતે મને બેવફા નીવડે નહી. તેણીએ જે ખરા દીલથી મને વચન આપ્યું હતું તે વચનની તેણી દરકાર કરતે."

તેને એમ બોલતાં પોતાના હાથોની મુઠ્ઠી જતુનથી વળી. ત્યાર પછી તે ત્યાંથી ઉઠયો અને જાણે સ્વપ્નામાં ચાલતો હોય તેમ તે તે ઓરડાના નાંકની એક ટેબલ આગળ ગયો, અને તે ટેબલનું ખાણું ઉઘાડયું.

તે શાની શોધ કરતો હતો તે તેને જટ માલમ પડયું. તે એક છ બારની રીવોલવરની શોધ કરતો હતો. તે રીવોલ્વર ગોળીથી ભરેલી હતી. અને તે રીવોલવર તેને ભરેલી જોઇને તે બેહદ ઉલટથી તે તરફ જોવા લાગ્યો.

ડેવીડ એક બયંકાર હસવું હસ્યો. તે રીવોલવર તેને કેટલી બધી કામની હતી? તે સારી રીતે જાણતો હતો-કારણ ડેવીડ પોતાના મનમાં કહેતો હતો કે જો જ્યારે તે કોનસ્તેલેશનમાં જશે અને ત્યાં જતાં તેના વહેમો ખરા પડેલા જોશે-જો પોતાના પરણેતર ત્યાં કોઇ બીજા શખશને ખુશી કરવા માટે નાચો કરે છે એમ જ્યારે તેને માલમ પડશે તો પછી કાંય નહીં તે પોતાની પરણેતરને ગોળીથી જરૂર વીંધી નાંખે.

ડેવીડે તે રીવોલવર પોતાના ડગલામાં છુપાવી, પછી દાદર ઉતરી તે નીચે આવ્યો, અને ઘરમાંથી બહાર પડયો.

તે પોતાના ઘરમાંથી બહાર પડતાં સાથે આખા બદને ધ્રુજવા લાગ્યો, કારણ કે તેને બેહદ નબળાઇ લાગતી હતી; પણ તેને તે બપોરે કોનસ્તેલેશન મ્યુઝીક હોલમાં એક હેરતભરી મુલાકાત આપવાનો ઠરાવ કીધો, અને તે પોતાનો ઠરાવ ફેરવે તેવો શખ્શ હતો નહી.

"હું ગમે તે ભોગે ત્યા જવશ" તે જતુનથી પોતાના મનમાં બોલ્યો, "હું કોઇબી રીતે ત્યાં જવશ"

તેને પોતાના ગજવામાંની રીવોલવર આંગળા લગાડીને તપાસી જોઇ; તે જાણતો હતો કે તે મોતને પોતાના પંજામાં ખેંચી જતો હતો.

તે કોનસ્તેલેશન મ્યુઝીક હોલ તમાશબીનોથી ઠોસોઠોસ ભરાઇ ગયો હતો. દરેક બેઠક રોકાઈ ગઇ હતી, અને ડેવીડ હર્સ્ટ સ્ટોલમાં બેસીને અજબ થવા લાગ્યો કે ભજવવામાં આવનારો ખેલ એટલો બધો તે શું ખેંચાણકારક હતો કે આટલી ગંજાવર ઠઠ જામી હતી.

તે પોતાના હાથમાંનો પ્રોગ્રામ વાંચી ગયો. તે પ્રોગ્રામની પહેલી આઇતમ એક ગાયણની હતી. અને તે ખાત્રી પુર્વક હતો કે લીલી તે ગાયણમાં દેખાવ દેશે. તેણી નાચ કરતી કરતી સ્ટેજપર આવશે અને તેણી તે ઠઠમાર તમાશબીનો સામે હસશે; પણ તેણી લાંબો વખત સુધી ખીખી ખાખા કરશે નહી, કારણ કે એક આબરૂદાર શખશે પોતાનું ઘરબાર અપજશમાંથી બચાવવું જોઇએ.

પડદો ધીમે ધીમે ઉંચકાયો-ધણોજ ધીમે ધીમે અને જ્યારે તે લાલ પડદો પડી ઘડીઓ વળી ત્યારે તે ભેગાં મળેલાં લોકોના શરીરમાંથી એક ખુશાલીની ધ્રુજરી પસાર થઇ, કારણ કે કેટલાએક મીઠો ગર્જના કરતા સંભળાતા હતા; તે ઉપરાંત, તે સ્ટેજની વચ્ચોવચમાં ઉભો કરવામાં આવેલાં એક મોટાં લોખંડના પીંજરાનો પડેલો દેખાવ મનને વ્યાકુળ કરનારો હતો.

એક ઉંચી, પતલી, જવાન સ્ત્રી ઓરીયેંતલ પોશાકમાં સજ થઇને અને પોતાનો ચહેરો એક બુરખાથી ઢાંકીને તે વીકરાળ સીહોની વચમાં બહાદુરીથી ઉભી હતી, તેણીની આંખ્યો—મોટી બન્નુ આંખ્યો તે તમાશબીનોપર ચીટકાયલી હતી; પણ તે સીંહોનો કેળવનાર તે વીકરાળ જનાવરોને ચાબકો ફડ્ડાવીને અને પોતાની કાળી આંખ્યો એક સીંહપરથી બીજા સીંહપર ચમ કાવીને તેઓને પોતાના દાબમાં રાખતો હતો.

"ઘણોજ ક્રુર દેખાવ!" દેવીડે પોતાના હોઠો ચપટ ખીડીયા. તે આય જવાન સ્ત્રીને જોવાને માટે ધીક્કારતો હતો, કે જે સ્ત્રી પોતાના ઇસ્ટર્ન પોશાકમાં એટલી તો નાજુક અને પતલી દેખાતી હતી, અને જે પોતાની જવાન જીંદગી તે તમાશબીનોમાંથી કોઇને રાજી કરવાને માટે તે વિકરાળ સીંહોની વચ્ચે ઉભી રહીને બેશક જોખમમાં નાંખતી હતી તે પોતાની બેઠકમાંથી ઉઠીને અને તે "શરમભરેલું" છે એમ પુકારવાની ઇચ્છા કરતો હતો, અને ત્યારપછી તે જવાન સ્ત્રીપર ટગર ટગર જોતાં તેને તે સ્ત્રીનો આકાર દેખઇતી રીતે જાણીતો લાગતો હોય એમ તેને લાગ્યું—કોઇબી રીતે તેને લીલીની યાદ આવતી હતી.

તે કેળવનારે પોતાના બેહદ જોરથી તે ચાબુક ફડ્ડાવ્યો—તે સીંહો ગર્જના કરવા લાગ્યા અને તે પીંજરાની આસપાસ કુદકા મારવા લાગ્યા. ધીમા અવાજે બેંડ વાગતું હતું પણ તે બુરખાવાલી સ્ત્રી એક મારબલના પુતલા મીસાલ તતણખાર ઉભી હતી.

"પેલી છોકરી આબાદ મારી લીલીના જેવી લાગેછ!"

દેવીડ તે શબ્દો ખોખરા અવાજે બડબડયો, અને તેના કપાળપર પરસેવાના ટીપા ફુટી નીકલ્યા, કારણ કે તેની પરણેતરે પોતાનું વચન તોડીને પાછી પોતાના ધંધામાં જોડાઇ છે એમ ધારવામા તે કાંઇ નહી ભુલ કરતો હોય? કાંય નહીં તે સ્ત્રી તે વિકરાળ પશુઓની વચ્ચે ઉભેની તેની પરણેતર હોય? તે વીચાર થતાં તેની નસોમાં દોડતું લોહી એકદમ ગઠાઇ ગયું.

તે સીંહોમાનો એક સીંહ ગર્જના કરવા લાગ્યો, તમાશબીનો ખુશાલીથી ધ્રુજવા લાગ્યા. પણ દેવીડને તે જવાન બુરખાવાલી સ્ત્રી ધ્રુજતી હોય એમ લાગ્યું, અને તે જતુની અને વીકરાળ જાનવરોથી બીહતી હોય એમ તેને લાગ્યું.

તે કેળવનાર પોતાના ચાબકાનો ઉપયોગ બેહદ છુટથી કરવા લાગ્યો. તેની કાળી ચશમો દરેક દીશાએ ફરતી હોય એમ જણાઇ, અને તે એક સૌથી તોફાની અને ઝનુની સીંહને તેના નામથી બોલાવતો હોય એમ જણાયો; ત્યારપછી એક સેકંડ પછી તે તે જંગલી જાનવરોને પોતાના ખેલો કરી બતલાવવાને કહેવા લાગ્યો.

તે સીંહોએ તે બુરખાવાલી સ્ત્રીની આસપાસ એક કુંડાળું બનાવ્યું, અને ત્યારબાદ એક પછી એક તેઓ તેણીએ ઉંચે પકડેલા હુપમાંથી કુદવા લાગ્યા. છેલ્લો સીંહ—કે જે ઘણોજ વિકરાળ અને મગજનો ફેરાવન હતો—તે તેણી સામે ડોળા ઘુરકવા લાગ્યો, અને તે તેણી સાથે લડાઇ કરવા માંગતો હોય એમ તે જણાયો, પણ આયદે તે પેલા હુપમાંથી કુદી પડયો, અને ત્યારબાદ પેલો પડદો નીચે ઉતર્યો—લગાર ઓચીંતો—અને તે તમાશબીનો દમ ખાવાને માટે થોભ્યા.

ત્રણ મીનીટના વિસામા બાદ પાછો પેલો પડદો ઉંચકાયો, અને દેવીડ સ્વપ્નો જોતો હોય તેમ પાછો પોતાની ખુરશીમાં ગોઠવાયો. તે મક્કમતાથી પોતાના મનમાં બોલવા લાગ્યો કે પેલી બુરખાવાળી સ્ત્રી લીલી હોઇ શકે નહી. તે છતાંબી તેણી તેની લીલીના જેવું મલતાપણું ધરાવતી હતી—એક વિચીત્ર, ગુંચવાડા ભરેલું, અને સૌથી ચકીત કરનારૂં મલતાપણું.

બેઉ આય વખતે પોતાનો પ્રોગ્રામ વજાડયો નહી. તમાશબીનોમાં સોરબકોર થઇ રહયો હતો, કારણ કે આવા વખતે પેલા પીંજરામાં ફકત એકજ સીંહ નજરે આવતો હતો—પેલો જનુની અને તોફાની સીંહ—અને કોઇબી કેળવનાર હતો નહી, ફકત પેલી પતલી, અને ઉંચી સ્ત્રી હતી, જેણીએ આય વખતે પોતાના દીલમાં પેલો ઇસ્તર્ન પોશાક નહીં પહેડતા એક લાંબો સફેદ જભો પહેડયો હતો, અને મોંઢાપરનો બુરખો કાઢી નાંખ્યો હતો.

"મારા ખોદા! એ તો લીલી છે! ખુદ લીલી પોતેજ છે," દેવીડના કપાલપરની નસો ખેંચાઇ આવી. તે અર્ધો પોતાની બેઠકમાં ઉઠયો; અને આકુળ વ્યાકુળમાં પડયો, તે કેટલો ગુસ્સાથી કોનસ્તેસેશનમાં આવ્યો હતો, અદેખાઇની આગમાં તે કેટલો જલી ગયો હતો, સ્ટેજ પર આવીને પાછી જાહેરમાં દેખાવ કરવાને માટે તે લીલી સાથે કેટલો બધો ક્રોધે ભરાયો હતો તે તે સઘળું ભુલી ગયો. હાલમાં તેને એટલી લાગણી થતી હતી કે પેલો વિકરાળ સીંહ પોતાના સેજ'માં વાહરૂં આવતા કોણ જાણે શું ને શુ કરી મુકશે. લીલી તું આય વીકરાળ પશુ આગળ શું ચાલશે? તે તો તેને ફાડી ખાશે!

તેને એક તમાશબીનને એક ઉંડો નીશ્વાસ ફેંકતા સાંભળ્યો, પણ તેનું તેમ કરવાનું કારણ એ હતું કે તે તમાશબીનોમાંના ઘણાઓ તે પ્રોગ્રામ બારીકીથી જોઇ ગયા હતા, કારણ કે તે પ્રોગ્રામની ચોપડીમાં એવું જાહેર કરવામાં આવ્યું હતું કે માડમનુઝેલ વાયોલેટ જેટલી એક સીંહ કેળવનાર તરીકે તદન બીન અનુભવી છે, પણ કોઇ અજબ શકતી ધરાવતી હોવાથી, તેણી શરત જીતવાને માટે પોતાની હીંમતની કીમત કરતી હતી.

"તેણી કોઇ હીમતવાળી સ્ત્રી છે." એક શખ્સ કે જે દેવીડ પાસે બેઠેલો હતો તે ઓચીંતો બોલી ઉઠયો. "આય થીયેટરના માલેકે પ્રોગ્રામમાં આવી રીતે જાહેર કરવા માટે ઠીક હીકમત વાપરીછ! જે લોક આયું તે ખરૂં," તેને જણાવ્યું "માડમનુઝેલનો પહેલો દેખાવ! હું કહુંછ, કે પેલો સીંહ કોઇ ઘણોજ ઝનુની જાનવર જણાયછ!"

દેવીડ ઉભો થયો. તેની પછવાડે બેઠેલા લોકોએ તેને બેસી જવા કહયું, પણ તે કદાચજ તેઓને સાંભળી શકયો. તેની આંખ્યો પેલા લોખંડના પીંજરા તરફ ચીટકેલી હતી! જે પીંજરામાં તેની પરણેતર ઉભી હતી. પેલો સીંહ પોતાની પુછડી હલાવવા લાગ્યો, અને તે સાંકડા પીંજરામાં એમથી તેમ દોડવા લાગ્યો, મગર લીલી બીલકુલ હાલ્યા ચાલ્યા વગર સ્થીર ઉભી રહી, અને તેણીએ કદી પણ પોતાની આંખ્યો તે સીંહપરથી ખસાડી નહી

"તે શરમભરેલું છે!" એક સ્ત્રી—એક બહુ ચશમાવાલી, રેશમદાર બાલોવાલી સુંદર સ્ત્રી ઉપલા શબ્દો પુકારી ઉઠી.

"હું નહી ધારતી કે લોકોએ પોતાની જીંદગી આવી રીતે જોખમમાં કાંય નાખવી જોઇએ—ખરેખર હું નથી ધારતી!"

તેણીનું બોલવું કોઇએ સાંભળ્યું નહી. તેણીનો અવાજ તે ધ્રુજતા અને કાંપતા તમાશ-બીનોના ભયંકાર અને ઝનુની પુકારો વચ્ચે ભેળાઇ ગયો હતો, કારણ કે તે ઝનુની સીંહ તે સફેદ જભામા સજ થયલી સ્ત્રી પર ઓચીંતી ત્રાપ મારવાની તઇયારી કરતો હતો.

દરેક જણ લીલીની આફત જાણવા પામ્યુ; અને તે સીંહનો કેળવનાર એકાએક બાજુ-માથી બહાર ધસી આવ્યો, અને પોતાનો ચાબુક ફફડાવવા લાગ્યો.

"દાઉન, હેકતર !" તે ખોખરા અવાજે પુકારી ઉઠયો. "દાઉ !, યુ બ્રુત,-દાઉન !"

પેલા સીંહે તે કેળવનારના જનુની અવાજની જરા બી દરકાર કીધી નહી. તેનું સઘળું ચીત પેલી પીંજરામાં ઉભેલી સ્ત્રી પર રોકાયલું હતુ, અને તે હવામાં કુદયો—સીધો લીલી તરફ ઉછળ્યો !

તેણી પાછળ હઠી,—તે પીંજરાના સળીયાને અઢેલી પડી.—તે ભયંકાર સળીયાઓ કે જેને તેણીને એક કેદી તરીકે રાખી હતી, અને તેણી આખે અંગે થરથર કાપતી હતી, પણ તેણીએ ન તો ચીચીયારી પાડી કે ન તો બેસુધ થઇ ગઈ; તેણીએ તે કરવાનું કેટલાક તમાશબીનો પર છોડયું.

એક ગોળીનો છુટવાનો અવાજ થયો-એક રીવોલ્વરની ગોળીનો-અને તે ગોળી તે જનુની બનેલા જાનવરના હૃદયમાં આબાદ દાખલ થવા પામી હતી.

તે એક અજબ જેવો શાંત હતો, પણ જે શખસે આવી એક આબાદ નેમ લીધી હતી તે શખસ તે સઘળા તમાશબીનોમાંથી એક અચ્છો નીશાનબાજ નીકળ્યો હતો, કારણ કે દેવીડ જાણવા પામ્યો કે તેની પરણેતરની સલામતી-તેણીની જીંદગી-તેની આબાદ નેમ લઇને ગોળી છોડવા પર આધાર રાખતી હતી.

પહેલા શાત પછી બીજો શાંત થયો, અને આય વખતે એક ગોળીએ પોતાનો રસ્તો તે સીંહના ભેજા તરફ લીધો, પણ પહેલી ગોળીએ પોતાનું કાર્ય અચ્છી રવેશે બજાવ્યું હતું, કારણ કે તે જગી જનાવર તરફડીયા મારવા લાગ્યુ અને બીજી સેકંડે મૃત્યુ થઇને પડયો.

તે તમાશબીનોને હવે જરા દમ ખાવાનો વખત મળ્યો. તેઓ સઘળા ત્યાર પછી ઉભા થયા અને તે બહાદુર દેવીડની તારીફપર તારીફ કરવા લાગા. તેઓએ ત્યાર પછી તેને માટે હુરરેના પુકારો કરીને તે બીલ્ડીંગ ધમધમાવી મુકી. મગર દેવીડે તેની જરાગી દરકાર કીધી નહી, કારણ કે હોલમાં તે સ્ટેજ ઉપર ચઢવામા ફતેહ પામ્યો હતો, અને તે મોટા પીંજરામાં દાખલ થવા પામ્યો હતો.

"લીલ, લીની, હું વખતસર આવી લાગ્યો હતો, નહી?" તે નરમાશથી બોલ્યો-અને ત્યાર પછી કઇ બનવા પામ્યું. તે છોકરીએ કે જેણે જ્યારે પેલા સીંહે તેણીપર છલાંગ મારી હતી ત્યારે નતો ચીચીયારી પાડી હતી, કે ન તો બેશુધ્ધ થઇ ગઇ હતી, તેણી હાલમાં બેશુધ્ધ થઇને પોતાના ભરથારના હાથમાં પડી હતી.

× × × × *

"ઓહ, લીલી-મારી લીલી!" દેવીડ પોતાની પરણેતરપર વાંકો વળ્યો "લીલી, તુંને એવી રીતે તારી જીંદગી જોખમમાં નાંખવા માટે શું સુઝ પડયું-જે જીંદગી મને તેમજ મારા બચ્ચાઓને એટલી બધી વહાલી છે?"

તે ભરથાર અને મહોરદાર લીનીના 'ડ્રેસીંગ રૂમ'માં સાથે બેઠા હતા-તે નાનો ઓરડો કે જે તે કોન્સ્ટેલેશનમાં તેણીના વપડાસને માટે આપવામાં આવ્યો હતો, અને દેવીડે તેને તે ઓરડાનો દરવાજો લીલીને સુધીમાં આવ્યા પછી થોડાક સવાલો તેણીને પુછવાના હોવાથી થોડી મીનીટ સુધી બંધ રાખ્યો.

"મેં આય ધધો નીચ પૈસાને ખાતર કીધોછ. મારા પ્યાર," લીલીએ તેની સામે જોઇને જવાબ આપ્યો, "મને એક રાતના પાંચ પાંઊડ મળે છે. તમો જાણોછ. વહાલા, કે પેલી બેનતન બેંક તો ગયે અઠવાડીયે પડી ભાંગી, અને તમોએ બચાવેલા બધા નાણાં ડુબી ગયાછ. અને અહીંયા મને એક સુંદર તક ઓફર કરવામાં આવી."

"તેં આય બધું પૈસાને ખાતર કીધું--તેં મારે સારૂં તારી જીંદગી જોખમમાં નાંખી?"

તેને પોતાની મહોરદારને પોતાનાં પાસામાં લીધી. તે ઓચીંતો સચ્ચાઇ જાણવા પામ્યો. પોતાને અને પોતાના બચ્ચાને ખાતર જે પરણેતરપર તે શક લઇ ગયો હતો તે પરણેતર એક જનુની વિકરાળ સીંહની સામે થઈ હતી, અને પોતાનો અખંડ પ્યારની પુરવારી આપી હતી.

"મારી વહાલી લીની!" તે ધીમા અવાજે બોલ્યો. "કાય, લીલી, તું તો એક હીરોઇન છે. તું આખી દુન્યામા એક સૌથી બહાદુર નારી છે."

તે જે વખતે બોલતો હતો તે વખતે પેલા ઓરડાનો દરવાજો ઉઘડયો અને તે કોનસ્ટેલેશનના ઉશકેરાયલા મેનેજરે ઓચીંતો દેખાવ દીધો.

"તમો બને જણાને હું એટલું કહેવા આવ્યો છુ" તેણે ઝટ જણાવી દીધું "કે પેલા તમાશબીનો પોત પોતા વચ્ચે મી૦ હર્સ્ટને એક પ્રેઝટ આપવા માટે નાણા ભેગાં કરે છે. તે રકમ કોઇબી રીતે ૧૦૦ પૌંડથી ઓછી થશે નહી."

"એક સો પૌંડ!" લીલી ઉંડો દમ લેતાં બોલી, "કાંય, દેવીડ, તેં પેલી પડી ભાંગેલી બેંકમાં તારા પૈસા ગુમાવ્યા તે કરતાં તો આય વધુ છે!-ઓહ, દેવીડ, મારા લવ, શું તે ગ્રાંડ નથી?"

તેણી પોતાના ભરથાર તરફ જોઇને હસી. અને પાછો દેવીડ તેણી તરફ જોઇને હસ્યો.

"પૈસાને કયાં સેકો તાણોછ" તે ધીમા અવાજે બોલ્યો, "અહીંયા તો મેં રૂપાં અને સુના કરતાં કંઇ વધારે કીમતીજ શોધી કાઢ્યુંછ, મેં તુંને શોધી કાઢીછ. અને - મેં ધાર્યું કે, હું તો તુંને ગુમાવી બેઠો હતો."

તેને પોતાના કરો લીલીની નાજુક કમર આસપાસ નાંખ્યા. અને તેણીને ધીમેથી દરવાજા બણી ખેંચી ગયો જ્યારે તેઓ ત્યાંથી બહાર પડયા ત્યારે તમાશબીનોએ તેને હુરરેના પુકારોથી વધાવી લીધો. "ચાલ લીલી, ઘરે ચાલ" તે ધીમા અવાજે બોલ્યો, "સીધી ઘરે ચાલ."

# નવિન વર્ષ મુબારક!

નૂતન વર્ષને પ્રભાત!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!!

ઉદયકાળનો અવાજ!
જય સ્વાતંત્ર્ય–સામ્રાજ્ય!!!

નવિન જીવનના સંચાર! નવિન ચેતન પારાવાર!
નવિન ઉષાના અંબાર! પ્રકટ થયા દેશદવાર!!

સ્વાર્પણ સા જીવનનાંજ!
મોહ–માન સર્વ ત્યાજ!!

તન-મન ધન ને સમાજ!
હિન્દ માત ચરણમાંજ!!!

કર્મયોગ સાધનાજ! કર્મવીર યોગિરાજ!
પ્રખર તપ તપાય ત્યાંજ! સિદ્ધિનો મળે અવાજ!

નવિન વર્ષ દ્યા સ્વરાજ્ય!
શો? મુબારક જી અવાજ?

રગરગે હો દેશદાઝ!
વિશ્વે હિન્દ શિરતાજ!!

અસહકાર અજબ તાર! હો સ્વદેશીનો પ્રચાર!
ગુંજન ઘરઘર રસાળ! રેંટિઆ હો જીવન સાર!!

જય મુબારક દિવસ આજ!
હો, 'પુરાણું' રામ રાજ્ય!!

સ્મિત ભરી વદે ઉષાજ!
મણિમય 'નવરંગ' સ્વરાજ્ય!!!

પાદરાકર.

# ફુલ કાં સૂકાયું?

[ વેણી ગુંથી ને મહીં પુલ હું તો ભૂલી—એ રાગ ]

( ૧ )

વાડી ખીલી ને પેલું પુલ કાં સૂકાયું?
દેખી આ દિલ ગભરાય અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સૂકાયું?

( ૨ )

કાલે દીઠી મ્હેં તો કોમળ કલિકા:
આજે અકાલ કરમાય અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સૂકાયું?

( ૩ )

જીવનના નૂર સમું વાડીનું પુલડું:
જોતાં જોતાં શું વિલાય અલબેલડી!
વાડી ખીલી ને પેલુ પુલ કા સૂકાયું?

( ૪ )

દયાથી રંક ઘેર ઘેર દેવે દીધેલું:
ખીલીતી પાંખડી રસાલ અલબેલડી!
વાડી ખીલી ને મ્હારૂં પુલ કાં સૂકાયું?

( ૫ )

દ્રષ્ટિ ભરી નહી નિરખ્યુ ઘડી મ્હે:
લીધી ના રમ્ય સુવાસ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

( ૬ )

વ્હાલ ભરી નહી ચાંપ્યુ આ હૈયે:
જાણ્યો ના અલ્પ નિવાસ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

( ૭ )

સિંચી મધુર જલ સ્નેહે સંભાળ્યું·
પોષ્યુ કરી કૈં પ્રયાસ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયુ?

( ૮ )

દેવે હરાયું કે તાપે સુકાયું:
વસમી આ જીવન વાટ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

(૯)

સુની વાડી ને સુનાં નીર સરોવરે:
સુનો આ દિલનો દરિયાવ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

(૧૦)

રોતું હૃદય અને બળતે આ હૈયે:
ઉષ્ણ વહેતા નિઃશ્વાસ અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

(૧૧)

મીઠાં મીઠાં ગીત ગાતી કોયલડી!
કરતી કલ્લોલ દિનરાત અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

(૧૨)

રોતી મુકી મ્હને વનમાં એકલડી:
આજે કયાં દૂર છુપાઇ અલબેલડી!
વાડી ખીલી ને પેલું ફુલ કાં સુકાયું?

(૧૩)

આના અમોલા રસ યોગ જમાવી:
દીધાં ના દીર્ઘ જીવિત અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

(૧૪)

દિલગીર દેખી બસ! એજ પ્રભુજી!
પામ્યુ ના પૂર્ણ વિકાસ અલબેલડી!
વાડી ખીલી ને પેલું ફુલ કાં સુકાયુ?

(૧૫)

આશા જીવનના ચમકારા અધુરા:
એવા ક્ષણિક સહચાર અલબેલડી!
વાડી ખીલી ને પેલું ફુલ કા સુકાયું?

(૧૬)

મ્હારૂં માનેલું એ મોહ રડાવે:
અંતે સંસાર નિઃસાર અલબેલડી!
વાડી ખીલી ને પેલું પુલ કાં સુકાયું?

"નલિનીકાન્ત."

# "કોણને ખાતર?"

## પારસી સંસારની એક વાર્તા.

લખનાર—મીસ ઝીણી એરચશાહ વકીલ.

### પ્રકરણ ૧.

તે બે બેહનો હતી. મેહર અને મની, જોવા જોગ હદ સુધી એકએકથી જુદી પડતી અજબ ખુબસુરતી ધરાવનાર તે બે બેહનો હતી. મોહક મહેર વીસ વરસની સુંદર માંજરી આંખો અને સોનેરી વાળની ખુબસુરત ઠરેલ નાજુક અને ગંભીર રીતભાતની હતી જ્યારે તેનાંથી બે વરસ નાહાની મની ઘેરા રંગની આંખો અને કાલા કર્લી વાળવાળી તેની બેહનથી એકદમ જુદી પડતી હતી

વળી તે બે બેહનોના ખવાસ વચ્ચેનો એક મોટો તફાવત જણાતો હતો. મહેર, ઠંડી, મીઠી. શાંત સ્વભાવની ઠરેલ અને મીઠું બોલનારી હતી ત્યારે નાહાની મની, સાચ્ચુ બોલનારી, ભડભડ, તડનેફડ કરી દેનારી, ખુશાળ હસતા સ્વભાવની નાચતી કુદતી, પણ ખરી લાગણીવાળી અને હેતવંતી છોકરી હતી.

તેઓ પુના ખાતે લગાર એકાંત તરફ આવેલી એક નાહાની બંગલીમાં પોતાનાં વીધવા માતા જોડે આરામથી રહેલાં હતાં. તેઓ કોઇપણ રીતે જરાપણ પૈસાવાલાં હતાં નહી, મગર જે નાહાની જેવી રકમ તેઓના પીતા માણેકજી મારકર મુકી ગયા હતા તે ઉપર ગરીબ સંસારે ઠીક ગાડું ગબડતું હતું. ફક્ત એકજ વાતનું તેઓને દુખ હતું. અને તે એકે તે બે છોકરીઓની માતા માણેકબાઇ મારકર હાર્ટડીઝીઝનાં બુરા રોગથી પીડાતાં હતાં અને મોહરે ભાગે બિછાણેજ રહેતાં. ડૉક્ટરનું એવું કહેવું હતુ કે સેહજબી નીરાશી કે દુખનો શોક લાગતાં એવણ પુરાં થઇ જશે. એવી હાલતમાં હતાં તેથી તે બન્ને છોકરીઓ તે વાહાલી માતા માટે પોતાનું બનતું કરતી અને કાળજીથી વીહવી પડતી.

માણેકબાઇ મારકરમાં એક ખામી હતી. એક ખરેખરી ખરાબ ખામી અને તે એ કે તેઓ પોતાની વડી દીકરી મહેરનેજ સઘળાં સાચ્ચા પ્યારે ચાહતાં. તેણીને દરેક ઉમદા ચીજો, સુંદર કપડાં, તે જે માંગતી તે અપાતાં, જ્યારે નાહાની મની માટે તેવું કશુંજ હતું નહીં.

તેમને મનથી તેમની મેહર દીકરી દરેક વાતે સંપુર્ણ અને ફરેસ્તાઇ ખસલતની હતી જ્યારે ગરીબ મનીની તોફાન મસ્તી અને ભડભડ બોલવાથી તેવણ કંટાળતાં; એ–રીતે તેવણને મનથી તેવણની બે છોકરીઓમાં ફરક હતો.

આ વાર્તા શરૂ થાય છે ત્યારે વખત સવારનો હતો અને માણેકબાઇનાં ઓરડામાં તેમની માનીતી ઢોંગી મીઠી દીકરી મહેર તેવંનુ આગળ બેસી મીઠી મીઠી વાતો કરી રહી હતી જેવામાં એક મોહરો જેવો ધડાકો થયો અને બારણું અફળાઇને ખુલી ગયું કે બીજીજ પળે અંદર એક મોટા ઝનુની દેખાવનો જબરદસ્ત બુલ માસ્ટીફ કુતરો દોડી આવ્યો અને પાછળ હાંફતી અને લાલ થએલે હસ્તે ચેહરે દોડી આવતી એક છોકરી હતી તે મની હતી.

માણેકબાઇ સખ્ત ચોંકયાં અને મેહર ઢોંગથી ચમકી જ્યારે શરમીંદી દેખાતી મની તુરત આગળ આવી.

"મમાં, રોવરે એક ઉંદર બાગમાંથી પકડયો ને તે લઇ સીધો તમારા ઓરડામાં દોડી આવ્યો તેને મેં અટકાવા બહુ કર્યું પણ તેમાં હું ફાવી નહી. ગડબડ થઈ હોય તો મને માફ કરજો મમાં પણ એમાં માહારો વાંક નથી."

માણેકબાઇએ ખીજવાટથી અને મહેરે ગભરાટથી તેની તરફ જોયું પછી તે માતાએ તેણીને પોતાની પાસે બોલાવી.

"તું ઘણીજ નોતી છોકરી છે મની. તું કદી માહારો વીચાર તો કરતીજ નથી. જો માહારી મહેર જો, એ કદીબી મને દુખી કરેછ?"

તેણીએ તે બેહન તરફ જોયું. જાંણે કશામાં હોયજ નહી તેમ તેણી ચુપચુપ પોતાનાં સુંદર ચેહરાએ ત્યાં બેઠી હતી. આહ! કેટલી વખત નાહાની વાહાલી મનીએજ આ બેહનનાં વાંકો સંતાડી પોતાની ઉપર ઉઠાવી લઇ ખમ્યું હતું તે તેણીએ યાદ કર્યું, મગર કાંઈ બોલી નહી.

"જો સમજ મની." માણેકબાઇએ પાછું કહયું. "માહરે તુંને કાંઇ કહેવું છે. આજે બપોર પછી તાહારા મરહુમ બાપનો એક દુરનો સગો વેપાર અર્થે ગામેગામ ફરેલો હાલ શેંગાહીથી પાછો આવે છે. એનાં ત્યાં બાપદાદાના મોટા બંગલા ને વાડીઓ છે અને લખ્ખોપતી ગણાય છે. હવે માહારે તુંને જે ખાસ કહેવાનું છે તે એજ કે જ્યારે આપણી મહેર નાહાની હતી ત્યારથીજ એને આ જમશેદ ખંબાતા સાથે પરણાવાનો વિચાર એના માબાપે અને અમે કરેલો છે. તેથી હાલ એ હવે પોતાને માટે નકિક કરેલી મહોરદાર જોવા ખાસ અહીં આવેછ, માટે તું ખુબ યાદ રાખજે કે તાહારે વચ્ચે પડવું નહી. ચેડું ચીખાવલુ થવું નહી અને પેલા તાહારા પીતરાઇ જેહાંગીર જંગબારવાલા સાથે જેમ એક વખત ઘેલાં ચેડાં કાઢેલાં તેવાં કાંઇ અહીં ચાલશે નહી. શું સમજી?"

"ઓ મમાં?" તે છોકરીએ બુમ પાડી. "જેહાંગીર સાથે કદી ઘેલાં ચેડાં કાઢયાં નથી. તે વખતે હું નાદાન હતી અને અમથી મસ્તી તોફાન કરી એની સાથે રમતીતી. તેને તમે ઘેલાં ચેડાં કેહોછ? બાકી હવે તો મને જેહાંગીર જરાબી ગમતો નથી."

"તે જો હોયને" ને માતાએ તેણીને ચચરાવી કાઢી, "મેં કહયું તે યાદ રાખજે" ને લે ચાલી જા હવે. વખત થાયને તાહારી બેહનને તૈયાર થવામાં જરા હાથ લાગજે. આજે છઁમી ખંબાતા સામે એને સુંદર દેખાવું પડશે."

તેણીએ જવાબ દીધો નહી. તે બિચારી જવાબ દઇ શકીજ નહી. પોતાનાં માતાનો ખુલ્લો ગેરઇન્સાફ અને પોતાની વડી બેટી તરફનું વાહાલ જોતાં તેણીની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં અને તેણી પોતાનાં કુતરાને લઇ બાગમાં જઇ બેઠી.

થોડીજ પળ એ રીતે પસાર થઇ હશે, જ્યારે એકદમ કોઇનો નરમ નાજુક હાથ તેનાં ખભાં ઉપર પડવાથી તે ચોંકી પોતાનાં ખ્યાલોમાંથી બીદાર થઇ. તે કોઇજ નહી પણ તેની બેહન મહેર હતી.

'શું છે મની આજે હીચકારી બનીને રડવા શાંની બેઠી? પણ જો સમજ બેહન, હું તો તુને ખાસ કાંઇ કેહવા આવેલી છેઉં. તું જાણેછ તેમ આપણાં પીતરાઇ જેહાંગીર સાથે હું થોડોક વખત થયો છુપા છુપ અદરાઇ ચુકીછ જયારે અહીં તો મમાં માહારે માટે આય લગન નકિક કરવા લાગ્યાંય હવે માહારો વિચાર એવો છે કે આજે હું જેહાંગીરને મળુ અને અમે જે તે નકિક કરી લઇએ."

"ઓ મેહર!" મનીએ કહયું. "તું ગમે તે કરજે પણ મમાંને કોઇગી જાતનો શોક આપની ના. જેહાંગીર સાથે તોડી નાખજે. તાહારો સ્વભોગ આપજે પણ મમાને દુખી કરતી નાં બેહન!

"વળી વચ્ચે ડાહી થઇ!" તેણે કહયું. "હુ કેહુંછ તે સમજ. તેથી માહરો વિચાર જેહાંગીરને મળી મમાનાં ફાયદાનુજ અમે નકિક કરી લઇશું તેટલાં, આજે સાંજે આપણો પેલો સગો શેંગાહીથી આવેછ કેની તેને તું એન્ટરટેન કરી લેજે ને મમાને ગમે તે બ્હાનું માહરે માટે આપજે. મની તું હમેશ મને મદદ કરેછ તો આટલું નકી કરે. જો હું જેહાંગીર પાસે આજે નહી જાંઉ તો તે પોતે મમાં પાસે આવી અમારા અદરાવાની વાત તેવણને કહી દેવાની ધમકી આપી છે તો વીચાર કર કે તે જાંણી બિચારાં મમાંનો શું હાલ થાય? ઓ્હની મની તું એટલું કરશે કેની?

"હા હું કરશ." તેણીએ જવાબ આપ્યો "મમા ખાતર હું કરશ." તેણીએ કહયું, અને મહેર હવે સંતોષ પામેલી ત્યારે ત્યાંથી એક મીઠાં ઠેકડું સાથે ચાલી ગઇ.

## પ્રકરણ ૨.

છઁમી ખંબાતાને ત્યાં આવ્યાતે ત્રણ અઠવાડીયાં પસાર થઇ ગયાં હતાં, જે દરમ્યાન તે સોહામણો, ખુબસુરત, માયાળુ અને મીઠા સ્વભાવનો જવાન સર્વનો ઘણો માનીતો થઇ ગયો હતો. નાહાની, કલીં વાળોની મસ્તીમાં ચમકતી આંખો વાળી મમા તેને ઘણી ગમી હતી મગર તેની સુંદર, હસ્સાભરી, ગંભીર મોહટી બેહનથી તો તે બે પળ અંજાઇજ ગએલો લાગતો હતો.

છપ્પી ખંબાતાનાં હયાં આવ્યા પછી મનીમા કોઇ અજબ ફેરફાર થઈ ગયો હતો. તેણી પોતાની મસ્તી છોડી દઇ ગંભીર બની ગઇ હતી. તે વિચારવંત અને ચુપ ફરતી અને છમી ખંબાતાને જોતાંજ તેણીનો ચેહરો લાલચોળ બની જઇ હાથો થરથર ધ્રુજતા. એ શું હતું? આહ આખરે મની તે બુલંદ લાગણી સમજી ગરી પણ તે પોતાની બેહનનો ખાવીંદ થનાર હતો એ વિચાર કરી મુંગી બેઠી. યા ખુદા તેણીની બેહનને બધુંજ સારૂં સારૂં, સુંદર કપડાં, એક માતાનો પ્યાર, દરેક ગમતી ચીજ અને છેવટે આ દમામદાર ખુબસુરત દેખાવનો છમી ખંબાતા ભરથાર તરીકે; જ્યારે તેણી પોતે તો હંમેશ બધામાં પાછળજ રહેની.

તે ઉનાળાનો એક યાદગાર દીવસ હતો જ્યારે મને પોતાનાં ઓરડાની એકાંત બારીએ કાંઇ ગુંથતી ઉભી હતી ત્યાં મહેર આવી અને માયાથી તેણીસે વાતો કરવા લાગી.

"મને માહારે તુને કાંઇ કહેવું છે." તે ગરજાઉ છોકરીએ કહયું. "એક છુપી વાત, એક ભયંકર ભેદ ખુલ્લો કરી માહારે તુને કહેવો છે. તું મને ધ્યાનથી સાંભળી મદદ કરશે કેની હંમેશની માફક?"

તે છોકરીએ કાંઇ જવાબ આપ્યો નહી એટલે મહેરેજ આગળ ચલાવ્યું.

"મની ત્રણ અઠવાડયાં થયા, હું તો જેહાંગીર જંગબારવાલા સાથે પરણી ચુકીછ. તે દીવસે, જ્યારે છમી ખંબાતા આપણે ત્યાં આવનાર હતા જ્યારે હું માહારા જેહાંગીરને મળવા ગઇ હતી કેની ત્યારેજ હમે છુપાછુપ અગીઆરીમાં જઇ પરણી આવ્યાં. જો આ અમારા લગ્નની સરટીફીકેટ છે. પણ હવે વાત એમ છે, કે જેહાંગીર હવે અધીરા બન્યાછ અને માહારા વગર થોભતા નથી. તેથી આજે રાતે આઠ વાગે મને પોતાની મોટર બાઇકમાં લેવા આવનાર છે. એવણુ કહેછ કે જો હું નહીં આવશ તો એવણ મમા આગળ આવી ખરો ખુલાસો કરી દેશે તો પછી મમાંનું શુ થશે તેનો તું વિચાર કર, બેહન. એકજ શોકથી એવણુની છાતી બેસી જશે. માટે તું મને મદદ કર મની અને ચોરીછુપીથી રાત્રે માહરા ભરથાર સાથે મને જતી રહેવામાં મદદ કર તેમજ પછીથી ઘણીજ સાવચેતીથી મમાં આગળ તુને ગમે તે ખરો ખોટો ખુલાસો કરી સમજાવી લેજે તેમજ છમીને બી સમજાવી લેજે. જો મમાને એમ કહેજે કે મહેરની સહી ઘણી બીમાર હોવાથી મુંબઇથી એકદમ તાર આવ્યોછ ત્યાં એ પંદર દાહાડા મહીનો ગએલી છે અને તમે સુતેલાં હતાં તેથી તમોને ઉઠાડયાં નહી. બોલની મની માહરે ખાતર ખરી બીનાં છુપાવી તું એટલું કરશેની વ્હાલી બેહન? વિચાર કર. એકજ શોક અને મમાં ખલાસ થઇ જશે."

"હું કરશ," હિમતવાન મનીએ ગમથી કહયું. "મેહરાં, મમાં ખાતર હું કરશ."

"ઓ કેવી મહેરબાની મની. વોટ એ સ્વીટ ગર્લ યુ આર. થેંકયુ વહાલી બેહન જો સાંજ આઠ વાગા સુધી હું લંમાં આગળજ બેસી રહેવશ, અને તું હોલમાં છમી સાથે વાત કર્યા કરજે, પછી જેવો મોટર બાઇકનો અવાજ તહારે કાને આવે કે તુરત કોઇની તરફથી બાહેર જઇ જેહાંગીરને ત્યાંજ રોકી રાખજે અને કોઇની નજરેબી પડવા દેતી નાં ને મને તેડજે."

"ઠીક, પણ મેહરાં તે ઘણુંજ ખોટું કીધુંછ. બિચારાં મમાં ખાતર તાહારે એમ નહીં કરવું હતું. એવણુ ખાતર તો છમીને કબુલ રાખવો હતો."

જે જવાબ તેને મલ્યો તે મેહર તરફનું એક મીઠુ રૂપેરી હમ્મુંજ હતુ.

"મમાં ખાતર કોણ જાણે બા, પણ જીમીનાં પૈસા ખાતર માહરે વિચાર કરવો હતો. મેની, માહરો જેહગીર કાંઇ પૈસાવાળો નથી તેથી મને દીલગીરી લાગીછ," તેણીએ કહયું અને પછી મનીને એકલી છોડી ચાલી ગઇ.

## પ્રકરણ ૩.

આઠ કયારનાં વાગી ચુકયા હતા. આઠના નવમી થયા અને નવનાં દસ પણ જેહાંગીર જંગબારવાલાનો પનોજ નહીં. હરી ઓશ્રી ગુડનાઇટ કરી જીમી ખંબાતા બી કયારનો પોતાનાં ઓરડામાં આલ્યો ગયો હતો અને હાન બારની ટકોરી પડી ત્યા સુધી મનોહર મની જાગતીજ બેસી રહી. સવાર પડી પણ હજી તનો પતો નહી.

નવ વાગ્યા હતા અને નાસ્તાનો ટાઇમ થઇ ચુકયો હતો છતાં જેહાંગીરનો હજી પતો નહી. તે આગલી સાંજનો આવવો જોઇતો હતો તે હજી સુધી કયા રહયો. મનીએ મેહરને ઘણો બી સધારો આપ્યો પણ ફોકર, તે તો ફીકરી દુખી અને ખીજવાવની જેવીજ ફર્યા કરી. કોઇ ચીજ તેને સંતોશ આપી શકી નહી અને જ્યારે તે એજ મુંજવની ગભરાયની જેવી ડ્રોઇંગ રૂમમાં ગઇ ત્યારે ભલા જીમી ખંબાતા સાથે બી અથડી પડી.

તેઓ એકલાજ હતા. અને તેનો ગુસ્માનો ચીલ્વો જોયા વગર જીમીએ ધાર્યું કે પોતાની માંગણી રજુ કરવાનો આ ઠીક લાગ હતો. તેને મહેરા ગમી હતી અને સાધારણ રીતે પોતાને દરેક વાતે લાએક માલમ પડી હતી, એમ છતા તે મુદલ સમજી શકતો નહોતો કે મનીને જોતા જે રીતની લાગણી તેને થતી રહી હતી તે મહેરાને જોતાં કેમ થતી હતી નહી.

"મહેર," તેણે લાગ જોઇ નરમાશથી કહયું. "આજે ખુલ્લા બોલોમાં હું માહારી માંગણી રજુ કરવા તમારી પાસે રજા માગુછ, હુ વાકેફ હશે મહેર કે માહારા તેમજ તાહારાં માબાપની હંમેસની ખુશી આપણને લગનથી જોડાયલાં જોવાની હતી અને હું બી રાજી છેઉં તો વાહાલી મેહર મને તાહારો જવાબ આપ."

મગર જેહાંગીર માટે બેચેન બનેલી તે છોકરી ખીજવટથી હઠી ગઇ. તેણીએ તેનાં હાથમાં પકડાયલા પેહલાનાં એણીઆળાં હાથો એક ઝટકા સમેત ખેંચી લીધા અને પોતાનું મોઢું ફેરવી નાખ્યું.

"બોલની મહેર તુ શુ કહેછ?" જીમી ખંબાતાએ પાછું પુછયું.

"હઠી જાઓ જીમી, મને અવું ગાડુ મેણુ કહી કંટાળો આપો નહી." તેણીએ આખરે કહયું.

"ગાંડું ઘેલું ? કંટાલો ?" તે જવાને અજાયબીથી પડઘા કીધા, "તે શી રીતે મહેર ? હું માહારી ઉમેદવારી ખુલ્લા શબ્દોમાં રજુ કરૂંછ તેમાં ખોટુ શું છે ?"

પણ તે છોકરી તો જાણે આજે ગુસ્સાથી ઘેલીજ થઇ ગઇ હતી, પોતાનો નાજુક પગ જોરથી જમીન ઉપર અફાડી તેણીએ તે જવાનને આગળ બોલતાં ચુપ કરી દીધો.

"હવે બસ કરો તમારી એવી ઘેલી બકવા." તેણીએ કહયું, "માહારે કશું સાંભળવું નથી." તે જવાન હવે એકદમ બાજુએ થઈ ગયો. તે ઉપરથી ખુબસુરત દેખાતી મહેરનો ખરો સ્વભાવ તુરત તેણે પારખી લીધો.

"આઇ બેગ યોર પારડન મીસ મારકર." તેણે હવે એકદમ સભ્યતાથી કહયું, "હું જોઉંછ કે માહારી ભુલ થએલી છે." અને તે તુરત ત્યાંથી ફરી ગયો.

બપોર પછી એક અજબ જેવો બનાવ બન્યો, પીળાં પરબીડાંમાં બંધ થએલો એક તાર આયાએ ભુલ ચુકથી લાવી બીમાર માણેકબાઇનાં હાથમાંજ આપ્યો.

"જેહાંગીર જંગબારવાલા ધાસ્તી ભરી બીમાર હાલતમાં પોતાનાં વાઇફની આતુ ટમર કરે છે. તુરત આવવું." એ પ્રમાણે તે તારમાં લખાયલુ હતું અને તે કોઇ હોસપીટલની નર્સ તરફથી હતો. માણેકબાઇ મારકર એકદમ ગુંચવાઇ ગયા તેમનો ભત્રીજો મરણ તોલ બીમાર હતો અને પોતાની બૈરી સારૂ અહીં પુછાવતો હતો. એ શું કહેવાય ? પહેલે તો તેમને કાંઇ સમજ પડયું નહીં પણ પછી આખરે એકદમ એક યાદ થઇ. આહ લુચ્ચી મનીજ તેની સાથે છુપાછુપ પરણેલી હોવી જોઇએ. કેવી ખરાબ, કેવી લુચ્ચી છોકરી ? તેઓએ આયાને મોકલી પોતાની બન્ને દીકરીઓને તેડાવી મંગાવી.

"લે ધર વાચ" તેવણે મની જેવી ત્યાં દાખલ થઇ એટલે તેણી ઉપર તે તાર ફેંકી કહયું. "આય કેવી લુચ્ચાઇ, કેવી ધીક્કારભરી ચાલ. જો વાચ અને વીચાર એમાં લખ્યુંછ કે તાહારો ધણી જેહાંગીર ધસ્તીભરી રીતે બીમાર છે ને તુને બોલાવેછ. તો જા કહરા અહીથી. ફરીથી તાહારી સીકલબી મને જોવા દેતી નાં. શું કામની એવી દુકતી ? જો આય માહારી મેહર ? એ તે છોકરી. ચાલ નીકલ માહારી પાસથી."

આહ ! અંતે જહાંગીરનાં નહી આવવાનું કારણ જણાયું. થોડીવાર પછી ધીકી ધ્રુજતી મહેરના હાથમાં તે તાર મનીએ મુકયો.

"કેમ હવે શું કરીએ મહેર ?" તેણીએ બેતેજારીથી પુછયું. "તુ તેની પાસે જશે કેની ?"

"નહી," તે હીચકારી છોકરીએ જવાબ વાલ્યો, "હું એકલી મુંબઇ જેવાં શહેરમાં કયાં જાઉં. જો જેહાગીર સારો હતે અને મને બોલાવતો હતે તો જુદી વાત છે પણ હવે તો મની દીકરા માહરે બદલે તુંજ તેની પાસે જા."

તે ન્હાની છોકરીએ હેબતાઇને પોતાની વડી બ્હેન તરફ જોયું. તે શું કહેવા માગતી હતી ? શું દુઃખથી તેનું મગજ ખસી ગયું હતું કે શું ?

"તું સમજની મની," તેણીએ પાછું બોલવા માડયું, "મમાનો ખ્યાલ કર. તેવણ જો જાણે કે તેવણની માનીતી વહાલી દીકરીએ આવું કીધું છે તો તુરતજ શોકથી એવણનું હાટ

બેસી જાય. માટે વિચાર કર માહરી બ્હેન, કે કોઈને ખાતર નહી તો મમાને ખાતર તો મને મદદ કર. તું મુંબઇ કોઇ બોરડીંગ હાઉસમાં રહેજે ને રોજ જેહાંગીર સારો થાય તેટલાં એક ફેરો હોમપીટલમાં જયા કરજે ને એને સમજાવજે કે મમા કેવાં બીમાર છે ને કેવી ક્રીટીકલ હાલતમાં છે તેથી હું મુકીને આવી શકની નહી હોવાથી તુંને માહરે બદલે મોકલીચ. બોલની મની તું એમ કરશે કેની દીકરા ?"

અને હમેશ મુજબ તે વાહાલી મીઠી દીકરી કે જેની તો તે માતાને જરા બી કાળજી કે પ્યાર હતો નહી તેને જવાબ કર્યો. "હા હું કરશ. મમા ખાતર હું બધું કરશ."

અને તે જવા તઇયાર થઇ. તે જવા તઇયાર થઇ અને મ્હેરને મળી હોલમાંથી પસાર થતી હતી તેટલાંજ સામેથી તેને જીમ્મી ખબાતા મલ્યો.

"હ'યો કયાં ચાલ્યાં, મીસ મની ?" તેણે હસીને પુછ્યું "તમારાં મમા કેમ છે ?"

"હાલમાં જરા ઠીક છેજી." તેણીએ ધીમે સાદે જવાબ કરતાં કહયું અને પછી પોતાનો હાથ શેકહેન્ડમાં લંબાવ્યો.

" ગુડબાઇ, " તેણીએ કહયું. " હું જાઉંછ અને પાછી ફરશ તેટલાં તો કદાચ તમે પાછા શેંગાહી ચાલી બી ગયા હોશો તો આપણે મળશુ નહીં."

"પણ તમે કયાં જાઓછ?" તેણે પુછ્યુ.

તે બોલી શકી-નહીં. તે જવાબ દઇ શકી નહીં. ખરૂં કારણ તે જણાવી શકી નહીં અને અસંખ્ય લાગણીઓ તેણીને વળી ગુંગળાવી નાખતી હતી.

તે પસે ગયો અને માયાથી તેણીનો હાથ પોતાનાં જોરાવર હાથમા લીધો.

"મની," તેણે લાગણીથી કહયું. "તમોને શું છે મને નહી કહો ? મને જણાવો કે તમે કાંઓ એટલાં દીલગીર દેખાઓછ અને તમે કયાં જાઓછ ?"

તેણી વધારે ખમી શકી નહીં. આવી માયા, આવું હેત તેણીને કદી કોઇએ બતાવ્યું હતું નહીં, એકદમ તે ગરીબ સ્વભોગી છોકરીની આંખો આસુંઓથી ભરાઇ ગઈ.

"જીમી." તેણીએ કહયું. "હું બહુ દુખી છેઉં. હું અહીથી જાઉંછ પણ જવા પહેલાં તમોને એટલુંજ કેહુંછ કે માહારા માય બહેન તમોને જે બી માહારે માટે કહે તે સાંભળી માહારે વાસ્તે બુરૂં વિચારતા નાં અને હવે સાહેબજી, તમારી લાગણી માટે હું ઉપકારી છેઉં."

તેને તેણીની ઘણી દયા આવી. તેનાં દીલમાં છુપાયલી લાગણી તે અંતે સમજી શકયો. આ એક ખરાં બેમુલ રત્નને તેનાં ઘરમાં જે રીતે હાડમાર કરી હીણતાં હતાં તેથી તેનો ગુસ્સાથી દમ ગુંગળાઇ આવ્યો.

"મની," તેણે એકદમ કહયું "તું વધુ વખત દુખી થશે નહીં. માહરૂ માન અને મને વચન આપ કે તું મને પરણી સુખી કરશે અને તુંને માહારી સાથે શેંગાહી લઇ જવાની રજા આપશે, બોલ મની ?"

"નહીં." તેણીએ ઘણીજ નરમાશથી કહ્યું. "જીમી મને માફ કરો. પણ તમે ભુલી કેમ જાઓછ કે તમે તો ભવીશ્યમાં માહારા બનેવી થનાર હતા ત્યારે માહારી આગળ કેમ એવી વાતો કરો છો ?"

"તાહારો બનેવી," તેણે હસીને કહ્યું "નહીં વાહાલી મની. હું હવે જોઉંછ કે મને આખી દુન્યામાં તાહારા સીવાય કોઇની દરકાર છેજ નહી અને તેથી હું તાહારા ધણી સિવાય બીજો કોઇબી તાહારો સગો થઇ શકનાર નથી. બોલ, તું મને કબુલ કરેછ? મને સુખી કરેછ?"

પણ તેણી તો એમજ માની બેઠી કે દયાથી ઉશ્કેરાઇ જઇ તે આ માંગણી કરતો હતો અને તેણી ફરી ફરીથી તેનો ઉપકાર માની ત્યાંથી ઉતાવળે ચાલી ગઇ.

## પ્રકરણ ૪.

મહેર મારકર મુબઇ પુગી ગઇ. પોતાની માતા અને બેહનને ખાતર તેણી કીમતથી કાંઇબી ખમવા અને તેમને દુઃખથી બચાવા તૈયાર થઇ ગઇ હતી.

જ્યારે જેહાંગીર જંગબારવાલાને તે જઇ મળી ત્યારે તે બીચારો એકદમ સુધ્ધી વગર એક જીવલેણ એકસીડંટનો ભોગ થઇ પડેલો મહોન જીવત વચ્ચે ડોળા ખાતો પડયો હતો. પંદર દીવસ તેણીને અત્રે આવ્યાને પસાર થઇ ગયા હતા જે દરમ્યાન તેણીના કાગળોનાં જવાબમાં ફકત એકજ નાહાનુ ટુકુ કાગળ તેણીને પોતાની સંગદીલ બેહન તરફથી મલ્યું હતું કે જેહાંગીર કેમ હતો તે લખવું. વળી તે વધારામા લખતી હતી કે તેઓનો શ્રીમત પરોણો તેણીનાં ગયા પછી બીજેજ દીવસ પુના છોડી મુંબઇ કાંઇ કામસર ચાલી ગયો હતો.

આજે જેહાંગીર લગાર બેટર હતો. તેણે સુદર મનીનો ઘણો ઘણો ઉપકાર માન્યો પણ તેને તો તેની જુવાન પરણેતરજ પાસે જોઇતી હતી તે ખુબ છેડાયો અને ગુસ્સે થયો અને તે એટલો વધારે બીમાર થયો કે તેણીએ પાછી પુને જઇ ઘણી સંભાળથી પોતાના માતાને એ વાત જણાવી મહેરને અત્રે મોકલી આપ્યા વગર ચાલેજ નહી તેમ હતું.

"તુ એકદમ મહેરને જઇને મોકલી આપ." બીમાર જેહાંગીર ઝેહમતે બોલતો "નહી તો માણેકકાકી ઉપરજ હું ખુલાસાવાર તાર કરી ખરો ખુલાસો જણાવી દેવશ તો ઓચીંતા શોકથી તેવણુને વધારે નુકશાન થશે. તું જા અને બધુ સમજાવીને તેવણુને કહેજે. માહારી મહેરને માહારી પાસે મોકલી આપ."

અતે ઉપાય નહીજ હોવાથી તેણી કબુલ થઇ અને તેજ દીવસે રાત્રે પુનાં પાછું ફરવાનુ તેને વચન આપી તે હોસપીટલમાથી બાહેર પડી. મગર શું સંજોગ? સામેથી આવતો જે એક માણુસ તેને મલ્યો તે કોઇજ નહી પણ જીમી ખંબાતો હતો.

"હલ્લો કેમ છે મની?" તેણે હરખથી પોકાર્યું. પણ બીજેજ પળે તેનાં ફીકકા ચહેરા ઉપર નજર પડતાં તેને કાઇ એક ઝટકે યાદ આવ્યું.

"તમારા ધણી કેમ છે મીસ–આઇમીન મીસીસ જંગબારવાલા?" તેણે પુછ્યું. "માહરા લાએક કાંઇ કામકાજ હોય તો મને જરૂર જણાવજો."

તેણીએ સભ્યતાથી તેનાં જવાબો આપ્યા. અને તેજ રાત્રે તેણી પાછી પુનાં ફરી. તેણી જ્યારે પોતાની માતાના રૂમમાં ગઈ ત્યારે વાહાલથી વીહવે પડને હરતે ચેહરે તે માતા પોતાની લાડકી બેટી સાથે વાતો કરતી બેઠી હતી. મનીને દાખલ થતી જોઇ તેઓ બન્ને જોરથી ચમકી ઉઠયાં.

"હાએરે મની પાછુ અહીં આવવાનું શું કારણ ?" તેવણે થથકાવીને કહયું. "તાહરા શોભતા ધણીને ઘેર જાની. મુઇ તું એમ લગામણી. તુને ગામમાં કોઇ બીજા ધણીઓ નહીં મળતા હતા કે આવા એક જુખરી બારસને પસંદ કીધો."

"મમાં." તેણીએ કહયું. "હીમત રાખો. વાહાલાં મમાં, અને હું કેહુંછ તે ધ્યાનથી સાંભળો." અને તેણીએ બન્યું એટલી નરમીથી અસરકારક રવેશે બધું ખરૂં કહયું.

અને ત્યારે શું માણેકબાઇનો હાલ ? પોતાની ખુબસુરત વાહાલી બેટીમાં આ રીતે નીરાશી પામવાથી તેવણના ગુસ્સાનો પાર રહયો નહી મગર દયાળુ ખુદાનાં હુકમથી તેવણને કાંઇબી અલવલ આવી નહી કે બીમાર થયાં નહી. અંતે તેવણ શાંત પડયાં ત્યારે મેહરને માફ કરી તેણીને જેહાંગીર પાસે મોકલી દીધી.

તે રાતે જાણે પોતાના દીલ પરથી એક પત્થર ઉંચકાઇ ગયો હોય તેવા શાંત ચહેરાએ મની પોતાના ઓરડામાં બેઠી હતી. હજીતો આઠ હમણાજ વાગ્યા હતા, અને તે તુરતની પરવારેલી માણેકબાઇને શાંત ઉંઘમાં સુતેલાં જોઈ હાલ અહીં આવી હતી. જેવામાં બારણું ઠોકાયું કે તેણી તુરત ચમકી ઉઠી. ત્યાર પછી જે અંદર આવ્યું તેને જોઇ તો વળી તેણી બમણી ચોંકી. તે કોઇજ નહીં પણ જીમી ખંબાતા હતો. તે અંદર આવ્યો અને હેતથી તેણીને મળ્યો.

"મની." તેણે એકદમ કહયું, "કાલે બપોરે મુંબઇ આપણે મળી ગયા પછી મને એકદમ મન થયું કે તાહરા કહેવાત ભરથાર આગળ જવું અને તેને મળી તેની ખબર પુછવી પણ ત્યાં જઇને તો મેં કાંઇ જુદુંજ જોયું. તે તાહરો નહી પણ તાહરી લુચ્ચી મહેરનોજ ભરથાર થતો હતો અને તું તો માહરી વહાલી બહાદુર મની તાહારા માતા તેમજ તાહારી બેહનને ખાતર સઘળો બોજ તાહારે માથે ઉપાડી લેતી હતી એમ મને એવણે પોતે કહયું કે તુરતજ મેં માહરી જુલ જોઇ અને અહી દોડતો આવ્યો. મની, માહારી મીઠી સ્વભોગી મની, હવે તું શું કહેછ ? હજીબી મને સુખી કરવોછ કે નહી ?"

"પણ—પણ—જીમી" તેણીએ અચકાતાં અચકાતાં કહયું. "માહારી મેહરાનાં સધાવ્યા પછી માહારા મમાં બિચારાં તદન એકલાં પડી જશે, ત્યારે હું જો પરણીને શેંગાહી જાઉં તો કેમ બને?"

તે હસ્યો. ખુશાળ ખરાં દીલનું હસ્યું તે હસ્યો.

"વળી બીજાનાં ભલાંનોજ વિચાર, મની," તેણે કહયું. "મમાંને ફીકર કરવાની હવે કશી જરૂર નથી. તું કહેશે તેટલો વખત આપણે અહીં મમા પાસેજ રહીશું અને થોડો વખત મહેર અહીં આવી રહેશે તેટલો વાર આપણે એકાદ ટુકી વીઝીટ શેંગાહી લઇ શકશું હું તુંને દરેક રાતે પ્લીઝ કરવા તૈયાર છેઉં. માહારાં એમુલ ઝવેર, હવે તું શું કહેછ ?"

અને સુંદર ભભી મનીએ તેનાં જોરાવર હાથોમાં પોતાનાં નાહાનાં હાથો મુકી જે જવાબ આપ્યો તે શું લખવાની જરૂર છે ? સઉ સારૂં તેનું સેવટ સારૂં. હાલ તેઓ બધાં. મહેર અને જેહાંગીર, મની અને જીમી તેમજ ઘરડાં માણેકબાઇ, પોતાની બેટીઓનાં નાહાનાં ગુલાબ જેવાં બુલકાંઓને રમાડતાં સુખી છે.

# નાળીએરના ઝાડ (નાળીએરી)નો બહોળો ઉપયોગ.

લખનાર:-દીનશાહ દાદાભાઈ દારડી.

નાળીએરીના ઝાડો ગરમ મુલકોમાં,-રેતાળ જગ્યાઓએ, ચુના-પથરના કાંકરા વાળી જગ્યાઓએ, બાગ બગીચાઓમાં, હીન્દુસ્થાનમાં મલબાર અને સીલોન જેવા પરદેશોમાં પુષ્કળ ઉગે છે. એવું કહેવાય છે કે નાળીએરીની ખાસ ખેતિ કરેલી જગ્યાઓ જોશો તો ભાવનગરના રાજ્યના બગીચાઓ છે. જેમા હજારો હજાર નાળીએરી ખાસ પાણી પાઇને ઉગાડેલી કહેવાય છે. કારણ કે તેથી મોટી પેદાયશ થવાનો સંભવ રહે છે. આજને કાલતો તેના નાળીએરના તાજા રસ અથવા દુધ, નહી તો સુકકા કોપરામાંથી માખણ બનાવવામા આવે છે, જેને vegetably butter અથવા margarine મા કહે છે તેને લીધે તેનો ખપ યુરોપ અને અમેરીકામા ઘણો બોહોળો વધી ગયો છે. મલબાર કોસ્ટના લોકોનો મુખ્ય ખોરાક એ ફળ ને તેમાંથી નીકળતું દુધ છે. દુધના સાંધના બનાવી તેઓ બજારમાં વેચવા મુકે છે; ને તાજા દુધને ઉકાળી પાણી બાળી નાખીને તેલ જેવો ભાગ રહે છે તે તેઓ સરવે જાતની વાણી બનાવવામાં વાપરે છે. તેઓ તેમાંથી ગોળ બનાવે છે, જે ચોકોલેત જેવા રંગનો અને આસપાસ નાળીએરીના પાતરાની પટ્ટીઓ વીટાળેલી ચાકીઓમા બજારમાં વેચાય છે.

આપણા ગુજરાત તરફ તો કોપરાપાક નામની મીઠાઇ બનાવવામાં, કોપરેલનો માહીમનો હલવો બનાવવા તેનો સાધારણ રીતે ઉપયોગ થતો લાગે છે.

વળી તેના તેલને નીર્મળ બનાવી બાલના તેલ તરીકે વાપરવામા આવે છે.

મલબાર કોસ્ટના લોકો તેને માથે લગાડવા ઉપરાંત સારા અંગ પર ચોપડે છે.

આપણા વૈદો જેને ભીલામુ ઉડ્યુ હોય તો કોપરાં (સુકકા નાળીએર) ને ચાવી છુછો ફરી તે જે જગ્યાએ ભીલામું ઉડેલું હોય તે ઉપર ચોપડાવે છે. એ તેનો રામબાણ ઇલાજ ગણાય છે.

બીજી રીતે દેશી વઇદો તેને વાના દરદોમાં, સાધા અકડી જવાના વ્યાધીઓમાં ગોલીયા સાથે વાપરે છે. તે માટે એક નાળીએર પાણીવાળુ લઇને તેની માથા પરની ત્રણ આંખો જેવા ડાઘાઓમાંથી એકને કોરીને તે વાટે એલીઓ ગુંગળ તેમા ભરે છે પછી પેલી આંખને કપડું છાંણ કરીને બંધ કરે છે, ને સુહુલાની બેમતમાં ૧૫) દાહાડા રાખી ને પછી કાઢીને પેલું નળીએર ગુંગળ સાથે પીસી નાખે છે ને તેમાથી વાના દરદના વ્યાધીવાળાને ખવાડે છે.

વળી એ તેલને મલમ બનાવવામાબી કામમા લેવામાં આવે છે.

આપણા લોકો નાળીએરનું દુધ સાંધના બનાવવા વાપરીએ છીએ તે ઉપરાંત તે કોળી જેવી તરકારીમાં પડે છે. વળી 'કરી' બનાવવામાં નાળીએર વપરાય છે.

અસલના વખતમા કોઇને ત્યાં વરસ ઉગે તો નાળીએરને ગોળ વહેંચવામા આવતાં હતાં.

જો તાજુ નાળીએર તથા શુદ્ધ શાકર સાથે લઇ ખાવામાં આવે છે તો તેથી શરીરમાં તાકાત આવે છે.

નાળીએર એ શ્રીફળ ગણાતું હોવાથી આદરણી, વીહવા-વાજન, અઘરણી, ઘેરના મુહુરત, પરદેશ જતા સગા-સ્નેહીને સારૂ પરણતા છોકરાના હાથ વીગેરે વીગેરમાં તેનો પહેલો ઉપયોગ થાય છે.

લગન વખતે તેનો છુટથી ઉપયોગ થાય છે. નાવર, નવજોતમાં તેમ સેસપાત્રીમાં, અખીઆનાખેમાં કોઇ ચીજ વાપરવા લીધી હોય તો તે પાછી આપવા સાથે, બીજા લગનની પાછલી શર્તે હાજર રહેલાઓને તે અરપણ કરી સગન ઇચ્છવામાં વીગેરે કાંઇ સેંકડો રીતે આપણે તેનો વાપડવેસ કરીએ છીએ.

ખરેખર સગન, લગન ને મુહરતનું શુભ ચીન્હ તે નાળીએરજ ગણાય છે, તેના વગર કોઇબી શુભ તેહેવારોની મીજલસ શોભતી નથીજ.

નાના છોકરાંઓને નવુ વરસ માય મમાઇઓ ઉગાડે છે, ત્યારે હાથમાં નાળીએર આપવા અગાડી તેને પેલા બાળકના કપાલ સાથે લગાડે છે એવું તે શુભ ચીન્હ છે. એટલાં માટે જ્યાં આપણે નાળીએર લેઇએ છે, ત્યાં કાંઇ સગન સરેવ થવાની ખબર આપણને મળી જણાય છે.

હીન્દુઓમાં દશેરાને દીવસે ધરોમાં નાળીએર લાવી રાખે છે, તે પાકાં જોઇને લાવવામાં આવે છે. તેઓ એવું માને છે કે જો એ નાળીએર વરસ દાહાડા પછી ભાંગવામાં આવતાં તે સારૂ નીકળ્યું તો બેસ્તું નવું વરસ હસી ખુશીનું જાય છે, નહી તો પછી સડેલું નીકળયું તો તેઓ અપસુકન માને છે. નદીએ કે દરીઆમાં નાળીએર નાખી તે રમતું (તરતુ) છોડી દેય છે. ઘણા જણ તેને ત્યાં પાણીમાં નાખ્યા વગર ફોડી તેનુ પાણી ને થોડા નાળીએરના ટુકડાં પાણીમાં નાખી બાકીનુ પરસાદ તરીકે ઘરે લાવે છે. ગરમીની મોહોસમમાં 'કવ.।। નાળીએર' 'પાણીવાળા નાળીએર' પોકારતા ભંડારીઓ પાસેથી કુમળા નાળીએરના કાતરા લઇને તેનુ પાણી પીએ છે. તે ઠંડક આપનારૂ પીનુ છે. એ આપણી રીત પુરાણી છે. પણ હાલ યુરોપ્યન વૈદુ તેની કદર કરતાં શીખ્યુ છે, ને પીશાબના દરદોમાં તેનો છુટથી ઉપયોગ કરવાની ભલામણ કરે છે.

આફ્રીકાનાં સીધી ભાઇઓ તેના પરનુ ઉપલું છોડ કાઢી નાખી નાળીએરની કોટલી સાથે ભઠી અથવા અંગારમાં મુકી જ્યારે તેનો રસ ઉકળતો થાય છે, નહી તો તેમાંથી જોશબંધ વરાળ નીકળે છે ત્યારે વાસણ અથવા પ્યાલામા રેડીને કોકોની માફક ગરમાં ગરમ પીએ છે. આવી રીતની મોજ ચાખી આવેલો એક યુરોપ્યન તેની અતીસ્ય વખાણ કરે છે,

જ્યારે કોઇ આદમી ઉપરથી પડી જઇને હાથ પગ ભાગી 'ગુણ-રોતલો' થઇ જાય છે, ત્યારે હકીમો મરચીના પીલાને નાળીએરના દુધમાં ઉકાળીને પકાવી તેમાં જરા જાયફળ તજ કે બીજો જરાક જેટલો મસાલો નાખી પેલા પીલાનો રસ નીચોવી સાત દાહાડા પાય છે. મહારાષ્ટ્ર તરફના કેટલાક લોકો તેમા સાથ રૂખીના ઝાડનો મુળ નાખી પાય છે એમ જણાય છે. હવે ઉપર ટપકેથી આપણે તેના વીશે વાત કીધી; પણ તેના પંચાગના ઉપયોગો વીશે જરા વધારે વીગતવાર સમજીશુ.—

(૧) તેના પાંદડાં છાપરાં છાવાંગા, સાદડીઓ બનાવવામાં, તોપચી અથવા જેને આપણે 'જમીન' અથવા જંબીલ કરી કહે છે તે બનાવવામાં કામે લાગે છે. તેની મસાળો અથવા ચુહુચો બનાવવામાં આવે છે. તે બળતણ તરીકે વપરાય છે, તેની ઝાડુઓ તૈયાર કરવામાં આવે છે, ઢોરને ખવાડવાનો ચારો થાય છે, અને છેવટે તેનું ખાતર થાય છે.

(૨) તેના પાતરાના દાંડા વાડ બનાવવામાં, ગાડીની જુસરીઓ માટે, અથવા ખાંધપર બોજો ઉંચકવાની કાવર તરીકે, માછલી પકડવાની લાકડી તરીકે, અને તે ઉપરાંત ઘરસંસારના અસંખ્ય વસણો બનાવવામાં તે કામે લાગે છે.

(૩) તેના પાંદડાંના કુમળા પીલા અચાર અથવા મુરબ્બા કે ચટણી બનાવવામાં કામે લાગેછે.

(૪) તેનો રસ તાડી તરીકે વપરાય છે. તાડીમાંથી એક જાતનો દારૂ જેને 'ફેની' કહે છે તે બનાવવામાં આવે છે. તે તાડીમાંથી સરકો ને વળી ખાંડ કે ગોળ બને છે.

(૫) સુમાત્રા જાવા વીગેરે જગાઓએ ઉગતા નાળીએરોમાંથી કોઇ કોઈ વાર મોતી તૈયાર થયલા જણાયાં છે.

(૬) તેના સુકા કોપરામાંથી જે તેલ નીકળે છે તેને કોપરેલ કરી કહે છે.

(૭) જે નાળીએરમાં ગોટા અથવા ગર બંધાતો નથી, તેવા વાંઝણીયા નાળીએરનો દવા તરીકે ઉપયોગ થાય છે, અને તેની મીઠાઇઓ બને છે.

કોઇ કોઇ વાર નીળીએરનો ગર ન બંધાતા પાલી કુમલા ગાભ બને છે તે સફેદ માવા જેવા હોય છે તેને કોતરી કાઢીને હકીમો ગળસુનાના દરદોમાં ખાવા આપે છે; તે જાતે ઠંડા હોય છે. તેજ પીલાના અથાર કરો, કે મીઠાઇ બનાવો તે સૌની મન પસંદગી છે.

કુમળાં નાળીએરનું દુધ એક પીના તરીકે કે પછી કાંઇક સ્વાદીષ્ટ પાણીની ગરજ સારે છે.

(૮) નાળીએરના તાજા છોળતાં અથવા લીલાં છોળતા ચટણી મુરબ્બા બનાવવામાં વપરાય છે,

(૯) નાળીએરનુ કોપરૂ ખાવા માટે કરી બનાવવામાં, દુધ કાઢવા સારૂ અને રાંધવામાં વપરાય છે.

(૧૦) તેનું તેલ (કોપરેલ) વનસ્પતીનુ ઘી બનાવવા માટે, સાબુ અને મીનબતીઓ સારૂ કામ આવે છે. વળી તે સંધીવાના દરદીઓ માટે, બાળોને ચોપડવા સારૂ કે દીવા તરીકે કામે લાગે છે. કેટલીક જગ્યાઓએ મોટા સાંચા કામોમા અને ઘડીયાળોના ઉંચા તેલ બનાવવામાં તે વપરાય છે. સાંચાકામના ભાગો તેથી લીસા ને ચલકતા રહે છે.

કોપરેલના દીવા ધર્મ સ્થળો, ધર્મ કીયાઓ, સાદી રામશણીમાં વપરાય છે, તે એરંડીયા તેલની રોશની કરતાં ઘણી ઊજાસવળી રોશની આપે છે.

(૧૧) સુકા કોપરાં માર્ગેરીનની બનાવતમાં અથવા વનસપતીનું માખણુ કે ઘી બનાવવામાં કામ લાગે છે.

(૧૨) તેનો ખોળ ઢોરો અને મરઘા બતકાઓને ખવાડવા કામ લાગે છે,

(૧૩) નાળીએરની કાતલી તેલ રાખવાની બાટલી તરીકે, પીવાના કપો તરીકે, ચારકોલ બનાવવામાં જાત જાતજાતના માપના ચમચા કડીઓ, હુકકાઓ, મણુકા, બટનો, બાટલીઓ, છરીના હાથા અને લીનોલીયમ તરીકે કામ આવે છે.

(૧૪) નાળીએરની કતલીનો ચારકોલ બનાવવા ઉપરાંત તેમાંથી જે તેલ નીકળે છે, તેનો ઉપયોગ દુખતાં અથવા સડેલા દાતોને નરમ-પાડવામાં વપરાય છે.

(૧૫) નાળીએરના કાથો સાદડીઓ, વાહાણની રસીઓ માટે, ચગાઇઓ, રસી, દોરડાં, બીછાણની ટોળીઓ ભરવામાં, ટેનવાસ બનાવવામાં, માછલી પકડવાની જાળો બનાવવામાં, બળતણ તરીકે, બ્રશો બનાવવામાં, વણવા વગરના કાચા રેસા તૈયાર કરવામાં, દરવાજા આગળની પગના બુટો સાફ કરવાની સાદડીઓ તરીકે અને ભોંય તલીઆપર બીછાવવાની સાંદડીઓની બનાવટમાં વપરાય છે.

(૧૬) નાળીએરના થડો પકવાસા તરીકે, હંકારવાની ઓટા તરીકે, પાણીના વાસણો તરીકે, પાણી જવાની પરનાળ કે ગટરો તરીકે, ફરનીચર બનાવવામા, બળતણ તરીકે, પટ્ટી અથવા ચીપો બનાવવામા અને પોલીશ કામમા કામ લાગે છે.

(૧૭) નાળીએરના કુમળા રોપા જે ઘણા કુમળા હોય છે, તે તેબનની વાણી તરીકે વપરાય છે

(૧૮) તેનો ગર મીઠાઇ બનાવવામા, તેનું ખમણ લાડવા, પોળી ધારી વીગેરે ઘણી જાતની વાણીઓમા કામ આવે છે.

(૧૯) નાળીએરીમા જાળા ઉગે છે તે કુમળી ડાળીઓને ટકાવી રાખે છે.

(૨૦) એજ જાળા વખત જતા ખરી પડે છે તે ઘર બાધવા ગારેના કોબાઓ હેઠળની સીલીંગપર પાંથરી ઉપર ચુનો કોચ વીગેરે પાકરે છે

(૨૧) એજ જાળાં તાડી પીવા માટે જાણે રીનતર તરીકે કામ લાગે છે.

(૨૨) નાળીએરીના લીલાં પાતરા સાથની ડાળીઓને લગન વીવાહ, મેળાવડા વીગેરેના વખતે શોભા ખાતર હારબધ દાટવામા આવે છે.

## ઈશ્કે હકીકી.

ગજલ—કવ્વાલી.

ઘડી હસવું ઘડી રડવું, રહી રહીને રીસાવાનું;
લખ્યું શું ઇશ્ક નીતિમાં, અહા! માશુક મનાવાનું?
રીસાયા ત્યા મનાવું શું? રીસાયા ને રીસાઇ રે';
મનાયા ત્યાં રીસાવું શું? મનાયા તે મનાઈ રે'.
કહે છે એમ કઈ લોકો; દીલાસા દેઈ મન માન્યા;
અમે તો વ્હાલીને વાસે, રીસાવાના મનાવાના.
અમારો જીવ માશુક છે, અમે માશુક તણા આશક;
અમોને રાત દા'ડાની, નથી ગમ કંઇ પડી બેશક.
અમે માશુકના બાંધ્યા; ન માશુક અમ થકી બાંધી;
ન માલુમ આ નવાઇનું, પડયું બંધન અરે સાથી?
અમોને કોઇ શું કરશે? અમો કોથી ન ડરવાના;
અમો માશુક મનાવીને, મને ધારેલું કરવાના.
અમારા પ્રેમની લજ્જત, વિયોગોમાં વસેલી છે;
અમોને કષ્ટ દરીઆમાં, સદા આનંદ હેલી છે.
મરણ છે પ્રેમની મસ્તી, અમે એ મસ્તીના રાગી,
'ઇશક અહલેક' ની જ્યોતી, રગેરગમાં રહી જાગી.

ચિમનલાલજી ભાઇશંકરજી પંડીત.

# નવરંગ

પુસ્તક ૮ મું. ઓકટોબર ૧૯૦૨. અંક ૨ જો.

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.
ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.
વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.
" " પ્રદેશમાં રૂ. ૫.
૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજગ દલેર'ની વારતાનુ પુસ્તક ભેટ

પુસ્તક ૮ મું. અકટોબર, ૧૯૨૨. અંક ૨ જો


## અનુક્રમણિકા.

લશકરી નોકરી ઉપરથી ફારેગ થઇ પોતાને વતન આવી રહેલો હતો. તેની ઉપર વરસાવવામાં આવેલાં માનપાનથી તે નહાસી છુટેલો પોતાનાં ગામડાંના સુંદર પણ એકાંત મકાનમાં ભરાઇ રહયો હતો. તેની એ વિચિત્ર વર્તણુકથી બલકે તેના એ નમાલાપણાથી તેના અંગત મિત્રો દિલગીર થયા હતા. તેના રમુજી બતકબોલા સ્વભાવમા એટયો મોટો ફેરફાર થયલો જોઇ તેઓ ખચ્ચીતીજ ખરે મને ખેદ પામ્યા હતા. તેના સ્વભાવમાં થયલા એ ફેરફારની યાદ તેને કોઇ આપતું હતું ત્યારે તે ખીજવાઇ જતો હતો.

પણ તેના મિત્રો માટે એક બીજી અજાયબી તેને માટે અનુભવવાની હજી બાકી રહી હતી. એક નવેમ્બર માસની સહવારે એક હિન્દુસ્તાની આયા એક ન્હાના બાળક સાથ ઓચીંતી તે પાર્કમાં આવી ચઢી અને થોડાજ વખતમાં વાત ફાટી નીકળી કે તે સર જોનની પુત્રી હતી.

સર જોને તે વાત ખોટી પાડવાની કે સાચી તરીકે કબુલવાની કશીજ કોશીશ કરી નહીં અને, તેથી, બ્લેરઉડના, તે ન્હાના ગામડાના લોકોમાં ભારે ચરચા ઉપસ્થિત થઇ. તે બાળકીની માયને માટે કશુંજ સમજાયુ નહી અને નિંદાખોરોની બારીકમાં બારીક જુસ્તેજો છતાં કશી બાતમી તે વીશે મળી શકી નહીં.

છેવટે બ્લેરઉડનાં રેકટરને એ વિશે સર જોનને મળી કશો ખરો ખુલાસો લાવવા માટે નિંદાખોરો તરફથી ઉશકેરવામાં આવ્યો અને તે બાપડો એક દિવસ બીહીતો ફફડતો સર જોનની મુલાકાતે અતે ગયો. તેણે ભારે નાખુશી સાથજ ઉપલુ કામ કરવા માથે લીધું કેમકે ગામડાંના વગવાલા લોકોના મનને રાજી રાખ્યા વિના તેનું ચાલે એમ નહોતું.

"હું એ વીશે આશા રાખતોજ હતો, મી૦ વેલન્સ," રેકટરની આમદનું કારણુ તેની મારફતે જાણી લઇ તે બેરોનેટે ઠંડાઇથી કહયુ.

"ત્યારે તો, સાહેબ, માહરી કેટલીક મુશકેલી હું દુર થયલી માની લેવું?" તે રેકટરે હીમત પકડી કહ્યુ

"માહરે કંઇજ કહેવું નથી," સર જોને કહ્યું, "કંઇજ નથી."

"પણ-પણ સાહેબ, તમે જરા તમારા આલા મરતબાનો વિચાર કરી જુઓ, તમ રે કેવી વતર્ણુક ચલાવી ગામડાંના સામાન્ય વર્ગમાં સારો છાપ—"

"હા-હા તે હું બધુ સમજું છું," સર જોને તેને ટુંકામાજ ડાહમ્યો, "પણ થોડીક નિંદાખોર છીમલીઓની જીજ્ઞાસાઓને તૃપ્ત કરવાની માહરી ઇચ્છા નથી. અને હું ઇચ્છું છું મી૦ વેલન્સ કે એ બાબત તમો ફરીથી માહરી સાથ વાતજ ન કરશો."

"એ બચ્ચાને ખાતર પણ નહી?" તે પાદરીએ બીજી રીતે વાત કઢાવવાની પેરવી કરી, "તે એક દિવસે મોટી થશે, અને—અને—"

"હું ફકટ એટલુંજ કહીશ." સર જોને જરા ગુસ્સે થઇ જણાવ્યું, "હું ફકટ એટલુંજ કહીશ, મી૦ વેલન્સ કે એ માહરી દીકરી છે અને એ માહરી તમામ મીલકતની દાવાદાર વારસ છે. હવે મેહેરબાની કરી એ વિષય ઉપર એક શબ્દ પણ ન બોલશો. તમો જુવાન છો અને માહરી તમને સલાહ છે કે જો તમો ઇજ્જત પ્રાપ્ત કરવા ચાહતા હોવ તો નિંદાખોરોને મચક ન આપશો. અડગ રહો, અલબતાં પૂરતા વિવેક સાથ અને તમારા અંતઃકરણના

પડધાનેજ પ્રધાનપદ આપી તેના હુકમ અનુસારજ વર્તજો. મી૦ વેલન્સ આજે અત્રે આ બા
વાત છેડવા આવવામાં તમોએ ખોટું પગલું ભર્યું છે."

"થેંક યુ, સર જોન," તે જવાન પાદરીએ લગરીક લજવાઇને ઉત્તર આપ્યો, "હું તમા
શીખામણ માથે ચધાવું છું. હું એ ઉંડી નશીયતના શબ્દો કદાપી ભુલનાર નથી. પણ
તેમ કરવા ને રહેવા માટે ઘણું ખમવું પડશે."

"તમારી મુશકેલીઓમાં હું સદા તમારી સાથેજ રહીશ, મી૦ વેલન્સ," સર જોને ખાત
આપી અને તે પછી તે જવાન પાદરી ત્યાંથી વિદાય થયો.

એ મુલાકાત બાદ તેઓ ઘણા ગાઢ મિત્રો બન્યા, અને કદી ફરીથી તેઓ વચ્ચે
બાળકીની માતા સંબંધી વાત અનાયાસે ઉભી થવા પામીજ નહીં

વર્ષોના વિટવા સાથ તે બાળકી મોટી થઇ. બાર વર્ષની વયની થતાં તેણીને બ્લેરઉડ
તેણીની લવશવાસુ દાના સાથ કેડે મોકલી આપવામાં આવી અને છ લાંબા વર્ષો વુલીક બ
ઉડમાં તેણીને કોઇ જોવા પામ્યુંજ નહી. એ વરસો દરમ્યાન તેણીને ફ્રાંસ, ઇટાલી અને જર્મ
મધે કેળવવામાં આવતી હતી એવી બ્લેરઉડના લોકોમા વાતો ચાલતી હતી અને એ બ
વખત સર જોન પણ બ્લેરઉડનો પોતાનો બાદશાહી બ્લેરઉડ પાર્ક બંધ કરી દુનિયા
મુસાફરીએ નીકલી પડયો હતો.

પણ અંતે પાછા બ્લેરઉડ પાર્કમાં વસ્તીનાં ચિન્હો દીસવા લાગ્યાં. તે આખા મહેલ
નવેસરથી રંગ અને ચુનાથી સાફસુફ કરી સુશોભીત બનાવવામા આવ્યો અને એક દિવસે સ
જોન સ્ટર્ન પોતા સાથ એક ખુબસુરત છોકરી લઇ તે ભવ્ય મકાનમાં પાછો ફર્યો. તે છોકરી
ગજબ ફેરફાર થઇ ગયો હતો. તે મહાલ્યના નોકર ચાકરો વગેરે તે ફેરફાર જોઇ ચકિત થ
ગયાં. શું આજ મીસ એલઝી હતી? સર જોનની દીકરી! હા, તેઓએ અંતે તેણીને પીછાણ
તે ખુબસુરત બાળા વર્ષો ઉપર હિન્દુસ્તાની દાયા સાથ એકાએક આવી ચઘેલી સર જોન
દીકરી હતી.

---

## પ્રકરણ ૨.

---

મીસ એલઝી, સર જોન સ્ટર્નની ખુબસુરત પુત્રી, પોતાની આમદની ઘડીકાથીજ બ્લેરઉડ
લોકો વચ્ચે માનીની થઇ પડી હતી. તેણીની અનુપમ સુંદરતાએ, તેણીના પ્રભાવશાળી મુ
દ્રાએ અને ઉમદા વિનયે હરેકના મન જીતી લીધાં હતાં. બ્લેરઉડ ખાતે તેણીને આવ્યાને
વર્ષ થઇ ચુકયાં હતાં. હાલમાં તેણીનો પીતા લાંબી મુદતથી તબીબોને ગુંચવાવનારી એક હઠી
બિમારીથી પટકાઇને પોતાના રૂમમાં પડયો હતો. ડોકટરો તેને શું હતું તે પાર
ચઢતા હતા નહીં. તે દિવસે દિવસે નબળો ને કાહેલી થતો ચાલ્યો હતો. અને હમણા
ખાસસથી અર્ધો ઉપર ટવાઇ ગયલો જણાતો હતો.

"મને બીહીક છે કે હવે માહરો અંત નજદીક આવ્યો છે." તેણે એક વેળા ડૉકટરને કહયું, "હું તો મરવા ઘણો ખુશી છું, ડાકટર, પણ માહરી વ્હાલી ઍલઝીનું શું થશે તે વિચાર મને સંતાપે છે."

"એ શું ઘેલુંગાંડુ બકો છો, સર જોન," ડૉકટરે તેના મનનું સમાધાન કરવા દિલાસો દીધો, "એ તો માત્ર તમારા મનનો ધપારો છે. તમારે વીષે મેં ઘણા નામાંકીત તબીબોના અભીપ્રાયો મેળવ્યા છે અને તેઓમાંનો એક બી કશા પણ માઠા બનાવની સહજ પણ ધાસ્તી રાખતો નથી."

સર જોન તે સમજી હસ્યો.

"જો હું તમને તમારા બચપણથીજ પીછાણતો ન હતે," તે ડૉકટરે આગળ ચલાવ્યું, "જો તમારા સ્વભાવ ને ખાસિયતથી હું બીનવાકેફ હતે અને જો તમે કશું બી ગલીચ કે નાલાયક કામ કરવા કદી પણ ન પ્રેરાવો એવા છો એ હું શ્રધ્ધાપુર્વક જાણતો ન હતે તો હું એમજ ધારતે કે પસતાવાના કીડાથી તમારૂં જીગર ખવાઇ જઇને તમારી જીંદગીની જોત બુજાય છે."

સર જોન તે સમજી ચોકી ઉઠયો. તેની આંખોમાં હેબત વ્યાપી રહી.

"પસતાવાનો કીડો!" તે ખખડને સાદે ધીમેથી બોલ્યો, "શું તમે મને કોઇ પાટકી કર્મ માટે દોષીત માનો છો?"

"હું તમને કોઇ પાટકી કર્મ માટે દોષીત માનું?" તે ડાકટરે સર જોનની વર્તણુકથી આશ્ચર્ય પામી ધીમેથી કહયું, "એ શું ગાડીઘેલી વાતો કરી રહયા છો, માહરા પુરાણા રફીક?"

તે ડાકટરે તેનું ઉશકેરાઇને ઉચું થયલું માથું તકયા ઉપર સરખું કર્યું.

"ડેનવર, મને એકજ ચીઝથી રાહત મળી શકશે એમ હું માનું છું." સર જોને થોડી વારે કહયું, "હું જુની જગ્યાઓ ફરી જોવા આતુર છું. મને તેમાંથી જરૂર રાહત મળશે."

તે ડાકટરે પોતાના દરદી તરફ વિચિત્રતાથી જોયું.

"એ એક બીજો ધપારો છે." તે બબડયો અને પછી મોટેથી વધાર્યું, "તમારી હાલની નબળી સ્થિતિમાં એ વિચાર કરવો પણ હાનીકારક છે. મીસ સ્ટર્ન તરફની તમારી ફરજો શું તમે તમામ વિસરી ગયા છો? અને શું તમે તેને તમારી સાથ દુનિયાના તે ઉજાડ ભાગમાં રઝડાવશો?"

"નહી. જો જવા જેટલી માહરામાં શકિત આવશે તો હું માહરા વૅલેટ માર્કહામ સાથ એકલોજ જઇશ," સર જોને કહયું, "તે માહરો વિશ્વાસુ ને પ્રમાણીક નોકર તેમજ સાથી છે તે આજે બેતાલીસ વર્ષો થયા માહરી તહેનાતમા છે."

થોડો વખત પછી ડૉ૰ ડેનવર ગયો, અને સર જોન વિચારોમાં પડયો. તેની આંખો વિચિત્ર ચમકારા મારી રહી હતી, તેના અવ્યવો કડકડી રહયાં હતા.

"હા," તે બબડયો, "પાક ખુદા? તેં એ ખ્યાલ મને થોડોક પહેલો, હું જરાક શકિત ધરાવતો હતો ત્યારે કાં ન સુઝાડયો. અહીં આમ પડી રહીને સડયા કરતાં તેમ થવા પછી

કદાચ ભવિષ્યના વર્ષોમાં સુખ માહરે માટે નિર્માણ થી હશે. એલઝી હવે તો સમજની ને પુરતી ઉમરની થયલી છે. એકકલ હોંશીયારી ને ચાલાકીમાં તેની મરનાર મા કરતાં પણ તે વધું ચંચલ છે. અનેક ગરતબા મને અજાયબી લાગે છે કે એને માટે મને ધીકકાર ઉપજતો કેમ નથી? એ મને પ્રાણુથી બી પ્યારી કેમ લાગે છે? જો હુ એને માટે માહરો ખેતાબ નહી ફાઝલ પાડી શકશ તો માહરી પૈએ પૈ તો એનીજ થશે." તેજ વેળા તે બેરોનેટના જીગરમાં એક ચમરો તુટ્યો હોય એવો આકડવકડનો દેખાવ તેણે સ્પષ્ટ કર્યો.

"શું એ વ્યાજ બી થશે?" તેણે પોતાના મન સાથ તકરાર કીધી, ખચ્ચીનજ! હું એ માહરા સગા માટે જાણું છું બી શુ? એક બેરીસ્ટર, અથવા એવું કંઇ શીખેલો એક લુચ્ચો, જો તે પોતાના મરનાર બાપના જેવોજ હોય તો! માહરી નબલાં મગજની બહેનને ફોસલાવવા ને ફસાવવા માટે હું એને માહરા અંતઃકરણથી ધીકકારૂ છું. અને તેણીનું શું? તેણીને કદી ન માફ કરવાની મેં પ્રતીજ્ઞા લીધી છે. અને તે પ્રતીજ્ઞા હું માહરા મોત તુવીક પાલશ. એલઝીજ માહરો એકલો વિચાર છે અને રહેશે, અને જો માહરૂ જીગર તે લોહીના–રાતા ડાઘથી રંગાવવું ન હતે તો–ઓ!" તેણે દહેશતથી પોતાના હાથો જોડી, પોતાની ચશમો અદ્ધર હવામાં ટાંકી મુકી. તેની ચશમોમાં ફાઇની માદીની તલબગારીનો આછું મંદ પ્રકાશ પ્રકટી રહયો.

તેજ સમયે તેની પુત્રી એલઝી ત્યાં આવી ચઢી અને પોતાના પીતાનો એવો બેગાકલો અવતાર જોઇ ચોંકીને તેની નજીક દોડી.

"પપા! ઓ પપા!" તેણીએ પોતાના નાજુક કરો તેના ગળાં આસપાસ હેતથી વીટાળ્યા અને તેના ગાલો ગરમ ચુમ્બનોથી ભરી મુકયા

"માહરી વ્હાલી," તે બોલ્યો, "તું શાથી એટલી બીહીધી?"

"તમારો ચહેરો એવો તો ફેરવાઇ ગયલો ને વિચિત્ર લાગ્યો કે મને ધસક પડી. જાણે તમો દુશમન મરવા પડયા હોવ તેવો ભયાનક દેખાવ હતો. ઓ! તે કેટલો ભયંકર હતો?" તેણી તેને પાછી વળગી પડી. સર જોને હેતથી તેણીને છાતી સરસી ચાપી દિલાસો દીધો.

"માહરી વ્હાલી," તે બોલ્યો, "મને કંઇ નથી. હું કે ડો૦ ડેનવર ધારે છે તેથી હું અર્ધો બી બિમાર નથી. મને ઉમીદ—ખાતરી છે કે હું ચંદ રોજમાં ઓલ રાઇટ થઇ જવશ. જો હું લોહનું પાણી પી શકશ તો."

"એ તમે બધું શું 'ફની' બોલો છો, પપા?" એલઝીએ અધીરાઇથી કહયુ. તે તેને આતુરતાથી જોઇ રહી કેમકે ડો૦ ડેનવરે તેણીને ચેતવણી આપી મુકી હતી કે જો સર જોન કંઇ વિચિત્ર પ્રકારની વાતો કરે તો તેણીએ આશ્ચર્ય ચકીત થવું નહી.

"ફની! જરા બી નહીં. એ તો હીચકારી વાત છે–ઉલટી હીચકારી. માહરી દીકરી, એ બોલો વીસરી જજે. માહરી ડારલીંગ, અહીં આવ, જરા ઓરડાનું બારણું બંધ કરીને માહરી નજીક આવ માહરે તુને કંઇ કહેવું છે."

એલઝીએ ધડકતાં હ્રદયે તેનો હુકમ બજાવ્યો.

———:૦:———

## પ્રકરણ ૩.

———:o:———

"માહરી ડારલીંગ," સર જોને એલઝીને પોતાની બાજુમાં બેસાડી કહયું. "હું વીસ વરસ ઉપર થયાનો બિમાર છું. શરીરે નહી પણ આત્માએ. અને હવે તે બિમારીની અસર માહરી ઉપર થવા લાગી છે; અને તે મને અંતે મારી નાખશે, જો તેમાંથી હું બચવાનો કારગત પ્રયત્ન ન કરીશ તો. મેં માહરી શુરૂઆતની જીંદગી માટે કદી કોઇ સાથ વાત કરી નથી તે વર્ષો વાસ્તેની કે જે દરમ્યાનમાં મેં હિન્દુસ્તાનમાં પગ મુકયો હતો અને માનચાંદોની જબરદસ્ત લહાણી સાથ માહરે વતન પાછો ફર્યો હતો. ગને શુરવિરો માહેલા શુરવિરની પદવી મળી હતી. પણ અંતકરણે તો હું એક તમામ હીચકારો નામર્દ છું."

"ઓ, નહી પપા, એમ હોય નહીં. એવી મને અણગમતી વાત ના કરો."

"ચુપ!" તે બેરોનેટ કડકાઇથી બોલ્યો, "તું શું વિચારી રહી છે તે હું સમજી ગયો છું. પણ ડેનવર, તેની આંતરીક ભલી ઇચ્છા છતાં, તો મહા મુર્ખ છે. હું માહરી પુરી શુદ્ધીમાં છું. હુ માહરા અંતરની તમામ ભાવના આજે, એખલી તાહરી સમક્ષ પુલ્લી કરૂં છું અને તેમ કરી જાણવા પણ ઇચ્છું છું કે તેમ કર્યાથી માહરી પાછળ ભમતો આકાર કે અર્થ વિનાનો એ ધખારો કે શ્રાપ—તે જે હોય તે ખરો છે યા ખોટો. હું મારક–હામ સાથ તુરતમાંજ હિન્દુસ્તાનની સફરે જવા માગું છું અને ત્યાં માહરી શોધખોળોનું જે પરીણામ આવશે તે ઉપર માહરાં ભાવી સુખદુઃખનો આધાર રહેલો છે."

"પણ, પપા તમે ઘણા બિમાર છો," એલઝી પોતાના પીતાના દુઃખથી દાઝી જઇ આખાથી બોલી ઉઠી, "તમે મુસાફરી કરવા લાયક સ્થિતિમા નથી! પણ જો તમારે જવુંજ હોય તો મને સાથે લેજો."

"નોનસન્સ!" તેણે પુનઃ ખીજવાઇને ચલાવ્યું, "એ તો ડેનવેર કહે છે કે હું બિમાર છું. ગને નબળાઇ સિવાય કંઇજ દરદ નથી. હું મરવા પડયો છું કેમકે માહરા એક ધાટકી કામની સામે માથું ઉંચકી જોવા જેટલી હીમત હું એકઠી કરી શકતો નથી. માહરૂં એ મોટું હીચકારાપણું માહરી બિમારીનું મંડાણ અને મુલ છે. પસતાવાનો કાટીલ કીડો માહરી જીંદગીને કોરી ખાઇ રહયો છે. એલઝી, માહરી લાડલી, મને સમજી લે. માહરો નિશ્ચય કશાથી પણ ડગનાર નથી. હું ખુદા પાસ માંગી લઉં છું કે મને ઝાઝો વિલંબ ન લાગે. પણ—પણ—જો કદાપી હું પાછો નજ ફરૂં તો—તો—"

"નહીં! નહીં! એવી ભયંકર વાતોજ તમે ના કરો, વહાલા પપા," એલઝી દુઃખથી પુકારી.

"ઘેલી છોકરી! ગહરે દરેક બનવાકાળની કાળજી રાખવી જોઇએ. કદાચ વહાણ ડુંબે યા ટ્રેનને પ્રાણઘાતક અકસમાત નડે કે જેમ ઘણી વાર ઘણાઓના બાબમાં બની ચુકયું છે. તેથી હું ફરીથી કહું છું કે જો હું પાછો ન ફરૂં અને મહરા મરણના સમાચાર તને સતાવનાર મળે તો તે વેળા એક કાગળોનું બંડલ જે હું તાહરી સંભાળમાં આપી જાઉં છું તે ઉઘાડી વાંચવાની માહરી તુંને રજા છે. તે બંડલ માહેલાં પત્રોમાં માહરી તે જીંદગીનો તમામ હેવાલ

છે કે જે બીજાંઓની જાણમાં સહજ પણ નથી. તેમાં તાહરી મરનાર નેક મા માટે પણ લખેલું છે અને એક નીચ માણસના દગા અને ઉપકારના બદલામાં કરેલા મહા૰ અપકારના ભયંકર ખ્યાલો પણ આપેલા છે."

"ઓ પપા, તમારે લગતી એવી બધી ભયંકર બાબતો ન કહો, ન બોલો હું તમને એટલા ચાહું છું કે એ વાતોની માત્ર યાદજ માહરું જીગર વિંધી નાખે છે!"

"હામાં માહરે માત્ર એટલુંજ કહેવાનું છે," તેણે માથાથી આગળ ચલાવ્યું, "કાલથી થોડા દિવસો હું ધરખતલાને લગતા અગત્યના કામોમાં ખાસ રોકાવશ. એલઝી, હું તાહરે માટે ઘણો સારો અને સલામત બંદોબસ્ત કરી જવશ. લેડી હેલીના ફ્રીમેન તું ઘરખતલો ચલાવવાને લાયક થાય તેટલો વખત ખુશી સાથ બધુ સંભાલી લેશે. એ બાબતમાં મને કશી વાતની ચિંતા નથી સિવાય કે તાહરો નીમકહરામ કઝીન નોએલ કેમ્બેલ પોતાની ભુંડી મતલબને ખાતર તુંને ફોસલાવે."

"નોએલ કેમ્બેલ!" એલઝી બોલી, "પપા, એનો કંઇ તમારી ઉપર ખાસ હક છે?"

"એનો હક તે શું હોય?" તેણે કડવાસથી જાણવા ધાર્યું; "તે આપણો એક બીમારી સગો છે! એલઝી, હું એને ધીક્કારું છું, જો કે તે માહરો એક પુરોજ જીવતો સ્નેહી છે."

"પણ તમે તો તેને કદી જોયો બી નથી, પપા!"

"શા માટે જોવું? શું તે માહરા પાકા મુદ્દઇનો દીકરો નથી? શું એ માહરી તે બહેનનો દીકરો નથી કે જેણીએ પોતાના અવિચારી ને નઠારા કૃત્યથી મને જીંદગી ભર દુખી કર્યો છે. તેને લીધે તો મેં એક ચીઝ છોડી દીધી છે કે જે માહરી જીંદગીને ઉજવળ ને જીવવા લાયક બનાવને.

મેં કસમ લીધા છે કે હું તેણીને કદી માફ ન કરશ, તેણીના ચહેરા સામુ કદી ન જોવશ તેમજ તેણીનાં બચ્ચાં સાથ પણ તેણીની મુઆફિકજ ભવિષ્યમાં વર્તેશ. વીસ વરસની વાત ઉપર માહરી ખાતરી થઇ હતી કે તેણીનો ધણી બરબાર પોતાના કરતુકને લીધે મુગલા દોજખ ભણી ચાલતો થયો છે, ત્યારથી મેં તેણીને વાર્ષિક બે હજાર પાઉન્ડની રકમ આપતી કરી છે. તે જીવશે ત્યાં સુધી તે તેણીને મળશે, જ્યારે આ તેણીના દિકરાને તેની માતાના મરણ પછી એક ફુટી બદામ પણ મળશે નહી! એ તો શક વિનાની વાત છે કે એ છોકરાને માહરે પૈસે કેળવણી મળી છે, વેલ, હવે તે કેળવણીનો ગમે તેવો ભલો બુરો ઉપયોગ કરી તે પોતાનું ફોડી લેશે. તેને માહરી ઉપર તે સિવાય કોઇજ હક નથી."

સર જોનની આંખમાં તે બોલતાં ગુસ્સાના અંગારા બળી રહ્યા. એલઝી તે જોઇ થરથરી ગઇ.

"પપા," તેણી જરાવાર રહી બોલી, "હું ખુશી છું કે એ બધું તમે મને કહ્યું. માહરી એજ ખરા અંતરની ઇચ્છા છે કે એ સર્વ વિપત્તીનાં વાદળો વિખરાઇ જાય અને તમે આગળ જેવાજ તંદુરસ્ત અને ખુશહાલ બનો. તમે સમજી શકશો નહી કે તમારી આ વિચિત્ર માંદગીથી મને કેટલું દુઃખ ઉપજે છે. તેણે માહરી જીંદગીની બધી મોજ ખુંચવી લીધી છે. બીજી મહરી ઉમરની છોકરીઓ માફક મને કશામાં મજાહ કે આનંદનો અનુભવ, તેથી, થતો નથી. હું—"

"ચટ ! ચટ !" તેણે હસીને એલઝીને પેટમાં હાથી સમજાવી, "માહરી વ્હાલી દીકરીએ એવા નાખુશ મુડમાં વાતચી કરવી ન જોઇએ. તું માહરી વ્હાલી દીકરી તો લાખમાં એક મળે એવી રૂપસુંદર છે. ઇંગ્લાંડની ખુબસુરત કન્યાઓ તાહરી ખુબસુરતીની અદેખાઇ કરે છે. તાહરો મેભો તું શું ભુલી ગઇ? લુચ્ચી છોકરી, શું તું એ ભી વિસરી ગઇ કે એક સો ગાડાં ભરાય એટલા જવાંનો તાહરી ઉપર લટટુ છે."

"પપા, તમે અસુખી હોવાથી મને જીંદગીમાં મઝાહજ લાગતી નથી," એલઝીએ ગરમ દીલસોઝીથી વધુ ભાર મેલીને કહ્યું.

"શું તું મને દુનિયામાં સર્વથી વધારે ચાહે છે?"

"ઓ, ખચ્ચીતજ !"

થોડીક ક્ષણ તે રૂમમાં ચુપકીદી ફેલાઇ. પછી સર જોને એકાએક પુછ્યું. "કંઇ માહરા ખાનગી કાગળો આવ્યાં છે, એલઝી? માહરા બીઝનેસને લગતાં કોઇજ નહીં હં; તે બધાંનું તો જેફરીઝ ફોડી લેશે. હું જાણું છું કે ડો○ ડેનવરે મને એ વીશે પણ ખબર ન આપવા તમને શીખવી રાખ્યાં હશે. પણ ડૅાકટર બાપડો શું સમજે? જા, હવે તું માહરું દરદ ડાકટર કરતાં જાસ્તી જાણી ગયલી હોવાથી માહરાં કંઇ ખાસ અગત્યના કાગળો હોય તો લઇ આવ."

"હું તપાસ કરૂ છુ" એલઝી બોલી, "પણ મને બીહીક છે કે ડૅાકટર જાણશે તો મને જરૂર ઠપકો આપશે"

તેણી તે રૂમ છોડી ગઇ, પણ થોડીક પળોમાંજ હાથમાં બે કાગળો સાથ પાછી ફરી. તેણીની પાછળ એક નોકર બતીઓ લઇને આવ્યો. તે પોતાના શેઠના સુધરેલા અવતારને જોઇ થોડો વિસમ્ય ન પામ્યો, કેમકે સર જોનના ચહેરામાં એલઝી જોડેની વાતચીત પછી ઘણો આવકારદાયક સુધારો ખુલ્લો થયો હતો.

"શું માહરાં ઘરમા હું કંઇ છેકજ બચ્ચુ છું." તેણે તે કાગળો ઉપરની તારીખ જોઇ છેડાઇને કહ્યું. "આજે આઠ આઠ દિવસો થયાતુ આ કાગળ આવ્યું છે ને મને કોઇ દેખાડતું બી નથી."

"ડાકટરની મનાઇ હતી, પપા." એલઝી એ ટુંકમાં પતાવ્યું.

તેણે એક કાગળ ફોડયું અને વાંચ્યું, તે વાચતાં તેના ચહેરા ઉપર ખીજવાત ને ગુસ્સાના ચિન્હો ભભડી ઉઠયાં.

"વ્હાલા મામાજી,

તમે માહરા છેલ્લા પત્રનો કશો પણ ઉતર આપેલો ન હોવાથી હું ફરીથી લખું છું. હું ભાર મેલીને જણાવવા ઇન્તેજાર છું કે મહરી મુલાકાત તમારે થોડીક પળો માત્ર બી લેવીજ પડશે. હુ જે કહેવા માગું છું તે લખી મોકલાય એવું નથી. મામાજી, થોડોક વખત માહરા મરહુમ પપા ને કમનસીબ માતાજીને હાથે ખમવું પડેલું દુ:ખ વીસરી જાઓ. તમારો હુ મોટો ઋણી છું અને તે ઋણ હું કોઇ દિવસ અદા કરવા આતુર છું. જો મને આઠ દસ દિવસમાં આ પત્રનો જવાબ ન મળશે તો તમારા ગુસ્સાની જેખમદારીએ પણ હુ જાતે તમને બ્લેરવુડ પાર્કમાં

મળવા આવશે. માહરી કઝીન એલ્ઝી ખાત્તર પણુ એ વેઠ ઉઠાવવાની હું માહરી ફરજ સમજુ છું, કે જેણીને મેં આજ તુલીકમાં કદી જોઇ પણુ નથી.

તમારો ભાણેજ;

નોએલ કેમ્બેલ."

"લુચ્ચો!" સર જોને તે કાગળ ગુસ્સાથી ફેંકી દઈ પુકાર્યું, "માહરી સખાવત ઉપર જીવીને મુંગો મરી બી નથી રહેતો, પણ કંઈ નજીવે બહાણે મને રૂબરૂમાં મળવા ઉપરથી દબાણ કરે છે. એનો બાપ તમામ ઠગારો હતો—પીકચરો વેચીને તે ગાનુ બજાણું કરીને પોતાનું પેટ ભરતો હતો અને તેનો આ બેઅદબ દુકનો તેના કરતાં ચાર આસણી જાસતીજ ઠગારો દીસે છે. કસમ પરવરદીગારના! જો એ કમબખ્તને હું બ્લેરઉડ પાર્કના દરવાજાની બહાર ઉપાડીને નહી ફેંકી દેવાડું તો!"

એલ્ઝી પોતાના બાપનો ગુસ્સો જોઇ તરખાઇ ગઇ.

"મારકહામને મોકલ," સર જોને ગુસ્સાથીજ કહયું, "એ નોએલ કેમ્બેલને કેમ આરકાર દેવો તે હું તેને સુચવી મુકું." તે મોટા તુચ્છકારનું એટલું તીખાશથી બોલી હસ્યો.

"એલ્ઝી, આ કાગળ જોઇએ તો ઉપાડીને વાંચ, કે તું બી એ તાહરા નમુનેદાર કઝીનના અક્ષરો જોય ને પીછાણે. ગાય ગુડ નાઇટ, ગને ક્રીસ કરીને જા" તેણે માયાળુ અવાજે કહયું, "અને સવારે તું મને હમણા કરતા ઘણી તંદરોસ્ત સ્થિતિમા જોશે. ઉભી રહે, મને એક ગીત ગાઇ સંભળાવ. માહરી આગળ એક લડાઇને લગતુ દીલઉશ્કેરનાર ગાયન ગા, જાણે લશકર કુચ કરે છે, આંધળો ધસારો કરી, દુશ્મનને શીકસ્ત આપે છે કે જે સાંભળી મને માહરી જવાનીના કીર્તિવાન બનાવોની યાદ ફરી મજીવન થાય."

એલ્ઝીએ પોતાના વૃદ્ધ પીતાને ખુશી કરવા તેવું એક લડાઇને લગતું દિલઉશકેરનાર ગાયન ગાયું. તે સાંભળી સર જોન લડાઇને લગતા સ્વપ્નાઓ જોવામાં નિમગ્ન થઇ ગયો. વિજયવંત લશકરના હુરરેના પુકારો અને બેન્ડના શરોદાથી તેનું મગજ બહ્મીન બની આવ્યું. તે બધા બનાવોનો જાતી અનુભવ તે વૃદ્ધ સીપાહ બચ્ચાને પોતાની જવાનીની કારકીર્દીમાં થયો હતો.

સ્વપ્નાઓ—ખુશાલ સ્વપ્નાઓ તે જોઇ રહયો હતો, તેટલા સીન ફેરવાયો. સુર્ય અસ્ત પામી રહયો હતો. એક ભયંકર યુદ્ધ તુરતનુંજ ખતમ થયું હતું. સુર્યના અસ્ત પામતા રાતાં કીરણો રણસંગ્રામમાં પડી રહ્યાં હતાં. તે સમયે એક લશકરી અમલદાર મુવેલાઓ ને ઘાયલ થયલાઓ વચ્ચે ફરતો હતો. તે સીપાહે એક પોતાના ગોઠ્યા આગળ પોહચ્યો કે જેણે ઘણીક મહાભારત લડાઇઓમાં તેની સાથ અગ્ર ભાગ લીધો હતો. તે અમલદારે તેના ગમ તીરસકારથી જોયું! તેણે લાત મારીને પોતાની નજરથી દુર કર્યો અને તે બાપડાના 'મદદ' અને 'પાણી'ની માંગણી માટેના કપાળજનક પોકારને ન ગણકારી તે આગળ ચાલતો થયો.

સર જોને તે દેખાવ જોઇ પોતાની આંખો પોતાના હાથોથી બંધ કરી દીધી, અને એક સખ્ત હાય મારી. તે ઘાટકી અમલદાર કોઇજ નહીં પણ તે પોતે હતો!

એલ્ઝી ગાયન પુરૂં થતાં તે રૂમ ધીમેથી છોડી ગઇ, તે પોતાના પીતાને નિંદ્રાવશ થયલી માની ગઇ હતી. તે મારકહામના રૂમનુ બટન દાબી, નોએલ કેમ્બેલનું કાગળ વાંચવા પોતાના રૂમમાં ગઇ.

તેણીએ હોલમાં ડૉ૦ ડેનવરનો વાત કરવાનો અવાજ સમજ્યો, તે ઉશકેરાયલો બોલતો હતો. લેડી હેલીના ફ્રીમેન સાથ તે વાત કરતો હતો.

"એ કંઇ ચાલશે નહીં." ડૉ૦ ડેનવર ગુસ્સામાં બબડ્યો, "જો હું સર જોનને બચપણથી પીછાણતો ન હતે તો હું એક ઘડી બી આ ઘરમાં ન થોભતે. માહરા ધંધાની નોકજ એમાં શું રહી?"

"શું કરવું તે હું સમજી શકતી નથી?" લેડી હેલીના ફ્રીમેન બોલી, "તેનો ચોખ્ખો હુકમ છે કે મારકહામે કોઇને પણ તેના રૂમમાં આવવા દેવું નહી. તે કહે છે કે તે સારી કાંની છે પણ થોડા દિવસ કોઇ સાથ વાત કરવા કે મળવા રાજી નથી."

"એમ મને પણ?" ડૉકટર ગુસ્સાથી ઉછળ્યો, પણ દુરથી એલઝીને આવતી જોઇ તે ખામોશ થઇ ગયો. અને થોડીક એલ્લાર પેલાર વાતો કરી તે ચાલતો થયો.

"પપા, હાલમાં સારા મુડમાં ને કનડીશનમાં છે, લેડી હેલીના," એલઝીએ કહ્યું, "તેવણ હસીને કહે છે કે ડૉકટર ડેનવર તેવણની એવાં દરદ માટે દવા કરે છે કે જે દરદજ એવણને નથી એવણનો વિચાર ટુંક મુદતમાં લાંબી દરયાઇ મુસાફરીએ જવાનો છે, જો કે ડૉકટર તો તેવણના એ મતની વીરૂધ છે. હું ધારૂં છું કે પપા રાજી છે."

"ઓ! ત્યારે આપણને સીઝન લંડનમાં ગાળવાની તક મળશે," લેડી હેલીનાએ તે સાંભળી કહયું. પણ એલઝીને મનશે તેના બાપની બિમારી વચ્ચે કોઇ પણ પ્રકારની મોજ ખાલીજ હતી એટલે તે ચુપ રહી.

તેજ વખતે એક ફુટમેને આવી તેણીની સમક્ષ એક ટ્રે ધરી કે જેમાં એક વિઝીટીંગ કાર્ડ મુકેલો હતો.

"આ ગ્રહસ્થ, ગ્રીન ડ્રોઇંગ રૂમમાં બેઠેલા છે, મીસ સ્ટર્ન. મેં કહયું કે સર જોન બિમાર છે ત્યારે એવણે તમને મળવા માંગ્યું"

એલઝીએ તે કાર્ડ વાંચ્યો—"નોએલ ક્રેમ્બેલ."

(સાંધણ છે.)

---

# તાકીદે જોઇએ છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. આના આઠ રોકડા આપીશું. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં વધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાંન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેવાઓએ આ માસિકની ઑફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

# ભારતની પૂજા.

(અભય છંદ.)

૧.

કોણે ના તુજને ચાહી,
ભારત, ઓ ભારત?
કોણ રહ્યું ચાહ્યા વિણ આંહિં,
ભારત, મુજ માત?
રત્ન ઉદર પાક્યાં કંઇ કોડ,
જગમાં ન મળે જેની જોડ,
આણતણા પુર્યા સહુ કોડ
જેણે દિનરાત:
તે તુજ જેવી મળશે ક્યાંહિં,
ભારત, મુજ માત?

૨

વ્હાલી દેવોની ભુમિ,
ભારત, ઓ ભારત,
નન્દનવનશી દિવ્ય રઝુમી,
ભારત, મુજ માત!
માનવબાલ્યતણા હિંડોળ
ઝૂલાવ્યા જેણે રસબોળ;
જેની છાય વિશે ભૂગોળ
સમજ્યો જગતાત:
તે તુજ પાય સદા રહુ ચુમી,
ભારત, મુજ માત!

૩

કો કહે તું સ્વપ્ને ડૂબી,
ભારત, ઓ ભારત,
સ્થુળ પ્રકૃતિ તજ્યે સ્થિર ઊભી
ભારત, મુજ માત!—
પણ તું પ્રથમજ પામી પાર,
આત્મપ્રકાશ જ જગનો સાર
કરવા દુનિયાનો ઉદ્ધાર
પીડી નિજ જાત;
તે નગુણી જગ રહે શું ડૂબી
ભારત, મુજ માત?

૪

આસ્થા છે તુજમાં ઉંડી,
ભારત, ઓ ભારત:
તુજ પ્રીતિજ અમ જીવનમૂડી
ભારત, મુજ માત!
તું મારે, જીવાડે તું જ,
સુખદુઃખકેરી તું ગુલકુંજ:
ઝગવો મરતાં અમ શબપુંજ
ત્હારી મ્હેલાત;—
એ ઢગ પર તુજ ધ્વજ રહો ઉડી
ભારત, મુજ માત!

૫

કીધું મેં શું તુજ કાજે,
ભારત, ઓ ભારત?
શું છે જે ન કરૂં હું આજે,
ભારત, મુજ માત?
સો સ્હામે ભીડે જઇ એક,
જે અહિ રાખે ત્હારો ટેક:
જુગજુગમાં લઉં જન્મ અનેક
કરવા તુજ ખ્યાત;
જ્યાં તું ત્યાં પ્રભુ સત્ય વિરાજે,
ભારત, મુજ માત!

૬

સેવા કરિયે તો ત્હારી,—
ભારત, ઓ ભારત,
તુ જેણે સેવી જગ સારી,
ભારત, મુજ માત!
જીવન ટુકું, કાળ અનંત;
ધર્મતણો દુર્ઘટ છે પંથ:
તો તુજ સેવામાં અમ અંત
આવો રળિયાત!
શ્વાસ જજો જય તુજ ઉચ્ચારી,
—ઓ પ્રભુની, દેવોની પ્યારી!—
ભારત, મુજ માત!

અરદેશર ફરામજી ખબરદાર.

અમારા સાબુના ઉપરથી નીકળેલી નકલોથી ઠગાતા નહિ.

કંઈ પણ મહેનત વગર વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

બાદશાહી સાબુ રજીસ્ટર નંબર ૫૨૯.

બાદશાહી સાબુ—અઢાઇથી વાળ દુર કરવા માટેજ છે.
બાદશાહી સાબુ—ચામડીનો અસલી રંગ રાખે છે, કાળી પડતી નથી.
બાદશાહી સાબુ—હીંદુસ્તાનના હજારો દુકાનોપર મળે છે.
બાદશાહી સાબુ—વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે.
બાદશાહી સાબુ—ચામડીના તમામ દરદો નાબુદ કરે છે.
બાદશાહી સાબુ—હર વખતે વાપરવાથી નુકશાન થતુંજ નથી.
બાદશાહી સાબુ—ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે.
બાદશાહી સાબુ—ત્રણ સાબુના બોક્સ એકનો રૂ. ૧] પોસ્ટ ચાર આના.
હિંદુસ્તાનમાં જગેજગ બાદશાહી સાબુ વેચવા માટે એજન્ટો જોઇએ છે.

સી. સી. મહાજન એન્ડ કુંપની,

પ્રોપરાઇટર એ. સી. ગાંધી.

---

સ્વતંત્ર વેપાર—હજારોની કમાઈ.

કાર્ડ વીઝીટ સાઇઝ—કીંમત માત્ર રૂ. ૧૫.

ફોટોગ્રાફ ઉતારવાના

# છુપા કેમેરા

કેમેરેથી નાનુ બચ્ચુ પણ સહેલાઇથી ફોટોગ્રાફ ઉતારી શકે છે. દોડતી રેલ્વે, ઉડતું પક્ષી, દશ વીશ, પચીસ માણસોનો ગ્રુપ વીગેરેનો ફોટો સહેલાઇથી ઉતારી શકાય છે. દરેકને ફોટોગ્રાફ ઉતારવાનું કામ ઘેર બેઠા શીખાવી શકીએ છીએ. કેમેરા લાકડાની પેટીના બે બુકફોલ્ડ, ૭ ડાર્કસ્લાઇડ, લેન્સ, સટર, ડાયાફ્રામ, ટઇન પ્લેટ રીકોર્ડીંગ, સંપુર્ણ માહીતી સહ કીંમત રૂ. ૧૫] પોસ્ટેજ પંદર આના, દરરોજ દશ રૂપીઆ સહેલાઇથી કમાઇ કરી શકાય છે.

સી. સી. મહાજન એન્ડ કુંપની,

પ્રોપરાઇટર એ. સી. ગાંધી.

શેખ મેમણ સ્ટ્રીટ—મુંબઈ નં૦ ૨.

# વીરાનાં લગન.

હોમી કાંગા બેરીસ્તરે પુને જતી ટ્રેનનાં ફર્સ્ટ કલાસમાં ગોઠવાઇને બેસતાં પેપર કહાડયું.

તેની એક ફ્રેન્ડ આઇમાય વહાડયાએ તેને પોતાને ઘેર મહાબ્લેશ્વર એકાદ બે અઠવાડયાં ગુજારવા તેડયો હતો જ્યાં તે હાલમાં જતો હતો.

ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી તેટલાં તેના કમ્પાર્ટમેન્ટમાં એક છોકરી દાખલ થઇ ને બેઠી, કે ટ્રેને ચાલુ મુકયું. જરાવારે ઉભી થતાં તે ગભરાતમાં પૂકારીઃ—

"ઓ, એ તો સ્મોકીંગ કેરીએજ છે! માણસોની કેવી બેદરકારી! મેં પુરૂં કહેલું કે લેડીઝમાં મુકજો."

"નાં બીહો, હું સ્મોક નહી કરશ," હોમીએ ઘણીજ લાયકીથી સમજાવ્યું.

તે છોકરી તેની તરફ જોતાં કંઇક ધીરજ પામીને પાછી બેઠી. હોમીએ બાડી આંખે તેની તપાસ લેવા માંડી. તે ઉંચી ને પતલી હતી, તેના બાલ ભુરા બલકે લગભગ સુનેરી જેવા હતા, અને આંખો નિરમલ ભુરી હતી. હમણાં તેમાં ગુસ્સાનો ધુમરાતો હતો, મગર સામટી રીતે કોઇને બી ગમે તેવીજ તે એક સુંદર બાલા હતી. ખુશાલીમાં તે ચહેરો કેવો લાગતો હોશે એ વિચારથી તેણે તે બાલકીને હસાવાનો વિચાર કીધો.

"તમોને કોમીક પેપર જોવા ગમશે?" તેણે લાયકીથી પુછ્યું.

"નહી, થેંકસ! મને ટ્રેનમાં વાંચવા નથી ગમતું."

તે સાબુત કડક હતી. તે દેખાઇતી મોઇ ભેજાં ફાટેલ પોરી હતી. તેણે તેથી આંખ વીંચીને બેઠાં બેઠાંજ ઉંઘાવાનો વિચાર કીધો. પણ એમ કંઇ ઉંઘ આવે? જરાવારે તેને એક આંખ ખોલી ને મોટી અચરતી વચ્ચે જોયું, તો તે છોકરી રડતી હતી.

તેણે તરત આંખ બંધ કરી દીધી, ને હવે શું કરવું તેનો વીચાર કરવા પડયો. બેશક તેણે ઉંઘઇ રહેવું જોઇએ, મગર એમ તે કાંહ સુધી કરી શકે?

"હું ધારૂંછ કે તમે કંઇ મુંઝવણમાં છેવ, હું તમોને કંઇ મદદ કરી શકું?"

તે બાલાએ આંસુથી ભીંજાયલો ચહેરો તેની તરફ ફેરવ્યો. તેનો મરદાનગી ભરેલો અવાજ ને માયાલુ રીતભાતે તેને ઘણી હીંમત આપી. તેને ઉતાવલે આંસું લુંછી નાખ્યા અને માથું હીલવ્યું. હોમીએ પોતાની સાયની બારકીટ ખોલીને તેમાંથી ચોકલેટનો દાબડો ખેંચી કહાડયો.

"જરા ખાવ!" તેણે કાલાવાલા કીધા.

વીરા મોદી, ફકટ અઢાર ઉન્હાળા જોઇ ચુકેલી એક બાલા હતી. અને વલી કઇ છોકરીને ચોકલેટ નહી ગમે વારૂ! તેણી તરત તાબે થઇ. અને તેની તરફ જોતાં મલકાઇ, તે એક ખુલ્લાં દીલનો કુદરતી મલકાટ હતો, જે હોમીને ઘણોજ ધ્યાન ખેંચનારો લાગો.

"બને માડો પડતો બચાવવા માગતા હોવ તો બને તેટલી ખાવ," તેણે માંગી લીધુ.

"મને ચોકલેટ ઘણીજ ગમેછ." તેણીએ અરધોક દાબડો પુરો કરતાં હસીને એકરાર કીધો.

તેને ઘંભીરાઇથી ડોકુ ધુનાવ્યું. તેના ચહેરામાં કંઇ એવું હતુ જેથી તેણીને તેનામાં વિશ્વાસ મુકવાની લાલચ થઇ.

"તમોને નહી ગમતે ઠેકાણે પરણાવવાની કોઇએ વારૂં જબરી કીધીછ ?" તેની તરફ જરા વાકી વલીને, પ્રતેજારીથી પોતાની ભુરી આંખો તેના મોહનાપર ઢાંકી રાખીને તે બાલાએ પુછ્યું.

"નહી, હું નથી ધારતો. ઘણોજ કટાળો ઉપજાવનાર હું તો ધારૂ ! મગર ખરેખર-" રખે વળી પેલી બીચકે એવી બીહકે તે આગળ બોલતા અટકી ગીયો.

"ઓ, નહી," તેનો મીનીંગ સમજી જઇને તે છોકરી બોલી ઉઠી. "હજુન કંઇ હું પરણી નથી."

તેણે છુટકારાનો દમ ખેન્ચો-તે એટલી નાલ્લી બાલકી લાગતી હતી.

"હું શું કરવા માગુછ તે તમે કલ્પિ શકોછ ? હુ નાહસી જવાની છેઉ !"

"નોન્સેન્સ ! તમારા માય શું કહેશે ?"

"એ બધાં માત્ર માયજીનાજ કારસ્તાન છે. તેવણ આઇમાય માસી સાથ મલી ગીયાંછ. હું હમણા માહરા માસી જેવણ મહાબ્લેશ્વરમા છે તેવણ આગલજ જાઉછ. વેલ, એક કોઇ માટીડા, જેની સાથ તેવણ મને પરણાવવા માગેછ તેનેબી તેવણે તેડેલા છે. તે કોઇ બુઢો કદર પો ને પૈસાવાળો છે. ઘણોજ પૈસાવાલો, વલી તે બેરીસ્તર છે ને સાથે લાગો કોરપોરેશનનો મેમ્બરબી છે. જાહેરમાં ઘણો આવેલો ને માનીતો છે તેથીજ તો માસી તેનીપર મોહી પડયાછ."

"ગરીબ બીચારો !" હોમીએ પાપણબી હીલવ્યા વગર કહયુ, "મગર તમે એ બધુ તેને લગતુ કાંહથી જાણ્યું ?"

"દીનાએ પકડી કહાડયુ-તે માહરી બેહન થાયછ." સુંદર વીરાએ સમજાવ્યુ. "ઘણી બાહોશ છે. બધુ પકડી કહાડેછ આઇમાય માસીનુ કાગલ મમાએ પધા આગમ વાન્ચું તે એને ભરઇને સમજ્યુ."

"એમ ! અને તમે ત્યારે કેમ નાહસી જવા માગોછ ?"

"જોવની, હમારા કારભારણ ખંડાલામા ઠેઠે રહેછ તેથી પુને જવાને બદલે હું ત્યાંજ ઉતરી પડશ. ને પછી થોડા દહાડા ત્યાં રહીને હું માહરે ઘેર કાગળ લખશ કે "મને અણ ગમતે ઠેકાણે પરણાવવાની જબરી કરશો નહી, એવું વચન આપશો નહી ત્યાં સુધી હું ઘેર નથી આવવાની."

"મગર તમે તેને જોયો નથી એટલે તે તમોને અણગમતો, કેમ થઇ પડે ?" હોમીએ પુછ્યું.

"અલબત તે મને અણગમતોજ છે, કેમકે બધાં મને તેની સાથ પરણાવવા માંગેછ !" હદીસો જવાબ મલ્યો.

આય બૈરાંની લોછકથી હોમી માહત થયો, મગર તે તાફણીની ભુરી આંખોમાં જેતાં તેને લાગ્યું કે તેણીની આંખો ઘણીજ સુંદર હતી.

"અને છેવ્યુ તમે કયારે તમારા એ કારભારણ તરફથી સમજેલુ?" તેણે સવાલ કીધો.

"હું ધારૂંછ કે–કે લગભગ બે વરસ થયાં હોરો"

"એવન ખંડાયેજ છે એમ તમે ખાતરીથી કેમ જાણી શકો? કાય નહી કે ગહગગમ ગીયાં હોય?"

"ન–નહી! ખરેખર તો મને એવો કઈ ખ્યાલજ નહી થયેલો!" ગભરાતમા તેણીની આંખમા બેહરામસા પાછા ધસી આયા હતા, અને હોમીબી ફીકરમંદ થયો. આખર કરે ને દુન્યાદારીથી બેખબર, ભોયમાથી ફુટતી, હજુન તો એક નાહ્લી બાલકી હતી!

"એક રીતે, જેવની," તેણે જરા વારે સમજાવ્યુ. "તમે એ કંઇ ઠીક નહીં કરતા કહેનાવ."

"ઠીક નહી?"

"નહીજ તો, તમે તો હીંચકારૂં પગલું ભરોછ હીંમતથી કેમ નહી સામ્મે થતા? તમારાં માસીને ત્યાં જાવ, લગનની મનછા રાખતા આય બુઢ્ઢા બુગખને ગમો અને બધાંને ખુલ્લું દેખાડી આપજે કે તમે કંઇ એના પૈસાથી અંજાસો નહી." તેણે સમજાવ્યુ.

"મગર તેને કેમ ત્રીટ કરૂં—આય બેરીસ્ટર કાકાને. દીના કહેછ કે એ બુઢ્ઢો જબરો છે. પોતાના મનસે પોતાને રાજાથી ઉતરતો સમજવાનો ફાકો રાખેછ?" તે બાપકીએ તકરાર લીધી.

"દીકરી તરીકેની વલણ અખત્યાર કરજે. જાણે કે તે તમારા બાવા હોય," હોમીએ પક્કાઇથી સમજાવ્યુ. "કે ધારો કે બુઢ્ઢા કાકા મામા હોય તેવી રીતભાત વાપરજે માનભરેલી ને કાળજવાલી વર્તણુંક માહરા ધારવા મુજબ તો સઉથી સરસ પુરવાર થશે."

"ઓ, કેવી ગમત," તે વીચારથી ખુશી થતાં તેણીએ તાલી પાડી, તેની આંખમા મસ્તી રમતી હતી. "એ મજાહ જેવા તમે ત્યા હાતે એવુ તમે નહી ઇચ્છતા?"

અહી કાગા જે માંગતો હતા તે ચાન્સ તેને મલ્યો

"ખરેખર તો અજબ જેવી રીતે આપણે એકજ ઠેકાણે જઇએછ." તેણે કહ્યું 'તમારા માસી આઇમાય બ્હાડયા મહામલેશ્વરમા રહેછ, તેવણને ઘેરજ હુ બી જાઉંછ માહરૂં નામ હોમી કાગા છે" તેને તે કહેતાં બારીકીથી જેયુ, મગર તેને મોટા સંતોસ સાથ જેયુ કે દેખાઇતુ તે તેને અજાણું હતુ.

"માહરૂં નામ વીરા મોદી છે" તે બાલાએ વળતો ખુલાસો કીધો "તમેબી માહરા માસીને ત્યાંજ આવોછ તેથી હુ ઘણીજ ખુશી છેઉ! તમે મને મદદ કરશોકેની?" ખુલ્લાં દિલની તે બાલાની આજુર્શી તે ઘણો ચોકેલો લાગો

"ઓ, બેશક! મોટી ખુશી સાથ હું તમોને મદદ કરશ! આપણે બે સાથે મલીને એ તમારા બુઢ્ઢા બેરીસ્તર સાહેબનું થોડુક પોલીશ ઓછું કરશું."

"કદાચ તમે એ ઘરડા ધુવડને ઓળખતા હોશો?"

"નહી; હું એ કોઇ તમારા ઘરડા બેરીસ્તરને ઓળખતો નથી. હવે મારો એને ગોલી. નિરાતે આર્પરે આય ચોકલેટ હવે પુરી કર્યે !"

બાકીની મુસાફરી તે બે જુવાન જીવોએ ઘણી મજાહમાં પુરી કીધી. આઇમાય વહાડયાની મોટરમાં પુનેથી તે બેઉ સાથેજ મહાબ્લેશ્વર ગીયાં અને ઘેર પુગાં તેટલાં તો તે બેઉ જુનાં દોસ્તો થઇ ગયાં હતાં. બીજાં કોઇ પરોણા ગ્રેન્જમાં આવેલા નહી જાણતા, હોમી તે આઇમાયનું કાવતરૂં સમજી ગીયો. અને તેને તે બાઇને એકાંતમાં પકડી.

"આઇમાય, હું તાહરી પાસ એક ફેવર માંગી લેઉંછ," તેણે કહયું.

"મારી અરધી દોલતબી માગે તો આપી દેઉ!" આઇમાયે રમુજ કીધી.

"છોડ એ પતંરાજી. હું તુંને મીસ મોદીને વસ્તે કહેવા માંગુંછ.'

"વેલ, તેણીનું શું ?"

તેણે ખુલાસાથી ત્રેનમાં જે બન્યું હતુ તે બધું સમજાવીને કહયું. તેની આંખમાં મસ્તીનો ચળકાટ હતો, મગર તેનો અવાજ કરડો હતો.

"તાહરી ને પેસતનજી પાસથી હુ એટલુંજ માંગી લેઉંછ કે હુંજ તેનો હાથનો ઉમેદવાર ને બેરીસ્તર છેઉ કે કારપોરેશનનો મેમ્બર ને સતર પતર છેઉ તે એ તાહરી ભાણીજીથી છુપુ રાખજો. કોઇબી છોકરીને જબરીથી માહરી સાથ પરણવાનું છે એમ તે વીચારે એ હું નથી ઇચ્છતો."

"માહરા ખોદા, હોમી, કોઇ કોઇપર જબરી કરતુંજ નથી ! વળી સાચ્ચું બોલું તો એ છોકરીમાં હું ઘણી નાસીપાસ થઇછ. કોઇ એને ખુબસુરત તો કહેજ નહી. બેશક, એ સારી કેલવાયલી ને તંદરેસ્ત છે, ને ધાટઘટમ મજાહનો કહેવાય, પણ હવે સામરી થઇછ અને હોકની દાબરી ઘણી પોહરી છે અને-"

"ચાલ, આઇમાય બસ કર !" હોમાએ કચવઇને અટકાવતાં કહયું. "એ ઘણીજ મજાહની છોકરી છે."

"કામાની તેહમી તદન તાહરે લાયકનીજ બૈરી છે," આઇમાયે વીચારવંત ઢપે ચલાવ્યું. "સતાવીસ વરસની છે, વલી રીતમાં પચીસેક હજાર રૂપ્યા લાવશે, અને માયબાપની એકપુરી છે તે પાછલે દહાડે જે હોશે તે એનેજ મલશે. હમણા અહીં હવા ખાવા આવેલી છે તે હું ડીનર પર અવાર નવાર બોલાવ્યા કરશ. આખો દહાડોબી બોલાવશું કે તમે એક બીજાંને બરોબર ઓળખતાં થાવ."

"આઇમાય, ખોદાને વાસ્તે મને પરણાવી નાંખવાનાં ધખારામાંથી બાઝ આવ!" હોમી ગુસ્સામાં બખાળ્યો. "તમે બૈરાંઓથી તો હાથ જોડયા ! બસ જેને તેને પરણાવવાનીજ વાત. કંઇ બીજું તીજું તમુ લોકને કામકાજ છે કે નહી ?"

"હમે પરણીને સુખી થવાંછ. ત્યારેજ બીજાંને ભલામણ કરીયેછ કેની ! એથી તો ઉલટી તમો માટીડાઓની ક્રેડીટ ધરેછ." અને એમ બોલતી તે હસ્તી હસ્તી તેને એખલો મુકીને ચાલી ગઇ, કે હોમી બી તૈયાર થવા પોતાને આપવામાં આવેલા ઓરડામાં ગયો.

તે સાંજના વીરા મોદીએ ખુલ્લા બ્લુ રંગની સાડી ને સફેદ જેયન્જેટનું બંદીઆન પહેરયું હતું. છની ચેનમાં મોતીનું પેન્ડેનટ તેણીએ ગળાંમાં પહેરયુ હતુ, અને આડા સેટા પાડીને આગલથી બાલ ધીલા રાખેલા હતા. એટલે ઘઉં વરણના ખુલ્લા રંગ છતાંપણી તે ઘણી સુંદર લાગતી હતી. અને હોમી કાંગાણી તેણી તરફ જોતાં એમજ વીચારવા લાગો.

"તમે સમજ્યું કે? પેલા ઘરડા ઘુવડ બેરીસ્ટર ને કારપોરેશનનાં મેમ્બર સાહેબ તો નથી આવી શકતા જો. ગાઉટથી પટકાઇ પડયાછ." ડીનર પછી બોલી વીરાએ પોતાના નવા બનેલા ફ્રેન્ડના કાનમાં હરમે કહયું. "અને આઇમાય મારી તો તેથી ઘણા દલગીર થઇ ગીયાંછ. મારી કહેછ કે તેવણ ઘણાંજ બાહોશ છે. કદાચ કોઇ મોરે ઘેરની છોકરી સાથ પરણે જો."

"કદાચ, ને પછી જનમનો પસ્તાવ! આપરે એવુંજ ઇચ્છશું." તે બાલાની નિરદોષ આંખોમાં જોઇને મલકાતાં હોમીએ જવાબ કર્યો.

ગ્રેન્જમાં પહેલા થોડા દહાડા તો ઘણાંજ ખુશનુંમા પસાર થઇ ગયા. હોમી કાગા સુંદર વીરાની મોહોલીમાં દીન ઉગે વધુંજ ખેચાતો ગીયો. એક બચ્ચાં જેવી મસ્તાનને તોફાની તે છોકરી હજુન હતી, ટેનીસમાં કે દરેક રમત ગમતમાં તે હોમીને હરાવી નાંખતી. હોમીએ પોતાનો ભેદ અત્યાર સુધી તો સાચવી રાખવાની ખુબ સંભાળ લીધી હતી, મગર તેટલા એક દહાડો તેઓની દોસતીમાં ફેરફાર જણાયો, જેથી હોમી બીચારો કંઇ મનમાં ને મનમાં થોડો અજબ થયો નહી.

એક દહાડો વીરાને તેની બેહન દીના તરફથી એક કાગલ મલ્યુ, જેથી પાસોજ ઉચટાઇ ગીયો. એ દીના વરસ બારની કોઇ જબરી બાગડ પોરી હતી તે બધાંના ભેદ ભરમ શોધી કહાડવામા ને તે કહી આપીને બધાને ખુબ કાયર કરતી ને તોબા પોકરાવતી હતી. તે મસ્તાન તરફનું કાગલ નીચે મુજબ હતું.—

"માહરી વ્હાલી બેહન વીરા—મેં ને જાગુએ એક તરકટ પકડી કહાડયું છે, જેબ જો નહી થતે તો તુ બીચારી ફરી જઇને તાહર છુટાપણુ ને જુવાની ગુમાની બેસતે. કાલે આપરાં મમાને આઇમાય માસી તરફથી એક કાગલ મલ્યું, અને તે એવણે પપાને વાચી સમજાવ્યું. જાંગુને હું કરટનની પછવાડેજ હતાં. પણ તે કંઇ એ લોક જાણતાતાં નહી. જાગુ તો ગયેલ્ડ્ જેવો મોટે મોટે હસી પડનો'તો, અને મેં એનું મોહડું ડાબીને પકડયું નહી હોતે તો હગી પડને. એ કાફર મને કોઇ દહાડો ફસાવશે ખરો! ડીયર સીસ, આઇમાય માસી તો જબરાં છે. પેલો બેરીસ્તર તો આવેલો છે, અને તેને તું બધે સાથે જાવોછ ને મોટાં દોસ્ત છેવ. તાહરેથી એ લોકે છુપાવ્યુંછ, અને થોડા વખતમાંજ તું તેની સાથ અદરાશે. તે પૈસાવાલો, બેરીસ્તર ને કારપોરેશનનો મેમ્બર છે, એ હોમી કાંગા. પપા તો ખુબ ગમન પામીને હસ્યા એ કાગલ સમજીને, અને મમાબી ખુબ ખુશી થઇ ગીયાંછ. કોઇ રીતે ગ્રેનમાંજ એની શરૂઆત થઇ. પહેલે તો એ બેરીસ્તર કાકા—મારી લખેછ કે—ખુબ એવણપર છેડાઇ પડેલા પણ હવે ધી કેરાં થઇ ગીયાંછ, કેમકે તુને પરણવા માંગેછ. કોઇ જબરો લુચ્ચો મને તો લાગેછ, અને તેથીજ આં લખીને તુને ચેતાવવાની જરૂર જોઉછ કે તું તાહરી સંભાલમાં રહે ને એવા એક લુચ્ચા આદમીના બસમા ફસી પડતી બચે ઘણા ઘણા પ્યાર સાથે,

લી૦ તાહરી વ્હાલી બેહન દીના."

અને હસવાની વ્યર્થ કોશેશ કરતાં ઉમેર્યું. "ઓ, એ માહરૂં કાવતરૂં હતું. હવે તે છુપાવામાં શું સાર ? હું તેજ બુઢો બેરીસ્ટર છેઉં જેનેથી તમે નાહસવા માંગતા હતાં."

"હું આ અગાઉનું તે તો જાણુંછ ! છેલ્લું અથવાડીયું થયું તમે કોણ છેવ તેની મને ખબર પડેલી, અને તેથીજ તમારી સાથ હું એમ વર્તતી. દીનાએ એ શોધ કીધી ને મને લખી જણાવેલું," વીરાએ શરમથી લાલ બનેલે ચહેરે ખુલાસો કીધો.-

"બાય જોવ જબરી બીલાડી ! તમે મને કેવો ધીકકાર્યો, હેંશે !" તેણે કડવાસથી કહયું. "પણ હવે બધુ ભુલી જઇને મને ગુડબ્બાય વીશ કરો ! ભવિષ્યમાં જો આપરે પાછાં મલશુ તો, એ બાબદ યાદ કરીને-અલબત તમારા વર સાથે-ખુબ ગમત મેલવશુ, કેમ ?"

"પણ—પણ તમે કાંહ જાવોછ ?" તેની ખુવારીની ખબર સમજીને તે હેતવંતી બાલાનું કોમલ જીગર કટકા ભુકલા થઇ ગીયું. બોય રડી પડે તેવા દેખવ સાથ તેની તરફ જોતાં તે ણીએ હલવેથી પુછયુ.

હોમીને પોતાપર કાબુ રાખવાની જબરી જેહમેત પડી. તે મધુરીને હાથમાં લઇને તે વ્હાલો ચ્હેરો ચુમીઓથી ભરી નાખવાનું તેને કેવું મન થતું હતું !

"ના એટલી ફીકર કરો "ગમે એટલી કોશેશ કરવા છતાંબી તેનો અવાજ ગગલી પડયો. "બધું સેટલ કરવા હું મુંબઇ જવશ હું કંઇ છેક ભીખારી નથી થયો ! અને—"

એક ખુરસીમાં ફસડઇ પડીને તે રડવા લાગી કે તે આગલ બોલતાં અટકી ગયો. એકાદ પલ દીગ્મુઢ બનીને તે તેણીને જોતો ઉભો. ઓ, કેવો તે તેણીને ચાહતો હતો ! પછી તેણી આગલ જઇને બેશી જતાં તેણે તે મહાબુબને પોતાની બાથમાં લીધી.

"વીરા, વીરા ! માહરી વ્હાલી, ના રડ" તેણે હેતથી તે મધુરીને કહ્યું "ખુવાર થવાનો મને જરાબી ગુસ્સો નથી, પણ તુને એમ રડતી માહરેથી જોવાતું નથી ! તું મને એક હીચકારા માફક વર્તવાની ફરજ પાડેછ. હું કદીબી—"

મગર પોતાના કોમલ કર તેની ગરદન આસપાસ વિંટાલીને આંસુઓ વચ્ચેથી હસતાં તે છોકરીએ એક કિસ કરીને તેને આગલ બોલતાં અટકાવ્યો.

"હું તમારી સાથ ઘણીજ ખરાબ રીતે વર્તીછ !" તે મીઠી છોકરીએ શરમથી રાતા બનેલા ચહેરાએ એકરાર કીધો. "મને ફનો લેવા ગમ્યું. પણ બધો વખત હું તમોને કેવા ચાહતી હતી. ઓ !"

અત્રે આઇમાય ઓરડામાં આવાં કે લાલ ટુરી જેવા ચહેરાએ આગલ બોલતી અટકી જતાં તે ઉઠીને દુર હટી ગઇ.

"એ તમે બે એખલાં એખલાં અહીં શુ ' કરોછ ?" તે કાજકરૂ માસીએ શકમંદ ઢપે જાણવા માંગ્યું.

"હું હોમી સાથ પરણવાની છેઉં, માસીજી." સુંદર વીરાએ બચ્ચાં જેવી નિરદોષતાથી હરખાયલે છબે જાહેર કીધું. "તમે મને હોમી સાથેજ પરણાવવા માંગતાંતાંની." એમ બોલતી તે બાલા જઇને આઇમાય માસીને કોટી કરી પડી.

"MAVIS."

# પાખંડ પ્રચાર.

ગજલ

અહા! સંસારમાં આ શો, જમાને જગ મચવ્યો છે;
કડક બંગાળી કોમો એ, બેહેસ્તી ચગ બજવ્યો છે.

હતો જે વિપ્રના વશે, ઇજારો ઇલમનો લીધો;
પખોડી તેમનો પોથો, છીંપાંને છાપવા દીધો.

સનાતન ધર્મથી છટકી, પુરૂષ પાખંડમાં પેઠા;
વિવેકી વ્યંડળો પેઠે, બજાવા તાળીયો બેઠા.

મુકીને યજ્ઞ યાગાદિ, ચલમમાં ચેતના દાખી;
સુમન થઇ માંહલે ગાળે, ઉપરની હિંદુતા રાખી.

ત્રિમુર્તિ વિષ્ણુની તેને, નકામી દફતરે નોંધી;
બળે જઇ બોધિકો બોધે, પુરાણી પુણિયો સાંધી.

બદનમાં બુંદનું લોહી, વહેતું સૌ વખોડીને;
ચરામાં ચારવા કાઢી, ગધેડાં સાથ ઘોડીને.

ખુમારી ખાનદાનીની, ભજનને રાગડે ભિડી;
ન જાણે આત્મની આજે, હતી તે હિંદુતા હિંડી.

પુરાણે પાડવ્યા વ્રતો, બધાંને લેખવી લાંઘા;
મુલકમાં માનુષિ દ્રષ્ટે, થયા સૌ તૃણથી સાંઘા.

મિચીને આંખ મડયા ત્યાં, સુણાળો માર્ગ શું સુઝે,
મનુકુળ પામરો પાકયા, 'ધીરજ' એ જોઇને ધ્રુજે.

વૈદ્યશાસ્ત્રી ધીરજલાલ મગનલાલ.

---

બિછાવેલો હતો. દીવાલની એક બાજુએ વિદ્યુત ઘંટડીનું બટન હતું તેનો ઉપયોગ બહારથી કોઇને બોલાવવા માટે થતો.

કુમુદે ઉઠીને બટન દાબ્યું. એક ક્ષણમાંજ ગૃહદાસી આવીને ખડી થઇ અને પૂછયું:

"કેમ મહાશય?"

"ટપાલ આવી છે?"

"નાજી; હજી આવી નથી"

"ગરમ પાણી લઇ આવ."

ઉનું પાણી આવ્યા પછી મુખ ધોઇને કુમુદ વસ્ત્રો પહેરવા લાગ્યો. પહેરી રહયા પછી ખીસામાંથી સીગારેટ મુકવાની સોનાની પેટી કાઢીને ઉઘાડી તો તેમાં એક પણ સીગારેટ ન દેખાઇ. આગલે દીવસેજ બધી સીગારેટો ખલાસ થઇ ગઇ હતી, પરંતુ પઇસાની તંગીને લીધે તે નવી પેટી ખરીદી શકયો ન હોતો. મ્લાન મુખે પાંટલુનનાં બે ખીસામાં બે હાથ નાખીને તે ઉઘાડેલી બારી પાસે ઉભો રહયો.

મે મહિનો ચાલે છે. લંડન શહેરમાં પણ બહાર ભારે ઉકળાટ થઇ રહયો છે. દુધવાળાઓની તથા ડબલ રોટીવાળાઓની ગાડીઓ ઘેર ઘેર માલ પુરો પાડવા ધડધડ અવાજ કરતી ફરી રહી છે.

દુરથી ટપાલવાળો આવતો જણાયો. થોડીવારમાં તે મકાનની નજીક આવી પહોંચ્યો. કુમુદ ઉતાવળથી નીચે તેની સામે ગયો.

કાગળ તો આવ્યો, પણ પરબીડીયા ઉપર સોમ કંપનીની છાપ નથી. મેનેજરનો પત્ર ન આવ્યો. રૂપીયા પણ ન આવ્યા. કુમુદનું મગજ હવે ફરવા લાગ્યું.

પત્રો લઇને ધીરે ધીરે તે પોતાના ખંડમાં ગયો. ટપાલ વાંચતાં વાંચતાં એક પત્ર ઉપર તેની નજર ખાસ ઠરી.

તે પત્ર આ હતો:

"કલકત્તા, એપ્રીલ-૨૪-૯ ૭.

પ્રિય કુમુદ!

તારો પત્ર ગયે રવિવારે મળ્યો. તારા ઉપર રૂપિયા કેમ મોકલવામાં આવતા નથી, તે વિષે તપાસ કરવા હું તારી પેઢી ઉપર ગયો હતો, પણ મેનેજર મળી શકયો નહિં. દુકાનમાં એક માણસ હતો, તેણે કહયું કે; મેનેજર આજકાલ ઘણુંખરૂં દુકાન ઉપર આવતોજ નથી. 'સોમ કંપની દેવાળું કાઢશે' એવી બજારમાં અફવા ઉડી છે. તારા પૂજ્ય પિતાશ્રીના મરણ પછી, તારા ફુવાએ અને મેનેજરે એકસંપ કરીને રૂપીઆ ઉચાપત કરવા માંડયા, એટલે પેઢી ઉપર કરજ ચડી ગયું તે પેરે તારા મકાનનું તો લીલાંમ પણ થઇ ગયું છે. બહારથી તો લોકોમાં એવો ભાવ થયો છે, પરંતુ ઉંડી તપાસ કરતાં મેં તો સાંભળ્યું છે કે, ખુદ તારા ફુવાએજ તારૂં મકાન બીજાના નામે ખરીદી લીધું છે. દુકાનનો મેનેજર આવતી તા૦ ૧ લી જુનના દિવસે પેઢીનું નામ નાદારીમાં નોંધાવવાનો છે, એ વાતની પણ મને પાકે પાયે ખબર

મળી છે. દુકાનનો સામાન તેઓ ધીરેધીરે લઇ જાય છે અને બનાવટી ચોપડા પણ તઇયાર કરી રહયા છે.

જો તું તા૦ ૧ લી જુન અગાઉ અહીં આવીને પેઢીનું નામ નાદારીમાં-જતું અટકાવી શકે તોજ ઘણા વખતની તારી નામીચી દુકાન બચે, નહિં તો સર્વસ્વનો નાશ થશે. એક વકીલ મિત્ર પાસેથી બધી વીગત જાણ્યા પછીજ મેં આ પત્ર લખ્યો છે.

મારી તબિયત સારી છે, તું પણ મઝામાં હોઇશિજ. તારે અહિં જલદી આવવું તે ઠીક છે; એવી મારી તો સલાહ છે.

લી૦ તારોજ હરીપદ."

પત્ર વાંચીને માથા ઉપર હાથ મુકીને કુમુદ બેસી ગયો. તેના મનમાં વિચારમાળા શરૂ થઇ ચુકી હતીઃ "આજે ૧૩ મી મે-૧૭ મી મેને શુકરવારે માર્સેલ્સથી પી. એંડ. ઓ. કંપનીની સ્ટીમર ઉપડશે-તે દીવસેજ જઇ શકું તોજ ૩૧ મી મેના રોજ મુંબાઇ અને ૨ જી જુનના દીવસે-કલકત્તે પહોંચી શકાય-નહિં તો બધા પ્રયાસ વ્યર્થ જાય."

વિચારમાળા ક્ષણભર આપોઆપ અટકીને વળી શરૂ થઇ. "વખતસર પહોંચાય એવી કોઇ ફ્રેંચ કે ઇટાલીઅન સ્ટીમર મળે તો ઠીક-પણ ભાડાના પઇસા કયાં છે? હાથમાં તો માત્ર પાંચ છ પેનીજ છે."

એ વિચારે કુમુદથી દીર્ઘ નિશ્વાસ મુકાઇ ગયો. ફ્રેંચ તથા ઇટાલીઅન સ્ટીમરમાં ત્રીજો વર્ગ હોય છે એ વાતની કુમુદને ખબર હતી, એ કંપનીઓનું ભાડુ પણ પ્રમાણમાં ઓછું હતું, પણ નાણાં વિનાં શું કરવું?

"કયાંકથી ઉછીના પૈસા મળે તો કામ થાય." એ નવા વિચારે તેના દિલમાં નવું જોશ આવ્યું. ઘંટડી વગાડી તેણે દાસીને બોલાવી "મને જલદી જલદી એક પ્યાલો ચહા અને કંઇક ખાવાનું લાવી આપ. મારે હમણાંજ બહાર જવું છે." દાસી ગઇ કે તેણે હુકમ કર્યો.

પંદર મિનિટની અંદર તો દાસી બે બાફેલા ઇંડા, પાઉંના 'ટોસ્ટ' કરેલા થોડાક ટુકડા, માખણ અને મુરબ્બો તથા ચહા આપી ગઇ. ઉતાવળથી એ બધું પેટમાં ઉતારી દઇને, ફરવા જવાની સોટી પકડી તે બહાર જવા નીકળ્યો.

લડગેટ સર્કસમાં ટોમસ કુક કંપનીની મુખ્ય ઓફીસમાં જઇને તપાસ કરવાથી કુમુદ જાણી શકયો કે, આવતી કાલેજ જો તે લંડનથી નીકળે તો માર્સેલ્સમાં ફ્રેન્ચ સ્ટીમર પકડી શકાય, અને માત્ર એજ સ્ટીમર એને યોગ્ય સમયે મુંબાઈ પહોંચાડે.

કુમુદે વધુ ખાત્રી કરવા કંપનીના કર્મચારીને પુછયુંઃ "છેક છેલ્લે દિવસે ટીકીટ લેવાથી સ્ટીમરમાં જગા મળી શકશે ખરી?"

કર્મચારીએ કહયું. "હમણાં ગ્રીષ્મકાળ હોવાથી, હિન્દુસ્થાન તરફ જતી સ્ટીમરોમાં ઘણાજ ઓછા ઉતારૂઓ જાય છે; પણ ત્યાંથી આવતી એકેએક સ્ટીમર ખીચોખીચ ભરાયલી હોય છે. તમને જેટલી જોઇશે તેટલી જગા મળી રહેશે."

"પરંતુ હું તો ત્રીજા વર્ગમાં મુસાફરી કરનાર છું."

"તેમાં પણ જોઇતી જગા મળશેજ."

કુમુદે ત્રીજા વર્ગનું ભાડું પણ પુછી લીધું. અને હિસાબ કરી જોતાં જણાયું કે, બધા મળીને ૨૫ પાઉન્ડ જોઇએ.

"એટલા પાઉન્ડ મેળવી શકું તો કોઇ પણ રીતે બરાબર વખતેજ કલકત્તે પહોંચી શકું." એવો નિર્ણય કરીને તે મિત્રવર્ગ પાસે ઋણ પ્રાર્થના માટે બહાર નીકળ્યો.

(૨)

સાંજના પાંચ વાગે હાઇગેટની ઓમ્નીબસમાંથી કુમુદ પીકાડીલીના નાકા ઉપર ઉતર્યો. તે વખતે તેનું મુખ સુકાઇ ગયું હતું, આંખો ઉંડી ઉતરી ગઇ હતી, મુખ વાટે ઉંડા નિશ્વાસ નીકળતા હતા.

આખો દિવસ મિત્રવર્ગને બારણે બારણે ભટક્યો ત્યારે હજી માત્ર સાત પાઉન્ડજ મળ્યા હતા; હજી અઢાર પાઉન્ડ ખુટતા હતા.

જો બધાય મીત્રો લંડનમા હોત તો કંઇકે બની શકત પરંતુ ઉન્હાળો ગાળવા ઘણા સમુદ્ર કાંઠે ઉપડી ગયા હતા. આગલાં વર્ષોમાં કુમુદ પણ જતો હતો, પરંતુ પૈસાના અભાવે તે આ વર્ષે જઈ શક્યો નહોતો. જેઓ લંડનમાં પડી રહયા હતા તે બધાય આર્થિક તંગીમાં હતા.

કુમુદ ઘણો મગરૂર હતો, છતાં આજે ઉછીના પૈસા માગવા જતાં બે ઠેકાણેથી તો તેનું અપમાન થયું તે પણ ગળી ગયો હતો.

હજી સુધી તે માત્ર સવારના નાસ્તા ઉપરજ હતો. માનસિક ઉદ્વેગને લીધે તે ભુખની તો વાતજ વિસરી ગયો હતો, પરંતુ તૃષાથી તેની છાતી હમણાં ફાટી જાય તેમ થઇ રહ્યું હતું.

ઓમ્નીબસમાંથી ઉતરીને નાકા ઉપર ઉભો ઉભો તે વિચારમાં પડી ગયો. "જ્યાં જ્યાં પાસે જવા જેવું હતું ત્યાં તો હું જઇ ચુક્યો–બીજા બેચાર પરિચિત મિત્રો છે ખરા, પણ તેમની સાથે જોઇએ તેવી મિત્રતા નથી–તેમની પાસે માગતાં ફરીથી અપમાનીત થવાય તો?– તેમ છતાંએ તેમની પાસેથી અઢાર પાઉન્ડ મેળવવા એ તો અસંભવિતજ છે–ત્યારે શું કરૂં? ઘેર પાછો જાઉં?–પાછો જઇશ તો ઘરવાળી Land lady તેનું મોટું બીલ લાવીને રજુ કરશે!"

ત્યાંથી થોડેજ દુર એક ઉચ્ચ પંકિતની પેયશાળા Drinking place નું પાટીયું દેખાતું હતું. કુમુદના શ્રાન્ત પદદ્વય ધીરે ધીરે તે તરફ વળ્યા.

વાંચક? કોઇક અજાણ્યા સ્થળમા મુસાફરી કરતાં ખીસામાં પૈસા ન હોય ત્યારે શી દશા થાય છે, એનો અનુભવ છે? એ અનુભવ વિના બ્રિટીશ મહારાજ્યની પાટનગરીમાં કુમુદની આજે કેવી મનોદશા હશે તે સમજવું મુશકેલ છે.

કુમુદે 'સલુનબાર'ની અંદર પ્રવેશ કરીને ટેબલ આગળ બેસતાંજ એક ગ્લાસ વીસ્કી અને સોડા લાવવાનો હુકમ કર્યો.

પરિચારકે યથા સમયે તે લાવી આપ્યુ.

એક શ્વાસે તેમાંથી અડધું કુમુદ ગટગટાવી ગયો, તે પછી ટેબલપર હાથ મુકી, હાથ ઉપર માથું ટેકવી, બે હાથના પંજાઓમાં મુખ ઢાંકી ને પોતાના ભવિષ્યની ચિંતામાં પડયો.

"વખતસર દેશમા પહોંચવુ અશક્ય છે. એટલે બધી બાજી બગડી–હવે મારે રસ્તાના ભિખારી બનવું પડશે–દેશમાંથી હવે પૈસા આવે તેમ નથી–જેમની પાસેથી આજ સુધી ઉછીના પૈસા લીધા છે તેમનું ઋણ શી રીતે વાળીશ?–તે બધા કહેશે કુમુદ દગલબાજ છે!–લેન્ડલેડી તો ચાલીજ જવાની નોટીસ આપ્યા વિના નહિંજ રહે, એટલુંજ નહિ પણ એનાં ચડેલાં નાણાં પેટે સામાન પણ લઇ લેશે.–અને કુમુદ આવતીજ કાલે એક ટુકડા રોટી માટે ભિક્ષુક બનીને તારે કોઇના દ્વાર પાસે ઉભું રહેવું પડશે."

વિચારમાળા અટકી, તેણે માથું ઉન્નત કર્યું. ગ્લાસમાં જે હતુ તે પી ગયો. પરિચારકે ૧ સાંજનું વર્તમાનપત્ર મુક્યું અને વિનયથી પુછ્યુ "બીજો એક ગ્લાસ લાવું?"

"માત્ર અર્ધું લાવો." કહીને કુમુદ વર્તમાનપત્ર વાંચવા લાગ્યો. નિરૂત્સાહથી ચારે બાજુ આંખો ફેરવતાં અચાનક, મોટા મોટા કાળા અક્ષરે મથાળાં કરેલી, અડધા કોલમ જેટલી એક ખબર જોઇ. વાંચવાથી તે જાણી શકયો કે લીવરપુલ નિવાસી એક સંભ્રાન્ત વ્યાપારી, સટ્ટામાં મુખલખ રૂપીયા ગુમાવી બેઠો અને કોઇ ઠેકાણેથી નાણાં મળી શકે તેમ ન દેખાતાં, તેણે ગત રાત્રે પોતાની ઓફીસમાં પેસીને રિવોલ્વર વડે તેણે આત્મહત્યા કરી છે.

એ ખબર વાંચતાજ કુમુદના ચહેરા ઉપરના ભાવમાં પરિવર્તન થયું. સ્વગત તે બબડ્યો: "ઠીક છે!–માર્ગ શોધી રહ્યો હતો–આજ માર્ગ ઠીક છે!"

પરિચારક અર્ધું ગ્લાસ દારૂ અને બીલ લાવ્યો. બીલના પૈસા ચુકવી આપી, આપેલ વ્હીસ્કી પીતાં પીતા વળી વિચારમાળા ફરવા માંડી.

"કોણ રોશે? પિતા નથી, માતા નથી, ભાઇ નથી, બહેનો છે.–તેઓ રડશે,–મિત્ર વર્ગમાંથી કોઇ કોઇ રડશે–હવે કોઇ નથી તે? ના, ના. મને લાગે છે તે નહિજ રડે—ગોરી ચામડીવાળા યહુવર્ગીઓ માટે કદી રડે ખરા?"

ગ્લાસમાં જે દારૂ હતો તે પુરો કરી ગયો. વિચારમાળાનું અનુસંધાન ચાલુજ હતું.

"જો જીવતો રહું તો પહેલાંજ દગલબાજની ઉપાધિ અવનત શિરે લેની પડશે–પછી નિભાવવાના પ્રયત્નો માટે આ દેશમા કેટલાંય લાન્છન ભોગવવાં પડશે—બીજો શો ઉપાય? જીવવાથી શું સુખ પ્રાપ્તિ થવાની છે?—મારા એવા વર્તનથી ગોરાંગો માતૃભુમિની નિંદા કરશે–મારા દુષ્કૃત્યનો બદલો જન્મભુમિને અપાશે–નહિં એમ થવા નહિં પામે!–એના કરતાં તો સંધ્યા પછી હાઇડપાર્કમા બેસીને, ગુડુમ કરીને એક અવાજ–અને સાથે સાથે એકદમ સઘળાં દુઃખોનો અંત!"

કુમુદ કલ્પના સૃષ્ટિમાં વિહરતા માંડયો: લંડનનાં સવારના વર્તમાનપત્રોમાં જાણે મોટા મથાળાંથી છાપવામાં આવ્યું છે કે:

HYDEPARK TRAGEDY!

An Indian Student shoots himself with a revolver!

થોડીક ક્ષણો પછી ટેબલનો આધાર લઇને ઉભો થયો. તેનાં નેત્રો તપાવેલા લોખંડની માફક લાલચોળ બની ગયાં હતાં. તેને આ દશામાં કોઇ સ્નેહીએ જોયો હોત તો, તેની કરૂણ કથાથી અપરિચિત હોવા છતાંએ તે દુઃખી થવા સિવાય રહયો નહોત. પેયશાળામાંથી નીકળીને તે ઓમ્નીબસમાં બેઠો. બંદુકવાળાની દુકાન આગળ ઉતરી એક રિવોલ્વર ખરીદ કરી, કોટના મોટા ખીસામાં છુપાવીને, પોતાની કોલેજના સામાન્ય ખંડમાં જઇને તે કેટલાંક પત્રો લખવા લાગ્યો.

(૩)

કુમુદે પુષ્કળ પત્રો લખ્યા. ભારત વર્ષ માટે માત્ર એજ; બાકી બધા લંડનના મિત્રોને. જેમની પાસેથી ઉછીના રૂપીઆ લીધા હતા તેમને લખ્યુંઃ "હું દેશમાં પણ પત્ર લૂખું છું. જો મારી દુકાનમાં કંઇ અવશિષ્ઠ રહયું હશે, તો તમારા રૂપીઆ તમને ત્યાંથી મળશે. પરંતુ જો કશુંએ ન રહે તો ભાઇઓ! તે રૂપીઆ મને ઋણ તરીકે આપ્યા હતા એવું મનમાં ન લાવતાં, તમારા હતભાગ્ય મિત્રને સંકટ સમયે દાન કર્યા હતા એમ ધારી લેજો."

જેના મકાનમાં પોતે રહેતો હતો તે 'લેન્ડલેડી'ને લખ્યું. "મારાં પુસ્તકો, સામાન વગેરે વેચીને તમારા રૂપીઆ વસુલ કરજો. ને બાકી જો કંઇ વધે તો તે ભિક્ષુક - વર્ગને દાન તરીકે આપી દેજો."

હવે એક પત્ર લખવાનો રહયો, પરંતુ કલમ હાથમાં લઇ કુમુદ વિચાર કરવા લાગ્યો, અનેક ક્ષણ એમજ બેસી રહયો, અંતે કશું ન લખવું એવા નિશ્ચય ઉપર આવ્યો.

લખેલા કાગળો ખીસામાં મુકી તે ઉઠયો; એ વખતે રાતના આઠ વાગ્યા હતા. પરંતુ ગ્રીષ્મકાળમાં એવે સમયે લંડન સુસ્પષ્ટ દિવસ જેવું દેખાય છે. કોલેજમાંથી નીકળી તે ટપાલ ઓફિસમાં ગયો, ભારતવર્ષના પત્રો માટે બે ટીકીટો લીધી, પત્રો ઉપર ચોંટાડી. તે બંને પત્રોને ટપાલની પેટીમાં નાખવા જતો હતો, એવામાં વળી વિચાર થયોઃ 'ના બીજા પત્રો સાથે આ બે પત્રો પણ ભલે ખીસામાં રહયા કાલે પોલિસજ એ બધાની વ્યવસ્થા કરશે." કાગળો ખીસામાં મુકયા પછી પોકીટમાં જોયું તો રિવોલ્વર તથા ટપાલની ટીકીટો ખરીદ્યા પછી, હવે માત્ર ચારજ પેની બાકી રહેલ છે.—"હવે અહીંથી હાઇડપાર્કમાં જવા માટે ઓમ્નીબસના ભાડાનો એક પેની—ત્યાં જે ખુરશી ઉપર બેસીને અંધારૂ અને નિર્જનતાની પ્રતિક્ષા કરીશ તેના ભાડાનો એક પેની—બાકી રહયા બે પેની. મારે દુનિયામાં હવે એ બે સિકકાની શી દરકાર?" કુમુદ આમ વિચાર તરંગે ઝોલા ખાતો હતો ત્યાંજ કમરમાં બચ્ચું લઇને એક ભિખારણ નીકળી તેને ઉભી રાખીને કુમુદે બે પેની તેના હાથમાં મુકી દીધા. "God bless you, Sir!" (પ્રભુ તમારૂં કલ્યાણ કરો, મહેરબાન!) કહીને તે ભિક્ષુક રમણી ચાલી ગઇ.

ઓમ્નીબસ આવી; તેમાં બેસી હાઇડપાર્કના માર્બલ આર્ચ નામના દરવાજા સામે જ્યારે કુમુદ ઉતર્યો ત્યારે ઘડિઆળમાં સાડાઆઠ વાગ્યા હતા. કુમુદના મગજમાં વિચારમાળાનું યંત્ર આજે ઘણુંજ કામ કરી રહયું હતું. પાર્કમાં પ્રવેશતાંની સાથેજ તેણે આફતમાંથી છુટા થવાથી થનાર શાંતિ માટે વિચાર કરતાં સ્વગત કહયું. "હવે અર્ધો કલાક! એટલામાં તો અંધારૂં થઇ જશે."

હજી સુધી ઘણું નર-નારીઓ પાર્કમાં હરેફરે છે. સ્થળે સ્થળે ઘાસ ઉપર મોટે ભાગે બબ્બે ખુરશીઓ ગોઠવી તેમા યુગલ મૂર્તિ વિરાજીત થયેલ દેખાય છે. કોઇ કોઇ ઘાંસની ઉપર આમતેમ બેસીને અથવા તો આડા થઇને વાર્તાલાપ કરી રહ્યા છે. જ્યાં જ્યાં વધારે માણસો હતાં તે સ્થળ છોડીને એકાંત સ્થળની તપાસમાં કુમુદ આમ તેમ ફરવા લાગ્યો. દિવસનો પ્રકાશ પૂરો થવા આવ્યો છે, શૂન્ય મને કુમુદ એક સ્થાને ઉભો રહ્યો છે, એવે સમયે અચાનક પાછળથી કોઇએ તેના બાહુને સ્પર્શ કર્યો. ચકિત થઇને પાછા ફરીને તેણે જોયું અને એકદમ ટોપી ઉંચકીને તેણે કહ્યું "એથેલ ! કેવો ભાગ્યશાળી !"

કુમુદ જેની સાથે વાત કરતો હતો, તે અનુમાન વીસ વર્ષની અંગ્રેજ યુવતિ હતી. તેના પહેરવેશમાં વધુ ભપકો નહોતો, તેની વાતચિતની ઢબ શિક્ષિતા મહિલા ી નહોતી, ઇંગ્લીશમાં જેને Lady-ઉચ્ચ ખાનદાનની સન્નારી-કહે તેવી તે નહોતી. એથેલ એકાદ હૉટેલની ભોજન ગૃહની કેવળ પરિચારિકા છે. તે ભોજનશાળામાજ લગભગ એક વર્ષ પહેલાં એની સાથે કુમુદનો પ્રથમ પરિચય થયો હતો.

યુવતીએ કહ્યુ "જાઓ, જાઓ, વધુ બોલશો નહિ' 'કેવો ભાગ્યશાળી !' જાણે મને જોઇને બહુજ ખુશી થઇ ગયા ન હો ! ધારું છું કે, પુરા એક મહીના પછી તમારાં દર્શન થાય છે, ભલે કુમી ! Oh my goodness ! તારો ચહેરો આવો કેમ થઇ ગયો છે ! શું વચ્ચે માંદગી આવી ગઇ ?"

"ના."

ટુંકો પ્રત્યુત્તર આપી વળી કુમુદ વીચારમા પડી ગયો. "બીજા કોઇનો જાણી બુઝીને મેં અપરાધ કર્યો નથી..પણ એથેલનો મે અપરાધ કર્યો છે. તે ગુન્હા માટે તેની પાસે ક્ષમા પ્રાર્થના કરીશ-પ્રભુએ મને છેલ્લી વખત એ તક આપવાજ એને આજે આ વખતેજ અહિં કેમ મોકલી ન હોય ?"

એથેલે કહ્યુ. "ચાલો આમ તેમ ટહેલીએ કુમી ! સાચેજ તમે છેલ્લો મહિનો સુખરૂપ હતા ? મને છેતરતા તો નથીને ? પણ જો તબિયત સારીજ હતી તો પછી આખા મહિના સુધી મારી ઑફિસમા કેમ ન આવ્યા ?"

"પૈસા નહોતા માટે."

"સાવ નિરાધાર ! પૈસા નહોતા માટે તમે અમારી હૉટેલમાં જમવા આવ્યા નહિં ? કેમ તમારા પૈસા ક્યાં ગયા વારૂં ?"

"ત્રણ મહિના થયાં દેશમાંથી કશું આવ્યુંજ નથી."

"એમ કેમ !"

"ત્યા મારો વ્યાપાર તુટી ગયો છે."

"શું કહો છો ?" કહીને એથેલે શંકાશિલ ચીત્તે કુમુદ તરફ નીહાળ્યું.

હાઇડપાર્કની વચ્ચે સર્પેન્ટાઇન નામનું એક તળાવ છે. આ વખતે તેઓ વાતો કરતાં કરતાં તે તળાવ પાસે આવી પહોચ્યા. સર્પેન્ટાઇનમા નાનાં નાના પુષ્કળ હોડકા છે. તે ભાડે લઇને તેમાં સહેલાણીઓ જલક્રીડા કરે છે.

એથેલે કહ્યું. "વહાલા કુમી! ચાલો હોડકું લઇને આપણે જરીક ફરીએ. અંધારામાં પાણી ઉપર તરતાં તરતાં ફરવામાં બહુજ મઝા પડશે."

"એ ખરૂં, પરંતુ કહેવાને ઘણોજ દીલગીર છું કે મારી પાસે ભાડાંના પૈસા નથી. માત્ર એકજ પેની રહી છે અને આ દુનીયામા એ મારી છેલ્લી પુરાંત છે!"

"એટલે? દુનીયામાં છેલ્લી પેની એનો અર્થ શું? તમે ખુલાસાવાર કહો."

"અર્થાત આ પેની શીવાય બીજું કશું મારી પાસે રહ્યું નથી."

આ વખતે સંદીગ્ધભાવથી એથેલ, કુમુદ તરફ જોઇ રહી.

ધીરે રહીને કુમુદે કહ્યું. "એથેલ, તળાવને સામે કીનારે ઓછાં માણસો છે–ચાલ આપણે ત્યાં જઇને બેશીએ. તારી સાથે મારે ખાસ વાત કરવી છે.'

"ચાલો."

સર્પેન્ટાઇનનો તટપ્રાન્ત ફરીને તેઓ જ્યારે બીજે કાંઠે પહોંચ્યાં તે વખતે રાત્રિનો અંધકાર પૃથ્વી ઉપર ફરી વળ્યો હતો, તે અંધકારની ભયંકરતા નીવારવા પાર્કના વીધવીધ સ્થળે સળગતા વીધુતના દીપકો મથી રહ્યા હતા. એવા એક દીપકથી દુર એક ચેસ્ટનટના ઝાડની નીચે, તળાવન કીનારાથી થોડેકજ છેટે હરીયાળા ઘાસની ઉપર બંન્ને બેઠાં.

(૪)

એથેલ, એટલું તો સમજી શકી હતી કે, એના વહાલા કુમીનું ચીત્ત આજે વ્યગ્ર છે. એટલે તેના ચીત્તવિનોદનાર્થે, તે રમણી જન સુલભ નાના પ્રકારની કથા કહાણીઓ કહેવા લાગી. પરંતુ જોયું તો કુમુદ તે બરાબર સાંભળી શકતો નહોતો. બે ત્રણ વખત પુનરૂકની કરતાં જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેની માફક તે પુછતો "શું કહેતી હતી?"

ધીરે ધીરે ગાઢ અંધાર જામી રહ્યો છે. નભમંડળમાં અનંત તારાઓનાં ઝુમખાં ને ઝુમખાં દીપી રહ્યાં છે. મૃદુસમીર લહેરોથી સર્પેન્ટાઇનના નૃત્યશીલ વક્ષસ્થલ ઉપર- તે ભવ્ય તારક રાજીનું પ્રતિબિમ્બ પડી રહ્યું છે. અર્ધશયન અવસ્થામાં, હાથ ઉપર માથું ટેકવી, ઘાસ ઉપર પડેલો કુમુદ સર્પેન્ટાઇનના ઉછળતા જલતરંગો પ્રતિ સ્થિર નયને જોઇ રહ્યો છે.

એથેલે એ શાંતિનો ભંગ કરતાં પુછ્યું: "ક્યારનો શું ચિંતન કરી રહ્યો છે, વહાલા કુમી?"

નિદ્રામાંથી સફાળો જાગૃત થયો હોય તેમ કુમુદ બોલ્યો: "એથેલ, તેં શેલીનું નામ સાંભળ્યું છે?"

"કોણ? ધારૂં છું તમારો કોઇ મિત્ર હશે?"

"મુર્ખી! તે તો ગઇ શતાબ્દિના મહા કવિ-હતા."

"એમકે? હું તે જાણતી નહોતી." ભોળી એથેલે પોતાની અજ્ઞાનતા સ્વીકારી લીધી.

"એ કવિ પહેલાં હેનરીએટા નામની એક યુવતિને પરણ્યા હતા. ધીરે ધીરે ઉભયની વચ્ચે પ્રણય ભંગ થયો હતો. તે પછી, એક દિવસ રાત્રિને સમયે, એ કવિપત્ની આવીને આજ સર્પેન્ટાઇનનાં જળમાં ડુબી મુઇ હતી."

વાત સાભળતાંજ એથેનને રામાચ થયો. તે બોલી ઉઠી "આહ! શો ભયાનક બનાવ! તમે તે શી રીતે જાણ્યુ?"

"શેલીના જીવનચરિત્રમા મે તે કથા વાચી છે." પહેલાતો એથેન એ સાંભળીને નિસ્તબ્ધ થઇ ગઇ, પછી શંકીત ચિત્તે તે કુમુદ તરફ જોઇ રહી—પરતુ અધમારને લીધે તેના મુખ ભાવ દ્રષ્ટિગોચર ન થયા એટલે એણે રમણીજનસુલભ બીજી યુક્તિ કરી પ્રેમભર્યા સ્વરે તેણે કહ્યું "કુમી! હું પણ જો એ હેનરીએટાની માફક આ તળાવમા પડીને ડુબી મરૂં તો તું શુ કરે વારૂ?'

"હુ? હુ તો પાણીમા કુદી પડી તને બચાવી લાવુ"

"તને તરતા આવડે છે?"

'ઠીક ઠીક! હીંદુસ્થાનમાં હતો ત્યારે ગો હોડ બકીને કટલીએ વખત ગંગાજી નદી તરી પાર ઉતર્યો હતો.'

એથેનના હૃદયને કમ્પાવીને એક સ્વસ્થ નિશ્વાસ નીકળ્યો સાથે સાથે તેના મુખમાથી 'પ્રભુનો ઉપકાર!' એટના શબ્દો પણ સરી પડયા

કુમુદે એ ઉપરથી પુછ્યુ' "એથેલ! પ્રભુનો ઉપકાર એમ શા માટે કહ્યુ?"

એથેલ મૌન રહી

ફરીથી કુમુદે પૂછ્યુ 'તુ શુ એવુ ધારે છે કે, હુ આજે સર્પેન્ટાઇનમાં ડુબીને આત્મહત્યા કરીશ?"

રડમસ સ્વરે એથેન બોલી 'જાઓ, હુ બોલીશ નહિ'' કુમુદ સ્વગત બોલ્યો "આશ્ચર્ય! આશ્ચર્ય! જગતમાંથી ચીરવિદાય લેવાના સમયે, આ કયાથી મારા માર્ગને અશ્રુપૂરીત નયને રોકવાને ઉભી રહી? તે નથી તો મારી સ્વદેશીય કે સ્વજાતિય, અરે તે મારી સવર્ણા પણ નથી મારી કોઇ નથી, છતા એને આટલુ બધુ દુખ શા માટે થતું હશે? આ વીચારે એના ઉભય નેત્રોમાથી અશ્રુબિંદુ ટપકી પડયા

વિહ્વળ ચિત્તને લીધે આજ કુમુદ એટલુ પણ સમજી ન શકયો કે, સ્નેહ જાત, ભાન, કે દેશના સગપણ જોવા બેસતો નથી સ્નેહી હૃદયો એ બધાના સબધ વિનાયે પરસ્પરને માટે જીવે છે અને પરસ્પરને માટે મરી શકે છે.

બીજી બે ચાર આડી અવળી વાતો પછી કુમુદે કહ્યુ "એથેલ હુ તારો અપરાધી છું, મારા અપરાધની ક્ષમા કરીશ ને?"

'શો અપરાધ?"

"મનમાજ વીચારી જોને? શુ' તારી તરફ મે કમોયે અન્યાય નથી કર્યો શુ?"

મમતાથી કુમુદના બન્ને હાથ પકડીને એથેલે કહ્યુ "કુમી, આજે તું આવી આવી વાતો શાને કાજે કરી રહ્યો છે, બતા?"

તેના મુખમડળ ઉપર કરૂણ ભાવો તરવરી રહ્યા હતા, તેના સ્વરમાં રૂદનનો ભાસ થતો હતો કાઇ કુશળ ચિત્રકાર એથેન અને કુમુદનુ એ સ્થિતિમા ચિત્ર દ્વારે તોજ જગતના માનવીને એ દશા યથાર્થ સમજાવી શકાય

"જો કોઈ માણસ કોઇનો કંઇપણ અપરાધ કરી બેઠો હોય તો તે તેની ક્ષમાયાચના કરે કે નહિ? એથેલ તે પ્રમાણે હું તને કહી રહયો છું કે મારા અપરાધની મને ક્ષમા આપ." કુમુદ ભીક્ષા પ્રાર્થતો હોય તેવે ભાવે બોલ્યો.

કુમુદના હાથ દુર ખસેડી દેતાં એથેલે કહયું: "જા. જો હવે એવી વાત કરીશ તો હું રડીશ. કુમી, વહાલા આજે તને આ શું થયું છે?"

તેના મનની સ્થિતિ સમજી જવાથી કુમુદ તેને આશ્વાસન આપવા લાગ્યો. હવે વધુ બોલવા જતાં એથેલના હૃદય ઉપર પ્રબળ આઘાત થશે એમ તે સમજી ગયો.

કુમુદ અડધો સુતો હોય તેમ જમીન ઉપર પડયો હતો, એથેલ તેની બાજુમાં બેઠી હતી. તે પછી કેટલીક સામાન્ય વાતચિત થવા લાગી, એવામાં એથેલ રમત કરતાં કરતાં કુમુદના કોટનાં બટન પકડીને ખેંચવા લાગી. અચાનક એક સ્થળે કંઇક વજનદાર ચીજ છે એવો એને ભાસ થયો. ત્વરિત ગતીથી તેણે કુમુદના ખીસામાં હાથ નાંખી એ વજનદાર વસ્તુ ખેંચી કાઢી. તે જોઇ તેનો શ્વાસ રૂંધાઇ જવા લાગ્યો. એજ મનોદશામાં તેણે પુછ્યું. "કુમી! આ શું?"

"રિવોલ્વર."

"રિવોલ્વર ખીસામાં શા માટે?"

"રાતે રસ્તામાં એકલો ફરૂં છું માટે પાસે રાખવી તે સારી. આપો, સતાવશો નહીં."

એજ પળે વિદ્યુત વેગે એથેલ ઉભી થઇ ગઇ અને કુમુદની વાત સમાપ્ત થતાં ન થતાંમાં તો તે ત્વરીત વેગે પાણી તરફ દોડી.

"શું કરે છે, શું કરે છે?" કરતો કુમુદ તેની પાછળ દોડયો.

પાણીની પાસે જતાં જતાં તેણે એથેલના 'બ્લાઉઝ'નો પાછલો ભાગ પકડી લીધો.

તેટલામાં તો એથેલે સર્પેન્ટાઇનના મધ્ય ભાગ તરફ તાકીને જોરથી રિવોલ્વર નાખી દીધી.

પાણીના કોઇ અદ્રશ્ય અંશમાંથી 'ફબ' કરતો અવાજ સંભળાયો. નરશોણિતને બદલે તે શિશુ-રાક્ષસને પોતાની અગ્નિમયી તૃષ્ણા પાણીમાંજ છીપાવવાની ફરજ પડી.

(૫)

કુમુદને રીસ ચડી, એથેલના હસ્તને જોરથી પકડી તે બોલી ઉઠયો "શૈતાની! આશું કર્યું?"

"શૈતાન! સારૂં કર્યું છે. સારૂં કર્યું છે. મારી ખુશી. મારો હાથ છોડ, કુમી, મારો હાથ દુઃખે છે છોડી દે!"

"પણ તને ખબર છે? રિવોલ્વર શિવાય મારે માટે બીજો માર્ગ રહયો નથી."

"અહોહોહો! મારો હાથ કપાઇ ગયો. અરે. અરે! કળતર થઇ રહ્યું છે. છોડ, છોડ ઓ જંગલી--" એથેલ ઉપરાઉપરી બુમ પાડવા લાગી.

કુમુદે તેનો હાથ છોડી દીધો. ધીરે ધીરે પુર્વસ્થળે આવીને બેઠો. આ વખતે તેણે શયન ન કરયું.

એની વાંસે વાંસે એથેલ આવતી હતી, તેની પાસે આવીને તે બોલી, "જોયું શું કર્યું આ? મારી બંગડી ભાંગીને કાંડાના માંસમાં પેસી ગઇ છે. અહાહાહા!" એમ દુઃખના સીત્કાર કરતી તે પોતાના પીડાતા કાંડાને પંપાળવા લાગી.

ખીસામાં દીવાસળી હતી, તે સળગાવીને કુમુદે જોયું તો જણાયું. કે એથેલ સાચુંજ કહી રહી છે. એનેમલની બંગડી ભાંગી ગઇ છે, તેનો થોડોક ભાગ એથેલના કાંડામાં પેસી ગયો છે. લોહી નીકળી રહ્યું છે.

જલદી જલદી તે એથેલને તળાવને આરે લઇ ગયો. ભાંગેલી બંગડી કાઢી નાખી પોતાના રૂમાલને પાણીમાં ભીંજવીને તેણે ઘા ધોઇ નાખ્યો. તે પછી કેટલુંક ઝીણું ઘાસ તોડી, સારી રીતે ચાવી લગદી કરી ઘા ઉપર મુકી અને રૂમાલ ફાડીને તેની ઉપર પાટો બાંધી દીધો. ત્યાર બાદ શરમાતો હોય તેવી રીતે, સ્નેહપુર્ણ સ્વરે પુછ્યું. "એથેલ! હજીયે દર્દ થાય છે?" "ના જરાક ધીમું.પડયું છે,' ઉત્તર ભાવે એથેલે કહ્યું. ઉઠતાં ઉઠતાં કુમુદે પસ્તાવો કરતાં કહ્યું "સાચું કહું છું એથેલ, હું જનાવર જેવો છું. આવો આવો." એમ કહીને બન્ને જણ પાછા બેઠાં હતાં ત્યાં આવ્યાં.

પોતે એથેલને પીડા કરી છે એ વાત કુમુદના આર્ય હ્રદયને ડંખી રહી હતી. બેઠા પછી તેણે વીનીત ભાવે પુછ્યું "બહુ જોરથી વાગયું? ચાલો, ચાલો, કાઇક દવાખાનામાં જઇને સારી રીતે પાટો બંધાવી લઇએ.

એથેલ ઉભી થઇ, પણ તેણે કંઇક યાદ આવ્યું હોય તેમ કહ્યું. "એક પેનીમાં શું-પાટો બંધાવશો, કુમી?"

કુમુદને પોતાની નિર્ધનતાનું ભાન થયું દીર્ઘ નિશ્વાસ નાખતાં તેણે કહ્યું: "બરાબર છે, હું એ વાતજ વીસરી ગયો હતો."

"છતાં હવે ચાલો બહાર તો જઇએજ" દવાખાનામાં નહીં પણ કોઇક 'રેસ્ટોરાં'મા ચાલો મારી પાસે પઇસા છે. મને ભુખ બહુ લાગી છે."

"એથેલ, રાતનું ભોજન જમ્યા વિના આવી છે?"

"તે તો સાત વાગે જમી હતી, પરંતુ પછી ત્રણ-ચાર કલાકમાં ફરી ભુખ લાગે કે નહિં? કુમી! તમે રાતનું ભોજન ક્યારે લીધું?"

"હું તો જમ્યોજ નથી."

"જમ્યો નથી? મ્હા?"

"મ્હા પણ નહિં."

"ત્રીજા પહોરનું જમણ?"

"એ પણ નહિં. આજ સવારે આઠ વાગે ઘેરથી નાસ્તો કરીને બહાર નીકળ્યો, તે પછી કશું લીધું નથી."

"Poor dear! આખા દીવસનુ તે કશુંએ ખાધુ નથી?" કુમુદના દુઃખથી અપરિમિત શોકા આંગારમણી એકદમ ચમકીને બોલી ઉઠી. તેના સ્નેહી હ્રદયને એથી દુઃખ થયું. તેણે કહ્યું: "ચાલો, ચાલો હવે એક પળનો પણ વિલંબ કરશો નહિં."

તેઓ બગીચાની બહાર નીકળ્યાં અને નજીકની એક ભોજનશાળામાં પ્રવેશ કરતાંજ એક પરિચારિકાને પુછયું: "કોઇ ખાનગી ખંડ ખાલી છે?"

દાસીએ સ્મિત વદને પ્રત્યુત્તર આપ્યો: "છે મહાશય! પધારો."

ખાનગી ખંડમાં ઉભયને માટે તેમણે મંગાવ્યા તે તે ખાદ્ય પદાર્થો આવ્યા. એ ખંડમાં કોઇ નહીં જઇ શકે, વધારે તો શું પણ બોલાવ્યા શીવાય દાસી સુદ્ધાં ત્યાં જઇ શકે નહીં. ખોરાક પેટમાં જતાંજ કુમુદના દેહમાં જાણે નવા પ્રાણનો સંચાર થયો. ધીમે ધીમે, આનંદ ગોઠડીઓ કરતાં કરતાં જમણ પુરૂં થયું, અને પરીચારીકા આવીને ટેબલ સાફ કરી ગઇ.

વીશ્રાન્તી માટે બન્ને જણ વીરામાસન ઉપર બેઠાં. એથેલે એ વખતે ધીરે રહીને વાત છેડી: "પણ કુમી! આજ આવી ગાંડાઇ શા માટે કરવી પડી તે તો કહો?"

પહેલાં તો કુમુદ કશું ન બોલ્યો, એથેલને પોતાની દુઃખદવાર્તા કહી દુઃખી કરવાનું તેને ન રૂચ્યું, પણ એથેલની ઘણી જીદ પછી તેણે પોતાની સ્થીતીની વાત કરવા માંડી. આદીથી અંત સુધી સઘળું વર્ણન કરી રહયા પછી તેણે કહયું. "એથેલ, આવી હાલતમાં આત્મહત્યા શીવાય બીજું શું કરી શકાય? બીજો ઉપાયે શો છે? આજે તો અટકાવ્યો છે પરંતુ કાલે-પરમે એ માર્ગ શીવાય મારો બીજો આરોજ નથી! જો તેમ ન કરૂં તો ભુખે મરવું પડે, તે કરતાં——"

એથેલ વચ્ચેજ બોલી ઉઠી: "કેટલા પાઉન્ડ હોય તો તારાથી દેશમાં પહોંચી શકાય?"

"પચ્ચીસ."

"કાલ સાંઝની ગાડી તે છેલ્લીજ ગાડી છે?"

"હા."

"કાલે કયાં સુધી પૈસા મળી જાય તો તારૂં કામ થઇ શકે વારૂ?"

"સાંજના ત્રણ વાગ્યા સુધી."

"ઠીક, હું પ્રયત્ન કરી જોઇશ."

આશ્ચર્યચકિત થઇને કુમુદે કહયું. "તું! પચ્ચીસ પાઉન્ડ તું કયાંથી લાવીશ, એથેલ?"

"દશ પાઉન્ડ તો પોષ્ટ ઓફીસની 'સેવીંગ બેન્ક'માં મારા જમે છે, એતો જ્યારે જરૂર પડે ત્યારે લાવી શકાશે. બાકી રહયા પંદર પાઉન્ડ. તે મેળવવા હું યત્ન કરીશ. હં, પણ કુમી! એ તો કહે? જો હું એટલા પૈસા મેળવી શકું તો તું આ બધી દુર્વાચ્છનાઓનો પરિત્યાગ કરીશ કે નહીં?"

"જરૂર કરીશ."

"Honour bright!" એથેલે આશીષ આપી.

"Honour bright." કુમુદે પ્રતીઘોષ કર્યો.

"ઠીક ત્યારે, કાલે ત્રણુ વાગ્યાને શુમારે ચાન્સેરી લેધન અને ફ્લીટ સ્ટ્રીટના નાકાં આગળ મારી વાટ્ય જોજે, હું ત્યાં આવીશ. જો રૂપીઆ મેળવી શકી હોઇશ તો ત્યાંજ તમને આપીશ."

"સારૂં." એ બે ટુંકા અક્ષરો બોલતાં કુમુદના હૃદયમાં આનંદનો જે ઉછાળો મારી રહયો હતો, તેનું માપ કરનાર યંત્ર હજી જગતમાં શોધાવું બાકી છે.

રાત્રીના સાડા અગીઆર થવાની ચેતવણી દીવાલ ઉપરના ઘડીયાળે આપી. બન્ને જણુ ભોજનશાળામાંથી તે વખતે ઉઠયાં. એથેલના રહેવાના સ્થળ તરફ તેઓ 'બસ' માં બેસીને ઉપડી ગયા તેમને બે માઇલ દુર જવાનું હતું. મકાનના દરવાજાની બહાર જ્યારે તેઓ રાત્રિને માટે એક બીજાની આશિષ સાથે વીદાય માગી છુટાં થયાં ત્યારે અંગ્રેજી તિથી બદલાઈ ગઇ હતી–મધરાત્રિ વીતિ ગઇ હતી.

(૬)

બીજે દિવસે મુકરર કરેલે સ્થળે તથા સમયે કુમુદે એથેલને આવતાં જોઇ. હર્ષ–શોકની મિશ્ર લાગણીથી રૂંધાતા કંઠે તેણે પુછયુઃ "શું થયું ?"

"પ્રયત્નમાં વિજય મેળવી આવી છું." એથેલે વધામણી આપી. કુમુદના પગ તળેથી પૃથ્વી સરી જતી દેખાઇ તેના આશાના મહેલો ધુળમાંથી ઉભા થતા જણાયા, પોતે સ્વર્ગ ભુમિમાં વિહરતો હોય અને કોઇ દેવિ રૂપે એથેલ તેની ઉપર આશિષોના અભિષેક ઢોળી રહી હોય તેવો તેને ભાસ થયો.

અતિશય આનંદથી સ્તબ્ધ બની ગયેલા કુમુદને એથેલે સચેત કરતા કહયું. "ચાલો કુકની ઓફિસમાં, તમારા માટે ટિકીટ ખરીદ કરીએ."

"તું મારી સાથે આવીશ ? અને તારૂં કામ—"

હસીને એથેલ બોલી ઉઠી "મારે તો હમણા રજા છે. આવા પટ્ટી બાંધેલા હાથથી પીરસેલું કોણ ખાય ? એટલે જ્યાંસુધી હાથ સારો ન થાય ત્યા સુધીની મને મેનેજરે રજા આપી છે અને એક રીતે એ ઠીકજ થયું છે. નહી તો પૈસા એકઠા કરવા સારૂ ફરવાનો વખત કયાંથી મળત ?"

બન્ને કુકની ઓફિસમાં ગયાં અને કલકત્તા માટેની ટીકીટ ખરીદી. તપાસ કરતાં જણાયું કે રાતના આઠ વાગે કુમુદની ગાડી વિકટોરીઆ સ્ટેશનથી ઉપડશે.

એથેલ, કુમુદની સાથે હતી. સ્વદેશ જવાની તૈયારી કુમુદે કરી લીધી, રાતનું ભોજન બન્ને જણે સાથેજ લીધુ અને યથા સમયે તેઓ સ્ટેશન ઉપર જઇ પહોચ્યા.

ગાડીમાં સામાન ગોઠવ્યા પછી, આતુર નયને બહાર ઉભેલી એથેલ પાસે બારીમાંથી ડોકું નમીને કુમુદે કહયું. 'પ્રિય એથેલ, તારો આ ઉપકાર હું જીંદગી પર્યંત ભુલી શકીશ નહિ. ઘેર જઇને જો મારી પેઢીને બચાવી શકીશ તો બે મહિનાની અંદરજ તમારાં નાણાં મોકલાવી આપીશ.

એથેલ કંઇ પણ ઉત્તર આપી શકી નહિ અશ્રુજળે તેનાં ચળકતા નયન ઉભરાઇ જતાં હતાં, અદ્રશ્ય વ્યથાથી તેનો કંઠ રૂંધાઇ જતો હતો.

સમય કોઇને માટે બેસી રહયો છે ? ધીમે ધીમે ગાડી ઉપડવાનો સમય થયો. બહુ ધિરજ એકઠી કરીને એથેલે કહયું: "Good bye કુમી ! ધારૂં છું કે આપણું આ છેલ્લું મિલન અને ત્હારાં છેલ્લાં દર્શન."

તુટતા જીગરે કુમુદે કહયું. "એથેલ, એમ શા માટે કહે છે?"

"બન્નેની વચ્ચે સાત હજાર માઇલનું અંતર પડયા પછી તમે આ પરદેશી અબળાને ઓછીજ યાદ કરવાના હતા!"

રમણીજનસુલભ કારૂણ્યથી એથેલે કહયું.

"તને હું ભુલું ? એથેલ, આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો નહિજ."

"જુવો ગાર્ડ બત્તી બતાવે છે," એથેલે કહયું: "હવે બેસો. Good bye."

"Good bye નહિં એથેલ, માત્ર ફરીથી મળીએ ત્યાં સુધીના પ્રણામ." કુમુદે એમ કહીને એથેલના કોમળ હસ્ત ઉપર અતિશય મમતાથી ઓષ્ઠ દાબ્યા–ચુંબન કર્યું એજ વખતે ગાડી ઉપડી.

---

# એક આશંકા.

ગરબી.

હિંદુપણુ છે શામાં, ભાઈ! હિંદુપણું છે શામાં?
ચુસાય હૈયું મ્હામાં, ભાઇ હિંદુપણું છે શામાં?

૧

કુળાચારની કોમળ મ્હેલી, ઘવાઈ રહી છે ઘા માં,
ઉદારતાના ઉભરા ઉઠતા, આજ ઇર્શાની વા માં
ભાઈ! હિંદુપણું છે શામાં?

૨

તનુજોએ સૌ તજી દીધી છે, મમતા હતિ જે મા માં;
ખરી વારતા ખોળી જડે ના, શાસ્ત્ર તણી હા ના માં
ભાઇ! હિંદુપણું છે શામા?

૩

પ્રાપ્ત સ્થિતિનો એક પ્રવર્તક, બીજો કહે ત્યાં જા માં;
તુનતુનિ ત્રીજો કંઇક બજાવે, સુઝય પડે શી આમાં
ભાઇ! હિંદુપણું છે શામાં?

૪

કાળીદાસનું આદ્ય કથન આ, કરી એકનો ઘા માં;
પ્રભુ આશરે પળ્યા ન તે સૌ, રહ્યા રખડતી રા' માં
ભાઇ! હિંદુપણું છે શામાં?

કાળીદાસ ગીગાભાઇ રાજગોર.

---

# સંસારનો ફાંસો.

લખનારઃ—દારાં કાપડીયા

## પ્રકરણ ૨૨.

—:૦.—

મની ગઝદરની ફતેહ થઇ. તે નીર્દોષ ફુલને સાવ આસાનીથી કચડી નાખવામાં તે ખુબસુરત ખવીસ આયંદે ફત્તેહ પામી ! તે કેટલીક મીનીટો તો કાંઇ બોલી નહી, કે હવે તેનાં બાતેનની પાર વીનાની ખુશાલી તેના અવાજમાં ઉઘાડી પડી જાય, તે જેમ તેણીએ આશા રાખી હતી તેમજ હતું–જેહાંગીર વાડીયાએ પોતાનાં શોખને તૃપ્ત કરવા એક તાગરો રચ્યો હતો, જ્યારે તે તાગરો ભોળી નાજાં પારખ માટે એક મોહત અને જીંદગીનો સવાલ થઇ પડયો. લગન જેવું કાંઇપણ થયું હતું નહિ; અને તે મક્કારીએ પોતેપોતાને બાહોશીથી પોતાનાં ઉપજાવી કાઢેલા પ્લોટ માટે ઘણી મોટી શાબાશી અને મુબારકબાદી આપી

જો કે તેણે તેનાં પોતાને હાથે તે નીર્દોષ સુંદરીને કચડી નાંખવાનુ અને પોતાના માર્ગમાથી સખરદબર દુર કરવાનું થીગડું રચ્યુ હતું, છતાં હજતથી ફાટી જતી ગુંચણ મંડીયે પડેલી તે દુખીતાની તે દયા ખાધા વીનાં રહી શકી નહિ. તે નાજાં પારખ–કોઇબી રવેશે તેણી સાથે રમાયેલો દગો જાણુને તો ખરીજ, ત્યારે હવે તેણીએ તે અત્યારેજ જાણી લીધો તેમાં ખોટું શું હતુ ? મની ગઝદરે તેમા કશું ખોટું નજ હતું એવુ પોતાનાં મનને મનાવી સધ્યારો લીધો.

"મને તાહરે માટે ઘણું લાગેછ, નાજાં" તે બોલી; "તને ઘણી ઘાટકી રીતે ઠગવામાં આવેલી છે. માહરૂં માનજે–અને એમી માનજે કે એમ બોલવા વાસ્તે હુ ઘણી દલગીર છેઉં કે–જેમ હુ છેઉં તેમજ તું પણ છે, તું માહરા કરતાં જરાબી જાસ્તી પરણેલી નથી."

"ઓહ, નહીં, નહીં ! એ સાચ્ચું નથી–એ નથી સાચ્ચું !"

"પુઅર ચાઇલ્ડ !" મનીએ સીપલાત કર્યો. "તું જેટલું જલ્દી સચ્ચાઇ જાણે તેટલું વધારે સારૂં. જો મને સમજ. દુન્યામાં જેહાંગીર વાડીયા જેવા બુરા માણસો ઘણાં છે, કે જેઓ જ્યાં નાજુક બાળાઓનો સંબંધ આવે છે ત્યાં પાકદામન અને ઇજ્જતનાં સવાલને છેક બેશરમ હદ સુધી ઘાટકી બની આબરાઇ ઉપર ઉંચો છાંડી મેલે છે. તેઓ પ્યાર કરેછ, ફસાવેછ અને પછી એક બાળાનું કલેજા જાણે રમવાનુ રમકડું હોય તેમ કંટાળાને મોટા તુચ્છકારથી ફેંકી દે છે. જેહાંગીર વાડીયાએ ઘણીઓ સાથે પ્યાર કીધેલો છે. તું સમજી તો શકની હોશે કે આય કાગજની લખનારી એના વીશે વધું જાણેછ હુ કાંઇ તને અપમાન

કરવા નથી માંગતી, નાઝા', યાદ રાખજે કે માહરો ઈરાદો કાંઇ તાહરું દીલ દુઃખાવવાનો નથી પણ જ્યારે તું અહીં એની સાથે આવી હતી. અને જ્યારે તું બીચારી સાવ આંધળાંપણાંથી એનાં ઉપર જીવ પ્રાણ કાઢી આપતી હતી ત્યારેજી મેં એને કોઇની સાથે ધરાંપરાં અને તેબી કોઇ ઘણી આબરૂદાર બાઇની સાથે-ફાયેલાં જાણેલાં છે."

તે થોભી, કાંઇ જવાબ મળવાના ઇરાદાથી; પણ તે ભુળકી એટલી તો પોતાનાં દુઃખથી સકમબકમ બની ગઇ હતી કે હોઠો ઉપાડી તેણીથી જવાબ દઇ શકાયો નહીં.

"આમ બધું મને કહેવાતું ઘણું દુઃખ લાગેછ," મનીએ જારી રાખ્યું; "પણ એ તાહરે જાણવું તો જોઇએજ, એવો એક દીવસ આવશે કે જ્યારે ખુદ જેહાંગીર વાડીયો પોતે તને તજીને જતો રહેશે, અને તે તને ખમવાને વાસ્તે ઘણું મુશ્કેલ અને ઘણું વધારે કચણ થઇ પડશે."

બાપડી નાઝા'! તે કંગાળ કુંવારીકા નીરાશાથી તમામ લાઇલાજ બની ગઇ હોય તેમ ફસડીયાંજ મારતી રવેશ પાસેની એક બેઠક આગળ ગઇ અને તે ઉપર પોતાનું માથું ટેકવ્યું. તેણીની જવાનીની સઘળો મગરૂરી, ખુબસુરતી, પ્યાર ને તમામ જીંદગી એક રાક્ષસી દયાહીણ હાથે તેણીમાંથી ખુંચવી લેવામાં આવી હતી. આહ! તે બધાંઓ ક્યાં હતાં કે જેઓએ તેને ખરાં દીલનાં નિખાલેસ પ્યારે ચાહી હતી? તેનાં કાળજીવાળા, દયાળુ બાવાજી ક્યાં હતા? અરે વફાદાર કુંવર ડોસાં, ભલાં હમબાઇજી દસ્તુર અને પેલાં નાનાં [નિર્દોષ ભુળકાંઓ કે જેઓ હંમેશાં તેણીની પુઠેપુઠે દોડવામાં મઝાહ લેતાં હતાં તથા ગરીબ બાઇઓ] અને વૃદ્ધ મરદો કે જેઓને તે નજીવી મદદ કરતી તો સાચ્ચાં દીલનાં આશીરવાદથી તેઓ તેનાં બાળક જીગરને ધ્રુજાવી મેલતાં હતાં-રે, તે બધાંઓ અત્યારે ક્યાં હતાં? તે ત્યાં માથું પટકી પડી રહી, પોતાની મોટી નામોશી અને કંગાલ્યતનાં દુઃખે બીલકુલ પત્થર જેવી થઇ ગયેલી; અને તે સઘળાંઓ કે જેઓને તેણીએ પંપાળ્યા અને સંભાળ્યા હતાં, જેઓનાં મોટાં મોટાં દુખમાં તેણીએ પોતાનાં નાજુક કરો અને કોમળ શબ્દોથી સધ્યારા દીધા હતા તેઓમાંનું એકબી જણ અત્યારે આ દુઃખનાં અને ખરી જરૂરનાં કલાકમાં તેણીની પડખે તેણીને મદદ કરવા કે સધ્યારો દેવા અફસોસ કે ખડું ઉભું હતું નહિ!

"જાણે ખુન કીધુ હોયની તેવું લાગેછ!" તે મોટા શોકનો દેખાવ જોઇ મનીએ મનથી વમાસ્યું. "પણ એ જલદી ખતમ થઇ જશે, અને કોઇબી વખતે એને જાણવું તો હતેજ, તેથી અત્યારે એને જાણી લીધેલું કાંઇ ઘણું ખોટું નહિં કેહેવાય-વળી, મેં ઘણાં નરમ અને માયાળુ શબ્દોમાં જણાવેલું છે."

"તાહરે હવે હીંમત પકડવી જોઇએ, નાઝા'," તેણીએ કહયું. "મોટાં દુઃખમાં તો હીમત અને શાંતીની મોટી જરૂર છે. જો કોઇ તુંને આવા અવતાર બેઅવતારમાં જોશે તો અમસ્થું ખરાબ લાગશે. કાંઇ એકદમ કરી નાંખવુંજ જોઇએ. તું અંહી રહી શકવાની નથી; માહરાં પુછે કે હું એ હગાઇ ચાલુ રેહવા દઇ શકવાનાં છૈજ નહિ- એ બની શકે તેમ છેજ નહિં. હજુ હું ધારૂંછ તેમ તું જેહાંગીર વાડીયાને મળીને કેહ કે બધી સચ્ચાઇ આપણે જાણેછ અને તું હવે વધુવાર એની સાથે રહી શકવાની નથી."

એક જખમ પામેલું જનાવર જે મીસાલ સાવ છીત ઉપર આવી જઇ એક છેવટની લડાઇ લડવા પોતાનાં દુશ્મનગર્દની સામે થાય છે તેજ માફક-તેટલીજ ઝડપે-નાજાં પારિમ પોતાની ફુસદીયાં મારી પડેલી અવસ્થામાંથી ઉઠીને ઉભી થઇ, અને તેને બદનામ કરનારની સામે તગર તગર જોવા લાગી. મની ગઝદર ચમકી-ઝમકી-અને બીહધી.

"તમે કહોછ," તે ઇજા પામેલી મહાપ્રાણીએ પૂકાર્યું, "કે જેહાંગીર, માહરા છીગરોનાં જાન, માહરા ભરથાર કે જેવણને મેં વિશ્વાસથી માહરું તન અને માહરો આત્મા સોંપી દીધો હતો તેણે મને ઠગીછ અને ફસાવીછ; કે એવણે મને જુઠ્ઠું જુઠ્ઠું ભમાવી માહરી નેક હોરમતની ધુળધાણી કીધીછ; ખુદ તમે એવણને એક હડહડતા ફરેબી ફાંસા તરીકે ચીતરીયાછ, અને તમેજ મને એવા એક માણસને રૂબરૂ પાછું મળવાની સલાહ અને સુચના કરવાની હીમ્મત કરોછ! જો એ બધું તમે મને કેહોછ તે હું હોંઉ તો યાદ રાખજો કે તે માહરા તદન નિર્દોષપણામાં હું થયેલી છેઉં. હું એક ભયંકર દગાબાજીનો નિર્દોષ ભોગ છેઉં."

મની ગઝદરનું છીગર ફરી પાછું ફતેહથી કુદ્યું! આતો સુન્ના થાંને પીળું હતું. તેણીએ આશા બાંધવાની હીમ્મત કીધી હતી તેનાં કરતાં તો આ ઘણું વધારે સારૂ હતું. જો નાજાં કશેબી 'સીન' કીધા વગર, અથવા તો ગાલાગાળીને જન્મ આપ્યા વીનાં જતી રહે તો તેણી વાસ્તે મેદાન બીલકુલ સરળ થઇ જાય!

"તું એને ફરીથી જોવા કે મળવા ના પાડેછ તે તાહરે માટે સૌથી સરસ માર્ગ છે, નાજાં. તું જાણે—પણ, અલબત, એને તાહરે માટે કાંઇબી ગોઠવણ તો કરવીજ પડશે."

"માહરે માટે ગોઠવણ!" નાજાંએ ચીંચવાઇને બરાડ પાડી. "શુ તમે એમ ધારી શકોછ કે જાંહગીર પાસથી હવે કાંઇબી કબુલ રાખવાનું બનવાજોગ છે? શું એ મને લાજમબી છે.?"

આ તો રૂપ્યાનાં સત્તર આના હતા! મનીએ વીચાર્યું, આવી ધમની ચીજ જેમ બને તેમ જલદી આખર થાય તો ઘણું વધારે સારૂ.

"મને તાહરો 'સ્પીરીટ' ઘણો ગમેછ," તે ઢોંગથી પ્યારમાં હોઠો મનમતાલી બોલી. સીપ લાટનો આર્ટ બૈરાંઓને શીખવવા જવો પડતો નથી. પરંતુ મીઠી, મકારી મની ગઝદર તે આર્ટમાં સૌથી પહેલ્લું નંબર હતી. "પણ તાહરે પરીણામનો ખ્યાલ કરવાનો છે. તુંનેબી છીંદગી ઘસડવાની છે. અને કાંઇ ખાલી હવા ઉપર તાહરેથી છીવી શકવાનું નથી. શું એ તેને ઠીક નથી લાગતું કે પહેલ્લાં એને રૂબરૂ મળે અને જોય કે એ તાહરે માટે શું ગોઠવણો કરી શકેછ?"

"અરે. તમે એવી રીતે કેમ બોલી શકોછ?" નાજાં કંઠ મેલી, એવા તો કરૂણા રસીક, દુઃખમય અવાજે કે ગમે તેવાં પથરનાં હૈયાંની મની હતી છતાં તેણીની આંખમાં અચમ્બુચા આંસુઓ ધાઇ આવ્યાં અને તે તેઓને નીચે ગબડી પડતાં ઘણી મુસીબતે રોકાડી શકી. "હવે માહરે માટે રહ્યું છેજ શું? અને તમે ધારી શકોછ કે માહરી પાસે પૈસા હોય યા નહિ હોય તેની હવે હું દરકાર કરૂં? માહરે મનથી હવે બધું ડુબી ગીયું. હું તો હવે માહરા છીવથી મને મુંવેલીજ ગણુંછ. અહીથી કેયેબી હું અફીણ ખાઇને દરીયુ થવાની, માહરો અવતારજ ઢુંટી પડેલો છે? આહ, જો તમે અથવા તો કોઇબી જણે માહરા જેહાંગીરને ચાહ્યો

હતે અને તેને આત્રો ઠગારા થયેલો માલમ પડેયો હતે—ત્યારેજ તમે સમજી શકતે. માહરે વાસ્તે હવે બીજા હઝારોંથી છવતર કાંય નહિ હોય હવે તો હું મરીજ ગઇછ," અને તે છોકરીએ એક અગાધ દુઃખનું અફસોસ છુટે તેવું ડયકુ ખાધું. "હું તો હવે અંહીથી ચાલી જવશ અને કેયેબી જાઇને મોહતને શરણે થવશ."

મનીએ—તે દયાહીણપર ધાટકી પણું પાછું ગાલેમ થઇ આવ્યાથી તેનાં મનથી કહ્યું કે જો નાજાં ચાલી જાય તો તો ખચ્ચીતજ સૌથી સરસ હતું. "બળા લેતી!" તે બબડી. "પાપ એમ પરતું હોય તો હઝારો હઝાર શુકરાના. એનાં એવાં ગંભીર ડાંચાંગો અને રડતી બરતી આંખો કાંઇ માહરેથી જોઇ શકાવાની નથી."

"એક ચીજ છે," નાજાં બોલી, અને એક મીનીટ તે બાપડીના રૂની પુણી જેવા સફેદ ગાલો ઉપર કીરમજી લાલી દોડી આવી; પરંતુ તે બીજી મીનીટનેજ બેમાલુમ થઇ ગઇ, "એક ચીજ છે—કે મેં પાપ જાણી બુજીને નથી કીધું. હું, જીંદગી વિષે ઘણું થોડું જાણુતી'તી અને ઘણી જવાન ને નાદાન હતી. મેં જેહાંગીરને ચાહ્યા'તા અને માહરા ખુદા એખલાને ખબર છે કે હજી પણ હું તેવણને કેટલા ચાહુંછ—અને એવણે જે કહ્યું તે મેં બધું ખરાં દીલના વિશ્વાસથી માન્યું હતું. હું મને હંમેશાં એવણની ધણીઆણીજ માનતી—આવેલી છેઉં. હવે મને માલમ પડે છે કે મેં એક ગુનેહગારીભર્યું કામ કીધુંછ—કે એક ગુનેહગારની સ્થિતિમાં મેં સ્વીકારીછ. હું પાછાં વાંધો ઉઠાઉંછ," તે કોમળાંગી ચહેરામાં પાછી લાલ થઇ આવતાં જુસ્સાથી પુકારી ઉઠી, "હું માહરી મરજીથી એક ગુનેહગાર કદી બની નથી, અને જે બધું તમે ગલીથ માહરે વાસ્તે પેલાં કાગજમાં વાંચ્યું તે મને મુદ્દલ લાગું પડતું નથી. હું કોઇબી ખરાબ કામ વિષે તદન બેગુનાહ અને નિર્દોષ છેઉં."

"તે છતાંબી," મનીએ સમજાવ્યું, "જો કે તું તદન ખરીબી હોય તો પણું, તુંને માલમ પડશે કે દુન્યાં કાંઇપણ તફાવત રાખવાની નથી. દુન્યાં ઘણી દયાહીણ છે. દુન્યાંની જીભબી સૌથી ગંદીલી, કપટી અને કાટીલ છે-તે તેનાં હાથમાં આવેલા શીકારને કદી આસાનીથી જતો મુકતી નથી. જ્યાં એક અબલાની ઇજત અને નિતિનો સવાલ આવેછ ત્યાં તે ઘણું સખ્ખત કાયદે અને દયાહીણ પગલે વર્તે છે; જ્યારે એજ દુન્યાં તાહરી અવરદશા વિષે જાણતી થશે ત્યારે તે કદી પણ માનવાને થોભવાની નથી કે કસુર તાહરો હતો કે નહિ. આવી એક સ્થિતિ ધરાવવાની વાત માત્રજ તને સારાં આબદાર ખાતું ને ગ્રહસ્થના સંબંધમાંથી અળગી કરી નાંખશે-ઇજ્જતદાર લોકો તો તાહરી ભણી નજર ઉઠાવીને જોશેબી નહીં. તેઓ તાહરી સાથે સખ્ખત થશે! તેઓ તાહરાં દીલ ઉપર લ્યાનતથી થુક ઉડાડશે!"

"ઓહ, નહી! ઓહ, નહી!" નાજાંએ દુઃખથી બરાડ પાડી, "હું એ માનતી નથી! મેં શું કીધુંછ કે દુન્યાં માહરી સાથે એવી રીતે વર્તે?"

"હું ધારૂંછ," મનીએ કહ્યું, "કે તું તાહરી નિર્દોષતાની કીંમત ભરેછ. હું—" પણ તેણીએ પોતાનો વાક્ય પુરો કર્યો નહી. એક નોકરે આવી કહયું કે કોઇ બાઇ સાહેબ બોલાવતાં હતાં

"મને કાંઇ ઘણો વીલંબ નહી લાગશે," મનીએ કહ્યું; "માહરે માટે અંહી થોભજે. મને હજી બીજું તને વધારે કેહવાનું છે."

"મારૂં પણ તમે મને પેલું કાગળ આપશો ?" નાનાંએ પૂછ્યું.

"હા," નાનાંનાં હાથમાં તે ચપક દેઇને મુકનાં મની બોલી, તે કાગળનો તે મધુરી શું ઉપયોગ કરવા ધારતી હતી તેનો જરા પણ ખ્યાળ કીધા વગર.

પછી, તેણીનાં ગયા પછી, નાનાંએ ઘેરમાં અંદર જવાની કોશીશ કરી જોઇ, મની પાછી આવે ત્યાં સુધી ત્યાં રહેવાનો તેણીનો ઇરાદો હતો નહી. ઓચીંતી આફત ઘણાં માણસો ઉપર શારીરીક અસર કરે છે. નાનાંને માથે ગગડી પડેલાં દુ:ખનાં ભયાનક વાંદળાંએ તેણી ઉપર એક જાતનું ગારીબપણુ ગાએબ થઇ આવ્યું; એક તરાંહની આંખ્ખાં દીલમાં તેણીને કળતર થઇ આવી, તે કલાકોનાં કલાકો સુધી ચાલી આવી હાફી ગઇ હોય તેમ તેણીની આંખો ગરમ અને ભારી હતી, તેણીનુ માથું દુખતુ અને મગજમાં જાણે જવાળા સળગી હોય તેમ લાગતું હતું. આહ, ખુદા, તે કેયે ભરાઇ છુપાઇ ખુણે ખરોજે જઇ પડે અને શાંતીથી અને શીઘ્રતાથી મોહતનાં દયાળુ ફરેસ્તાને મળે ? તે થાક અને સુસ્તીને લીધે તે બાપડી કેટલો વખત વેહર તો પોતાનું દુ:ખ શું હતું તેબી ભુલી ગઇ.

તે જ્યાં જગેજગ સુગંધીદાર ફુલો મનને રાહત મળે તેવી ધણે ઉગી નિકળેલાં હતાં-તેણીએ બધાં તરફ ક્શાં પણ મીનીંગ વગર, આખમાં અગાધ દયાનાં દેખાવે જોયું અને યાદ કરી શકી નહિં કે તે ત્યાં કેમ આવના પામી હતી. તેણીએ પોતાને એક ખાઝટને અઢેલીને નીચે તીણાં લીલાં ઘાસમા પડેલી જોઇ, તે બ્લુ આસમાન જોઇ શકી અને તે પોતાની ઘણી નઝદીક હોય તેમ તેણીને દીસ્યું; પવન ઘણો ધીમેથી તેણીના ચેહરાને પંખો નાખતો હતો, ઝીણાં, સુંદર પખેરાંઓ તેણીના માથાંની બરાબર ઉપર આવી ઉંચે ઉડઉડ કર્યા જતા હતાં, એ એક મીઠી શાંતીભરેલી અસર તેણીને શું થતી હતી? એક શાનો ભયકર ખ્યાલ, શા વારતેનો કોઇ એક ભયાનક સ્વપનો તેણીને આવી ગયો હતો? તેણીનાં ચેહરા તરફ આસમાન ઉપરથી એક ચેહરો હસીને જોતો હતો. તે તેની મરનાર ફરેસ્તાઇ ગાતાનો આનંદી મુખડો હતો-અને જાણે તે તેણીને આશીરવાદ દેતો હતો; પછી તેણીનાં પોપચાં વિંચાઇ ગયાં અને તે ઉંઘમાં પડી. ને-તેજ ઉંઘે-તે બાપડીનો ઉગારો કર્યો. કદાપી ઘણાં દાખલાઓમાં બને છે તેમ ઉંઘ પણ સઘળાં સાથે તેણી તરફ દયાળુ બનતે તો તે જીવતી રહેવા પામી હતે એ ઘણું અસંભવિત હતું।

તે બે કલાકે સજાગૃત થઇ, બધી ધરુજતી, ઠંડી અને માંદી, જેવી પહેલ્લાં તો શું બની ગયું હતું તે તે એકદમ યાદ કરી શકી નહિ. તે આંહી એખવી કાંય સુતી હતી? ખરેખર વાંચનાર, તેઓ કે જેઓ પોતાનું મોઢું દુ:ખમાં ઉંઘમાં ભુલી ગયા પછી સજાગૃત થતાં રફતે રફતે તે સઘળાંનો ખ્યાલ કરી શકે છે તેમને તો ખુદાજ મદદ કરે.

ધીમે ધીમે સઘળું તે બાપડીનાં મગજ ઉપર પસ્તુ આવતું થયું. તેણીને તે જીવનેણુ કાગજપનો બોગેમોાન યાદ આવ્યો-ખચ્ચીત, તે તો તેણીનાં હાથમાંજ હજુસુધી જેમનું તેમ પડ્યું હતું.

તે અંદર ઘરમાં ગઇ. તે સારૂંજ હતું કે તે કોઈનાં જોવામાં આવી નહિ, કેમકે તેનાં ચેહરાએ હજી સુધી રંગ પકડ્યો હતો નહિં અને ગગડી પડેલા રીતમની મોહકાણે તેણીની

આંખો બધી બીહક લાગે તેવી ફાટી ગયેલી જેવી હતી. તે પોતાનાં રૂમમાં ગઇ; અને જે ચીજ ઉપર સૌથી પેહલ્લી તે રૂપસુંદરીની ચશમો પડી તે જેહાંગીરે તેને અપાવેલો એક રાઇટીંગ કેસ હતો. તેને નિરખતાં તેણીએ તેનાં ઉપર એક કાગજ લખી અને ત્યાંજ બીડીને રેહેવા દેવાનો ઇરાદો કીધો; પછીજ તે જાણુશે કે તેણી તેને શા વાસ્તે છોડી ગઇ હતી અને જ્યારે ભવિષ્યમાં તેણીનો તે વીચાર કરશે ત્યારે તેને યાદ આવશે કે જો કે તે તેને દુન્યાંમાં સૌથી ખુલંદ પ્યારે ચાહતી હતી તોબી તેણી તેને તે અને તેજ કલાકે છોડીને જતી રહી હતી, કે જ્યારે તેણે કીધેલી ઠગાઇનો તેણી આગળ સ્ફોટ થઇ ગયો હતો.

તે કમનશીબ છોકરીએ પેન અને પેપર લીધાં. તેણીની આંખો, તે લખતાં—તેના ઉપરનું તે છેલ્લું કાગજ, સુકકી અને આંજુઓ વિનાની હતી; ખુદ સહન કરવાની શકતી વડીક તેણીમાં સુન મારી ગયેલી અને સુકાઇ જવા જેવી થઇ ગઇ હતી.

---

## પ્રકરણ ૨૩.

દુઃખી નાજાં! કમનશીબ નાજાં! તેનાં શોકનો કાંઇ સુમારજ ન હતો, અને તેણે સીસાં જેવી ભારી છાતીએ તે કગળખત મુજી કે જેણે તેની જીંદગીની જડમુળથી ધુળધાણી અને બરબાદી કરી નાંખી હતી તેની ઉપર આ પ્રમાણે લખ્યું:—

"મેં બધું જાણ્યુંછ, જેહાંગીર,' તે હીણભાગણીએ શરૂ કર્યું, "હું આય કાગજ બીડુંછ કે જેથી તમને માલમ પડી શકે કે જે સઘળું કેમ જાણી લીધું. તમે થોડા કલાકો વાસ્તે માહરી આગળથી જતા રહેલા છેઓ, અને તે ટુંક અરસામાં માહરૂં જીગર તુટી ગયુંછ. ઓહ, જેહાંગીર! તમે માહરી તરફ એટલાં બધા નિર્દય કેમ થઇ શકયા, કે જેને તમે ચાહતા હતા? હું માહરાં સાદામાંદા નાનાં ઘેરમાં કેવી સુખી હતી, અને હવે હું સુખી કદી થઇ શકવાની નથી; હું તે માહરાં પવિત્ર ઘરે જઇ શકવાની નથી-તે માહરાં મીઠડાં સુણી ગામડામાં હવે માહરાથી એક ઘડાખી પગ મુકી શકાવાનો નથી. અરે, જેહાંગીર, જો હું તમારી ધણીઆણી થવાને વાસ્તે બરાબર હતી નહિ તો તમે મને જેમની તેમ છોડી કાંય નહિ દીધી અને તમારે રસ્તે જતા કાંય નહિ રહ્યા? હું તમારા વગરબી—જો માહરાથી બની શકતે તો એક સાદાં સંતોષી જીવતરે માહરા બાકીનાં કલાકો પુરા કરતે. તમે મને નાંમોશી અને શરમીંદગીથી ભરી નાંખેલી છે; તમે મને સારી આબરૂદાર બાનુંઓની હરોળમાંથી સદાને માટે દુર કરી નાંખેલી છે. હું તમે મને જે બનાવીછ તે લખી શકતી નથી. મનીમાયે મને હમણાં આય બપોરે આ કાગજનું વંચાવ્યુંછ, ને તે મેં તમારે વાસ્તે પણ અંહી બીડયુંછ. હંમેશાં યાદ રાખજો કે જેવી મેં સચ્ચાઈ જાણી લીધીછ તેવીજ હું તરત તમારો પલ્લો છોડીને જતી રહેલી છેઉં. તમુંને હું માહરાં જીવતાં જીવથી ચાહુંછ, તમુંને જોવા વગર જતી રહેતાં માહરાં કલેજાંમાં કેવી આગ બળેછ તે તો માહરો પરવરદીગાર એખલો જાણેછ છતાં પણ તમને સેવટની સલામ કરવા વડીક થોભ્યા વિનાં હું ચાલી જાઉંછ. ગુડ બાય!

"હું હવે ફરીથી તમારો ચેહરો કદી જોવાની નથી, જેહાંગીર. ઓહ, ગુમાપેલાં પ્યાર, માહરા ગરીબનાં ખોહવાયેલા ખજાના, તને, સેવટની સલામ! માહરી જવાન જીંદગીની સઘળી પાયમાલી થઇ ગયેલી છે, તોબી હું તમારી સાથે ગુસ્સો કરી છુટી પડી શકતી નથી; મેં તમને માહરી જીંદગીથીબી જ્યાદા ચાહેલા છે અને તેમ હું અહીં છેલ્લામાં છેલ્લો દમ ભરશ ત્યાં સુધી અને પછી પેલી મીનોઇ જેહાંનમાં પણ ચાહતી રેહવશ.

"તમે મને ઘણી ખોટી દેશો, તમે માહરી સાથે ઘણી ધાટકી અને ન છાજતી રીતે વર્તેલા છો. તે છતાં પણ તમારામાં-માહરે વાસ્તે થોડોક પ્યાર છે, ગુડ બાય. યાદ રાખજો કે જે સેવટનાં શબ્દો હંમેશાં આપણાં બનેનાં હોઠો વાટેથી પસાર થતા રહેશે તે આ છે–

"'હું તને માફ કરૂં છ!'"

તે કાગજની સાથે નાજાંએ પેલાં નનામાં કાગજને પણ ઘડી વાળી મેળવ્યું અને તે બંને કાગજોને એક નાનાં એનવલ ામાં મુકી બંધ કર્યા અને તે ઉપર જેહાંગીર વાડીયાનું નામ લખી આગળજ એક ટેબલ ઉપર મુક્યું, કે જેથી જેવો તે તે ઓરડામાં દાખલ થાય કે તરત તેની નજર તે ઉપર પડે. તે રૂપસુંદરીએ તે જીવ વગરના એનવેલપને ધ્રુજતા હોઠોએ કીસીઓ કીધી. જ્યાંસુધી તેણી જીવતી હતી અને જ્યાંસુધી તે જીવતો હતો ત્યાંસુધી તેઓ વચ્ચેનો આ મડુથી છેલ્લો સંદેશો હતો. કાંઇ પણ વધારે શબ્દો, હરવાંઓ, ચુંમીઓ અને આંજુઓ હવે રહ્યાં હતાં નહિ; પ્યાર ભરેલી બગલગીરી કે ગુસ્સાભર્યા ઠપકાઓ હવે જારતીવાર રહેવાનાં હતા નહી–સદા માટેની અને સેવટ સુધીની હવે તો ચપ્પટ ચુપકીદી હતી. તેણીએ એક વાર ફરી તે નાનાં શોભતા ઓરડાની ચોતરફ દીઠું, કે જ્યા તેઓએ સુખનાં અગણીત કલાકો સાથે પસાર કર્યા હતા.

"અને એ બધો વખત," તે તેનાં મનથી બબડી, "જેહાગીર મને ઠગતા હતા; જ્યારે તેવણે મને કીસીસો કીધી હતી, જ્યારે તેવણે મહરી સાથે સૌથી ઘણી પ્યાર ભરેલી વાતો કીધી હતી ત્યારે તો તેવણ સૌથી વધારે ધાટકી અને જુઠ્ઠા હતા."

તે પછી સ્ટબ્ધ થઇ ગઇ. દરેક, થોડી થોડી મીનીટોએ તે સઘળું ભયંકર ખરાપણું તેણી ઉપર નવેસરથી તાજી અસરો ઉપજાવતું–હતું, તેણીને ભાણભુલી કરતું હતું અને ગુંચ વાવતું ગુંગળાવતું હતું. ફકટ એકજ ખ્યાલ તેનાં મગજમાં સીધો અને ચોકખો હતો–તેણીને તે આવે તેની પેહલાં જતાં રહેવુંજ જોઇયે. અને તે બી જલ્દી ને તરતજ.

તેણે કયાં જવું અને પોતાનાં કોમળ પગને કઇ દીશાએ રસ્તો આપવો તે તો વિચાર કરી જોવાની દરકાર પણ કીધી નહિ. તે જ્યાં ઉભી હતી તેની બાજુની એક ટેબલના ખાણાગા બેન્ક નોટનું એક પડીકું પડયું હતું; પણ તે તેની સાથે લેવાનો ખ્યાલ વટીક તે કરી શકી નહિ. તે તદન ઘરમાં ફરદર કરવાનાં કપડાંમાં હતી. અને તેને બદલીને કાંઇ સારાં પણ બાહાર નિકળવા લાયક કપડાં પેહડવાનોબી તેણીને ખ્યાલ આવ્યો નહિ. કયાંથી આવે? જ્યારે મગજ ઘુમતું હોય અને ચીત ચકબમ થતું હોય ત્યારે કશું સુઝ પડી શકેજ કેમ? તે બિચારીએ તો ફકટ એક શાલ લઇ લીધી અને તેને ઉતાવળથી જેમ ગમે તેમ પોતાનાં મોંહની આસપાસ વીંટાળી દીધી.

પછી તે બાહાર પડી–બાહાર બગીચામાં, જ્યાં થોડો વખત એક છાકટા મનુષ્ય માફક કાંઇ પણ વિચાર કે આધાર વગર ભમ્યાં કીધી અને પછી ત્યાંથી પણ બાહાર નિકળી નદીનાં કાંથે આવી. તે ત્યાં ઘણી થોડો વખત બેઠી–અને પછી પોતાની જંન્જાલીભરેલો ભટકવાયો શરૂ કર્યો, તે ભટકી– લાંબો, શાંતીભર્યો, બપોરનો તડકાંવાયો તેજ કમી થયો, સુરજ આથમ્યો અને ચંદ્રમાં પણ ઉગ્યો ત્યાં સુધી તે હૃદયહારૂણી એક ભમરડા માફક ભમતાં મસ્તકે રખડી. તે કયાં કયાં રખડી અને કાંય રખડી તેનો પોતે પોતાને પણ ઉત્તર દઇ શકી નહિ. તે ગલીઓ, મોહલ્લાઓ, પરાંઓ વટાવી આગળની આગળ યાહોમ ચાલતીજ ગઇ. પછી તે ચમકી. ઘડીયાળમાં વાગતા ઠોકાઓએ તેણીને કાંઇ ભાંન કરાવ્યું અને તે ચમકીને જરા દમ ખાવા અને વિચાર કરવા અટકી ગઇ. તે કયાં હતી–શું કરતી હતી–કયાં જતી હતી? સુરત તેણીને તદન અંજાણ્યું હતું, અને એક મોટાં, અંજાણ્યાં શહેરમાં મધ્ય રાતે તે તદન એખલી ભમતી અને ભટકતી હતી. તે બાપડી જીંદગી વિષે એટલું થોડું જાણતી હતી કે રાતવાસો એકાદ હોટેલમા કે કોઇ મુસાફરખાનામાં પસાર કરવાનું તેને ભાન આવી શકયું નહિ. જે પહેલ્લું મથક તેણીને આશરો લેવાને વાસ્તે મળ્યું તે સુરતનું રેલ્વે સ્ટેશન હતું અને તેને જોતાં તે ત્યાં અંદર ધસી ગઇ.

તે ત્યાં હાંફતી હાંફતી, ઠાકથી આર્ધી બેસુદ્ધ જેવી થએલી, એક લોખંડનાં બાજત ઉપર જઇને પછડાઇ પડી. તે કલાકોનાં કલાકો સુધી ચાલી હતી અને તેણીને લાગ્યું કે હવે તેણી વાસતે દમ ખાવાની ઘણી જરૂર હતી. તે ત્યાં ઠાક અને હાંફથી બેસુદ્ધ થઇ જતે ત્યાંસુધી બેસતે; કીતું એક કોઇ અતપત્યો પોરટર તેણીની આગળ પોતાને કાંઇ વિચિત્ર લાગવાથી આવયો અને પુછયું, કે તે મુંબાઇ જવાની હતી કે કેમ? મુંબાઇ! નાજાં પારેખે ચમકીને ઉપર જોયું. હા, મુંબાઇ તો શું પણ કોઇ જો તેને ભસ્તે લઇ જઇ શકતું હોય તો ત્યાં પણ જવા તે ખુશી હતી. તેણીને કેયેણી તો જવાનું હતુંજ તેથી ભલે તે મુંબાઇ જાય. પછી તેણીને ટીકીટ ખરીદ કરવી પડવાની હતી તેનો ખ્યાલ આવ્યો અને તે માટેનાં પૈસાનાં વમાસણમાં તે બાપડી પડી. પણ સારે નસીબે પોતાની એક નાંની પાકીટમાં હાથ ઘાલતાં તે જાણી શકી કે તેણી પાસે થોડા પઇસા હતા, જે જેહાંગીરેજ તેને આજે સહવારે આપ્યા હતા. હવે ત્યારે મુંબાઇ જતાં તેને કાંઇ હરકત નડવાની હતી નહિ.

તે એક લાંબી, થાકવી નાંખનારી, કંટાળા ભરેલી મુસાફરી હતી, પણ તે કંટાળી કે કાયર થઇ શકી નહિ; તેણીની પોતાનીજ મુશીબત એવડી મોટી હતી અને તે વિષેજ તે બાપડીને એટલું બધુ વિચારવાનું હતું કે મુસાફરીની થાક કે રંજ તે પામી શકી નહિ. વળી તે કાંઇ હાલની તેની મુશીબતનાં બોજાનો વિચાર કરતી હતી નહિ–પણ તેણીનું બાળક મગજ તો બધી ગઇ ગુજરીના ખ્યાલે કરી ઘુમતું ને ભમતુ હતું.

તે હાલમાં જેહાંગીર વાડીયા સાથે ઉદવાડે હતી, કે જ્યાં ખેતરો અને લીલા રસ્તાઓ ઉપર, દરીએ કીનારે અને ગલીગુચીઓમાં ઉભી રહી તેનાં પ્યાર ભરેલા જુસ્સાદાર બોલો તે સમજતી હતી–કે જ્યાં તેણે તેની સાથે પ્યાર કર્યો હતો, તેને ભમાવી અને ભોળવી હતી–કે જ્યાં તેણે લગનનાં નવા કાયદાઓ વીષે સમજાવ્યું હતું અને લગનની પવિત્ર ક્રિયાને ઠોકરે મારવા જણાવ્યું હતું. પછી તે તેની સાથે મુંબાઇ આવી અને ત્યાંથી માથેરાન માહબલેશ્વરની મોજ. આવા આવા તેનાં ખ્યાલો એક ઘોધનાં પાણી માફક તેણીનાં કોમળ મસ્તકમાં ધસી

આવ્યા. તેણીને લાગ્યું કે હવે તો ખરાંપણાં અને બનાવતીપણા વચ્ચેના ફરક ઉપર વિચાર કર્યા કરવા સિવાય તેણી કને બીજું કશું હતું નહિ—તેને માટે તેણીનાં વિચારો કેવા હતા અને છુટકાળમાં કેવા થઇ ગયા હતા તે અને તેનો ખ્યાલ કર્યા વગર, તેણીને લાગ્યું કે, તેણી કને બીજું વીચારવાનું કશું હતું નહિ.

સઘળો વખત તે જુઠ્ઠો અને ઠગારો હતો। અને તેણીએ એટલી તો સંપુર્ણતાથી માન્યું હતું કે તેનો પેહલો ને એખલો પ્યાર તેજ હતી; તે બીજી બધી અમળાઓ તરફ કેરલો બધો બેદરકાર અને કડો હતો, છતાં મની‌એ તો કહ્યું હતું કે ખુદ શરતમાં તેણીની હાજરી છતાં તેણે કોઇ બીજીની દરકાર કીધી હતી। તેનામાં સચ્ચાઇ, વફાદારી કે ઇજ્જત જેવું કશું હતું નહિ; તે સઘળું એક હડહડતું હંબાઇભર્યું કાવતરૂ હતું—એક બેશરમી ભર્યો દગો હતો।

તે મુસાફરીનો એક ભાગ તેણીએ એવો પસાર કર્યો, કે જે દરમ્યાન તે બંધ આંખોએ પડી રહી અને પોતાને તે વહાલાં નાનાં ગામડાંનાં પવિત્ર આતશબેહરામમાં જઇ ખુશનુદી ભર્યા નુરી કેબળા આગળ ઉભી ઉભી પોતાનાથી સાવ અજાણપણામાં થઇ ગએલા ગુનાહની તોબેશ કરતી હતી એવું માનવાને કલ્પવા લાગી. તે રડતી હતી, બંદગી કરતી હતી અને તે પાપનો એકરાર કરી તોબેશ કરતી હતી—અને પછી આંખ ઉઘડી જતાં તેણીએ, પોતાને ઘણા દાવાનળ દુઃખ સાથે, એક ટ્રેનનાં કમપાર્ટમેન્ટમાં એખલી બેઠેલી જોઇ.

બાકીની મુસાફરી એક સ્વપનો હતી. રાત અંધારી અને કાળી હતી; બાહાર ડોકાવતાં કશું જોઇ શકાતું હતું નહિ. અંદર મથાળે બળતી લાઇટનું ઝાંખુ તેજ હતુ. જે તેણીના દુઃખને આ કીલ્યાણ જેવી રાતે વધારે બીહામણું અને બીહધરાવનારૂ કરતું હતું. તે તદન સ્થિર બેઠી હતી, એક જીવ વગરનાં પુતળાં માફક, કલાકોના કલાકો સુધી જ્યારે તે રાક્ષસી વરાળયંત્ર તેણીને માઇલોનાં માઇલો દુર ખેંચી જતું હતું.

આખ્ખો વખત તે એખલી હતી, પણ સવારનું શેહજ પરોઢીયું ફુટતાં જ્યારે ટ્રેન વાંદરાંનાં સ્ટેશન ઉપર આવી ઉભી રહી ત્યારે તે ડબ્બામાં કોઇ ત્રણ ચાર બાઇઓ દાખલ થઇ. તે ચમકી અને કમકમી. હાલમાં પોતાની શું સ્થિતિ હતી તેનો કંપારી માંગે તે નિરોગને ખ્યાલ આવ્યો અને પછી કાંઇ પણ વિચાર વગર, આજુબાજુ જોવાની દરકાર કીધા વિના તે પોતાની બેઠકમાંથી ઉછળીને ઉભી થઇ ને ટ્રેનનાં કમપાર્ટમેન્ટમાંથી બાહાર પડી.

તે એક પળનો માત્ર જુસ્સો હતો; બીજી પળે તો ટ્રેન ઉપડી ગઇ અને તે સ્ટેશન ઉપર એખલી અટુલી એક થાંભલાં માફક ઉભી રહી. તેણી ત્યાં શા વાસ્તે ઉતરી પડી? તે સ્ટેશન તો તેને તદન નવું અને પરાયું હતું. તે હવે જાય કાંય? હવે કરે શું? તે એમ ઉતરી કાંય પડી? અને વળી પાછા કોઇ આવેને તેણી ઉપર હલ્લો કરવાથી તે સ્ટેશનમાંથી નિકળવાનાં દરવાજા ભણી ગઇ અને ત્યાંથી બાહાર પડી. તે આગારે તો પોતાનાં જુસ્સાઓ જેમ દોરવતા હતા તેમ દોરવાની હતી.

તે આગળ ને આગળ વધી સાંકડી ગલીઓ અને ગીચ રસ્તાઓ વાટેથી તે પોતાનો માર્ગ લેવા લાગી; અને પાછી તેજ એકદમ ઘણી ઠાકની લાગણી તેણી ઉપર માલેક થઇ આવી, તે રીતે લાગ

કે હવે તેની આંખો બંધ થવીજ જોઇએ. તે એક એકાંત ગલીમાં ભટકી હતી. ઉંચાં સફેદ ઘરો તેણીની એક બાજુએ ઉભાં હતાં; જયારે બીજી બાજુએ એક મોટી બીલડીંગ હતી. તે તે બીલડીંગ આગળ આવી–તે કોઇનું ખાનગી ઘેર હોઇ શકે તેમ ન હતું, તે ઘણું મોટું મકાન હતું. ત્યાં એક મોટો પોર્ચ હતો, ઘણાં ગંજાવર અને રોકનદાર થાંભળાંઓનાં આધારે ઉભેલો હતો; વળી તેનાં પોહળા દાદરો આગળ બેસવા માટે થોડીક સગવડ ભરેલી બેઠકો પણ હતી અને અંદર દાખલ થવાનાં દરવાજા આગળ એક મોટું ફાણુસ બળતું હતું, તેનો ઉજાસ ઘણો દુર વહેર ફેંકાનો હતો.

તે તે શાંત પોર્ચમાં અંદર ઘુસી અને તે મોટાં ફાણુસનાં ઉજાસમાં તે જોઇ શકી કે તે પોતે કોઇ એક સખાવતી છાપરાં હેથળ ઉભેલી હતી.

તે એક ઠેકાણે ઓથામાં બેઠી, પણ તે કાંઇ પુરતી આશાયેશ ન હતી; તે જમીન ઉપર ત્યાંની એકાદ પગથી આગળ સુધ ગઇ–તે લાંબી છર થઇ ઘણી પુરતી ફરાગાતીથી સુઇ ગઇ. આહ તે આરામ હતો! તે શાંતી ને આસાએશી હતી! તેની મરનાર માવીતરનો ચેહરો તેણીની નજર સામે આવી ઉભો; બધો ઘોંઘાટ, સઘળી ગરબડ તેણીની ચક્ષુઓ કનેથી ખસી ગયું; તેણીનાં આંખનાં પોપચાં સીવાઇ ગયાં. તેણીએ પાછી જાગવાનો વિચાર કીધો નહિ. સહવારે પડશે ત્યારે શું કરશે તે વાસ્તેબી તે અજાયબ થઈ નહિ જમીન કઠણ અને સરદ હતી; પણ તે સખતાઇ તેણીને જરાબી માલમ પડી નહિ. એક ઘણું રડી રડીને ઠાકી ગયેલું બાળક જેમ પોતાની કદરદાન માતાની હુંફાળી નરમ છાતીમાં શાંતીથી ભર ઉંઘમાં પડે છે તે માફક તે એક ઘાડી, ગાઢ ઉંઘમાં પડી.

ઓહ, ખુદા! જો તું દયા કરી એવાં અનેક દુઃખી, મુશીબતમાં આવી પડેલાં માણસોને ભારી શાંતી ભરેલી કલાકોનાં કલાકો સુધીની ઉંઘમાંથી કહીબી તેઓની આફતને સામે થવા જગાડતો નહિ હતે નો કેવું સારું. ઉંઘ, મુશીબત ભુલાવવાનું તું એક કેવું અનમુળ સાધન છે! જાગૃતી—એક કાતીલ ખંજર પેરે છાતી ઉપર ધરી આવી ભુલાયેલાં દુઃખને યાદ દેવાડતી તું એક કેવી સેહતાન જેવી શકતી છે! (સાધણુ છે.)

---

# થોડાક જવાળામુખી પર્વતો.

લખનાર-J. F. M.

દુન્યામાં બળતા પહાડો તો ઘણા છે પણ આજે આપણે તેમાના પ્રખ્યાત જવાળા મુખી ડુંગરો વિષે વિચાર કરીશું.

વીસુવીઅસઃ-બે હઝાર વર્ષની વાત ઉપર આ બળતો ડુંગર તદન ઠંડો હતો. સદીઓ થઇ તેમાંથી ધુમાડો, લાવા વગેરે બંધ હતું. બધા તેને સાધારણ પર્વત તરીકે માનતા હતા. તે વખતે તે મોટ સોમા તરીકે ઓળખાતો તેની આસપાસ શહેરો ને ગામડાઓ વસ્યા તેમાં મુખ્ય પોમ્પીઆઇ ને હરકયુલેનીઅમ શહેરો હતા

સને ૭૯ મા આ જવાળામુખી ફાટયો ફાટવાની આગળ ધરતીકંપો થયા હતા. પોમ્પીઆઇનો થોડોક ભાગ એવા એક આંચકાથી નાશ પામ્યો હતો. આખરે એક ભયંકર ધડાકા સાથ પર્વતનું શીખર ઉડી ગયુ હઝારો ફુટ હવામા રાખ ઉડી અને આજુબાજુના પ્રદેશોમાં જામી ગઇ. રોમન નૌકાસૈન્યનો વડો, એડમીરલ પ્લીની, તે વખતે માઇઝનમ નામના ગામડામાં હતો ત્યાથી પર્વત તરફ શું બનતું હતુ તે જોવા ચાલ્યો પણ રસ્તામા તે દટાઇ ગયો. પ્લીનીના એક ભત્રીજાએ ટેસીટસ (Tacitus) પર લખેલા કાગળો, એજ ફકત આ ભયાનક બનાવનો ખ્યાલ આપે છે.

દિવસ અંધકારમા ફેરવાઇ ગયો, બળતી રાખ અને ગરમ પથરા પડવા માડયા, હવામાં ગંધક ફેલાઇ ગયો, જમીન જોરમાં હાલવા લાગી, ગર્જના ને વીજળી થવા મંડી; અને આ બધા ઘોંઘાટમાં આસપાસના લોકોની મદદની ચીચ્યારી ભેળાવાથી કેવો ભયાનક દેખાવ થયો હશે તે કલ્પી શકાય. સેંકડોની સંખ્યામાં મનુષ્યો મરી ગયા, દટાઇ ગયા, પણ કેટલા તે જાણી શકાતુ નથી.

પોમ્પીઅઇ ને હરકયુલેનીઅમ જડી આવ્યાં છે, ખોદકામ ચાલુ રાખી શેહરો ખોદવામાં આવે છે. આ પરથી લગભગ ઓગણીસ સદી પર રોમન લોકો કેવા હતા તેનો ખ્યાલ થાય છે. કેટલીક ભીંતો પર ચિત્રો પણ જોવાને તેવા છે.

સને ૭૯ ના ફાટવા પછી વીસુવીઅસ ઠંડો થઇ ન ગયો પણ ત્યાર પછી ઘણીવેળા ફાટયો છે. મોટ સોમાનો થોડો ભાગ હજી છે પણ તેની પાસે એક બીજું શીખર છે તે હાલનો વિસુવીઅસ તરીકે ઓળખાય છે. નેપલ્સના ઉપસાગર આગળ, દરીઆની સપાટીથી લગભગ ૪૨,૦૦ ફુટ ઉંચો આ જવાળામુખી આવેલો છે. જે સાઇડેથી પવન વાય છે તે બાજુએ ઉભા રહી તે ઉંડા ગારમાંથી નીકળતી વરાળ અને ગંધકી પદાર્થો જોવાથી આપણને

કંઇ પણ ખુશી ઉપજે એમ નથી. થોડી થોડી મીનીટે ધડાકા થાય છે અને લાવા વહયાં કરે છે. રાત્રે પર્વત ઉપરનાં વાદળાંઓ લાલ દેખાય છે કારણ કે ગારની અંદર બળતું બળ્યાં કરે છે. કોઇ કોઇ વાર પત્થરો ઉંચે ઉડી આસપાસ પથરાઇ જાય છે, અને લાવા કવચિત દરીઆને નાના વહેળારૂપે મળે છે, બાજુમાંજ એક વેધશાળા બાંધી છે, કે જેથી પર્વત કયારે ફાટશે એ જાણી શકાય. એ ડુંગરની આસપાસ બીજા નાના ડુંગરો છે જે આગળ બળતા હતા અને હાલ ઠંડા પડી ગયા છે.

એટનાઃ–ભુમધ્ય સમુદ્રમાં ઘણા જવાળા મુખી ડુંગરો છે પણ તેમાં સૌથી મોટો સીસીલી (Sicily) ટાપુની પુર્વ કોણે આવેલો એટના પર્વત છે (Etna). વરાળ હંમેશ એમાંથી નીકળતી રહે છે, ધડાકા વારંવાર થયાં કરે છે, ને થોડાં થોડાં વર્ષે ફાટે છે. લાવા દરીઆમાં વહી જાય છે અને માર્ગમાં ગામો, ખેતરો ઉજડ કરે છે. પણ કોઇવાર દરીઆને મળવા અગાઉ લાવા ઠંડો પડે છે અને બસોથી ત્રણસો ફીટ ઉંચી ડુંગરીઓ બને છે. એટના સમુદ્રની સપાટીથી ૧૦,૮૭૦ ફુટ ઉંચો છે, અને જમીનની ટલેટી આગળ ૬૦ માઇલ ઘેરાવામાં છે. તે શીખર પર બરફ પડેલું રહે છે અને જયારે અંદર ગરમ થાય છે તયારે નદી થઇ વહે છે. લાવા ઠંડો પડે છે પણ થોડાં વર્ષ પછી ખેતી થાય એવો ફળદ્રુપ થઇ જાય છે.

સ્ટ્રૅમ્બોલીઃ—સીસીલી અને વીસુવીઅસની વચ્ચેની સામુદ્રધુનીમાં લીપારી ટાપુઓ (Lipari Islands) આવેલા છે. એમાંના એક ટાપુમાં સ્ટ્રૅમ્બોલી (Stromboli) નામનો બળતો પહાડ છે. દરીઆની સપાટીથી લગભગ ૩,૦૦૦ ફુટ ઉંચો છે પણ પહાડની તળેટી બીજા ૩,૦૦૦ ફુટ, સપાટીથી નીચે ગયલી છે. આ પહાડ હંમેશા બળ્યા કરે છે, પણ એમાંનો લાવા બહાર નીકળતી વરાળને પ્રકાસીત કરે છે. કોઇ વાર ધડાકો થાય છે, અને પત્થરો બહાર આવે છે. હીંદુસ્તાનથી ઇંગ્લંડ જતાં મેસીના (Massena) ની સામુદ્રધુની આગળથી બળતો પહાડ દેખાયા કરે છે.

ગ્રેહામ ટાપુઃ– સને ૧૮૩૧ માં સીસીલીની દક્ષિણમાં એક ટાપુ ફાટયો. ત્યારથી આ ટાપુ ગ્રેહામ ટાપુ (Graham) નામે ઓળખાય છે. ગંધકી વરાળથી આજુબાજુની હવા ખરાબ થઇ ગઇ, અને લાવા ને ખડકો અંદરથી ઉડી પાસે પડયા. રાખથી વાદળ થઇ ગયું. ગરમીથી વરાળ વધીને પત્થરો ભાંગી ગયા. આ ખડકોનો જુના પહાડની બાજુએ બસો ફુટ ઉંચો ને ત્રણ માઇલના ઘેરાવા સાથનો બીજો પહાડ બન્યો. આ પછી એ જવાળામુખી ટાપુની હૈયાતી ખતમ થઇ હોય એમ લાગે છે કારણકે જરાપણ વરાળની કે બળતા લાવાની નીશાન માલુમ પડતી નથી. મોંજાઓ આસપાસની રાખ ખોદી કાઢે છે અને નવા ડુંગરની તળેટીને અથડે છે.

પશ્ચિમ હીંદી ટાપુઓઃ— સને ૧૯૦૨ ના મે માસની આઠમી તારીખે, મોંટ પીલે (Mont Pele) નામના બળતા પહાડના ફાટવાથી, માર્ટીનીક (Martinique) ટાપુમાંનું સેંટ પીએરી (St. Pierre) નામનું શહેર ગરક ગયું. થોડીક મીનીટમાં ૨૫,૦૦૦ થી ૩૦,૦૦૦ માણસો મરી ગયાં. ફકત એક માણસ, અને તે પણ જેલનો કેદી, નાસવા પામ્યો હતો. સાતમી તારીખે લા સુફરીએરી (La Soufriere) નામનો પર્વત સેંટ વીન્સેન્ટના ટાપુમાં ફાટયો હતો.

સને ૧૮૫૧ માં મોંટ પીલે છેલ્લો ફાટયો હતો; ૧૮૧૨ માં બીજો પર્વત લા સુફરીએરી ફાટયો હતો. સેંટ પીએરી એક સુંદર, વેપારી શહેર હતું. લોકો આ પર્વત વીષે લગભગ

ભૂલી ગયાં હતાં; અને જોકે ૧૯૦૨ માં ફાટવા આગળ ચેતવણીઓ મળી છતાં લોકોએ તેપર ધ્યાન આપ્યું નહી. એપ્રીલની ૨૫ મીએ ગરમ પાણી નીકળ્યું; પછી રાખ સાથેની વરાળ નીકળી; પણ લોકોએ એ પર ધ્યાનજ આપ્યુંજ નહી; જ્યારે મેની ૫ મીએ ઉકળતું પાણી ને પીગળેલો લાવા નીકળ્યો ત્યારે આંખ ઉઘડી; પણ હવે શું બનનાર હતું ? આઠમીએ એક જબરદસ્ત ધડાકો થયો. વરાળ, રાખ, ધુળ, પત્થર જોરમાં નીકળવા મંડ્યાં. આ પર્વત બીજાઓની માફક ઘણો જોરમાં ફાટ્યો ન હતો; પણ જ્યાં કુદરતેજ ફટકો મારવા ધાર્યો હોય ત્યાં માણસ શું કરે ? જે બાજુએ સેંટ પીએરી આવ્યું હતું તે બાજુએ પહાડમાં મોટી ફાટ હતી. એક ખીણ આ ફાટની બરાબર નીચે હતી અને તે સેંટ પીએરી સુધી ફેલાયલી હતી. ફાટમાંથી એક વરાળનો મોરો જયો પત્થરો, રાખ વગેરેનો ભરેલો, કલાકના ત્રણસો માઇલની ઝડપે, જે વચ્ચે મળે તેને ઉજડ કરતો, ખીણ તરફ ચાલ્યો. ઘરો અને ઝાડો ભાંગી નાખ્યા, અને એક લોખંડનું પોકળ પુતળું અગીઆર ફુટ ઉંચું હતું તેને ભાંગી નાખી પચાસ ફુટ દુર નાખી દીધું. ઘણાં ખરાં મરણો ગરમ હવા દમમાં જવાથી નીપજ્યાં હતાં. ત્યાર પછી વારંવાર મોટ પીલે ફાટે છે. એક વખત સો માઇલ દુરના વહાણ પર એક ઇંચ જાડો રાખનો થર (આ પર્વતમાંનો) બાઝયો હતો. પહાડની પાસે રાખનો ઢગ કેટલીક વામ જેટલો ઉંડો છે. જાણે તરતનું બરફ પડયું હોય તેવું દેખાય છે. દરેક ધડાકા પછી વરાળ ઘટ થઇ વરસાદ વરસે છે ને નાશકારક વહેળાઓ વહે છે.

હવાઇ ટાપુઓઃ–હવાઇ ટાપુઓમાં (Hawaiian) ઘણા જવાળા મુખી પર્વતો છે જેમાં (૧) મોના લોઆ (Mauna Loa) (૨) મોના કી (૧) Mauna Kea (૩) કીલોયા (Kilauea) છે. મોના લોઆ આખી દુન્યામાં સૌથી ઉંચો જ્વાળામુખી પર્વત કહી શકાય. એની ઉંચાઇ દરીઆની તળેટીથી ૩૦,૦૦૦ ફુટ અને સપાટીથી ૧૪,૦૦૦ ફુટ છે.

મોના લોઆનું મુખ સાત આઠ માઇલ ઘેરાવામાં છે. ઘણું ઉંચું હોવાથી બરફ પડે છે પણ કહેવાની જરૂર નથી કે આ બરફ કોઇ વાર પર્વતની અંદરની ગરમીને લીધે પીગળી જાય છે. એના એક ભાગમાં લાવાનું સરોવર છે. એમાંથી થોડે થોડે કલાકે ફુવારો ઉડતો હોય તેમ બસો ચારસો ફુટ ઉંચે લાવા ઉડે છે. કીલોયા પર્વતમાં પણ એજ માફક છે. પણ મોના કી ઠંડો પડી ગયો છે.

જેમ તળાવમાંનું પાણી બરફ થઇ જાય છે તેમ અહીં લાવા બહાર નીકળી ઠંડીને લીધે ઘટ થઇ જાય છે. જ્યારે લાવા બહાર આવવાનો હોય છે ત્યારે તેના ભારને લીધે તેમજ વરાળના દબાણથી પર્વતની બાજુમાં નાની ફાટ પડે છે, એમાંથી લાવા બહાર નીકળે છે. એથી ફાયદો એ થાય છે કે વારંવાર લાવા બહાર આવવાથી તેનું દબાણ ઓછું થાય છે અને જેમ બીજા પર્વતોમાં બને છે તેમ રાખ બહાર આવતી નથી. જો કે લોઆ ૧૩,૬૭૫ ફુટ, કી ૧૩,૮૦૫ ફુટ અને કી લોયા ૪,૦૦૦ ફુટ ઉંચા ભયાનક પર્વતો છે પણ અહીં ધડાકા થતા નથી કારણ દબાણ ઓછું છે. કેટલીક વખત લાવાના વહેવાની લંબાઇ ૪૦ માઇલ અને પહોલાઇ ૨ થી ૩ માઇલ હોય છે. જ્યારે દબાણથી ફાટ પડે છે ત્યારે ધરતીકંપનો નાનો આંચકો લાગે છે અને વરાળ નીકળે છે. લાવા ઉકળતો હોઇ ડુંગરની ઢાળ પડતી જગાએ વહે છે, પણ તરતજ ઠંડીની અસરથી ઉપર ઘટ પડ બંધાઇ જાય છે, ત્યારથી લાવાનો પ્રવાહ

ધીમો પડે છે પણ ફક્ત પડજ ઘટ હોવાથી તે ફાટી અંદરથી ગરમ લાવા ક્યારે નીકળે તે કહી શકાય નહીં. અઠવાડીઆંઓ સુધી આ વહેળો તદન ધીમો વહે છે અને વરસો પછી તદન ઠંડો પડે છે.

માઉન્ટ શાસ્તા અને લાસેન પીકઃ—

માઉન્ટ શાસ્તા (Mt. Shasta) તદન ઠંડો પડી ગયલો પર્વત છે. એની ઉંચાઇ ૧૪,૦૦૦ ફુટ કરતાં વધારે છે. એટના (Etna) પર્વતની માફકજ આ જ્વાળામુખી છે, અને જે તેનું વર્ણન કીધું તે એને પણ લાગુ પડે છે.

શાસ્તાની દક્ષિણે લાસેન શીખર (Lassen) આવ્યું છે. એ પણ ઠંડો જ્વાળામુખી પર્વત છે. એના મુખ પર ઝાડો ઉગેલાં છે. તે ઝાડો લગભગ ૨૦૦ વર્ષના છે. ત્યાર પછી એક બે વખત લાવા વહયો હતો પણ એટલા થોડા જથામાં કે તેની દરકાર કોઇ કરે એમ નથી. માંઉન્ટ શાસ્તા અને લાસેન શીખર બન્ને રોકી પર્વતોમાં આવેલાં છે.

રોકી પર્વતોમાં એક બીજો ચકો પડેલો બળતો પહાડ છે. ખરૂં જોતાં પહાડ નથી પણ લાવાનું સરોવર છે. એના મુખનો ઘેરાવો લગભગ સોળ માઇલ છે. એ સરોવર ૨,૦૦૦ ફુટ ઉંડું છે અને તેની આસપાસની જમીન દરીઆની સપાટીથી ૩,૫૦૦ ફુટ ઉંચી છે. એ સરોવરને ક્રેટર લેક (Crater Lake) કહે છે. એ સરોવરની ઉપર એક પર્વત હતો. પણ લાવા બહાર નીકળવાથી તે પડી ગયો હતો. દુન્યામાં હઝારો બળતા પહાડો છે પણ તેમાંનાં ફક્ત ૩૦૦ ખરેખરા જ્વાળામુખી પર્વતો કહી શકાય. ઘણા ખરા પહાડો દરીઆની નઝદીક હોય છે. લગભગ ૨૨૫ બળતા પહાડો પેસીફીક મહાસાગરમાં છે. એ એક વિચિત્ર ચીજ છે કે બળતા પહાડોની લાઇનો પાડી શકાય છે. તે છુટા નથી, એક એશીઆમાં તો બીજો યુરોપમાં એમ નથી પણ લાઇનબંધ આવેલા છે.

એમાં બે મુખ્ય ફાંટા છે. એક ફાંટો બોર્નીઓ ટાપુની અગ્નિ દીશામાં છે. તે બોર્નીઓ, ન્યુગીની, ન્યુઝીલંડ અને ઓસ્ટ્રેલીઆમાં લંબાયો છે. એનીજ ઉલટી દીશાએ એટલે બોર્નીઓની વાયવ્ય કોણમાં, મલક્કાની સામુદ્રધુની, બ્રહ્મદેશ અને મલાયા દ્વિપકલ્પમાં, પણ જ્વાળામુખી ડુંગરો છે. બીજો અને વધારે મોટો ફાંટો ઇશાનકોણમાં જઇ ત્યાંથી દક્ષિણમાં વળે છે. એમાં ફીલીપાઇન, ફોર્મોસા, જાપાન, એલ્યુશીઅન (Aleutian) વગેરે ટાપુઓમાંના બળતા પહાડોનો સમાવેશ થાય છે. ત્યાંથી બેરીંગની સામુદ્રધુની બાદ કરતાં પાછી અમેરીકાના અલાસ્કા પ્રાંતમાં શરૂ થઇ, કેનેડા, યુનાઇટેડ સ્ટેટસ, મેક્સિકો, મધ્ય અમેરીકા, અને એન્ડીઝ પર્વતોમાંથી પસાર થઇ એ ફાંટો છેક લગભગ દક્ષિણ ધ્રુવને મળે છે. એન્ડીઝ, અને મેક્સિકોના ઉંચા જ્વાળામુખી પર્વતો ઘણા ભયાનક છે. એક બીજો ફાંટો પશ્ચિમ હીંદી ટાપુઓમાં જાય છે, આ પટો લગભગ ૫૦૦ માઇલ લાંબો છે. અને આગળ જણાવેલા મોંટપીલે અને લાસુફ્રાઇરે એમાં આવી જાય છે. ઉત્તર અમેરીકામાં જો કે ઉંચા પર્વતો છે પણ તે ઠંડા પડેલા હોવાથી ફીકર નથી. એમાં મુખ્ય માઉન્ટ રેનીઅર (Ranier), શાસ્તા, સેંટ હેલન્સ, અને હુડ છે. એલ્યુશીઅન ટાપુઓ લગભગ બધા બળતા પહાડોનાજ બનેલા છે. એમાં પણ બળતા પહાડો છે. કેટલાક ઘણાં ઉંચા છે, ત્યાંથી કામસ્ચાટકા અને ક્યુરાઇલ ટાપુઓમાં જ્વાળામુખી પર્વતો

છે. જાપાનમા ફ્યુજીસાન (Tugi San) ૧૨,૦૦૦ ફુટ ઉચો છે. પેસીફીક અને હીંદી મહા સાગરમા બળતા પહાડો પુષ્કળ છે.મધ્ય આફ્રીકામાથી એક હાર છેક એશીઆ માઇનોર સુધી લંબાય છે, આરારાટનો પર્વત જ્વાળામુખી છે એમ થોડાજ જાણતા હશે. વળી ,કોકેસસ અને એલબુર્ઝ પર્વતોમા પણ જ્વાળામુખી ડુંગરો છે. ભુમધ્ય સમુદ્રમા, એટના, વીસુવીઅસ, અં બોલી અને ગ્રીસની પાસેના ટાપુઓ બળતા પહાડો છે આઇસલંડ ટાપુમા કેટલાક બળતા પર્વતો છે જેમા મુખ્ય હેકલા છે. ફેરો ટાપુઓ અને બ્રીટીશ બેટો આગળ જ્વાળામુખીઓથી ભરપુર હતા એઝોર્સમા સેંકડો જ્વાળામુખી ટાપુઓ છે. બરમ્યુડા, કેપ વર્ડ, કેનેરી, સેંટ હેલીના કે જ્યા મહાન નેપોલ્યનને કેદ કરવામા આવ્યો હતો તે બધા આગળ જ્વાળામુખી પર્વતો હતા કેનેરી ટાપુમાનો ટેનરીફ (Tannerife) પહાડ ૧૨,૦૦૦ ફુટ ઉચો હતો પણ એક વખત અર્ધો ભાગ પડી ગયો હતો.

એંડીઝમાનો ચીમ્બોરાઝો (Chimborazo) જે ઇકવેડોર (Equador) પ્રાંતમાં આવેલો છે તે આપણી દુન્યામા સૌથી ઉંચો અને ભયાનક જ્વાળામુખી પર્વત છે. એની ઉચાઇ ૨૦,૫૦૦ ફુટ છે અને વિષુવવૃત્ત યાને ભુમધ્ય રેખા પર આવેલો છતા અને અંદરથી બળતો હોવા છતા તેના ઉંચા શીખર પર બરફ પડયું રહે છે. જાણે સફેદ બરફનો ખાડપડો કર્યો હોય એવો દેખાય છે

---

# સુબોધ વચનો.

લખનારઃ—મીસીસ ખુરશેદ ફીરોઝ કોટવાલ.

દુન્યાઇ તકલીદી ચીજનો લોભ રાખવો, એ ખુદ આપણે માથે આફતનો બોજો હોરી લેવા સમાન છે. માનોઇ જ્ઞાન અને દહાપણ મેળવવાનો લોભ રાખવો તેજ પ્રમાણીક લોભ છે. પણ આપણ-ઇન્સાનોની આંખ આગળ એક એવો સિહા પડદો છે, કે જેથી જે સારૂં છે, અને જે મેળવવું જોઇએ તેનાથી કેવળ આપણે અજ્ઞાન છીએ. આપણે આટલું તો સારી રવેશે જાણે છીએ કે વાઘણની પેઠે ચોમેરથી તીરસ્કાર કરતું ઘડપણ ઉભું છે, શત્રુની પેઠે રોગરાઈ દેહને હીણે છે, ભાંગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ્ય ઝરપી જાય છે. તોપણ મનુષ્ય ખોટાં કામ કરવામાં પાછળ હઠતું નથી. એથી વધારે આશ્ચર્ય જેવું બીજું શું હોય! કહેવત છે કે, જોગીને વહાલાં તુમડાં ને ભોગીને વહાલો ભોગ. કોઇ દહાડોબી ભોગની ઇચ્છા ઓછીજ નહિં થાય.

બંદગી એ એક ઉત્તમ હથ્યાર સમાન છે જો આપણે પાક પરવરદેગારના ખરેખરા આશીર્વાદ મેળવવા માંગતા હોઇએ તો બંદગી ખરા દીલની બંદગીને આપણી જીંદગીનો મુખ્ય રહેબર બનાવવો જોઇએ. ખરી બંદગી આપણને ગુનાહ કરતાં અટકાવે છે. અને ખરો ગુનાહ આપણને બંદગી કરતાં અટકાવે છે. બંદગીથી ખચ્ચીત આપણે ખુદાતાળાને મળવા નશીબદાર બનશું. લોભ લાલચોથી ભરપુર અને કામ ધંધાની બ્હોળી રોકાંણવાળી જીંદગીની લડત દરમ્યાન ઘડી ચપકો ફુરસદ મળતાં જો આપણે ઇશ્વરને યાદ કરીશું, તો જરૂર તે પોતાના મીનોઇ આશીર્વાદોથી આપણને વધાવી લેશે. જેટલો વખત ચીંતાતુર ચહેરે આપણે આપણા દુઃખના ગમનો ઉભરો એક ખુણામાં બેસીને કાઢશું, તેટલોજ વખત જો ખુદાતાળાની બંદગીમાં ગુજારશું, તો અલબત પહેલેના પાપ કરતાં બેવડો સવાબનો લાભ થયા વગર રહેશે નહિજ. બંદગીની એ શાંત પળો દરમ્યાન આપણે વૃદ્ધિના માર્ગમાં પણ જરૂર આગળ વધશું. કામકાજની આખા દિવસની ભારે ધમાલ દરમ્યાન બંદગી માટે બચાવેલી થોડીક શાંત પળો બંદગી કરનાર માટે ખરેખર સોનાને મુલની થઇ પડે છે. વખત કવખતની એવી બંદગી બ્હેસ્તના બુલંદ સુખને બંદગી કરનારનાં અંતકરણ ભણી ખેંચી લાવે છે, અને ઇન્સાન જાતની સેવા માટે તેને વધારે બળવાંન બનાવે છે.

દીલગીરીને મારવાને માટે, અને આ દુન્યામાં આપણે માથે લટકતી દરેક આફતમાંથી આપણો બચાવ કરવા માટે બંદગીથી ઉત્તમ બીજું કાંઇજ હથ્યાર નથી. વિપત્તિ અને જંજાળથી ભરેલી લડાઇમાં લડવા જવાને માટે શું કરવું? તો કહેઃ—

"રામ નામ સમશેર પકડકે,
કૃષ્ણ કટારી બાંધ લીઆ;
દયા ધર્મકી ઢાળ બનાવે,
જમકા દ્વાર જીત લીઆ."

# રમુજે નવરંગ.

લખનાર—સમન.

બાવા—દીકરા ફલી, તારો માસ્તર તું દરેક લેશનમાં હુશીયાર છે તે જાણીને ખુશી છે કે?

દીકરો—હા બાવાજી.

બાવા—તેવણે તુંને એમજ કહયુ કે?

દીકરો—હા, ફકત બીજેજ દીવસે તેવણે મને કહયું હતુ કે "જો સઘળા છોકરાઓ તારા જેવા હોય કેની તો પછી મારે મારો કલાસ બંધ કરીને નહાસી જવુ પડે" તે દેખાડેછ બાવાજી, કે હું લેશનમા પુરતો હુશીયાર છેઉં.

+ × × ×

ઓરેરોડ પર એક કુશાદે બીલ્ડીંગમાં મેડમ સાહરા નામની એક ભવિષ્ય ભાખનારીએ એક ઓરડો પોતાના ધંધાને માટે ભાડે રાખ્યો હતો. એક દીવસ એક શખશ તેણીના મકાનમાં ગયો અને બોલ્યો,

"મેડમ, હું તમારી પાસે–"

"ખચ્ચીત" પેલી મેડમ બોલી ઉઠી. "હું તે વિશે સઘળું જાણુછ, મને તમારો હાથ દેખાડો, જોઉ. આહ! આહ સી. ચોક્કસ થયું તમોને તમારા દરેક કામમાં નાઉમેદી મલીછ,"

"તદન રાસ્ત"

"જે કામ પછવાડે તમો મંડેલા છેઓ તે તમારા હાથમાથી વખતો વખત જતું રેહેછ."

"તમો તદન ખરૂં બોલોછ."

"ધીરજ પકડો. નજદીકના ભવીષ્યમા તમારૂ કામ પાર પડી જશે."

"હું સાંભળીને ઘણોજ ખુશી છેઉં, મેડમ" એક પીલા રંગના કાગજનુ ચીઠ્ઠું તેણી આગળ હાજર કરીને પેલો શખશ બોલ્યો "હુ તમારી આગળ આય ગેસની લાઇટના બીલને માટે આવ્યોછ, જે આશા છે કે તમો ચુકવી આપશો."

× + × ×

"તમારા ધણી સાથે તમારી પહેલી ઓળખાણ કયારે થઇ?"

"પરણ્યા પછી તેની પાસે મેં પહેલવહેલી વખત પૈસા માગ્યા ત્યારે."

× × × ×

એક શખસ એક ગાંધીની દુકાને ગયો. અને તેના હાથમા સફેદ પાઉડરનું એક પડીકું આપીને બોલ્યો,

તેમુલને આખરે એક ઓફીસમાં કલાર્ક તરીકે નોકરી મળી. સાંજે પોતાના કામપરથી ઘેરે આવીને તે પોતાની માશુકને કહેવા લાગ્યો.

"હવે શીલ્લા જો આપણે પરણ્યે તો પછી તું શું ધારેછ તું મારા આય ૧૦૦) રૂપીઆના પગાર પર ઘેર ચલાવી શકશે કે?"

"હું તો તેમ ચલાવવાની કોશેષ કરશ, વહાલાં તેણી બોલી "પણ તમો શું કરશો?"

× × × +

એક સુંદર પોશાકમાં સજ થયલો ગ્રહસ્થ એક ત્રીજા વર્ગનાં આગગાડીના ડબામાં મુસાફરી કરતો હતો તે ડબામાં દાખલ થતાં સાથે ઝપાટામાં એક જવાન ચહેરેનુમન છોકરીની પાસે બેસી ગયો. એકાએક તેને માલમ પડયું કે તે પેલી છોકરીના ન્યુસપેપર પર બેસી ગયો હતો.

"બેનોજી, આય તમારૂં ન્યુસપેપર!" પોતાની બેઠકપરથી પેલું ન્યુસપેપર એણે કાઢીને અને તેણીને આપતાં બોલ્યો. "હું દલગીર છેઉં."

પેલી છોકરીને આથી સંતોષ થયો નહી, પણ થોડી મીનીટ સુધી તેણી કાંઇબી બોલી નહી. પણ જ્યારે તે ત્રેન સ્ટેશન પર આવી લાગી કે તેણી બોલી.

"સાહેબ," તેણીએ નરમાશથી તેને કહયું, "હું મારી તળેલી મછી જે આય ન્યુસપેપરમાં લાવી હતી અને જે તમારી બેઠકપરજ રહી ગઇછ તે લઇ શકું?"

---:o:---

આ "નારંગ" માસિક બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના માલેક અને અધીપતી અરદેશર ખરશેદજી દેશાઈએ છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

# નવરંગ.


## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનેમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.

" " પ્રદેશમાં રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મુ. નવેમ્બર, ૧૯૨૨. અંક ૩ જો.


## અનુક્રમણિકા.



## તાકીદે જોઇએ છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. ને ના આઠ રોકડા આપીશુ. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં વધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેવાઓએ આ માસિકની ઓફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

# નવરંગ.

પુસ્તક ૮ મું. નવેમ્બર, ૧૯૨૨. અંક ૩ જો.

# મોતનો ડાઘ!

## પ્રકરણ ૪.

એલઝી તે વિઝીટીંગ કાર્ડ ઉપરનું નામ વાંચી ગુંચવાડામાં પડી. ગુસ્સાનો મોજો તેણીના સોહામણા મુખડા ઉપર તત્કાળ ફરી વળ્યો, કિંતુ બીજીજ પળે તે મક્કમ પગલે નોએલ કેમ્બેલ બેઠો હતો તે રૂમ તરફ ગઇ અને તેનું બારણું ઉઘાડયું. તેણીને પ્રવેશ કરતાં જોઇ તે રૂમમાં એક કોચ ઉપર બેઠેલો એક ઉંચો અને સારા વસ્ત્રોમાં સજ્જ થયેલો જવાન ઉઠી ઉભો થયો.

પોતાના પિતાના મુખ્યારીકજ તે જવાન માટે જીગરમાં તિરસ્કારની લાગણીઓ સહીત જ તે રૂમમાં આવી હતી. તેણીએ એક દેખાવના, હસ્તા પણ લુચ્ચા દેખાવના જવાનને પોતા સામે આવી ઉભેલો જોવા વકી રાખી હતી, પણ, તેથી, તમામ ઉલટુંજ તેણી સામે ઉઠી ઉભો થયલો જવાન હસ્તો ન હતો, કે એકાદ લુચ્ચા જેવો તેનો સહજ પણ આવભાવ કે દેખાવ ન હતો.

તે સોહામણો હતો—ઘણોજ સોહામણો. તેણે પહેરેલાં વસ્ત્રો સારાં અને ટેસ્ટફુલ હતાં, અને તેની રીતભાત એક લાયક સગ્રહસ્થના જેવીજ તમામ હતી.

તેણે એલઝી તરફ પ્રશ્ન કરતી ઢબમે જોયું, અને તુરત પામી ગયો કે 'તેણીની વર્તણુક મિત્રતાથી વેગળી હતી.' તેણીના મનમોહક સુંદરતાથી પ્રથમમાં તો તે અંજાઇ ગયો હતો, પણ તુરતજ તે હસતો જણાયો. તેને હસ્તો નિહાળી, તે ગુસ્સાથી રાતી બની.

"મેં મારો કાર્ડ સર સ્ટેન સ્ટર્ન માટે મોકલ્યો હતો," તેણે હળવેથી બચાવ કર્યો. એલઝીને લાગ્યું કે આવો સુંદર સાદ તેણીએ કદાપી સાંભળ્યોજ ન હતો.

ખચ્ચીતજ આવો દેખાવડો જવાન, આટલી ઉંચી વર્તણુક અને સભ્યતાથી ભરેલો, એક નિચ કે તેવીજ કોઇ નાલાયક તરમયનનો કેમ હોઇ શકે? એલઝીએ મનમાં એમ વગાસ્યું; પણ બીજીજ પળે તે જવાન તરફ પોતાના અંતઃકરણને સખ્ત કર્યું, અને મગરૂરીથી પોતાનું નાજુક સર ઉઠાવી તેણીએ દમામમાજ જવાબ કર્યો.

"સક્રેઅ, માહરા પપા તમને મળવા સાફ ના પાડે છે તમને તે કેટલા ધીક્કારે છે તેનું પ્રમાણ જો તમો અર્ધે ભાગે બી જાણો, અને તમારામાં સ્વમાન જેવું સહજ બી હોય તો હું કહું છું કે તમે ફરી કદી બી તેને મળવા માંગોજ નહીં!" તેણી ઝડપથી ઉપલું બોલી ગઇ કે રખે તે જવાંનની આકશક આંખો તેણીને તે બોલતાં અધવચ્ચેજ નરમ પાડે.

"હું તમને સમજી શકતો નથી," તેણે દુઃખનો દેખાવ કરી કહ્યું, "તમારા આ કડક આવકારનો શો અર્થ કરવો તે માહરી સગજની બાહર છે: હું ધારું છું કે તમે મીસ સ્ટર્ન છેવ?" તેણે ટાંકીને એલઝી તરફ જોયું અને પુનઃ વધાર્યું. "અને કંઇ ભુલ થએલી છે, કંઇ ઘણીજ કમનશીબ ભુલ."

"માહરા પપા બિમાર છે," એલઝીએ જરા નરમ અવાજે કહ્યું કેમકે તેનો કઝીન ઘણો ગભરાયલો ને ગુચવાચલો દિસ્યો, "તેવણ અઠવાડઆંઓ થયાં પોતાના રૂમમાંથી બહાર નિકળ્યા નથી. તમારૂં કાગળ વાંચીને તેવણ ઘણાંજ ખીજવાયા હતા અને એમની તબ્યત ઉપર પણ તેની ઘણી માઠી અસર થવા પામી હતી, તમને મળવા માટે મેં તેવણની રજા પણ લીધી નથી. તમે અત્રે આવ્યા છો તે તેવણ જાણતા પણ નથી. હું તમને હરકત કરવામાં આવે કે અપમાન કરવામાં આવે તેમાંથી બચાવવાના ખ્યાલથી અત્રે આવી છું, કેમકે પપાનો વિચાર તમને અત્રેથી હાંકી કઢાવવાનો છે."

"ઓ!" તે પહેરાણો તે સમજી દિલગીરીથી બોલ્યો, "ત્યારે તો મીસ સ્ટર્ન, માહરે તમારો ઉપકાર માનવો સજાવાર છે. એકાદ નોકરને હાથે હંકરાઇ જવા બદલ આ ખચ્ચીતજ માહરે માટે શુભ બન્યું છે. પણ મીસ સ્ટર્ન, હું તમને ખાતરી આપવા માગું છું કે બાઇલોની મુસાફરી કરીને સિંહને હું તેના પાંજરામાંજ મળવા ને નમાવવા આવ્યો છું. માહરી મુલાકાતનો લાભ સર જોનને જારતી છે. હું સમજીજ નથી શકતો કે સર જોનને માહરી વિરૂધ થવાનું શું કારણ છે?"

"ઓ, એવા અજ્ઞાનપણાનું ખાલી ડોળ શા માટે ઘાલો છો?" એલઝીએ ધ્રુજતાં સાદે કહ્યું, "જાઓ, હું તમારી પાસ માંગી લઉં છું કે હમણા તો જાઓ. માહરા પપા તમને મળવા સારી તંદરોસ્તીમાં આવે તેટલાં થોભો."

તેણે પોતાના હોઠો કરડયા ને જરા વિચારમાં પડયો.

"મીસ સ્ટર્ન, એક પ્રશ્ન, પ્લીઇઝ. તમે અત્રે કોને જોવાની આશા રાખતા હતાં?"

"તમે તમારો કાર્ડ મોકલ્યો તેને," એલઝીએ તે વિચિત્ર પ્રશ્નથી ખીજવાઇ તિખાશથી કહ્યું.

"અને તે ઉપરનું નામ?"

તે નવો વિચિત્ર પ્રશ્ન સાંભળી એલઝીના જીગરમાં કંઇ અવનવી લાગણી થવા લાગી. કાંય તે તેણી સમજી શકી નહી. તેણીનું શરીર તે લાગણીથી કંપી રહ્યું.

"એ કેવો હરસાજોગ સવાલ," તેણી બોલી, "વળી કોનુ નામ? તમારૂં પોતાનું—નોએલ કેમ્એલ!"

"એબ્સર્ડ!" તે પુકારી ઉઠયો, "હું કેટલો મુર્ખો બન્યો. મીસ સ્ટર્ન, તમે મને એ માહરી મુર્ખાઇ ભરી ગફલતી માટે માફ કરી શકશો ? મેં એથી જે ખરાબ છાપ માહરે વિષે તમો ઉપર પાડયો છે તે શું કદી વિસરાશે ?"

તે એક ખુરશી ઉપર બેસી ગયો. દમ બાંધીને હસ્યો ને પછી પાછો એલઝીની માફી ચાહવા પડયો.

"મેં માહરા મિત્રનો કાર્ડ તમને ભુલમાં મોકલ્યો હતો, તેની વતી તેના મામાને મળવા હું અંહી આવ્યો છું. તેનું કાગળ હમણા માહરાં ખીસામાં છે, એ કાગળ સાથ તેના પાંચ છ કાર્ડો ભુલમાં આવી ગયા હતા અને તેમાંનો એક મેં ધ્યાનમાં ને ધ્યાનમાં તમને મોકલાવવાની મુર્ખાઇભરી ભુલ કરી હતી. માહરૂં નામ કોલીન રેડકલીફ છે, અને હું નોએલ કેમ્બેલનો એક ખાસ મિત્ર છું. તે ઘણો રોકાયલો હોવાથી બ્લેરવુડ આવી શકયો નથી."

કોલીન રેડકલીફ ! તે જવાનનું નામ સાંભળી એલઝી વધારે અજાયબ થઇ. તે નામ તેણીને જાણીતું હતું. તે નામની તે એક વખાણનાર હતી. તે નામ તે ઘણુંનું પીછાણતી હતી, ઘણા આગેવાન પત્રો ને માસિકોમાં આવતા સુનંદા પીકચરો તળે તે નામ તે હંમેશ વાંચતી હતી. એકેડેમીમાં મુકાયલા પીકચરો માટે લાગલગાત બે વર્ષ તેનું નામ બહુ વખાણ થયું તેણીને યાદ હતું. તે પોતે આર્ટની શોખીન હોવાથી કોલીન રેડકલીફની હુન્નરમંદીની પૂજારી હતી.

અને તેજ તેણીનો માનીતો જવાંન આર્ટીસ્ટ તેણીની માફી ઇચ્છતો તેણીની સામે ખડો હતો.

"હું તમને જોઇ ખુશી છું, મી૦ રેડકલીફ," એલઝી બોલી. "હું તમને નામે વર્ષો થવાં ઓળખું છું, મને ઉમીદ છે કે માહરી તુમાખી વર્તણુક માટે તમે મને દરગુજર કરશો."

"જે છબરડો થઇ ગયો છે તે માટે હું મને પોતાને કદી માફ કરી શકવાનો નથી. નોએલ કેમ્બેલ હું નથી એ માહરે માટે કેવી મોટી ખુશનશીબી છે ?" તે ખુશહાલીથી હસતા વદને બોલ્યો, "સર જોન બિમાર હોવાથી તમારા કઝીને મોકલેલું લેટર થોડા દાહાડા દાબીજ રાખવાનું ઇચ્છવા જોગ થઇ પડશે," કોલીન રેડકલીફ એટલું બોલી ખંચાયો, પછી પાછું વધાર્યું; "અને હુંજ પાછો નોએલને સમજાવીને તેના એલચી તરીકે અહીં પાછો આવશ."

"તેજ ઠીક થઇ પડશે, મી૦ રેડકલીફ, કેમકે પપા તો નોએલને એક તમામ નકામો ને લુચ્ચો બાંગડજ ધારી બેઠેલા છે. હું ધારૂં છું, કે પપાની તેમ માની લેવામાં ભુલ છે, ખાસ કરીને મી૦ કેમ્બેલ તમારા જેવાના એક મિત્ર છે ત્યારે."

"સર જોનની, ખચ્ચીતજ, એમ માની કે ધારી લેવામાં ભુલ છે," કોલીને ચહરાં લાલ થતાં જવાબ કર્યો, "કેમ્બેલ લંડનમાં એક સૌથી ભીઝી માણસ છે ને પૂરતો બનતું જોઇતો આબરૂદાર છે. તે એક બેરીસ્ટર છે અને તેનું ગાડું ઠીક ઠીક ચાલે છે. સર જોન તેને વિશે નાહકનું બુરૂં અનુમાન ધરાવી બેઠા છે."

"હું એ જાણી દીલગીર છું," એલઝી બોલી, "પણ પપા હમેશા વર્ષોની વાત ઉપર પોતાને થયલાં કંઇ ગંભીર નુકશાન માટે ખફા થઇને બડબડે છે. પણ એ વાત આપણે શા

માટે કર્યે ? મી૦ રેડકલીફ, જો તમને ઠીક લાગે તો મ્હારા કઝીનનો પત્ર મને આપી જાઓ, અને તે હું પપાને એવણુંને ઠીક હોશે ત્યારે આપશ. તેવણુનો માહરામાં પૂર્ણ વિશવાશ છે."

કોલીન રેડકલીફ સહજ દરવાફતમાં પડ્યો.

"હું તેમ કરી શકતો નથી. કેમ્બેલનો તેવો મને હુકમ નથી. એના મામાને હાથોહાથજ આપવાનો તેનો મને ભારપુર્વક આગ્રહ છે, તેની અવગણના હું કરી શકતો નથી, તેથી હું અત્રે પાછો આવીશ? કયારે આઉં? એ બાબત ખાસ અગત્યની છે તેમાં તમારો પણ મીસ સ્ટર્ન તમારા પપાના જેટલોજ લાભ સમાયલો છે."

"પપા, હું ધારૂં છું કે એકાદ વિક પછી ઠીક થશે," એલઝી બોલી.

"ત્યારે હું આવતાં અઠવાડયામાં ગુરૂવારે સાંજે અત્રે આવીશ, મીસ સ્ટર્ન, અને તે વેળા મને ઉમીદ છે કે તમે મને પપાને મળવાની દરેક જોગવાઇ કરી આપવામાં સહાય થશો."

"તે માટે ખાતરી રાખજો," એલઝીએ કહયું. "આવો, મી૦ રેડકલીફ, જરાક રીફ્રેશમેંટ લેતા જાઓ", તેણી શરમથી રાતી બનતાં બોલી, "હું તમને લેડી હેલીના ફ્રીમેન સાથ ઈનટ્રોડયુસ કરાઉં. આ મોટા ઘરખતલાનો કારોબાર તેવણુ ચલાવે છે. હું તેને માટે હજી પુરતી લાયક થયલી મનાતી નથી." તેણી એટલું કહી મીઠાસથી હસી, અને તે હસ્વાંએ કોલીન રેડકલીફનું મન હરી લીધું. દે[illegible]વાન આર્ટીસ્ટને લાગ્યું કે આવી સુંદર છોકરી તેણે કદી જોઇ કે જાણી ન હતી.

"મને માફ કરો, મીસ સ્ટન," તે બોલ્યો "માહરી કેંપ બહાર બોડી છે અને બ્લેર ઉડથી લંડન જતી છેલ્લી ટ્રેન નવ વાગે ઉપડે છે," તેણે પોતાના હાથ ઉપરના ઘડિયાલમાં જોયું અને નાશીપાશીની લાગણી તેના ચહેરા ઉપર છવાઇ રહી, "અરે! નવમાં પાંચજ મીનીટ ઓછી છે. વખત કેમ વહેરો ગયો? માહરે ત્રણ માઇલ જવું છે તે કેમ જવાશે?"

"હવે બનેજ કેમ? હવે તો આંજની રાતે જવાયજ નહીં," એલઝી હસીને બોલી, "હું લેડી હેલીનાને અહીં બોલાવી લાઉં છું અને તેવણુંની મીઠડી તકેદારીને તાબે થવામાંજ હવે તમારો છુટકો રહેશે."

'હોરેલ' એવું કંઇ તે તરત બોલવા જતો હતો. પણ અતે મીસ સ્ટર્નની માંગણીને વશ થવામાંજ તેણે સુખ માન્યું.

તે અણુધાર્યા પહરોણાની સંગવડને સારૂ લેડી હેલીનાએ તાબડતોબ બંદોબસ્ત કર્યો. અલબતાં, તેની આમદ અને તે રાતના તેના ત્યાંના રહેવાસને લગતી સર્વે વાત સર જોનથી બહુજ ચોકસાઇથી ગુપ્ત રાખવામાં આવી.

બીજી સ્હવારે નાસ્તો લઇ તે પહરોણાએ વિદાય થવા આગમચ સર જોનની તબ્યત વિશે કાળજીભરી પુછપરછ કરી.

"કેમ્બેલ જાણીને ખુશી થશે એવું કંઇ કહેવા જેટલો હું સામર્થવાન થયો છું એ માહરી ખુશનશીબી છે," તે જતાં જતાં બોલ્યો, "હું આવતા વિકમાં ગુરૂવારે પાછો આવશ."

તે બન્ને બાનુંઓને સેકહેન્ડસ કરી ચાલતો થયો.

એલઝાં તેને જતો જોઇ બારીએ આવી ઉભી. અર્ધી ખુશહાલી, અર્ધી દીલગીરીથી તેનું જીગર ઉભરાતું હતું. આ અણધારી મુલાકાત તેણી માટે શું ભવિષ્યમાં સુખ લાવનાર હતી યા દુઃખ ?

કોલીન રેડકલીફને લઈ ઉપડી ગયલી મોટરકાર તરફ તેણી જોતી ઉભી હતી. તે નજર બહાર જતાં તેણી એક નીચી ખુરશી ઉપર બેસી પડી અને પોતાનો ચહેરો પોતાના હસ્તોમાં છુપાવ્યો; નહી કે વિલાપ કરવા, પણ તેણી આસપાસ ઉત્પન્ન થતા નવા ભેદ ને ગુચવાડાનો વિચાર કરવા.

---

## પ્રકરણ ૫.

---

સર જોન રટર્નની તબ્યતના સમાચાર જાણવા કેટલાંક પહરોણાઓ તે સહવારે આવ્યાં અને ગયાં. સર જોનની વિચિત્ર રીતભાત અને એકાંત પસંદ કરવાની ટેવ છતાં તેના મોભા અને પૈસાના બળની કોઇ અવગણના કરી શકે એમ ન હતું. તે તે પરગણામાં સૌથી તવંગર આસામી હતો. અને વળી તે છેકજ સોસાયટીથી નાહસતો ફરતો ન હતો; છેલ્લાં બે વર્ષ દરમ્યાન તેનો બ્લેરઉડ પાર્ક ઘણાં પહરોણાઓથી અવાર નવાર વાજી ગાજી રહયો હતો. તે વૃદ્ધ બેરોનેટને પોતાની વ્હાલી પુત્રી એલઝાને ખાતર સોસાયટીની સંગતમાં રહેવું પડતું હતું. તે પોતે ગમે તેવો એકાંત સેવતો ને બરીયલ બન્યો હતો પણ એલઝીની તબ્યત માટે તેને અથાગ કાળજી હતી. તેણે તેણીની દરબારમાં લઇ જવાની પણ ખાસ સંભાળ લીધી હતી; અને લંડનની હાઇ કલાસ સોસાયટીઓનાં કેટલાક વગવાળા મેલાવડાઓમાં પણ એલઝીને ખાતર પોતે હાઝરી આપી હતી. દરબારમા તેમજ એવા મોટે ખાંચરેના મેલાવડાઓમાં એલઝીએ પોતાની મનમોહક સુંદરતાથી ઘણી સુંદર અસર નિપજાવી હતી. ઘણા જવાન્યાઓના ચિત તે ચાતુરીએ ચોરી લીધાં હતાં. ઘણાંઓ તેણીનું દિલ જીતવાના વયર્થ વલખાં મારી પાછા હઠયા હતા; પણ તેઓમાનો એક જંબરો જકકી નિવડયો હતો. એલઝીને તે ઉમરાવ લોર્ડ જયોર્જ સોમરટન સાથ એક મોટે ખાંચરેના બૉલમાં મેલાપ થયો; અને પહેલીજ નજરે તે ઉમરાવ એલઝીના પ્યારમાં પગથી માથા તુલીક પડયો. તે કોઇ પણ રીતે દેખાવડો ન હતો, બાટકો ભરેલા બાંધાનો અને લગાર સામલા ચહેરાનો હતો એ લોર્ડ જયોર્જ સોમરટન. તે રીતભાતે ઉતાવડયો અને અચોકકસ હતો. તેને વિશે કોઇ ચોકકસ કશી બી પાંતીએ કહી શકતું ન હતું, પરંતુ એ બધી ખામીઓ છતાં તે પૈસા પાત્ર હોવાથી તેનો વગ વસીલો મોટો હતો, તેમજ તેનું ખાનદાન પણ સદીઓનું માન પામેલું ને પુરાણું હતું.

તે, અમોએ ઉપર કહયું છે તેમ, પ્રથમ દ્રષ્ટિએજ એલઝી ઉપર પ્યાર ઘેલો બન્યો હતો અને વખતના વહેવા સાથ તેનો તે પ્રેમ વધતોજ ગયો. તેણે પોતાના અંતરની તે ભાવનાનો ઉભરો એક દિવસ એલઝીના કાનોમાં ખાલી કર્યો. તેણે ઘણા જુસ્સાદાર શબ્દોમાં પોતાના પ્યારનો જોશ તેણી કને રજુ કર્યો. તે શબ્દોનો ધોધ એલઝી અર્ધી બીહીધીલી, અર્ધી કચવાયલી સમજી રહી.

"બસ્ કરો," તેણી તે વેળા વચમાં બોલી "હું તમારી પરણેતર થઇ શકશ નહી, લોર્ડ સોમરટનઃ તમારો જુસ્સો મને બીહીવરાવે છે."

તે શબ્દો સાંભળી તેની આંખોમાં ગુસ્સાના જ્વાળા જળી રહયા.

"'ના' નો જવાબ હું લઇ ચલાવનાર નથી. 'ના' મને કબુલજ નથી. મીસ સ્ટર્ન, 'ના' કહીને તમે તમારાં અંતઃકરણને દગો છો. માહરો પ્રબળ પ્યાર-માહરો મજબુત સ્વભાવ તમને નમાવશે—તમારો પ્યાર મેલવશે."

"તમારા મજબુત સ્વભાવ માટે તમે જોઇયે તે કરતાં ઘણું જાસ્તી માની લેતા જણાવ છો." એલઝીએ તીરસકારથી જવાબ કર્યો, "તમારે માટે પ્યાર જેવી ચીજ માહરી સોડે ફાઝલ નથી."

"વેલ, વખત એ કામ બજાવશે, મીસ સ્ટર્ન. તમે માહરા અંતરમાં એવો જુસ્સો ઉત્પન્ન કર્યો છે કે તે કદી ઠંડો થનાર નથી. દર્યાના ધસ્યા આવતા મોજા જેવો તે સમર્થ છે. મેં તમને જીતવાનો નિશ્ચય કર્યો છે. મેં ઠરાવ કર્યો છે, મીસ સ્ટર્ન, કે તમને માહરાં મોહરદાર બનાવવાં.

એ વાતને-એ તકરારને મહીનાઓ વીની ગયા હતા. તે પછી લોર્ડ સોમરટનને તેણીએ જોયો પણ ન હતો, પણ તેણીને ખબર હતી કે તેની અને તેણીના પિતાશ્રી વચ્ચે અવાર નવાર પત્ર વહેવાર ચાલતો હતો. તેણીએ કદી તે પત્રો જોયાં ન હતાં, પણ મનશે તો તે સખ્ત હયરત રહેતી હતી, કે તેના પીતા જેવા એક રીટાયર્ડ થયલા આસામીને એ લોર્ડ સોમરટન સાથ શો સંબંધ હતો?

કોલીન રેડકલીફના વિદાય થવા બાદ એલઝી વિચારોમાં નિમગ્ન બની હતી. તેણીનું મગજ ભમતું હતું; આઇસ જેવાં ઠંડા આંગલાંએ જાણે કોઇએ તેનું નાજુક જીગર ઝાલી લીધું હોય એવી અસર તેણી ઉપર નિપજી હતી.

"હું કેટલી મુર્ખી બનું છું? શા સારૂ હું એટલી 'નરવેસ' બનતી હોવશ?" તે મનશે વિચારતી, "પપાની બિમારીને લીધે યા પપા પ્રવાસે જવા ચાહે છે તેની ધાસ્તીએ એમ હશે! છટ, માહરે શા સારૂ બીહીવું જોઇએ? જે થશે તે સારૂજ થશે. માહરે ખુદા પર વિશ્વાશ રાખી રહેવું જોઇએ." તે એમ વિચારી ઉઠી અને બહાર બાગમાં ઉતરી. તેણીનો વિચાર પોતાની હિન્દુસ્તાની આયાની મુલાકાત લેવાનો હતો. તેણી મારફતે તે તારૂણી પોતાની મરનાર માતાને લગતું કંઇ જાણવા ઇન્તેજાર બની હતી. તે વૃધ્ધ આયા હાલમાં તે પાર્કના ગંજાવર બાગને એક છેડે આવેલા એક ન્હાના કોટેજમાં રહેતી હતી.

ઝેમા, તે આયા, હવે તો ઘણી જૈફ થઇ ગઇ હતી; અને તે કોટેજમાં સારો દિવસ પડી રહેતી હતી. ભવિષ્ય ભાખવાનું તેણીને ચેતક પડયું હતું, જોકે તે તે વિદ્યા કેટલી ને ક્યાંથી શીખી યા જાણતી થઇ હતી તે કોઇ કહી કે કળી શકે એમ ન હતું. તે પાર્કનું દરેક નોકર તેણી આગળ અવારનવાર જઇ બેસતું અને પોતાનું ભવિષ્ય ભખાવતું, અને બદલામાં તેણીને થોડુંક રૂપાનાણું આપતું, જે તે ડોસી બહુ સંભાળથી એકઠું કરતી હતી. તે વૃધ્ધ હિન્દવાણી દીન ઉગે લોભી થતી જતી હતી, અને પોતા પાસ આવતા જતા પાસ વધુ ને વધુ ઓકાવતી હતી.

એલ્જી તે કોટેજ નજીક આવી પોહોંચી. તે તે વેળા પોતાના પિતા ને ગાર્ની સંગનાજ વિચારોમાં તલ્લીન હતી. કોલીન રેડકલીફનો ખ્યાલ તે વેળા તેણીના મનમાં સહજ પણ રહ્યો ન હતો.

"એ મને કહેશે,' તે બબડી. "પપા હિન્દુસ્તાનમાં કેમ ને કયાં રહયા હતા તે એ બધું જાણતી હશે ને ત્યાં જવાથી એવણ તબ્યત સુધારવાની વાતો કરે છે તે શા ઉપરથી, તે વિશે પણ એ મને કંઇ ઉપયોગી ખબર આપી શકશે."

ઝેબનું કોટેજ એક ઘણીજ ગીચ ઝાડોની મોટી ઘટાઓ વચ્ચે આવેલું હતું. તે ઝાડોની ગીચ ઘટાઓને લીધે તે કોટેજમાં આખો દિવસ અંધકારજ રહેતો હતો. ઝેબાને દિવસનાં પણ પહેરાણાઓ આવતા ત્યારે મીનબત્તીઓ સળગાવી ઉજાશ કરવો પડતો હતો.

એલ્જીએ તે કોટેજનું બારણું ઠોક્યું અને અંદરથી ચીચવાતો અવાજ આવ્યો

"મીસ એલ્જી બારણું ઠોકે છે. માહરી વ્હાલી દીકરીના ઠોકવાનો એ અવાજ છે. અંદર આવ, માહરી પ્યારી, અંદર આવ."

એલ્જી બારણું ઉઘાડી અંદર ગઇ બહારના ખુશનુમા તડકામાંથી અંદરના ગભરાવનારા અંધકારમાં પ્રવેશ કરતાં તેણી કમકમી.

"તું કાંહા છે, ઝેબા?" તેણી બોલી, "તું આવા કારાગૃહમાં ઉનીજ કેમ શકતી હોશે. રોજે રોજ અહીં વધારે અને વધારે અંધારું ને બીહીકરાવનારૂં દસ્ય મને નજરે આવે છે."

ઝેબા તે સાંભળી હસી પડી.

"મને પ્રકાશ સામે ધીક્કાર છે," તેણી ઝનુનથી બોલી, "જીજ્ઞાસુઓને તેથી ઘણું જાણી લેવાનું મળે છે. ભવિષ્ય ભાખી શકવાની દૈવી શક્તિ ધરાવનારાઓને પ્રકાશની કાંઇ જરૂર નથી. એલ્જી, ગારકહામને જઇને કહેજે કે માહરો તંબાકુ તમામ થવા આવ્યો છે. તે લાવતાં ભુલે નહીં. જરૂર કહેજે, ભુલતી ના.—એ ગારકહામ માટે મેં ઘણું કરેલું છે ને તે મને એમ સતાવતી મુકે એ તેને માટે ઠીક નથી. મેં સર જોનની પણ ઘણી સેવા ઉઠાવી છે. હાલમાં સર જોન બિમાર છે, પણ એવણની એ બિમારી શારિરીક નથી; માનસીક છે."

"હા, ઝેબા પપા બિમાર છે. છેલ્લા થોડાક અઠવાડયા થયાં તેવણમાં ગજબ ફેરફાર થઇ ગયો છે. તું હમણા જોય તો તેવણને ઓળખે પણ નહીં, એવો તેવણનો અવતાર બેઅવતાર થયો છે" એલ્જીએ કહયું.

"હું તે જાણું છું, મને તે વિશે ખબર છે. સિતારાની ચાલ પ્રમાણે એવણ લાંબી મુસાફરીએ નિકળવા માંગતા હશે; પણ હું હમણા કહી શકતી નથી કે, તેથી એવણને કશો લાભ થશે કે નહીં. એવણનો એક મોટા છુપેલ શત્રુ છે. એવણની જીંદગી જોખમમાં છે."

"ઝેબા," એલ્જીએ તે ઘરડી દાયાની નજીક જઇ કહયુ, "પપાએ માહરામાં વિશ્વાસ મુકીને મને થોડું ઘણું કહયું છે; પણ તેવણે પોતાની આગળી જીંદગી સબંધી કે માહરી મરનાર માવતર વિશેની કશી પણ વાત ન છેડવાની ખાસ સંભાળ લીધેલી છે. ઝેબા, જો તું કહે છે તેમ તું મને ખરેખર ચાહતીજ હોય તો મને ભરોસો છે કે તે વિશે તું મને કંઇ કહી માહરી જીજ્ઞાસા તૃપ્ત કરી શકશે."

"બસ કરો," તેણી તે વેળા વચમાં બોલી "હું તમારી પરણેતર થઇ શકશ નહી, લોર્ડ સોમરટન: તમારો જુસ્સો મને બીહીધરાવે છે."

તે શબ્દો સાંભળી તેની આંખોમાં ગુસ્સાના જ્વાળા જળી રહયા.

" 'ના' નો જવાબ હું લઇ ચલાવનાર નથી. 'ના' મને કબુલજ નથી. મીસ સ્ટર્ન, 'ના' કહીને તમે તમારાં અંતઃકરણને ઠગો છો. માહરો પ્રબળ પ્યાર-માહરો મજબુત સ્વભાવ તમને નમાવશે—તમારો પ્યાર મેલવશે."

"તમારા મજબુત સ્વભાવ માટે તમે જોઇયે તે કરતાં ઘણું જાસ્તી માની લેતા જણાવ છો." એલઝીએ તીરસકારથી જવાબ કર્યો, "તમારે માટે પ્યાર જેવી ચીજ માહરી સોડે ફાઝલ નથી."

"વેલ, વખત એ કામ બજાવશે, મીસ સ્ટર્ન. તમે માહરા અંતરમાં એવો જુસ્સો ઉત્પન્ન કર્યો છે કે તે કદી ઠરો થનાર નથી. દર્યાના ધસ્યા આવતા મોજા જેવો તે સમર્થ છે. મેં તમને જીતવાનો નિશ્ચય કર્યો છે. મેં ઠરાવ કર્યો છે, મીસ સ્ટર્ન, કે તમને માહરાં મોહરદાર બનાવવાં.

એ વાતને-એ તકરારને મહીનાઓ વીતી ગયા હતા. તે પછી લોર્ડ સોમરટનને તેણીએ જોયો પણ ન હતો, પણ તેણીને ખબર હતી કે તેની અને તેણીના પિતાશ્રી વચ્ચે અવાર નવાર પત્ર વહેવાર ચાલતો હતો. તેણીએ કદી તે પત્રો જોયાં ન હતાં, પણ મનથી તો તે સખ્ત હયરત રહેતી હતી, કે તેના પીતા જેવા એક રીટાયર્ડ થયલા આસામીને એ લોર્ડ સોમરટન સાથ શો સંબંધ હતો?

કોલીન રેડકલીફના વિદાય થવા બાદ એલઝી વિચારોમાં નિમગ્ન બની હતી. તેણીનું મગજ ભમતું હતું; આઇસ જેવાં ઠંડા આંગલાંએ જાણે કોઇએ તેનું નાજુક જીગર ઝાલી લીધું હોય એવી અસર તેણી ઉપર નિપજી હતી.

"હું કેટલી મુર્ખી બનું છું? શા સારૂ હું એટલી 'નરવેસ' બનતી હોવશ?" તે મનથી વિચારતી, "પપાની બિમારીને લીધે મા પપા પ્રવાસે જવા ચાહે છે તેની ધાસ્તીએ એમ હશે! છટ, માહરે શા સારૂ બીહીવું જોઇએ? જે થશે તે સારૂજ થશે. માહરે ખુદા પર વિશવાશ રાખી રહેવું જોઇએ." તે એમ વિચારી ઉઠી અને બહાર બાગમાં ઉતરી. તેણીનો વિચાર પોતાની હિન્દુસ્તાની આયાની મુલાકાત લેવાનો હતો. તેણી મારફતે તે તારણી પોતાની મરનાર માતાને લગતું કંઇ જાણવા ઇન્તેજાર બની હતી. તે વૃધ્ધ આયા હાલમાં તે પાર્કના ગંજાવર બાગને એક છેડે આવેલા એક ન્હાના કાટેજમાં રહેતી હતી.

જેમા, તે આયા, હવે તો ઘણી જૈફ થઇ ગઈ હતી; અને તે કોટેજમાં સારો દિવસ પડી રહેતી હતી. ભવિષ્ય ભાખવાનું તેણીને ચેતક પડયું હતું, જોકે તે તે વિદ્યા કેટલી ને ક્યાંથી શીખી યા જાણતી થઇ હતી તે કોઇ કહી કે કળી શકે એમ ન હતું. તે પાર્કનું દરેક નોકર તેણી આગળ અવારનવાર જઇ બેસતું અને પોતાનું ભવિષ્ય ભખાવતું, અને બદલામાં તેણીને થોડુંક રૂપાનાણું આપતું, જે તે ડોસી બહુ સંભાળથી એકઠું કરતી હતી. તે વૃધ્ધ હિન્દવાણી દીન ઉગે લોભી થતી જતી હતી, એને પોતા પાસ આવતા જતા પાસ વધુ ને વધુ ઓકાવતી હતી.

એલઝી તે કોટેજ નજીક ન હતો.
વિચારોમાં તલ્લીન હતી. કોણ ?" તે નજીક આવતાં બોલ્યો, "હું આશા રાખું છું કે મેં
ન હતો.

મને ઘણીજ ચમકાવી લોર્ડ સોમરટન," એલઝીએ કડક અવાજે કહયું.
"એ મને કહેશે," તજ તે તારણીને લંડનમાં તેની સાથ થએલી તકરારની યાદ થઇ.
જાણતી હશે ને ત્યાં જવું," તેણે મારી પ્રુચ્છતાં કહયુ, તેણે પોતાની ચશમે એલઝીનાં મધુરા
પણ એ મને કંઇ ઉ'બેઅદબ ફીસમે ટાંકી રાખી.

ગેજનું કૉટેજ ચમકાવી તે અગાઉ એક બીજી દખલગીરીથી હું ચમકી હતી. મને લાગ્યું
ગીય ઘટાઓને લીંધે દાયાની કોઇ જાસુસી કરી રહયું છે કેમકે હું તેણીના કોટેજમાંથી બહાર
પહેરેણાંઓ આવતહાર સુકાં ઘાસમાં કોઇના ચાલવાનો નરમ ખડખડાત થતો મેં સાંભળ્યો."

એલઝીએ કમણુતો અત્રે કોઇજ નથી" લોર્ડ સોમરટને આજુબાજુ ચોકારીથી નજર ફેંકી
"મીસ ... કોઇ તમારેજ ત્યાંનું નોકર નહર હશે કે જે તમને અત્રે જોઇ ગભરાઇને દાંયબાય
અંદર આવ, ... કે રખે તેને તેની ફરજ મુકી અત્રે ભટકવા માટે તમો ઠપકો આપો."

ય એમ પણ હોય ?" એલઝીએ અર્ધી શંકાથી કહયું.
એલઝી
અંધકારમાં । મને જોઇને ખુશી તો છેજની, મીસ સ્ટર્ન ?" તેણે પુછ્યું.
નાહરા પપાના કોઇ પણ મિત્રને મળતાં મને ખુશેહાલી ઉપજે છે." એલઝીએ જવાબ
"તું પણ તમે આ બાજુ કેમ આવી ચડયા ?"
રોજ રોજ "હું તમનેજ શોધતો આવ્યો." તે ઉમરાવ બોલ્યો, "હું સર જોનને મળ્યો. પછી
ને મળવા માંગતો હતો તેટલાં એક નોકરે કહયું કે તમે બાગમાં છેવ, એટલે હું બાગમાં
ને ફરતો ફરતો અનાયાસે આ ભણી આવ્યો," તેણે પોતાનો હાથ આંખ ઉપર ઉંચો
વાનું સુર્યનો પ્રકાશ દૂર કરવાની કોશેશ કરી અને ત્યારે એલઝી સ્પષ્ટ જોઇ શકી કે તેના
એલઝી, ઉપર ઘાસના તણખલાંઓ પડયાં હતા તેમજ તે કેટલેક ઠેકાણેથી કાંટાઓમાં ભેરવાવાને
લીં. ... કાંટા પણ હતાં. તેના હાથો અને ચહેરા ઉપર પણ ઘસારા માલમ પડતા હતા.
"અને હવે તમે મને મળ્યા?" એલઝીના મુખમાંથી તે શબ્દો જાણઅજાણ નીકળી ગયા.
...જ પળે તે તે શબ્દો માટે પોતાના મન સાથ પસતાવા પડી.

"અને હવે તમે મને મળ્યાં," તેણે જુસ્સાભેર તે શબ્દોનો પડઘો કર્યો, "એટલે હું
તમારી પાસથી જાણવા ઇંતેજાર છું કે મહીનાઓની વાત ઉપર મેં લંડનમાં તમો પાસે જે
યાચના કરી હતી તે ઉપર તમે વિચાર કરી જોયો છે કે? હું તમને માહરાં મોહરદાર બના-
વવા માંગું છું. હું આટલો વખત ચુપ હતો કેમકે એ વાસ્તેજ ચોકકસ પ્લાનોમાં હું
ગુંટાયેલો હતો. તમારો ચોકકસ જવાબ હું અત્યારેજ માંગતો નથી. મીસ સ્ટર્ન. એક અઠવાડયા
પછી બી આપશો તો ચાલશે. સર જોન સાથ મસલત કરીને જોઇએ તો જવાબ આપજો.
મને તેમાં હરકત નથી."

"લોર્ડ સોમરટન" એલઝીએ તુરતજ સખ્ત અણગમાથી કહયું, "હું તો ધારતી હતી કે
તમો માટે માહરી લાગણી કેવી છે તે તમે જાણી ગયલા હોવાથી એ સવાલ ફરીથી કરવા-
ની હીમતજ ન કરશો." તેણીએ ગુસ્સાથી પોતાનો નાજુક પગ તે સુકાં ઘાસમાં અફાળી
ઉમેર્યું "હું ફરીથી કહું છું કે હું તમારી મોહરદાર થઇ શકતી નથી કેમકે હું તમને
ધીક્કારૂં છું."

(સાંધણ છે.)

# દેવીનું ખપ્પર.

(લાવણી)

ભર ભર મારૂં ખપ્પર, ભૈયા! ઓ ભારતના વાસી!
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસીઃ
ખપ્પર ભરો ભરો હો!—(ધ્રુવ)

ક્ષણ ક્ષણ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી,
બાર બાર સૈકાથી ભટકું અરે અરે ઉપવાસીઃ
ખપ્પર ભરો ભરો હો! ૧

અંજલિ નાખે, ખોબો નાંખે, નાંખે કો ભર પ્યાલી,
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલીઃ
ખપ્પર ભરો ભરો હો! ૨

ઓ ભૈયા! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે,
નદ ઉલટાવો, સિંધુ ભરાવો—છલછલ ભરો ઉછાળે!
ખપ્પર ભરો ભરો હો! ૩

ગાજ વીજ ને મૂશળધારે રેલ રેલ જગ છાતી,
એક ઝાપટે નવ ચોમાસું: વીર! તૃષા ન છિપાતીઃ
ખપ્પર ભરો ભરો હો! ૪

જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું?
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આઘું!
ખપ્પર ભરો ભરો હો! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસ્તી,
એક વીરરસની મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી?
ખપ્પર ભરો ભરો હો! ૬

અધ ઉઘડ્યાં છે દ્વાર પ્રભાનાં: ઓ ભૈયા! ઝટ આવો!
ખપ્પર મારૂં ભરો વીરત્વે! પૂર્ણ પ્રભા રેલાવો!
ખપ્પર ભરો ભરો હો! ૭

અરદેશર ફરામજી ખબરદાર.

# પૈસાના ખેલ!

લખનારઃ-સોરાબ બી. તાતા.

"તારે હવે મોતીજ પેહેડવાં જોઇએ, હીલ્લાં, હીરા પેહેડેછ ત્યારે તારો આબ હવે ઝાંખો મારેછ," ધનમાય મેહેટાએ પોતાની સાંમે ઉભેલી દીલજીટ છોકરી હીલ્લાંને કહયું."તું એમ દહાડે દહાડે ફીકકી કેમ પડતી જાએછ?"

પોતાની મોહોરદારનો ખુલ્લો અવાજ બેહેરામશાહને કાને પડયો, કે જે બાહારથી આવેલો તે ઓરડામાં બારણું ઉંઘાડી આવતોજ હતો; તે બારણાંની બાહાર એકદમ અટકીને ઉભો, અને થોડીક પલ પછી બારણું ઉંઘાડી ગંભીર અદાથી અંદર આવ્યો.

તેની મોહોરદાર ધનમાયની મોજ બધી ભપકા સપકારાંજ હતી; મોટે ખાંચરે બેસાવાના પછાડામાં અને મેલાવડાઓમાં પોતાનો ટેક ટેકાવ, પોતાની ફેશન અને રોબ દેખાડવામાંજ તેનો વખત જતો હતો. અને તેના ભરથારના ખીસાં ઉપર કેવો ભયંકાર કાપ પડતો તેનો તો તે હેમક અબળાને કશોબી ખ્યાલ થતો હતો નહીં. તેઓની છોકરી હીલ્લાં ગોલ ભરેલા રૂખસારો, લીલી જીણી સોહામણી આંખો અને રૈનકદાર બાટઘાટમની એક મીઠી છોકરી હતી, અને પોતાના બાપના જેવીજ તે ભોલી, માયાલુ અને દીલસોઝ હતી. પોતાના બાપ ઉપર હીલ્લાંને મેહદ વાહાલ હતું, અને બાપ જેનીજ જાતી ભોગ આપવામાં માયાલુ હતી.

પોતાના બાપને હીલ્લાં હર્ખથી ભેટી, અને બેહેરામશાહા ધીમેથી પુછવા લાગો; "મોતી! હુ આવ્યો ત્યારે મોતીની વાત કરતાં મે સાંભલી."

"હા! હીલ્લાંને હીરા સોભતા નથી, ને મોતીની બધી જાણુમ પેહેરાવવા માંગુંછ," ધનમાય બોલી, "એને કેડે મોટે ખાંચરે પરણાવવાનીજ હું વેતરણુમાં છેઉ. દાહારે વારેની થઇ હવે એનું માથું ધોઇ નાખવું તો જોઇએ. દહાડે દહાડે એ બધી કોણ જાણે શું છે જે કજરાતી ચાલેછ. તમુને ખબર છે!!, બેહેરામશાહ, કે આવને અઠવાડયે સર સોરાબશાહા દાવરની પાર્ટી છે. જેમાં આપુને તેડું આવ્યુંછ; તેમાં બધા ધપધપ્પા જુવાનો આવશે તેથી મારી દીકરીનેબી તેવી ફેશનેબલ બનાવવા માંગુછ. એને વાસ્તે મોતીની નૅકલેસ અને બ્રેસલેટ તમે જહવેરીને ત્યાંથી લાવો. નવી સાડી ને બ્લાઉઝ તો મેં મોઘે ખર્ચે મેડમ વીલ્પમને ત્યાંથી ખરીદ કીધાંછ, પણ મોતીની જણુસ જોઇયે. હીલ્લાંને શું થયુંછ તે મને સમજ પડતી નથી; ચેહરાનુ રંગરૂપ એવું તો સરસ હતું. અને આંખમી કેવી ઝલકતી ઉતી-પણ હવે, તમેજ એને જોવની, બેહેરામશાહા!"

તેની દીકરીના ફીકકા રૂખસારો સાથનો ચેહેરો તે ભલા બાપેબી થોડી વખતનો અનુભવ્યો

"મને ફીકર છે, ધન, કે આપરી હીલ્લાંને માટે મોતી કાંઇ ફાજલ પડવાનાં નહીં. તારે વાસ્તે કાંઇ ખરાબ સમાચાર મારી પાસે છે."

"ખરાબ સમાચાર?" ધનમાય ધાસ્તીથી પુકારી ઉઠી, "ઓ, ખોદા! તમે મને એમ બીહડાવોછ કાંય? મારા નબલાં હાર્ટ માટે તેવા સમાચાર ધાસ્તીભર્યા છે એમ તમે જાણોછ. શું થયુંછ, બેહેરામશાહ?"

"તું—મારી સાથે ખફા ના થની, ધન," તે અભાગ્યો ભરથાર ગગલતે સાહાદે બોલ્યો. "એમાં મારો વાંક નથી. હું પાયમાલ થયોછ. રાયપુરની ખાણમાં અને રંગુનની તેલની કંપનીએ બધાં દીવાલાં કાઢયાં. કોઇને જરાબી શક પેઠો હતો નહીં, ને ઓચીંત બંનેએ દીવાલાં કાઢયાં, ને હું તદનજ મરી ગીયોછ."

તેની મોહોરદાર ધાસ્તીથી જીગર ઉપર હાથ મુકી ખુરસીની બેઠક ઉપર ફાટેલે ડોળે અઢેલાઈ પડી. દહેસતથી ફગલાએલે ચેહેરે મનોહર હીલ્લાં પોતાના દુઃખથી અફસોસ કરતા બાપ આગલ દોડી ગેઇ અને તેના હાથો દીલસોજી અને વાહાલથી પસવાડવા પડી.

"પણ," દસકલાંથી ગુંગલાતી છાટીથી ધનમાય બોલી, "પણ—ખચીટ, તમે કાંઈ થોડુંઘણું સાચવ્યું તો હોસેની?"

"બધું કરજ ફીટાડયા પછી વર્ષ દહાડે ચારેક હજાર બનચસે," હાય મારી બેહેરામશાહ બોલ્યો.

"બઅઅસ! ગરેરે, વર્ષ દહાડે ચાર હજાર રૂપરડીમાં આપરે કરશું શું? તમેબી શું દોહોરૂં દોહોવી મુકયું? જરા સુધલોબી રાખ્યો નહીં?" ધનમાય પોતાના ધણીને દુઃખ પર ડાહમ દેવા પડી.

"આએ બંગલો આપુને ખાલી કરી જવો પડશે," દુઃખ સાથે તે વધુ બોલ્યો. "અને કોઇ નાનાં ઘેરમાં જવું પડસે. બોય અને આયાઓને બી રજા આપવી પડશે."

"એવી મુર્ખ જેવી શું વાત કરોછ?" ફેશનમાં લીચકાઈ ગએલી ધનમાય, પોતાનાં ભરથારની આફટમાં દીલસોજી બતાવવાને બદલે ફફડી પડી ચોખા મુકવા પડી. "બોય આયાને કાઢસો તો કોણ આપરૂં સંગુંવાહાલું આવીને રાંધવાનું ને હાલ્લાં ઉજારવાનું? તમે એમ સમજોછ કે હું રાંધણીમાં જઇને રાંધું? મારી પરથી ઓવાયું. હું તો જરાબી કામ કરવાની નહીં. તમારા બોલવાપરથી કોઇબી ધારે કે તમારૂં ભેજું પોચું થયુંછ, તમારી આંગરી ખરી ગેઇછ. પણ તમારા ધંધાનું શું? તમે સોલીસીટર થયા તો તમે——"

"આજે સહવારે મેં ડોકટર ચાર્લીને કનસલ્ટ કીધો, જેને કહ્યું કે ભેજા ને હાર્ટપર હદ બહાર બોજો છે, માટે ઓછામાં ઓછા છ મહીના આસાએસ નહીં લેસે તો હાર્ટ કોઇબી વખતે બંધ થશે." નિશ્વાસ ફેંકી બેહેરામશાહ બોલ્યો.

આ વેલા ભીઠી હીલ્લાંએ પોતાના નાજુક હાથો પોતાના દુઃખી બાપનાં ગળાં આસપાસ વીંટાળ્યા, અને તેના મોત જેવા ફીક્કા ચેહેરા ઉપર હેત અને દીલસોજીથી ચુમીઓ લીધી.

"પપા, તમે ફકર ના કરો," તે વાહાલી દીકરી બોલી, "હુ રાંધસ સીખસ, મારા દાગીના છે જે બેલાસક તમે વેચી નાખજો. કનીબી ફકર ના કરતા; દહાડા પાછા ફેરવાસે માટે ધીરજ ધરો" અને તે હેનવંતી દીકરીએ પોતાના બાપને પોતાની વાહાલી ગોદમાં દાબી રાખ્યો.

ધનબાય કાંઇબી વધુ બોલી શકી નહી. તે હેગક મોહોરદારને પોતાની છવીસ વર્ષની પરણી જીંદગીનો વિચાર આંખનાં પલકારામાં રજુ થયો; તે વાહાલા ભરથારે કેવી વફાદારી, વાહાલ અને સુખથી તેને સુખી રાખી હતી, તેને કશાની આપદા કે દુઃખ ન હતાં, તે બધું યાદ આવતાં પોતાના ધણી ઉપરની આફતથી હવે તેને ખચીત અફસોસ લાગો, અને બે અખત્યાર રડી પડીઃ "ઓ, બેહેરામ! તમે બીચારા કેવા આફત અને દુઃખમાં વીંટલાયાછ? બધું આપરૂં નખોદ વલ્યુંછ."

"સબુરીથી સહણુ કરવા સીવાય છુટકોજ નથી." બેહેરામશાહે આંસુથી ડુબી જતી આંખોથી બોખરા અવાજે કહયું.

"મમા, કોઇબી રીતે આપરો. મેનેજ કરી શકશું," તે દાહી દીકરીએ દીલાસો દીધો. "હું પુષ્કળ કામકાજ કરશ; ને જલદીથી રાંધતાંબી શીખસ. કાંઈબી બને, તે પેહેલા આપુને વાહાલા પપાનોજ વિચાર કરવો જોઇએ, અને એવણુને કોઇબી ચીજ માટે દુઃખ પડવા દઇશું નહીંજ."

પોતાની હેતવંતી દીકરીના ચેહેરા તરફ નજર નાખી તે દુઃખી બાપ બોલ્યો. "તારા જેવી ભલી દીકરીથી હું ખરેખર સુખી છેઉં. હું કરૂંબી શું? મને શું ખબર કે બેઉ કંપની દીવાળાં કાઢશે? એમાં મારો શું વાંક?" અને તે બાપ બેઅખત્યાર રડી પડયોઃ તેની મોહોરદારબી ઉઠીને રડતી ચસ્મોએ તેની આગળ આવી, અને બંને મા-દીકરી તે દુઃખી શખ્સને દીલાસો દેવા પડયા.

"મારે એક બીજી બાબતબી તમારી આગલ રજુ કરવીજ જોઇએ;" બેહેરામશાહા આંખો લુછી બોલ્યો, "હું તે ભાગ્યેજ પસંદ કરૂછ; તોબી તે પર આંખમિચાંમણાં થઇ શકતાં નથી. ધન, કેટલે વર્ષે આજે સહવારે ફરામ તરફથી મેં સાંભલ્યું."

"ફરામ! કોણ, પેલો રદબાતલ, લફંગો અને રમતાપંચી તમારો ભાઇ કે જે આફ્રીકા ગીયોતો અને ફરીથી તેને માટે કાંઇ માલમ પડયુજ નહીં? એ વરી કયાથી આવી વખને ફુટી નીકલ્યો? કાંઇ નાંણુાંની માંગણી કરતો હોસે એમ ધારૂંછ?" ધનબાય ઘોઘારી સાહાદે બોલી.

"તેવુંજ કાંઇ છે, ડીયર." ચોકકસ લાગણી છુપાવવાની કોશેશમાં તાણી તોડીને તે હસ્યો "ગરીબ બચારો ફરામ! મને તે હંમેશ ઘણો ગમતોતો ધન, એ મારો માનીતો ભાઇ હતો."

"અને હવે એ માંગવા નીકલ્યોછ," કડવાસથી ધને જવાબ વાલ્યો. "અલબત હવે તેને મદદ કરવાનું તમારા માટે બની શકવાનુંજ નહીં. કેટલા રૂપ્યા એ માંગેછ?"

"ફરામ પોતાને માટે કાંઇબી માંગણી કરતો નથી, ધન," તે ભરથારે ખુલાસો કીધો. "તે બીચારો મરવા પડયોતો અને મને કાકલુદી કરી પુછાવ્યું કે હુ એની એક પુરી ગરીબ કોઇબી દોલત આસનાય વિનાની દીકરી જાલુને માટે આસરે-બેવસ કે નહીં."

"એ હેવું તદનજ ન બને તેવું છે," ગુસ્સાથી ધનમાય બોલી. "અને કોઇબી. સંજોગોમાં કેવું વાંધા ભર્યું છે ! એક છોકરી આફ્રીકાનાં કીયાં જંગલમાં કે ખુણામાં અવતરેલી ને ઉછરેલી, તેવી સીધન જેવી પોરીને અહીં કાંહા લાવી રાખે ? તમુને તે કેવી તાઇપની હોસે તે આછડયા નહીં આવતો, બેહેરામ ? તમારી આએ જીભરૂ સોહામણી દીકરીની મજેની સાથી કેહેવાય ! તેવો વીચાર આપનાથી થાયજ નહીં. કાંઇ સારૂં બાંહાણું કાંઠી ના પાડો."

"ના પાડવાનો મુદ્દલ ચાનસ નથી, ધન," બેહેરામશાહે ખુલાસો કીધો, "ફ્રામનાં કાગજ સાથે એના કોઇ દેસ્તદારે કે કોઇએ ચીઠી બીડેલી કે તે તો બીચારો ગુજરીબી ગીયો, અને તેની દીકરી જાણુને સ્ટીમરપર ચઢાવીબી આપી. એ બીચારી જલદીથી અહીં આવી પુગસે. વળી એક બીજીબી ચીજ છે. જો હું બેહેસ્તી ફ્રામની છોકરીની પરવરસી કરવા માથે નહીં લઉં, ને ઘેરમાં નહીં સપોઉં, તો એને દોરાબ ભઇ પરબી તેજ માફક લખ્યુંછ, પણ દોરાબ રાખે તેનાં કરતાં હું રાખું છું તે એને વધારે ગમસે એમ એને છેવટે કાકલુદી કીધીછ; હમો બેઉ ભાઇ વચે ગોઠવણુ કરવા હમારી ઉપર સોંપી ગીયોછ."

"હા, તે દોરાબ એ છોકરીને રાખસે," ધનમાયે મત આપ્યું. "તે સકતો ને માલેતુજાર છે, ને વલી હોટેલમાં જબરી કમાણી કરેછ; આપરી કાંની એ કાંહાં નાગો ભુખો થઇ ગીયોછ."

"ઓ, મમા," પેહેલીજ વાર આ વાતમાં દીલછૂટ હીલ્લાં વચે બોલી. "આવી બીચારી ઘરબાર વગરની નિરાધાર છોકરીને કુંવરકાકીને આસરે નહીં જવા દેવી જોઇએ. કાકી ને બેઉ છોકરીઓ આલાં અને પીલાં એવી તચાક, મગરૂર અને ફેશનેબલ છે, જે તેઓ આગલ આએ બીચારી છોકરી રીબાઇને હાડમાર થવાની. કાંઇ નહીં એ જંગલી હોસે તો હું સીખવીને હુસ્યાર કરસ; આફ્રીકાના સખ્ત તાપથી તે કાલી હોસે તેમાં આપણે સું કરસું ? જો, મમા, અહીંજ રાખો, મનેબી સોહોવાઇ જસે."

"એ લીચકાઇ ગએલી તુમાબી દુકતીઓ સાથે તે જંગલી પોરીનો પાટલો તો ફાવવાનોજ નહીં; તેને બીચારીને આયા દાયા દાખલ રાખીને વહીત્રું કરાવસે તેમા કાંઇ શક નહીં," ધનમાયે ભવાં ચઢાવ્યાં. "પણ ફ્રામની છોકરીની ઉમર સું બેહેરામ ?"

વિચાર કરી તેને જવાબ વાલ્યો, "લગભગ અઢાર હોસે."

"ઓ, ત્યારે તો તે પોતાને હાથે ગુજરાંણ કરવા જેટલી મોટી છે," ધનમાયે મત આપ્યું. "પણ તે જંગલીજ હોસે, કે કાંઇ શીખેલી હોસે ? કાંઇ ધંધો હુન્નર શીખવ્યો હોસે કે નહીં ? ખચીત, એવી છોકરી તો દોરાબને ત્યાંજ જવી જોઇએ, તે કાંઇબી તેને માટે કરસેજ."

મોટરનાં જાણીતાં ભુંગલાંનો અવાજ કાને પડતાં દીલકશ હીલ્લાં બારી આગલ દોડી ગઇ; તે પાછળ ફરી અને પપા-મમાને કેહેવા પડી; "લેઓ, દોરાબકાકા, કુંવર કાકી ને આલાં ને પીલાં આવેછ."

"ઓ, ખોદા ! આવી બખતે એ લોક કાંહાંથી ફુટી નીકલ્યાં હોસે !" ધનમાય બોલી; અને ઝડફથી પાસેના ઓરડામાં જઇ પોતાનો રડમસ ચેહેરો સાફ કરી બાલ હોરી સાડી સરખી કરી સોફા ઉપર આવીને બેઠી. હીલ્લાં બારી આગલજ ઉભી રેહી જ્યારે તેનો બાપબી પોતાનું મોહ લુંછી નાંખી ખુરસી ઉપર બેઠો.

થોડીક મીનીટ પછી હાડસન જાકસન અંદર આવ્યું, અને તે ઓરડો બધો તરેહવાર સેંટના પમરાટથી બધો મધમધી રહયો. બેઉ ચીબાવલી દીકરી આલાં પીલાંએ પોતાના રૂમાલો ઉપર કેડી સેંટની બાટલીજ ઉંધી વાલેલી લાગતી હતી, અને તેઓની ફેશનેબલ માય કુંવરેબી ખુબ છંટકાવ કીધો હતો. કુંવરબાઇ તાબુરતોબ ધનબાય આગલ ગઇ અને કોટી કીધી.

"તમારી પર જે આફ્ટ આવીછ તે સાંભલી હમે બધાં ઘણાં દલગીર છૈયે, ધન" કુંવર બાઇએ દીલસોજી બતાંવી. "સહવારથી આખાં શેહેરમાં દીવાલાની ખુબ ફેલાઇ તેમાં બીચારા બેહેરામશાહાની મોટી દોલત ઘસડાઇ ગેઇ. તમો બધાં પર કેવી પડતી આવી પડી!"

બને છોકરીઓ મનોહર હીલ્લાં તરફ ફરી પુછવા લાગી. "હવે આ બંગલો તમુને ખાલી કરવો પડસે કે? અરે, કેવો સરસ રમકડાં જેવો બંગલો!"

"નહીંરે; એ લોક અપપ થઇને અહીંજ રેહેસે," તેઓની માતાએ વચ્ચે જવાબ વાલ્યો. "બેહેરામ કાકા પંકાએલા સોલીસીતર છે; એવન બીજી રીતે પાછો પઇસાનો ઢગ જમાવ કરશે.'

"તેજ હવે બની શકતુ નથી તો," બેહેરામશાહે જવાબ વાલ્યો. "મારાં હાર્ટપર અસર થઇછ, ને બ્રેન પરબી ઇફેક્ટ થવાથી, ડૉકટરે બીલકુલ આસાએસ લેવા કહયુ છ. આએ બંગલો ખાલી કરી નાનાં ઘેરમાં જવુંજ પડશે."

"તે તો વધારે દુઃખપર દાહામ," કુંવર બોલી. "હમે બેહુ દલગીર છઇયે. અરેરે, ધનને ઘણું નરસ લાગશે. ને બીચારી હીલ્લાંએ આએ આફતની આગમજ માંથું ઘોઇ નાખ્યું હોતે તો કાંઇ નહીં–હવે કોઇ હાથનો ધરતો મલવોબી મુસકેલ! એને ગરીબ થએલી જોઇ બધાઓ હરવાયા મોહુંરૂ મરડશે."

"મારી હીલ્લાં તે માટે જરાબી બલાપો કરશે નહીંજ," નરમાસથી ધનબાયે જવાબ વાલ્યો. "ધણીને સોહોધવા જવાનો એને જરાબી લોભ કે આભખરો નથી; અને બેહેરામશાહ અને હુંબી અફસોસ કરવાનાં નથીજ; હમે હમારાંમાંજ બધું સુજી સમજી લઇશું."

"ઓ, હુ ધારતી'તી તેનાં કરતાં જુદી રીતે તમે આ આફત ખમીછ," કુંવરબાઇ બોલી. "હમે તો જાંણે કે તુ ધાસ્તીથી સુતેલી હોસે, ને હીલ્લાંને દુશમન ઇસતીર્યા થઇ આયો હોસે."

"મમા, જોવની હીલ્લાં બીલકુલ ફીકકી ને કંગાલ દીસેછ," તુમાબી આલાં બોલી પડી. "એને જો આવો સરસ ડ્રેસ નહીં કીધો હોતે તો ખાખાવરખી દેખાએ."

"એમ, ના બોલ, દીકરી" તેની માતાએ ઠપકો આપ્યો. "તું ઘણી અસભ્ય છે."

"વેલ, ઘણું ખોટું થયું, બેહરામ," દોરાબ જે આટલો વખત ચુપ બેઠો હતો તેને પેહેલીજ વાર જીભ હલાવી. "હમે કાંઇ ખરેખર તો દીનસોજીને માટે નથી આવેલાં; તમે લોકો હંમેશ મુસતાક ને મગરૂરજ રેહો, અને તમારી લડાઇ તમેજ હાથે જાતે લડો એ બેહેતર કેહેવાએ. તમારાં મોઢામાં જરા રતી ધુતની રજકણ આવી તેમાં તમુ લોકને કાંઇ નુકસાન થવાનું નથી. વાત તો એમ છે, બેહેરામ કે પેલા ફરામની કાંઇ દુકતી થતી'તી વાસ્તે હું અહીં આયોછ. મને મલ્યુંછ, તેનુંજ તુંનેબી તેનું કાગજ મલ્યું હોસે એમ ધારૂછ."

બેહેરામશાહે હા કેહેવાથી દોરાબ મિજાજથી બોલ્યો. "દુકતીમી કમઅખત બાપની કોપી હોસે; બાપ જેવીજ આકલી, રદ બાતલ ને ઉજાછરી હોવી જોઇએ. આવી ભીખારી પોરીને હું

કાય રાખું ? આફ્રીકાની જંગલી ને કાલી મસોટાં જેવી પોરીને મારી દીકરીઓ સાથે રાખું તો તેઓનેબી ઝાંખ લાગે. હું જે હોય તે રોકડું પરખાઉંચ કે એવી અરધી વગરની નિરાધાર પોરી મારા બંગલામાં નહીં જોઇએ; જો એ જંગલી ડુકતી મારે તાંહાં ધામો નાખસે તો બીજેજ દહાડે એને પેક કરીને પાછી આફ્રિકાનાં જંગલમાં ધકેલી આપશ."

"હારે—અરે—એ વલી કાંહાં પારકી પીડા!" કુંવર હવે મિજાજથી ઉખડી, "આફ્રીકામાં જન્મેલી ને વસેલી એ જંગલી ડુકતી મારી છીમરું, સીખેલી ભણેલી મડમ જેવી છોકરીઓ સાથે ભેલાવા માંગેછ–ઓવારું એને મારી દીકરીઓ પરથી! એવી ભીખારી જંગલીને રાખેબી કોણ ? ગમે તો લુલાં લંગડાંની ધર્મશાળામાં જઇને પડે. અહીં કેઇ ભલાને! એક ઘડીબી તેરી જંગલી ડુકતીને રાખવાનો ભયંકાર વિચાર હું સાંખી સકું નહીં."

"મમા, તમે જો ઘેરમાં એવી જંગલી આફ્રીકન સીચન રાખશો તો હમે વતારશુંબી નહીં. આફ્રીકન જંગલી! બૅ! ફુ!" આલાં છછણી પડી અને જાણે કે નાકમાં વાસ આવ્યો હોએ એમ તે તુમાખોએ સેંટનો રૂમાલ નાકપર દાબ્યો.

"હું તો એ જંગલીને મારી આયા તરીકે રાખીનેજ કામ કરાવશ જો મમા તમે રાખશો તો," નાની લીચકાઇ ગએલી પીસાં બોલી. વૉટરૉટ! એવી જંગલીને રાખે તો આપરાબી વસા ગુમાય, ને આપુને લોક હસે."

"તમો લોકને ચીંતા કરવાની કાંઇ અગત નથી; કસી ફકર ના કરો," ધનમાય મીઠાસથી બોલી. "એ આફ્રીકાની જંગલી છોકરીને હમારે ત્યાં રાખવાનો ઠરાવ કીધોછ. એ જો અભણ, ને જંગલી હોસે તો મારી હીલ્લાં સાથે ભેલાસે તો જલ્દીથી હુસ્યાર અને સુધરેલી થઇ જસે. આએ બંગલો ખાલી કરી જઇ કોઇ નાનાં ઘેરમાં જઇશું, જયાં એકાંદમાં એ છોકરી સાથે હમુને ઘણું સોહોવાસે."

"અરેરે! તું કાંય એવી જંગલી પોરીને રાખીને વસા ગુમાવેછ, ધન,"– કુંવર ફફડાટથી બોલી "તમારો આવો ગરીબ વખત આયો, તેમાં વલી એને રાખવાનો વધારે ભારબોજ માથે સાનો કરવાનો. તમે લોક તો અજબ તરેહનાં! હું જાણું કે હમારી માફક નમેબી તે આફ્રીકાની જંગલી પોરીને રાખસો નહીં. હમે લોકે તો એમજ વિચાર કીધેલો, કે એ ડુકતી આવે તો સીધી પારખની ધર્મસાલામાંજ ધકેલી આપવી. ધન, તું તારે તાંહાં રાખે તો ભલે, પણ હમારે ત્યાં કાંઇ પહરોણી તરીકબી એને મોકલતી ના; હું એક ઘડીબી મારે ત્યાં ઉભી કરવાની નહીં; કેમ બોલ્યા નહીં, દોરાબજી."

અને સફયાણાં દોરાબજીએ પોતાની મોહરદારને ટેકો આપ્યો.

"તમે લોક કસી ફકર ના કરો." ધનમાયે નરમાસથી કહ્યું. "જાનુ હમારે ત્યાંજ આવીને રેહેસે."

"ત્યારે તો સત્તાનાંનુ સત્તું," દોરાબ બોલ્યો. "ચાલો, હવે ગોઠવણ થઇ એટલે ખલાસ; એ ડુકતીને માટેજ હમે આવેલાં" તે ઉઠયો, અને તેની મોહોરદાર દીકરીઓબી જવા માટે ઉઠી; અને મલી ભેટીને તેઓ ચાલી ગયાં.

તે લોકના જવા પછી બેહેરામશાહ પોતાની મોહોરદાર આગળ આવી બોલ્યો, "મન, હું તારે માટે ઘણો મગરૂર છેઉ. તેં તે બીચારી છોકરીને આપરે ત્યાંજ રાખવા કેહીછ, તે ઘણું પુનનું કામ કીધુંછ; એને નસીબે ખોદા આપરી હાલટ સધારસે."

૭ દીવસ પછી પેલી આફ્રીકાની જંગલી છોકરી જાલુ બેહેરામશાહાને બંગલે આવી. જાલુને જોઇ તેઓ બેહદ તાજુબ થયાં; તે તદ્દન સાદી હતી; સફેદ બ્લાઉઝ ઉપર કાલી સાડી પેહેરી હતી જે સાદા પોષાકમાં તેના ફીક્કા ગુલાબી રૂખસારો અને જીણા અણવાલાં નાખ અને બ્લુ તેજસ્વી આંખો સાથનો સ્વરૂપમાન ચેહેરો બેહદ દીપી નીકળ્યો હતો; તે કોઇ આફ્રીકાની જંગલની જંગલી સીધણુ ન હતી, મગર ચેહેરેનસુન, અને ખુબસુરત જોઇ તેઓ અજબ થયાં. તે બીચારી મા-બાપ વીનાની હોવાથી, તેઓને વધારે દિલસોજી લાગી. ધનમાયને તે એકદમ વળગી પડી, અને કેટલીક મીનીટ સુધી આંખમાં આંસુઓ સાથે તે વાહાલી કાકીની પનોતી ગોદમાં દબાઇ રેહી.

"કાકીજી." આચંદ આભારના ઉમરાથી જાલુ બોલી. "તમે મને તમારે આસરે લીધી તેથી ઘણીજ ખુશી છઉં. હું પેહેલાં તો દોરાબ કાકાને બંગલેજ ગેઇતી, કાયકે વાહાલા પપાની એવીજ ઇચ્છા હતી—; અને, મરે, એ લોકના સકાર બરે ! એવા તો એ લોક નસાબંદા, અને ગુમાખી અને ધાટકી છે ! કાકી ને કાકીની બે છોકરીઓ તો મારી પર ઉલ્ટીજ પડી ને તરેહવાર બોલવા લાગી કે એ લોકોનો બંગલો કાંઇ ધર્મશાલા છે કે ?...એ ભીખારી, ધુતારી કેહેવા પડમાં, ને મારા પપાનેબી બધા ખરાબ સખુનો કેહેવા લાગાં; મુવાંઓની કેળવણી પર આગ લાગે ! આવી રીતનો ધીક્કારભર્યો આવકાર આપ્યો ? મારા દારલીંગ પપાને ગાલો દેવાથી મેંબી મારો મિજાજ ખોઇ દીધો, ને હુંબી તરેહવાર બોલીને રોકડું પરખાવી ચાલી આવી; સારૂં થયુ કે એ ઇજારડાં પીંજારડાંથી ઉલ્ટી રીતે તમે મને સારો આવકાર આપ્યો."

"તુંબી નસીબની લીલી છે, જાલુ," ધનમાય ગમખ્વારીથી બોલી. "હમારી સ્થીતીબી મતંગ થઇ ગેઇછ." અને બણે દંપતીઓએ દીવાનાં કાઢવાથી બેહેરામશાહાની બધી દોલત તેમાં ખસડાઇ હતી તેને લગતો જફાકારક ખુલાસો રડતી ચશ્મોથી તેણીએ કીધો. "આએ બંગલો આઠેક દીવસમાં ખાલી કરી ગ્રાંટરોડ પર ચેલીનો એક નાનો ગાલો લીધોછ ત્યાં હમે જઇશું. તુંને તેવી અવસ્થામાં રેહેવા ગમસે, જાલું ?

"કાકીજી, મને પેલી કુંવર કાકીની ટચાક દુકતીઓ આવાં પીલાં માફક જરાબી તેંહકરાઇ નથી; હું તો કંગાલ ઝુંપડાંમાબી રેહેવસ, ને બધું હાથે જાતે વહીત્રું કરસ; મને કાંઇ જંગલી સમજતાં નાં; મને બધી આવડ છે; તમે ફોગબી બલાપો નાં કરતાં; તમે લોકને હું બધું રાંધીને ખવાડસ, કાકીજી."

બને છોકરીઓ ઘણુ થોડા વખતમાં ઘણી પલોટાઇ ગેઇ, તે બંને મા-દીકરીના દુઃખના વખતમાં જાલુનો તેઓને ઘણો સધ્યારો મળ્યો. આઠ દીવસ પછી તેઓને બંગલો ખાલી કરવો પડ્યો, અને ગ્રાંટરોડની ચેલી પર જઇ રહ્યાં, નોકરોને રજા આપવામાં આવી, અને જાલુએ ખરાં દીલની ખુશીથી ઘરનો બધો રાંધવા સીંધવાનો કારભાર પોતાને હાથેજ લીધો, અને હીલ્લાંને રાંધતાં શીખવી.

વચમાં ત્રણ મહીના પાણીના રેલા મીસાલ પસાર થયા; એક સાંજે બંને પીત્રાઇઓ બેસીને દાદેમાં ચમાવતી હતી. દીલ્લાં ખુશે પોતાના બાલ હોરતી હતી.

"જોહાનસબર્ગમાં એક ગૃહસ્થને હું ઓલખતી'તી; તેવણ એવા તો દીલસોઝ હતા જો, હીલ્લાં!" જાલુ હરતે ચેહરે બોલી.

હીલ્લાં હસી અને પોતાની કઝીનને તાજુબીથી ટીકવા લાગી. જાલુનું હસવું ગોયા ઉપ્પાયણું જેવું હતું.

"ઓ, હમે માત્ર ફ્રેન્ડો હતાં—ઘણાં મોટાં ફ્રેન્ડો!" ઝડપથી જાલુએ આગળ ચલાવ્યું "મને એવણે બધી છુપી વાત કેહીતી, એવો મારીપર ઇંતબાર રાખ્યો. એક બાબતમાં એવન ઘણા ભાગ્યશાલી બન્યાતા. કોઇ ઇંગ્રેજોની ટોલી સાથે જોડાયા અને બે વર્ષ આગમજ સુનાની ખાણ હાથ લાગવાથી, હાલતો તેવણ લખોપતિ થઇ ગીયાછ; હવે એવણ પાછા મુંબઇ રેહેવા આવવાના હતા; આજેજ એવનનું કાગજ મને મલ્યું; એવણ ગેઇ કાલતી સ્તીમરમાં આવ્યાબી."

"હું ધારૂંછ કે એવન જલ્દીથી તુને મલવા આવવાના, જાલુ," હીલ્લાંએ હસીને ટકોર કીધી.

"હા– આવેબી" જાલુએ જવાબ વાલ્યો. "આફ્રીકા જવા આગમજ મુંબઇમાં એક ચોકકસ છોકરીને એવન ઓલખતા'તા ને ચાહાતા'તા–ને હજીબી તેનેજ ચાહેછ તે છોકરીના માયબાપ તે છોકરી માટે કદાચ મગરૂર અને તુમાખી છે, એમ એવનને ફકર છે. જો કે તે વેલા તે છોકરીનેબી એવનું ગર્જતાં'તા, પણ તેઓ વચે કાંઇબી ઠડાવ થએલો નહીં; તેથી એવણ હવે એમ ફીકર રાખેછ કે તેને કોઇ બીજા મર્દને પોતાનું જીગર સદકે કીધુંબી હોએ. એવને મને તે છોકરીનો ફોટોબી બતાવ્યો' તો. કાંટાવાલી ઝાડીમાં તેની સાડી ભેલવાઇ ગેઇ તે વખતનો એવણે સ્નેપ શોટ લઇ લીધેલો; એવણેજ સાડી કાંટાની વાડમાંથી કાંટા કાઢી ખેંચી કાઢી, તે વખતનીજ પેહેલી દોસ્તી થઇ. અને વલી એક વચમાં આંધરાં સાયનો એક રૂપીઓ સારાં નશીબને માટે તે છોકરીએ ભેટ કીધો હતો, અને બેઉ ચીજ એવણ જયાંબી જાએ ત્યાં સાથેની સાથે લઇ જાએ, અને લખોપતિ થયા તેબી એ બે ભાગ્યશાલી ચીજ સાથે હોવાથીજ થયા એમ એવણ ધારેછ."

હીલ્લાં ચોંકી; તેના હાથમાંનો બ્રશ જમીન ઉપર પડયો; તે ધ્રુજતી ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઇ. તેની આંખો તારા મીસાળ ઝગઝગવા લાગી, અને તેના રૂખસારો ગુલાબી થઇ ગયા.

જાલુ હસીને તેની આગળ જઇ તેને પોતાની ગોદમાં દાબી મશકેરીની ઢબે બોલી. "ઓ, હીલ્લાં! કેવો અદભુત ફેરફાર! તારો ફીકકા ચેહેરાપર રતાસ કેવો ધાઇ આવ્યો? સફેદ ગાલને બદલે ગોલાબી બની ગીયા, અને આંખો તો હીરાઓને શરમાવે એવી ચલકેછ! કેમ, ડીયર, મેં કેવી વાત કીધી? તારે હજી તું જાલેજર માટે દરકાર કરેછની? તુંને એવન માટે હજીબી લાગણી છે એમ મેં અગાઉથું જાણ્યું'તું, કાંય કે એવને ફરેગેટ મી નોટનો ભેટ કીધેલો બ્રોચ તું હમેંશ પેહેરેછ. તુને મેં ઉદાસ ને ફીકકી જોઇ ત્યારેજ હું સમજી ગેઇતી."

"મારો જાલ" વાહાલથી હીલ્લાં બોલી. "જાલુ તારી ખાત્રી છે–તારી પકકી ખાત્રી છે?"

"તદન ખાત્રી," જાલુએ કહયું. "હજીબી એવન તુંનેજ ચાહી રાતદીસ યાદ કરેછ. ત્યારે હું એવનને અહીં આવવા કેહેવાડસ."

"ઓ, જાલા!" આ એર્ચીટ હર્ખથી ગોયા હીલ્લાનો દમ વદીક રૂંધાઇ ગયો. "જો તારી ખાત્રી હોય તોજ બોલાવ. હા-પણ ખરાજ જો! હવડાં હું તદન ગરીબ થઇ ગેઇછ, ને એવન લખોપતિ છે, તે-તે- એવણ મને ના પાડે."

"સાચી મોહોબત ગરીબની ઝુંપડીમાં વધુ બલવાન રહેછ." જાલુએ ખાત્રી આપી.

"પણ હમે ગરીબ થઇ ગીયાછ, તે એવનને પેહલો જણાવવુ પડસે." હીલ્લાંએ કહ્યું.

"તે હુ બધુ કહેવસ, હીલ્લાં." જાલુએ ખાત્રી આપી.

બીજે દીને સહવારે તેઓ નાસ્તો ખાતા હતાં, તેવામાં ટપાલના કાગજો આવ્યાં, જેમાનુ એક કાગજ જોઇ બેહેરામશાહ બોલ્યો,

"આતો જોહાનસબર્ગ આફ્રીકાથી આવેલું છે, જાલુ. હું તાજુબ થાઉંછ કે કાઇબી રવેશે એ કાગજ કાંઇ તારે લગતુ હોસે"

જાલુ બેહદ ઉસ્કેરાએલી લાગી; તેના રૂખસારો લાલચોલ થયા, તેની આંખો ચમકવા લાગી.

"સરસ પ્લાન તો એજ કે તમે ઉખેડીને જોવ," જાલુએ સુચના કીધી. "હુ વકી રાખુછ કે-કે-"

મગર તે ભેદી છોકરી આગલ બોલતાં અચકી ગઇ. જે પછી બેહેરામશાહ જાલુના ચેહેરા ઉપરથી નજર ફેરવી પોતાની દીકરી તરફ નજર ફેરવી

"વાહા, હીલ્લાં, દીકરી, ડાકટરો કરી નહી શકે તેનાં કરતાં ઓઓ જાલુ તુને વધારે સારૂ કરેછ! જોની, અગાઉ ફીકકી ફ્ચ ને ઉદાસ ઉતી, ને હવે જાલુની સોબતથી અગાઉ માફક ચમકતી આંખોની, ગુલાબી ગાલોની અને હમે ત્યારે બેઉ બાજુ ખાડા પડે એવી તંદરોસ્ત થઇછ. ધન, તુને એનામા ફેરફાર લાગેછની?"

"હા, હુબી અજબ થઇછ," મીઠાસથી ધનમાય હસી.

"આ આફ્રીકાનુ કાગજ તો ઉખેડો પપા, પછી બધી વાત," ઓશરમથી લાલ થઇ હીલ્લાંએ વાત ફેરવી. "મને તેમા કાંઇ નવાઇ લાગેછ."

બેહેરામશાહે તે ઉખેડયુ, તે વાચ્યા પછી તેનો ચેહેરો ઉજલો થયો. અને ખુરસીની બેઠક ઉપર અઢેલાઇ પડયો, ધનમાયને મોટી ચીંતા બરપા થઇ.

"ઓ, બેહેરામશાહા! હું આસા રાખુંછ કે કઇબી બીજુ બન્યું નથી; વળી કાંઇ ખરાબ સમચાર નથીની?"

"ઓ, એતો બીચારા ફ્રામને માટે છે." મનોહર જાલુ તરફ જોઇ બેહેરામશાહ બોલ્યો. "જાલુ, તારા પપા આવા પૈસાવાલા હતા એમ મેં સ્વપનેમી નહી ધાર્યુંતુ."

"તેવન તમુને જણાવવા માંગતા'તાજ નહીં, કાકાજી," મીઠાસથી જાલુ બોલી. "તેવણ મને માત્ર માયાને ખાતરજ રાખેથી જોવા માગતા'તા."

"ઓ, એ છે શુ' જલ્દી ખુલાસો કરોની?" અધીરી ધનમાય ચીંતાથી બોલી, "એ બધાંની શું મતલબ છે?"

"મતલબ એજ છે, ધન, કે ગરીબ બીચારા ફ્રામે વીસ લાખની દોલત એની દીકરી જાલુને જે બાઇ પોતાને ત્યાં રાખે તે બાઇને ઓ સરને આપી ગીયાછ આનો મોવીગીનરોનું કાગજ છે, વાહારે જાલુ, તુંબી કેડી જબરી અકલાતુન છોકરી! આવી લખોપતી ઉતી છતાબી

જાણે ગરીબ હોએ તેમ સાથે રહીને હાથે જાતે બધુ વહીત્રુ કીધું ! દીકરીઓ હોએ તો તારા જેવીજ નમુંનેદાર હોવી જોઇએ.! ગોડ બ્લેસ યુ !"

જાલુ પોતાના કાકાને હેટથી વલગી, અને મીઠાસથી હસીને ખુલાસો કીધો.

"પપાની દોલત ચાલીસેક લાખની અંકાએછ. એવને પૈસાની બધી રીતે સારી સગવડ કીધી, પણ મારાં રક્ષણને માટે કોઇનો આસરો ને ઘેર સોહોધી કાઢવા એવને માંગ્યું, અને આખરે આવી યુક્તિ રચી, એવનને હૈયે તેહજ હતી કે દોરાબકાકા અસલથી તતરવીખા, એખલપેટા હતા, તે તેવન કાંઇ મને રાખે નહીંજ, હું હીર જોવા ખામુખા પેહેલી દોરાબ કાકાને ત્યાંજ ગેઇ, પણ બધાંએ મને ભીખારી સમજી હવારીજ ખાધી, ને મને આંધળાં લુલાંની ધર્મસાલામાં જવા કહયું, ને આખરે હું અંહી આવી. મારી તરફના જવાબની રાહા જોવા મેં પપાના સોલીસીટરોને જણાવેલું, અને મેં છુપાછુપ લંબાંણથી તાર કીધેલો, તેથી એ લોકે તમો પર જવાબ લખી વાલ્યો. દોરાબ કાકાને એકસો ને એક રૂપ્યા મલશે. એ કાકા-કાકીને પેલી તુમાખી રદ બાતલ દુકતીઓ આલાં પીલાં આ બધુ સાંભળીને શું કેહેશે ? પેટ ભરીને મને ગાળ દેશે !" અને જાલુ હસી પડી. એક વર્ષ પાણીના રેલા મીસાલ પસાર થયું. બેહેરામશાહે ખંબાલાહીલ ઉપર બંગલો ખરીદ્યો, જેને 'ફ્રરામ વીલા' નામ આપ્યું, અને જ્યાં તેઓ જઇ વસ્યાં. ફ્રરામ વીલામાં બધે લગનની ધધુખર ચાલી રેહી. મનોહર હીલ્લાંની શ્યાદી લખેપતી જાલ ખરાસ સાથે ગોઠવાઇ, જ્યારે જાલુનું લગ્ન સર સોરાબશાહ વાહાડયાના દીકરા દાદી સાથ ગોઠવાયાં. જાલ જે વેળા હીલ્લાંને ઘરે આવતો થયો, ત્યારે તેની સાથે આ માલેતુજાર દાદી વાહાડયાબી આવતો હતો, અને દીલકશ જાલુને જોઇ તેની તરફ ખેંચાઇ ગયો, અને બંને અકેકને જીગરો જાનથી ચાહાવા લાગાં; તે વખતે દાદીને એટલીજ ખબર હતી કે હીલ્લાં જેવી ગરીબ સ્થીતીની હતી, તેવીજ જાલુબી ગરીબ હતી, છતાંબી દાદીએ તેનેજ પરણવા માંગ્યું. જ્યારે બધો ભરમ પુટયો કે જાલુ તો વીસ લાખની વારેસ છે ત્યારે દાદી બેહદ તાજુબ થયો.

તેઓની શ્યાદી ફ્રરામ વીલામાંજ બહુ ધામધુમથી થઇ અને તેઓ બધાં અમનચમનમાં મોજ્યાં મારે છે !

કહેવાની બાકી એક ચીજ રહીછ. આ બાજુ ઉપર બેહેરામશાહ ખુહાર થયો ત્યારે તેને પોતાના જરદાર ભાઇ ભોજાઇ પાસે પચીસ હજાર રૂપ્યા ઉછીના માગ્યા, પણ તે તુમાખીઓએ તે બીચારાને હડધુટ કરી બહાર કાઢયો. અહંકારનો બદલો ખાક છે ! દોરાબનું નાણું જે બેંકમાં હતું તેને ચાંદીનો સન્તો કરવાથી દીવાળું કાઢયું, અને ખાખાંવરબો થયો. પોતાનું હોટેલ બી વેચી નાખવું પડયુ, અને બંગલા અને મોટરો વેચી એકાદ નાના ઘેરમાં જઇ વસ્યાં. વળી અંધુરામાં પુરું જ્યારે જાલુના બાપની દોલતની વાત સાંભળી ત્યારે તેઓની ગોલા છાટી ફાટીજ ગેઇ, અને બેહદ પસતાવો કરવા પડયાં. તેઓની બંને ઇત્તર ટચાક અને કેળવણી વગરની તુમાખી દુકતીઓ આલાં પીલાંની ગરરી બી ખાક થઇ, અને હવે ઘેરમાંજ વહીત્રું કરતાં અવત્યાં મારે છે.

પૈસા હાથમાં આવ્યા કે જુહાકની સવા પોહોરની પાદશાહી ચલાવશો ના ! કાંવકે વખતના બુરા સંજોગોથી લખેપતિઓ જોતજોતામા રાખપતિ બની જાય છે !

# પરસ્તીસે-પરવરેદ્દગાર.

બેત (કલ્યાણ.)

ખુદા યા તું ખાવીંદે-ખલકત અજબ,
નથી ગાવા તાકત સુનો મારે લબ.
અય આધારે-આલીમ! કરીમના કરીમ!
નથી તારી શકિતની આ જગમાં સીમ;
નથી તારી લીલ્લાને બક્ષેશનો પાર,
ઓ માલિક-મલિકા! ન કોઈ તારો યાર.
કીધી તેંજ આ દુનિયાની હસ્તી બેમુલ,
ને આદમને શ્રેષ્ટ કીધો પેદાસપર કુલ.
ઓ કુદરતને હસ્તીમા લાવનાર ખુદા!
રહી તારા ફરમાનને તાબે સદા,
શું પશુ, શું પંખી, શું ઝાડો-જમીન—
શું નદી, શું નાલાં, શુ પાહાડો રંગીન—
શુ પર્વત, શું બાગો, શું લીલી હલીયાર—
આપેછ બીજી શકિત તુંજ અદભુતનો બાહાર!
શું આફતાબ, શું માહાતાબ, શું તારા પ્રકાશ—
શું આતશ, શું પાણી, શું જીવજંતો ખાશ—
શું માનવ, ને બીજી તુજ અગણીત પેદાસ—
કે નહીં જે જો હોત તો બસ થાત સૌનો નાશ—
એ સર્વેનો માલીક છે એકલોજ તું બસ,
ને એકલાનેજ આખી આ દુનીયા છે વશ!
નથી તારો જોડયો કે સાથી બીજો,
નથી તુંજ સીવા કોઇ ખાલી ચીજો;
એકલોજ તું માલીક છે તેનો અસલ,
જે થયલો પોતા મેલેજ પેદા અવલ;
ઓ નીતિ ને નેકીનાં સાગર પુરા—
ઓ દુનીઆને પેદાના કરનાર શુરા—

એ કુલ આ ખલકતના માલીક ખરા—
એ માયા ને મમતાના વહેતા ઝરા—
એ શાહોના શાહોના શાહોના શાહ!
એ નુરમંદ પવિત્રાઇના નેક રાહનુમા!
બતાવ તું પવિત્રાઇની પાકીજગી રાહ,
બનાવ મુજને તારો ને તારોજ સદા;
બહેકાવ ના તું દોરંગી દુનિયાંથી આ—
ફસાવ ના એ સાહેબનાએ સાહેબ, પુરા!
મીટાવ મારી આફત ને, દુઃખનાં ડુંગર,
રહ્યા હોય જે ટાંપીને, જમ સમ મુજપર;
ચરિત્રો આ જગનાંથી હું નહીં ફસું—
ને તારીજ બસ રાહપર આદમને કસું;
શું આફત, કે સંકટથી કર મુજ છુટકાર,
આ "દીલજાન" નમાવી કરૂં છું પુકાર.

મરહુમ કવિ દા. એ. તારાપોરવાળા.

---

# અધિરાઇની આપદા.

## એક ટુંકી પારસી સંસારી વાર્તા.

લખનારા—મિસીસ મેહરબાનુ ફિરોઝશાહ એડનવાળા.

"હાશ! મહીનાનો પહેલો શનીવાર અને આતવાર આખરે આવી લાગ્યો. અને સેવક પાસે રૂ. ૬૫ આખા માસના મહીનાનાં ગંધાઇ વહીત્રાં પછી ગજવે પડયા છે." બહુજ હર્ખથી ગજવું છતી સાથે દાબતાં જેહાંગીર દમન્યા-એકલો પોતાનાં દીલને ખુશી કરવા લાગ્યો. તેને તે કમાંણીનાં રૂ. ૬૫ ધરાવતું પોતાનું ગજવું અતિ હોંશ અને હેતથી જીગરમાં દાબી જાણે પોતાનાં વાહલાંને કોટી કરતો હોય તેમ આનંદ લીધો.

તે બાપડો, આત્મારામ અને જગજીવનદાસની પેઢીનો આજ પાંચ વર્ષ થયાં કલાર્ક હતો, તે કામબી ઘણી ચોંપ અને હુસ્યારીથી બજાવતો રહેતો, અને તેથીજ રૂ. ૪૦ નાં દરમાયા પરથી વધીને તે આજે રૂ. ૬૫ ઉપર આવ્યો હતો. પણ હવે એ મોટી પેહડી અગાઉ કરતાં ઘણાં મોટાં કામો અને વધારે ફાયદો કરી શકતી હોવાથી, અને તેમાં જેહાંગીરનો ઘણો સારો ઉનટભર્યો ભાગ—કે હાથ હોવાથી તેના શેઠો એને આવતે મહીને રૂ. ૧૦૦ નો પગાર કરી આપવાનાં વિચારમાંજ હતા પણ જેહાંગીરને તેનો કશો સંસારો તેઓએ જણાવેલો નહીં.

જેહાંગીરની તમેહજ હતી કે મહીનાનો પેહલો શનીવાર આતવાર એક તેહવાર તરીકે પાળવો અને તેહી ખર્ચી નાખવાને રૂ. પાંચ તે મહા જુદાજ રાખનો. તે ગરીબડાને કોઇનો ઓથઆશરો ન હતો, અને આજ ત્રણ વર્ષ થયાં તે પરણીને એક સમજુ નારી મેળવવા પામ્યો હતો, વળી તેને ખોદાએજીએ એક બાળક બેટાની નવાજેસ કરેલી જે અત્યારે સવા વર્ષની ઉમરે માતપીતાનાં અત્યંત વાહાલ-સાથે ઉછરી રહેલો.

શનીવારનો અડધો દીવસ અને રવીવારનો આખો દીવસ તેને રજા મળતી તેમાંથી તે અને તેની બાયડી સીનેમા નાટક કે કોઇબી 'શો'માં જઇને ફરીહરીને એ રજા ભોગવી સોહી પાણી મેળવતાં.

અને આજે પગાર મળેલો હોવાથી તથા શનીવાર આવી લાગેલો જોઇને જેહાંગીરનાં જીગરમાં હર્ખ માયો સમાયો જતો ન હતો.

જેહાંગીર ઘણી દલેરસરી કરી જાણનારો પ્રમાણીક જવાન હતો. વળી તે ખવાસે ઘણો રાંક અને સમજુ હતો.

ઉપર્યુ વમાસ્નો અને હવે શનીવારની અડધા દીનની રજાની શરૂઆતનો વખ્ત થયલો જોઇ તે આજે ઉતાવળે પોતાનું કામ ઉંચું મુકી દઈને કાગળીઆઓના ખાનાંને તાળાં ચાવી કરતો હતો તેટલાં પહેડીનાં વડા માલેક મી૦ આત્મારામ આવી ચડી પુછવા લાગ્યા.

"ગઈ-કાલે કલકત્તે તમે પેલું 'શાન્તી જીવન'ની પેહડીનું ટેંડર રજીસ્ટર કરાવ્યું ખરૂંની?

"ગઇ કાલેજી! હં! હા!" જેહાંગીરે વિચારીને જવાબ દીધો.

"રેજીસ્ટર કરાવ્યું કેની? પોસ્ટમાં અમથું તો નથી નાંખ્યું?"

"નારેજી! રેજીસ્ટર કરાવ્યુંછેજી!" જેહાંગીરે જવાબ કર્યો.

આત્મારામ શેઠે ટેબલ ઉપરની બુક ઉપાડી તેનાં પાણાં ઉકલાવી જોઇ પાછું પુછ્યું.

"તો તમે રીસીટ એકડી કરેછોની" કયાં છે અહીં તેની રીસીટ જણાતી નથી?"

"નથી કે ત્યારે? ગઇ કાલનાં કોટમાંનાં ગજવામાંજ રહી ગઈ હશે. સોમવારે આવતી વખતે લેતો આવીશ."

"જરૂર લાવજો હં! ભુલશો નાં, એ રીસીટ મારા ભાગ્યાઓના મનપતીજ, વાસ્તે આપણી પાસે રહેવીજ જોઇએ. તેઓની ખાત્રી તો થાએ કે આપણે એ ટેંડર મોકલ્યું છે."

એટલું કહી તે ત્યાંથી ખસી ગયો અને જેહાંગીર કે જેને તે વાત કરતાં દરમ્યાન હવેજ પેલું 'ટેંડર' ઘર આગળ ગઇ કાલનાં કોટમાંજ પડી રહેલું યાદ આવ્યું તે હદબાહાર ફગલાઇ બીહને ધ્રુજી પડતો ચચાર ફાંકે છલાંગ ભરતો આત્મારામને સાહેબ સલામ પણ નહીં કરવા ચોભતાં તે ઘરભણી દોડયો.

તે બધો વખત મનથી અફસોસ કરતો કે તેનું કામ આટલું બધું ચોકસ હતું તે છતાં ખાસ અગત્યનું કાગળ્યું કેમ રેજીસ્ટર કરાવવા કે પોસ્ટ કરાવવાનું ભુલી જવા જેટલી હદ સુધીનો વીસરભાંમ થઇ શકયો.

તે એ એકજ વીચારમાં અત્યારે પોતાની આઘુ પાછું શુંબી બની જવું હોય તે જોવા ચોભ્યા વનાં એક પવનને સપાટે ઘર ભણી વળેલો માળ ઉપર ચહડી ગયો.

એ કાગળ્યામાં કલકત્તાની મેસર્સ 'શાન્તી જીવન'ની પેહડી માટેનું ટેંડર કબુલવાનું કાગળ્યું હતું, અને તે જો સ્વિકારાય તો લગભગ દેઢ લાખ રૂપ્યાનું કામ જેહાંગીરની પેહડીને મલે એમને જાણનો હતો અને તેથી એ પોતાના ચુક માટે તે હાવરો બાહવરો બની ગયો હોય તો કંઇ ઝાઝી નવાઇ નહી.

તે જેવો ઘરમાં દાખલ થયો કે તેની બાયડી આત્રાંએ ખાણું તૈયાર હોવાની ખબર હસ્તે મુખડે આપી, પણ ઓય આવ્યો, એટલા શબ્દો સાથે તે પોતાના ઓરડામાં ઘુસી ગયો.

ગઇ કાલે તેને તે કાગળ્યું, તે અગત્યનું કાગળ્યું ઘેરે જમવા જતી વખતે પોતે પહેરેલા ગરમ ડગલાના ગજવામાં મેલેલું, અને જમી ઓફીસે જતાં જતાં તે રજીસ્ટર કરાવી નાખવાનું તેણે ધારેલું; પણ એવું બન્યું કે તે બપોર ઘણી ગરમ જણાઇ અને તેથી પાછું જતાં તેને તે ગરમ કપડાંનો કોટ ન પહેરતાં તે કાગળ્યું તેજ ડગલાના ગજવામાં ઘરમાં રહી ગયલું તેથી હવે ઝપાટામાં તેમાંથી કહાડી લઇ, ખાવા પીવા માટે ચોભ્યા વીના પહેલું રજીસ્ટર કરાવી તેની

---

રીસીઠ લઈ જઈને જો હજી ઓરીસ ખુરશી હોય તો તેની ખુણમાં ચોંટાડી આવવાનો એને ફસદ કરેલો. અને તેથી તેને જલદીથી ઓરડામાં પેવસ થઈ, ખુરશીઓ, ચેરીઓ, ટપરી ખુરસીના હાથા વગેરે બધે એમ સધળે ફરી વળી લઇને ચફડાતફડી કરી નાખી, પણ કોટ જડયો નહી.

"એ આશુનું કામ! જ્યાં છે ત્યાં ઉંચો મુકયો હશે." અને તેને ઓગ ઉપર જુલાઇ આવે એટલી ઝડપથી કબાટનાં બારણા ખેંચી કહાડી ઉઘાડી તેમાં શોધ ચલાવી અને પછી અંદરથીજ ગણું છુટાયું.

"એ આશું! ગઇ કાલે મેં પહેરેલો ગરમ કોટ કયાં મેલી દીધો? એમ મારી ચીજોને હાથ લગાડવાનું તુને કહયું કોણે! અહીં ખુરશી ઉપર પડેલો તને શું નડતો'તો?"

તેનાં ઘેર ગોધ્યાર થઇ રહે તેવા અવાજથી ખુચો ભડકીને જાગી ઉઠયો તેને હાથમાં લઇને આલાં ઉંબર આગળ આવી જવાબ દેવા પડી.

"જેહાંગીર, તમે બી કંઇ કેવા છેવો? રોજ મને ટોક ટોક કર્યા કરતા હતા કે આએ ગરમ ડગલો ઘણોજ જુનોઇને છીનછીન થઇ ગયો છે તે હવે કહાડી નાખ કે મારે હાથ નહી આવે, તે મેં તે ડગલો અને સાથે બીજાં રદ્દી કપડાં ગઇ કાલનાં વેચી નાખ્યાં,—"

"બાપરે!" અને જેહાંગીરે એવા તો મોટા અવાજે પુકાર મેલ્યો કે બુચો અદી બીહને માને વળગી પડયો, અને આલાં ધ્રુજી અને સાથે સાથે ઘરનાં બારી બારણાં બી ખખડી ગયાં.

"પણ બીજાં કપડાં બી–" આલાં બોલવા ગઇ તેને તેણે રોકી જબર ઘાંટુ તોડી પુછ્યું.

"વેચી દીધો? કયા માણસને?"

"જરીપુરાણાં કાસમભાઆને. પણ જેહાંગીર સાંભળોની, તમારા ડગલા—"

પણ જેહાંગીર ઉભોજ થાનો રહે? તે હવાયલો ભખાયલો છ છ ફાંડયે કુદતો દાદરે નખાવી દઇને ઘર બાહાર નિકળ્યો. અને આલાંનો અવાજ આલાંનાં ઘાંટામાજ દબાઇ ગયો.

"મારાં વાહાલકુંશ!" તેણીએ જરાકવારે આંસુ ગળી લઇને પોતાનાં દલાવલાં બાળકને છાતીમાં ચાંપી કહયું. "જમ્યા ખાયા વનાં કોયુ જાણે શું યાદ આવ્યુ તે તારા પપા પાછા નાહશા. બધાજ માટીડાઓ એવા કહેવાય છે, તે તુંબી શું એમજ એકુ દહાડો તારા બૈરી બચ્ચાં સાથે કરવાનો કે?"

હવે આપણે ઉતાવળમાં આવી ગયલા જેહાંગીરની પુઠે જઇયે. તે કાસમભાઇ જરી પુરાણાં ને બચપણથી પીછાંણતો હતો, તે તે લત્તાનો જરી પુરાણું ઘણાં વખતનો હતો, અને મોહલ્લાને નાકેજ એક ઓરડી ભાડે લઇને તે રેહતો હતો, બલ્કે આખાં શેહરનાં જુદા જુદા લત્તાઓ ઉપર ફરીને માલ સંઘી લાવતા તેનાં માણસો તે બધો માલ એકઠો કરીને થોડે થોડે દીવસે તેનો નીકાળ કરતો રહેતો.

જેહાંગીરનાં સારાં નસીબે કાસમભીયાં તપકીર સુંઘતા અત્યારે એ ઓરડીનાં ઉંબર ઉપર બેઠેલાજ જણાયા.

"કેમ શેઠજી!" અને તે ઉઠીને ઉભો થયો "કંઇ ફરમાસ?"

"હા, હા, જલદીથી તમે કાલે મારો ગર્મ કોટ મારી ઘરવાળી આલાં પાસે ખરીદી લાવ્યા છો તે આપોતો!"

"ધીરે બાપુ ધીરે!" તેને પાછો એક સરકો ખેંચવાનાં વખત લગાડયો, તે તો જેહાંગીરને મન એક જમાનો લાગ્યો.

"પણ જલ્દી, જલ્દી કરોની તો, જે આપ્યું હોય તે દામ પાછું લેવો, જોઇએ તો રૂપ્યો બે રૂપ્યા વધુ લેવો પણુ—" તે હાંફ્તો હાંફ્તો બોલ્યો, પણ કાસમમીયાંનું પાપણુંબી નહી ફ્ડકે "જરાક મેહરબાની કરીને તાકીદ કરશો? લાવો, મને કહેવો ક્યાં તે ડગલો નાંખ્યો છે, તેમાંથી હું શોધી લેઉં, તમુંને તકલીફ્બી નહીં પડે!"

"બાપુ તે તમારે ત્યાંનાં લાવેલાં કપડાં અને બીજાં બધાં કપડાં મારી આંટરોડની વડી કુંપનીમાં મેં મોકલી દીધાં, અમથું કાંય ભેજું ફેરવોછ."

"તે કુંપનીનું નામ અને નિશાન?"

"હાજી કાસમ મહમદમીયાં, આંટરોડ, પુલ નીચે." તેને કહ્યું. ઉઠ્યો તે ત્યાંથી હવે આંટરોડ જવાને ટ્રામમાં સ્વાર થયો, નિશાન આપેલે જગ્યે તે તાકીદે જઇ ઉભો. "કાસમમીયાં જરીપુરાણાને,ત્યાંથી ગઇ કાલે તેવણુની ધોબી તળાવની દુકાન ઉપરથી કપડાંનાં જુનાં ઢગલાં તમે ખરીદી લાવ્યા વારૂં?"

"હા સાહેબ! ખરીદી લાવ્યો છું. કંઇ ચોરી કરી નથી લાવ્યો કે એમ મને ખખડાવીને પુછવા ધસી આવ્યાછ, ખસો, અહીંથી,"

"સાહેબ, સાહેબ, મને તેમાંથી એક જુનો ગરમ ભુરા રંગનો ડગલો પાછો જોઇયેછજી, જે માગશો તે દામ આપીશું, અને રૂપ્યો કે બે રૂપ્યા વધુ આપીશ." તે ઉઠીને અંદર ચાલી જવાનું કહેતો હતો તેને જેહાંગીરે કાલાવાલા કરીને તાકીદે અટકાવી કહ્યું.

ઓહોહ! એટલું બધું? ત્યારે ભલા આદમી કાલેજ આવતે કની? કાલે રાતેજ એક મુસલમાન તે ખરીદી ગયો, ડગલો હતો ઘણો સારો, અને ભાગ્યશાળીબી એવો કે લાવીને ઉતાર્યો ત્યાર પછી એક અડધો કલાક મારે ત્યાં પડી રહયો નહીં.

પણ જેહાંગીરે હવે અફ્સોસની પુકાર સાથે ખરેખરૂં કપાળ કુટ્યું. "એ ખરીદનારનું ઘર મકાન કે નામ નિશાન તમે જાણતા નહી હશો કેમ?"

"નહી તે કેમ?" તેને મગરરી લીધી. "હજી તો અડધું દામ ચુકવ્યું છે અને અડધું તેના ઉપર માંગતું છે તેથી આ રહી તેના માંગતાં લેહેણાની ચીઠી. એમ તો સાહેબ ઉધાર માંગતા આવે તેમને હું અડધું દામ લેવાને બાહાણે એવી મોટી રકમ કહું કે ખેવડી કરતાં વધારેજ હોય. મને એ ડગલો સવા રૂપ્યે પડી રહેલો તે મેં પાંચ રૂપ્યા માંગ્યા અને એ યાકુબ હુસેને મને અઢી રૂપ્યા આપ્યા છે અને બાકીના અઢી રૂપ્યા પગાર ઉપર આપવાના કબુલ્યા છે."

જેહાંગીરે તેને એક રૂપ્યો આપી તે નામ નિશાન અને ઠરેઠેકાણું ઉતારી લઇ ચાલ્યો, હવે આ યાકુબ હુસેનની ભાળ કહાડવા, બપોરના ૩ વાગી ગયલા. તેનું ગળું સુકાઇ જતું, ખાવાની ભુખ તો હમણા હોયજ ક્યાંથી. ઇરાનીની દુકાનેથી એક ગરમ ચાહનું કપ પી લઇ તે નિશાન પ્રમાણે રંગારી મહોલ્લામાં જવા નિકળ્યો.

રંગારી મહોલ્લો, ફાતમા બુઢીયાનું મકાન, પહેલો માળ, યાકુબ હુશેનઃ આ નિશાન પ્રમાણે આવી ઉભો અને હેઠે ઓટલા ઉપર એક બુઢી ઓરતને રેંટ્યો કાંતતી જોઇ જેહાંગીરે પુછ્યું.

"માજી! ફાતમા બુઢયાનું આજ મકાન કે?"

"નહીં ત્યારે, કોણનું ? તારા દાદાનું ?"

"નહીં માજી, માફ કરોજી," જેહાંગીરની ખાતર જમા થઇ ગઇ કે આ ડોસી વંઠેલ ખાંઉકરડુ છે, અહીં કેમ પાટલો ફાવશે. તે દાદરજીની મદદ ચાહતો એટલા ઉપર બેએક સીડી ચહડયો. પણ વચમાંથી ખસવાને બદલે બુઢ્યાએ સાંગો તરારો કર્યો.

"કેમ ? ઉપર ચઢીને ક્યાં જવાનો મનસુબો રાખ્યો છે ?"

"યાકુબ હુશેનને મલવા, તેની–"

"તેમ કંઇ ચાલશે નહીં. મુવા જે જોઇયે તે યાકુબ હુશેનની અલાબલા લેતાજ આવે છે ! એ છોકરાને બધો વંઠેલ કરી નાખ્યો. મહામુસીબતે આજેજ એ નવી નોકરીએ ચહડયો છે તેમાં વળી ક્યાંથી—"

"માજી !" જેહાંગીર તેણીને મરાતી અટકાવવા બોલી ને ફગળી પડયો. "માજી મને સાંભળો—"

"માજી ફાજી અહીં મને કંઇ જોઇયે નહીં. અને વળી સાંભળો કરીને કેહ છે તે હું શું કઇ બેહરી બેહરી છઉં શું ? યાકુબહુશેનની હું માસી લાગું, તે તમારા જેવા ખરાબ દોસ્તોની સંગતમાં ફસાઇને હરામખોર થઇ ગયલો, તે આજેજ જેમ તેમ કરીને નોકરીએ લાગેલો–"

જેહાંગીરે પાકીટ બુક કહાડી રૂપ્યાનો ઢગલો ખખડાવી બે રૂપૌ કહાડી તે બુઢ્યાનાં હાથમાં મેલ્યા.

"બાઇજી, મને યાકુબહુશેન સાથે એક બે બોલ વાત કરવી છે. મેહરબાંની કરીને એનાં શેઠનું નામ નિશાંન આપશોજી, હું તમુને ખાત્રી આપું છું કે મેં તમારા એ સપુતને કોઇ દીવસબી જોયો કે જાણ્યોજ નથી, અને હમારા વચ્ચે મીત્રાઇ જેવુબી કશું નથીજી."

હાથમાં રૂપ્યા પડતાં બુઢીની આખ્યો ચમકી રહી, અને જબાંનમાં પણ મીઠાસ આવી ગેઇ.

"તો શેઠજી એમ કેહવોની ? લેવો બાવા, એ મારા પોર્યાનું શરનામું લાંઉ, એ આજે કારસુબો હમો બધાંની ઉપરે વારો થઇને ગોરા ડાકટરને ત્યાની નોકરી પકડી તેનાં બૈરી છોકરાં સાથે લાનોલી ગયો છે. બાવા એની ઉપર મેહરબાંની રાખજો, એની બાયડી ને પાચ છોકરાંનું એને પોષન કરવાનું છે."

અને એમ કેહતાં કેહતાં, તે બુઢ્યા અંદર ગઇ અને ખાટલા ઉપર પડેલું એક પરબીડયું ઉપાડી લાવી.

જેહાંગીરે ધ્રુજતે હાથે તે નામ શરનામુ વગેરે નોટબુકમાં નોંધી લીધું અને પીઠ ફેરવી ત્યાંથી સપાટામાં હવે કોટ તરફ આગળ વધવાને નાહાઠો.

તે આવે તે આગમજ એક કલાકની પુના મારની ત્રેન ઉપડી ગયલી અને હવે બીજો એક કલાક તેને ત્યાં ખોટી થવાનું હતું. વખ્ત કેમે કરતાં જાએ નહીં.

ભુખ કે ખાવાનો પણ તેને ખ્યાલ આવે નહીં.

પેલું કાગસ્યું સિવા બીજું કશું તેનું મગજ અત્યારે રોકતું નહી.

આખરે તે રાત્રે સાડાદસે લાનોલી જઇ પુગ્યો.

રાત પડી તે આ નવાં પરાયાં મુલકમાં કયાં ભટકે? વેટીંગ રૂમમાં સહવાર સુધી સુઇ રહેવાની ચોખી રહેવાની તેને ફરજ થઈ પડી, અને તે ખોટી રેહવાની ફરજમાં ઉતરી જવા પેહલાં તેને સોડા બીસ્કીટ જેવું લાઇટ ખાવાનું પીવાનું લઇ લીધું.

સવારમાં ખડી ગજ્જરમાં રાઈપાર્કમાં તે જઇ પુગ્યો. અને નોકરોને રેહવાનાં કોયેડાં તરફ પાછલી બાજુએજ સીધો ગયો, ઘોડાવાળાને એક રૂપ્યો આપી યાકુબ હુશેનની ભાળ કાહાડી અને તેને, તે જગ્યે મોકલવાને વીનવ્યો તેમ આખરે તે મુસલમાન જવાન ત્યાં આવી ઉભો.

"અરે બા, યાકુબહુશેન! તું ભાઇ પેલા ગ્રાંટરોડનાં જરીપુરાણાંવાળા હાજી કાસમને ત્યાંથી એક ગમ કોટ ખરીદી—"

"હા, હા, મારા શેઠ, હવે જાણ્યું, તેની અડધી રકમ મને આપવાની છે, તે આપીશું, આવને મહીને, સહવારમાંજ એ શું પીંજણ લઇ આવ્યા?" અને યાકુબ હુશેન ત્યાંથી તાકીદે ચાલી જવાનું કરતો હતો તેને લગભગ કોટી કરી પડે તેમ તે વળગી પડી બોલ્યો.

"લે, લે, યાકુબ, આંએ પાંચ રૂપ્યા હું લાવ્યો છું, તે લે અને જો એ દગલો મને પાછો આપ. વળી હાજી કાસમને અઢી રૂપ્યાબી હુંજ આપીશ અને તારી રીસીટ છોડવી લઇશ."

અને એમ કેહતાં અધીરા આકળા જેહાંગીરે રૂપ્યા પાંચ તેના હાથમાં મેલ્યાં. ધીરેથી ગજવે રૂપ્યા મેલી દઇ યાકુબ હુશેને ખોલાસો કર્યો:

"એ દગલો જોઇનો હોય તો મેં મારા કાકાનાં દીકરા હમદુરજબઅલીને રૂ. સાતમાં વેચ્યો છે; તેની પાસેથી લઇ લેઓ. મારી ઘરડી માસી ફાતમાંબુનું રંગારી મોહાલ્લામાં મકાન છે તેની સાંમેજ એ રહે છે, પણ ખરાર હમદુને કરાંચીમાં લશકરનાં જેનરલ જોનસન સાથે જવાની નોકરી મલી છે, તે આવતી કાલે ડોકમાંથી ઉપડવાનો હતો એટલે આજે—"

વધુ સાંભળવા ન ચોભતા રંગારી મોહલ્લાનો હગદુ રજબઅલી જેનરલ જોનસનનો નોકર એટલા શબ્દો ઉતારી લઇને ત્યાંથી પવનની પીઠ ઉપર સ્વાર થયો હોય તેમ નાઠો.

સ્ટીમર કરાંચી ઉપડી જશે તો; પેલું કાગલ્યું તેનાં ગણત્રીનાં વખતે કે એકાદ બે દીવસ મોડુંબી કલકત્તા ઉપડી શકવાનું નથી. તે બીજો કશોબી વિચાર કરવાને યોગ્યા વનાં વળ્યો પાછો સ્ટેશન તરફ.

સવારની ચાહ કે નાસ્તો કરી લેવાને પણ તેને ખ્યાલ ન રેહયો. જ્યારે તેનું ગળું ઘણુંબી સુકાતું અને જબાં ખેંચાતી માલમ પડી ત્યારે તેને તેનું ભાન થયું. અને ફરી એક ચાહનું કપ અને બે બીસ્કીટ તેને ખાધી.

આજસુધી એ ઓફીસના કામમાં તેને કદી ગફલતી કીધેલી નહી. અને હવે જ્યારે તેને કુટુંબની વૃદ્ધીનાં વખતમાં પગાર અને કમાંણીની દરેક વૃદ્ધી કરાવવાની આશા રાખેલી તેમાં આ શું થતું હતું?

આત્મારામ શેઠને કેહતાં તેને એવુંજ ધારી લીધેલું કે સુકરવારે નહીં થઇ શકયું તે શનીવારે તાકીદે કરી કરાવી લેઇને પોતાની ઓફીસને તે મોટું કામ વખતસર મેળવી આપી

ઇ શકશે, અને ઘરમાંના ગજવામાંથી કાહાડી લઇને તે અગત્યનું કાગળ્યું ફક્ત રેજીસ્ટર કરાવી નાખશે, પણ આ બધી બલાની તેને જરાકે ગણુની કે આશા રાખેલી નહીં.

સવારે પોણા અગ્યારે તે સ્ટેશન ઉપર ઉતર્યો, અને ભારતી ગાડીએ પ્રીનસીસ ડોક તરફ વળ્યો. ગાડીવાળાને રૂપીઓ પકડાવી દઇ તે અંદર ગયો.

હવે તે દોડધામ કરતાં સેંકડો સીદીઓમાંથી હમદુ રજગઆલીને શી રીતે પકડી કાહાડવો! તેને ઓળખાવશેજ કોણ?

ગયો તે પહેલાં સામાન સાચવતા નોકરોની ઓસગાર તરફ? અને લેસ્યો વાંચવા માંડ્યા, એકાદ બે જણને પુછ્યુંબી! પણ તેઓબી એ હમદુને ઓળખેજ શાના?

સીપાઇઓને પુછતાંબી-વખત નિકળી જવા લાગ્યો. એટલું તો પરપુછ કરતાં તેને માલુમ પડ્યું કે કરાંચી જવાને લશકરી વાહાણ હજી તૈયર થતું હતું પણ ઉપડી ગયું ના હતું. તે પોતાંની શોધમાં હાંફળો ફાંફળો બની રહ્યો. અને ઘણોજ નિરાસ બી થઇ ગયો, જ્યાં જ્યાં જાય ત્યાંથી સીપાઇઓ ધક્કા મારીને બાજુએ જવાનું કહે.

તે લગભગ રડી દેવાની હદ પર આવી ચુક્યો તેટલાં એ ખુશાલીની ખુશાલી!

તેનો એ ગમે દગલો પેહડેલો એક નોકર બન્ને હાથમાં બોજાઓ ઉપાડીને ડોકમાં દાખલ થતો તેની નજરે પડ્યો. એકજ કુદકે તે તેને વળગી પડ્યો, અને રૂપ્પા દશની નોટ કહાડી તેનાં હાથમાં ભચડી ડચડીને મેલી તે દગલો તેને ઉતારી આપવાને વીનવ્યો. રૂપ્પા ૧૦ ની નોટ લઇને તેને બંન્ને બોજા હેઠે મેલી દઇ અજબ થઇને દગલો ખુશીથી કાહાડી આપ્યો.

"લેવો શેઠ, લેવો, એનો બોજો મને ઘણો થઇ પડે છે." અને હાથમાં લેતાંજ જેહાંગીરે ઝડફ ઝડફ તેના ગજવા ઉડવાળ્યાં, હાથો ખોસી ખાલી બાહાર કાહાડ્યાં, અને મોત જેવો ફીક્કો થઇ જઇ તે દગલો અજબ થયલા હમદુના અંગ ઉપર પાછો ફેંકી તે ત્યાંથી રસ્તે પડ્યો.

"ઓ બાપ જેહાંગીર, એ શુ કેહવાય?" તે હારેલો ગારેલો રડમસ અવતારે સાંજે પાંચ વાગે ઘર પુગ્યો ત્યારે તેને જોઇને આલા બબાળી. "એ શું છે? કયા ગયા હતા?"

"હવે પગાર વધી ચુક્યો, આલાં, નસીબનો ફુટેલો મુવો છુ હું." અને તેને તે કાગળ્યાં માટે રડી દઇને કેહવા માંડ્યુ તેવીજ આલાં વચ્ચે બોલી ઉઠી.

"પણ મેં તમુને કેહવા માંગ્યુ તે તમે મને પુરી સાંભળીજ ક્યાંજે? મેં તો તે દગલો વેચવા પેહલાં ગજવામાથી એ કાગળ્યું કહાડ્યું ને ગામથીને દોડાવીને તુર્ત રેજીસ્ટર કરાવી બી દીધું. શનીવારે તમુને રીસીટ આપતા ભુલી ગેઇ તે બપોરે રાબ્બી સોડે તમારી ઓફીસ પર મોકલાવી જે આતમારામ શેઠને આપી આવી અને તેમને બહુ મહેરબાની વદી કેહવાડી ને એ એમ શું કરોછ કે?"

આલાંની સમ્યસુચકતાથી તેનું પન જળવાયું અને જગા કાયમ રહી, આંટ રહી અને પગાર વધવાની તમામ આશા પાછી સજીવન થઇ. પોતાનાં અધીરા, આકળા, અવીચારી ઉતાવળ્યા હાવભાવથી તેને રજા ખોહીને ઘણી પગારમાં મોટો ખાડો પાડ્યો તે તો જુદો.

પણ તે શીખ્યો. આ ૧।। દીવસની રખડપટીભરી હાડમારીએ તેને શીખવ્યું કે ઉતાવળમાં ફાયદો વળે નહીં.

# હોરી.



સાજન ખેલત હોરી!
ધરી કર ઐકયની દોરી!! સાજન.

સ્વાર્થ ત્યાગની ભરી પીચકારી-ઘર ઘર ઘુમે ટોળી.
અસહકારના રંગ ઉડાવે-ગાંધી કચોળે ઘોળી.
જુઓ! રંગ રેલે રંગોળી. સાજન.

સ્વદેશ ભાવ તણી શિર ટોપી-વિજય પતાકા ધોળી!
શ્વેત સંપનાં વસ્ત્ર શરીરે-પહેરી ધરી રંગોળી!!
ત્યાગના રંગે બોળી. સાજન.

પરોપકાર અને સેવાના-સ્વાર્પણ મંત્ર ભરેલી.
વિશ્વ પ્રેમ કેશુડાં રંગે-રંગી રૂપાળી ઝોળી.
અહિંસાવૃત ઝબકોળી. સાજન.

અટલ પ્રેમ ભક્તિ રસ પ્રભુનો-હૃદયે દીધો રેળી.
અસહકાર ષડ્ રિપુનો કીધો-સાર અસારને તોળી.
ગુરૂજીએ આપી છે ગોળી. સાજન.

દીન દરિદ્ર ભિખારી બની રૂવે-ભારત નયનો ચોળી.
રંગને રાગ ત્યજી ફકીરી લઇ-ઘર ઘર ઘુમે ટોળી.
ધરી કર સ્વાશ્રય ઝોળી. સાજન.

વિજય નાદ કરતી આ આવે, ટોળી કસુંબલ ઘોળી.
હોરી! રમે સત્યાગ્રહિ વીરો, હસતા મુછ મરોડી.
સૌખ્યની કીધ રાખોડી. સાજન.

ઉઠો! ઉઠો! સ્વાશ્રયથી સાધો, સ્વરાજ્ય સુન્દર ગોળી.
સ્વદેશ ભાવ તણી પીચકારી-ભરી ઉડાવો રંગોળી.
'મણિમય' હૃદયે બોળી. સાજન.

પાદરાકર.

# સંસારનો ફાંસો

લખનાર—દારાં કાપડીયા

## પ્રકરણ ૨૪.

જેહાંગીર વાડીયા જ્યારે તે સાંજે પોતાનું આખા દીવસનું કામ ખતમ કરી 'તાપની હાઉસ'માં પાછો ફર્યો ત્યારે સાહજ તેના પુર બાહારમાં ખીલી નિકળી હતી. તેણે ઘણી ઉતાવળથી પોતાનું કામ કરી લીધું હતું અને તેમાંથી બન્યું એટલું જલ્દી નિકળી આવવાની તેણે કોશેશ કીધી હતી. તે બીલીયર્ડનો ઘણો શોખીન હતો અને તે માનીતી ગેમ ઉપર તેણે ઘણો લાંબો વખત થતા તક ગણી હતી નહિ. રસ્તામાં આવતા તેને તેનો એક ફાસ્ટ ફ્રેન્ડ મળ્યો, જે સુરતના એક ધમધમ્યા હોટેલમાં થોડા વખતને વાસ્તે ઉતર્યો હતો. તે જેહાંગીરને ઓહડસ કરી બીલીયર્ડ રમવા લઇ ગયો. તે તે રમતનો જેટલો શોખીન હતો, તેટલોજ તેમાં પુરવીણ પણ હતો. તે કલાકેક રમ્યો, પરંતુ તેને તેમાં રજ ભાગ જેટલીએ મઝાહ મળી શકી નહિ.

એક ચોક્કસ કીસમની ભયંકર અગમચેતી તેને આખો દીવસ થયા કીધી હતી, અને તેજ અગમચેતી તેને અત્યારે પણ હેરાન કરી રહી હતી. તે કોઇ બીહામણી લાગણી તેના ઉપર એવા તો મજબુત પ્રમાણમાં ગાલેબ થઇ આવી હતી કે તેના બન્ને હાથો ધ્રુજ્યા અને તેણે ગેમ બગાડી નાખી. તેણે તેને પોતાને હસી કાઢવાના યત્નો કીધા, તે છતાં તે તેને હસી શક્યો નહિ.

તેના ચાલુ વિચારો નાજાં માટે હતા, તેણે એક વખતે તો એવું પણ વીચાર્યું કે તેણે, તેના પોતાને વાસ્તે તેણીને એક દયાજનક દુઃખ પાડી મગજી. તે લાગણી તેને એવી જબુન થઇ કે તે ખુદબખુદ ખરા અંતરે ધ્રુજ્યો. તેણે તે બધા ધખારા અને ઘેલાપણા કાઢી હસી કાઢવાની વેંતરણ કીધી, કીંતુ ફોકટ—તમામ ફોકટ! તે એટલો તો નરવશ થઇ ગયો ને તેના બદનમાં એવી તે ધાસ્તીઓ લાગવા માંડી કે ઘરે ઘણો ઝપાટાબંધ ફરવાની તેને ફરજ પડી!

આ દુન્યામાં ઘીને સોફરો સ્વપના જુએ છે તેના કરતા કાંઇ ઘણું વધારે છે! આ એ નાજાં પારખ અને જેહાંગીર વાડીયા વચ્ચે, એક મોટી જોગવર, સૌથી ઉંડો પ્યાર વસ્તો હતો, અને જો કે તેઓ એકમેકથી ઘણા દુર હતા છતાં, એકની જમખ્વારી અને દુઃખ બીજા ઉપર અમર કરી શક્યું.

જેહાંગીર વાડીયા ઘણી ઝડપથી 'તાપની હાઉસ' ભણી હંકારી ગયો. તે નાજાંનોજ આખા રસ્તે ખ્યાલ કર્યા કરતો હતો, અને હવે જે વખત જતો હતો તેમાં તે બીકુ માલમુ તને તે

પ્યારથી બગલગીરી કરવાનો હતો તે ખ્યાલે તેને ઘણો મોટો સંતોષ ઉપજ્યો. તે તે દીલજીત રૂપસુંદરીની સુંદરતાનો મીઠાસ વિચાર કરવા લાગ્યો, જેમ કરતાં જે રીતનો ભયંકર દગો તે તારણી સાથે તેણે ખેલ્યો હતો તેનો વિચાર આવ્યો અને તે ઘણો દુઃખી થયો.

એમ સુખ દુઃખ, ગમખ્વારી ખુશાલીનાં મીશ્ર ખ્યાલો કરતો તે તે કુમળી સાંજે ઘર ભણી હંકારી ગયો, જ્યારે તેનું જીગર સીસાં જેવું ભારી હતું કેમકે જે કોસમની આગાહી તેની દબાવી ગુંગળાવી રહી હતી તે તે સમજી શકતો હતો નહિ.

તે જેવો 'તાપતી હાઉસ'માં પુગ્યો તેવો તરત તે તેઓનાં ઓરડાની બાહાર નિકળતી અગાસી તરફ ગયો, કે જ્યાં તેની વાર જોતી ઉભી રેહવાનું નાજાંએ તેને તે સહવારે વચન આપ્યું હતું. તે વિહસ્સ વગાડતો આગળ ગયો; પણ નાજાં ત્યાં હતી નહિ. તેનું જીગર ધારતી અને બીહકની એક નરમ લાગણીએ તેની છાતીમાં દુખવા લાગ્યું; તેણીએ અત્યાર સુધીમાં ગમે તેવું નજીવું ખી વચન એક વેળા પણ તોડયું હતું નહિ. તેણીએ કહ્યું હતું કે તેની રાહ જોતી તે બારી આગળ ઉભી રેહશે અને તેણી ત્યાં હતી નહિ. કદાચ તે નીચે ઉતરી બગીચામાં સંતાઇને તેને ખુમ પડાવતી હોવી જોઇએ।

"નાજાં!" તેણે પુકાર્યું "નાજાં!" પણ કાંઇ જવાબ મળ્યો નહિ. નાજાં હોય તો તે જવાબ દે કેની?

તે તેની માનીતી બેઠક આગળ ગયો, કે જ્યાં ઝાડોનો ઓથો ઘણો મજાહનો હતો. કદાચ ત્યાં તે તેને ખુમ પડાવતી છુપાઇ રહી હશે. તેણે ખોળ કોધી, પરંતુ તેની હાજરીની જાંહગીરને ત્યાંથી કાંઇ બાતમી મળી નહિ. તે લગરીક નાશીપાશ થયેલા જેવો ત્યાંથી આગળ વધતો હતો, તેટલાં તેની નજર તે જગા આગળ પડેલા એક નાના રૂમાલ ઉપર પડી. તે નાજાં પારખનો હતો. આહ! ત્યારે તો તે ઘણી ખરી અંહીજ હોવીજ જોઇયે, બરાઇને તેની હીલચાલ જોતી અને તેને સતાવવા માટે મનથી ખુબ હસ્તી. પણ તે જાણતો હતો કે નાજાં એટલી હદની ધાટકી મશકેરી તેની સાથે કરે તેવી ન હતી. તેની નાજાં! તે વાહાલી ભોળી છોકરી! તે કોઇ કીસમની ધાટકી મજાક કરે એવામાંની છોકરી તો નજ હતી.

તે ધીમે ધીમે ચાલીને અંદર ઘરે ગયો; કદાપી તેણી તેણીનાં પોતાનાં ઓરડામાં હશે. તે એકેક પછી એકેક બધા તે દીલદરનાં ઓરડામાં જઇ આવ્યો, પણ તેણીને શોધી શકયો નહિ. તેને તેનાં પોતાનાં ઓરડામાં જવાની તો સુધ્ધી નજ આવી. જો તે ત્યાં જતે તો તેને વગર મહેનતે તે ભેદની ચાવી મળી ગઇ હોત. એક વખતે તો તેણે તેણીનાં નાજુક પગલાંનો અવાજ બાહારના હોલમાં સમજવાનો ધખારો આવ્યો, અને તેણીને મળવાના ઇરાદાથી ત્યાં ધસી ગયો; પરંતુ તે તો ફકત પવનમાં હીલતાં પાંદડાંઓનો સાદ હતો. નાજાં ત્યાં હતી નહિ.

તેણે આવંદે ચંગ વજાડયો, અને નાજાં કયાં હતી તે પુછયું. નાજાંની આયા તે માટે કશું જાણતી હતી નહિ. તે નોકરડીએ સહવારથી પોતાની શેઠાણીને જોઇ હતી નહિ, કે જ્યારે તે બાહાર અગાશી ઉપર ગઇ હતી. તે બપોરતું જમવા પણ અંદર આવી હતી નહિ; અને તેની આયા દાયાઓએ એવું વિચારીને તે માટે ઝાઝી ચીંતા કરી ન હતી કે તેઓની શેઠાણી બપોરનું ભોણું જમવાને બદલે ઘણી વાર બજારમાંથી આવેલી તાજી ફ્રુટસ ઉપરજ રહેતી હતી, અને તેણીએ આજે પણ તેમજ કર્યું હતું.

"જા," જરા જઈને જોઈ આવ કે તાહરી બાઈ કયાં છે," જેહાંગીર વાડીઆએ બીજવાઈને ઘણી અધીરાઈથી કહ્યું. "તમે લોક નોકરચાકરો બાઈ વાસ્તે એટલાં બેદરકાર બનો એ ઘણું શરમભરેલું છે. એને સાંજે ચાહ્ગી તો લીધીછ કે નહિ ?" તેણે પુછ્યું, કેમકે તેને માલમ હતું કે નાજાંને ચાહ પીધા વગર કદી ચાલતું હતું નહિં.

"મેં બધું ચાહ વાસ્તેનું તૈયાર કરી એવણના ઓરડામાં મુકેલું હતું, શેઠજી," તે આયાએ જવાબ દીધો, "કે જેથી પોતનાં ઓરડામાં એ આવેમ ને પીએસ, હંમેશ કરેસ તેમ, પણ કલાક પછી હું ઓરડામાં પછી ગઈ ત્યારે બાઈએ ચાહ પીધેલી હતી નહિં."

"અને તેં ત્યારે તાહરાં બાઈની એવી રીતે સેવા બજાવી ?" જેહાંગીરે ધુજારો કીધો. "બાઈ આખ્ખો દીવસ ખોરાક પાણી વગર પસાર કરેછ; નથી બપોરે જમી કે નથી કાંઈ સાંજે લીધું અને તે છતાં તમે લોક કાંઇ ખબર રાખતાં નથી અને અને કાંઇ કહેનાંરી નથી કે તમારી બાઇ કાંહ છે."

"બાઇએ મને નથી કહ્યું કે એ બાહાર જાયછ કે બાહાર જવાની છે." તે આયાએ ખુલાસો કીધો, "તે શેઠ, બાઇને હું કેમ પૂછું કે તે કાંહ જાગસ ? બાઇની પસવારે પસવારે જવાનું તો મને ખરાબ લાગેસ."

"પણ તે છતાં તાહરે તો કાળજી રાખવી હતી. શું તુને એટલો પણ ખ્યાલ નથી આવતો કે આખ્ખો દાહડો ખોરાક પાણી લીધા વગર તાહરી બાઇએ પસાર કીધોછ, તેથા કદાચ એ કેન્ટ થઇ જશે ?"

"પણ બાઇ પોતાની ઘણી સારી સંભાળ લેસ," તે આયાએ કાંઇ ખડખડાતથી કહ્યું. "ને એ ઘણી સારીકાની હતી."

જેહાંગીર વાડીઓ ઘણાં મોટા ગુસ્સાથી પોતાના દાંતો વચ્ચે કાંઈ બબડીઓ.

"મેરી, જા અને જઇને કાંઈ પણ ખબર કાઢી લાવ," તેણે મોટેથી ઘણાં જોશથી કહ્યુ અને તે આયા બબડતી ખભડતી, ફફડેલી ચટકેલી ત્યાંથી જતી રહી.

પછી જે એક ચોપડી તે વાંચવાનું કેહતી હતી તે જેહાંગીરને યાદ આવ્યું. જો બધું છતાં તે ચોપડી તેને મળી આવે તો તેણીને શોધી કાઢનાં તેને મુશકેલી નડવાની ન હતી. તે સહવારે તેણે તે ચોપડીને જ્યાં છેલ્લી જોઇ હતી, ત્યાં શોધ કીધી; પણ તે તેની જગા ઉપર ન હતી. અલબત, ત્યારે, નાજાં નો બાહાર હતી અને તે ચોપડી વાંચવામાં ગુંથાએલી હોવી જોઇએ. તેણે જઇને બાહાર ખોળ કરવાનો વિચાર કીધો. એજ વખતે તેને પેલી આયા, મેરી ઉપર ઘણી ખીજ ચઢી અને તેને તુરત પેરો તેની આવી બેદરકારી વાસ્તે આપવાનો તેને નિશ્ચય કીધો. તેની ખુબસુરત નાજાં તરફ આટલી શરમભરેલી બેદરકારી તે બતાવે!

તે પાછો અગાસી આગળ ગયો; તેણે આ વખતે ઘણી મોટેથી બુમ પાડી, "નાજાં ઓ નાજાં !"

પણ કાંઇ જવાબ મળી શક્યો નહિ; કાંઇ અવાજ બી આવ્યો નહિ, સીવાય લીલાં પાંદડાંઓનો ખણખણાત અને ધીમે ફુંકાતા પવનનો દીલખુશ કરે તેવો ગણગણાત. પછી અગાસી

ઉપરથી હેથે જોતાં તેણે પેલી તે ી. આ ીની બેઠકની સેહજ દૂર એક ચોપડી પડેલી જોઇ. તે તુરત નીચે ઉતર્યો, અને તેને જે નાજાં આજે વાંચવાની હતી તે તરીકે તુરંત પીછાણી લીધી. ત્યારે એ ઉપરથી તેણે એ અનુમાન બાંધ્યું કે નાજાં તે ચોપડી વાંચતી હતી અને તેને પાડી નાંખી હતી. પણ ત્યારે તેણી પોતે ક્યાં હતી?

આ વખતે તે બગીચાનું એકેએક ખુણું ફરી વળ્યો અને બધેબધ ખોળ કીધી; પણ નાજાંને તે શોધી શક્યો નહી, નાજાં હોય તો તેને મળે કેની?

તે ઘરની પશ્ચીમ બાજુ તરફ તે ફરતો હતો, તેટલાં તેણે હારમોન્યમ વાગવાનો અને તેની સાથે મની ગઝદરનાં ગાયનનો સરોદ સમજ્યો.

"હાઉ ફુલીશ આઇ એમ!" તેણે વિચાર્યું "ઑફ્કૉર્સ, એ અંહી હોવી જોઇએ મેંથી જરા અગાઉથી એવી તરક નહિ બાંધી! હું અમથો અમથો ગભરાયા કીધો."

દીનબાઇ ગઝદરને ત્યાં કોઇ બાહારનું આવેલું હોવાથી તેણે પોતે ત્યાં જવાની દરકાર કીધી નહિ. એક નોકરને મોકલી તેણે પુછાવ્યું કે નાજાં તેઓ સાથે હતી કે કેમ. હારમોન્યમ વાગવાનો અવાજ એકદમ બંધ થઇ ગયો, પછી, થોડીક મીનીટો પછી, જવાબ આવ્યો—નહિ; માસીસ હીરજીભાઇ આજે આખ્ખો દીવસ એક વખત પણ તેઓને ત્યાં આવ્યાં હતાં નહિ. એજ વખતે પેલી મેરી આયા આવી અને બોલી કે દીનબાઇનાં એકાદ બે માણસોએ નાજાંને નદી તરફ જતી જોઇ હતી.

"ત્યારે તો હું એની પુઠે જવશ," જેહાંગીરે પોતાની હૅટ માથાં ઉપર નાંખતાં કહ્યું, "માહરે એમ ઉનું તો પેહલ્લાંજ ત્યાં જવું હતું; પણ નાજાં આજે આખ્ખો વખત શાંની બાહાર રહી? અમથી તબીયેત બગાડશે."

તે નદી કીનારે ગયો, નાજાં ત્યાં ન હતી. તે, તે પછી બીજે તરફનાં પુલ ભણી ગયો. તે આખ્ખો પેસાર કરીને પાછો પણ આવ્યો; મગર તેને તેની નાજાં મળી શકી નહિ.

તે હવે તડબાયો. તે હાંફળો ફાંફળો થતો ઘરે દોડયો અને તરત દીનબાઇ ગઝદરને તેડી મંગાવ્યાં.

"શેઠ દીનબાઇને એકદમ બોલાવેછ," બધાં બેઠાં હતાં ત્યાં જઇ તે પેગામ પુગાડવામાં આવ્યો. "ઘણું તાકીદનું કામ છે."

મની, આ સમજીને, એકદમ આવેલાં પહરોણાં સાથે લાંબી વાતો કરવા મંડી ગઇ, જ્યારે તેણીનો તમામ આત્મા તેણીનાં કાનમાં હતો.

"તાહરા શેઠ કાંહ છે?" દીનબાઇ ગઝદરે જરા પણ ગભરાયાં વિનાં પૂછયું.

"મોટા ઓરડામાં ખોટી થતા છે." તેણીને જવાબ મળ્યો, અને પોતાનાં પહરોણાની દરગુજર ચાહી તેવણ તરત ઓરડો છોડી જેહાંગીર જ્યાં અધીરાઇથી ખોટી થતો હતો ત્યાં આવ્યાં.

મની ગઝદરનાં દીલમાં તો બધા દર્યા દોહવાયા! તે જોકે હસીને બધી વાતો કરતી હતી છતાં દીનબાઇ અને જેહાંગીર શું વાતો કરી રહયાં હતાં તેમાંજ જઇને તેનો જીવ બોવાયો હતો.

જેહાંગીર વાડીઆ આગળા હૉલમાં જ્યારે દીનબાઇ આવ્યાં ત્યારે ઉભેલો હતો. તેનાં ચેહરા ઉપર મોટા ગુંચવાડા અને દુઃખી ચાંતાનો એક જોગાજોગ ચીતેલો રહેલો હતો.

"દીનબાઇ, માફ કરજો, મેં તમારી વાતચીતમાં ખલેલ નાખી તે વાસ્તે," તે જવાને ઘણી ગંભીરતાથી કહ્યું. "પણ માહરી વાઇફને વાસ્તે હું મોટી ફીકરમાં પડેલો છેઉં."

"શું મીસીસ હીરજીભાઇ કાંઇ સીક થઇ ગયાંછ?" દીનબાઇએ સવાલ કર્યો. "ખરેખર હું ઘણી દલગીર છેઉં કે મને એ વાસ્તે——"

"નહિ, એ સીક નથી થઇ ગેઇ, પણ એને હું શોધુંછ શોધુંછ તે મને મળતી નથી," તેણે ઘણાં રડમેસ ચેહરે ખોલાસો કીધો. "હું મહગારે ગયો ત્યારે તો એ સુખરૂપ ને તનદરોસ્ત હતી—હું આયો અને જોઉંછ તો એ મળે નહિ"

"એ એમ શું બોનોછ, જો, મી∘ હીરજીભાઇ? હું એવી કોઇ ચીજ∘ માની શકતી નથી. મીસીસ હીરજીભાઇ અહીં કયે ઘેરમા અને નહિ તો બાહાર બાગમા હોશે—એવણ એમ કાંઇ ગુમ થઇ જઈ શકે તો નહિ."

"હું એને કયેથીબી શોધી શકતો નથી, તેથીજ મેં તમને બોલાવી મંગાવેલા છે. દીનબાઇ, હું બગીચાનું એકેએક ખુણું તળે ઉપર કરી આયોછ. એને નથી કાંઇ બપોરનું ખાધું કે નથી સાંજે ચાહેની લીધી. આય નાપાક કેરલેસ માણસો ખોતાબાઇને વાસ્તે જરા કાળજીબી નથી રાખતા."

"નથી બપોરનું ખાધું કે નથી ચાહે લીધી!" દીનબાઇ ગભરાટ ઘણાં વિચારમાં પડીને બોલ્યાં. "ત્યારે તો કેથે બાહાર ગયેલા હોવા જોઇયે."

"નહિ, બાહાર કયાં જાય? મેં માહરી સાથે આવવા કહ્યું ત્યારે તો એને કાંઇ ચોપડી વાંચવાની હતી કરી નહિ આવી, જે ચોપડી એ વાંચવાની હતી તે મને મળી આવીછ, પરંતુ માહરી વાઇફ મને નથી મળી શકતી."

"ભલા મી∘ હીરજીભાઇ," દીનબાઇએ પોતાની રામેતાની મીઠી ચાપલુસીખોરી ઢબે કહ્યું. "એ કેમ બની શકે, વારૂ? આપણે કાંઇ લુગારા ને ગળાકાંપુઓનાં જમાનામા રેહતા નથી. મીસીસ હીરજીભાઇ અંદર ઘેરમાં કયે હોવાં જોઇયે—હાકી થાકી ગયાં હશે તે તેથી કયે સુઇ ગયા હશે."

"ત્યારે તો એટલી માહરા ઉપર મેહેરબાની નહિ કરો, દીનબાઇ, કે તમે જાતે ખોળ કરી આવો?" જેહાગીરે અર્જ ગુજારી. "મેં તો તેમ કીધું, માહરાથી બન્યુ તેટલું બધું. માહરે કબુલ કરવું જોઇએ કે કશાં પણ પરીણામ વગર. કદાપી તમે વધારે નશીબદાર બનો."

"હું તેમ બનવાની આશા રાખુંછ," દીનબાઇએ જવાબ દીધો. અને પછી ત્યાંથી જઇને મેરી સાથે આખ્ખું ઘર ખુંદાવી માર્યું; પણ નાજનો તેઓને કશો પત્તો મળ્યો નહિ. તે ઓરડી ઉંચની કે નીચલી, ઉપલી કે સુવેની કયેથી મળી આવી નહિ.

દીનબાઇ પાછાં જેહાંગીર વાડીઆ આગળ ફર્યાં, કે જે હજુ તે રૂમમા એક ભુખ્યા ચીંહ માફક હાથ પગ અફાળતો આમથી તેમ ફેરા ફરતો હતો. તેનો ચેહરો કાળો, કરડો અને કંટાળેલા જેવો થઇ આવ્યો હતો. દીનબાઇ પોતે પણ ઘણાં બીહી ગયા હતાં.

"હું તમને ચીંતા કરાવા માંગતી નથી," દીનબાઈ ગંઝદરે કહયું—"પણ મને લાગેછ કે ઘણી જોરાવર શોધખોળ કરાવવી જોઇએ. બગીચામાંજ તલાસ થવી જોઇએ. અકસમાતો હર બાહાને બને છે. સાવચેતી લીધામાં કાંઇ ગયું નહિં. તમે કેહોછ કે માહરાં માણુસોએ મીસીસ હીરજીભાઇને બાહાર નદી આગળ જોયાં હતાં? કાંઇ પુલ ઉપર ફરતાં પગ તો લપસ્યો નહી હોય?"

"તે કાંઇ ઘણું બનવા જોગ નથી," જેહાંગીરે જવાબ દીધો; પણ તે ઘણો તરખાયેલો લાગ્યો. "દીનબાઈ, તમે તમારી ભત્રીજીને તેડી મંગાવશો! જો સૌથી છેલ્લી માહરી વાંઇફને એવણે જોઇ હતી તો, ખચ્ચીત, એ ભેદ માટે કશોબી ખોલાસો આપવાને એવણુ સામર્થવાન થશે"

"હું ઘણી ખુશીથી એને તેડી મંગાવશ," તેણીએ કહયું; અને આયા મેરીને બોલાવી મનીને તેડવા મોકલી.

મનીએ એવાં એકાદ તેડાંની આશા રાખી હતી, કેમજે જ્યારે તે તેડું આવ્યું ત્યારે તેનો ચેહરો સેહજ ફીકો પડયો, અને એક રૂમમાંથી બીજામાં આવતાં તે પોતાને પુરતી જોરમંદ અને સાવધ કરવા સારૂ થોડા વાર બાહાર ચાલમાં ઉભી રહી. તે મકકારીએ ખુશ-મીજાજીપણાંનો દેખાવ ધારણ કર્યો, અને પછી તે રૂમમાં દાખલ થઇ, કે જ્યાં જેહાંગીર વાડીયા અને દીનબાઇ ગઝદર આતુરતાથી તપતાં ઉભેલાં હતાં.

"મને તમે બોલાવી, ફુઇમાય?" તેણીએ દાખલ થતાંને વાર પુછયું, તે ઓરડામાં ઉભેલાં બંને જણાંઓનાં કોયાં વાર ફરતી, અજાયબીથી હોય તેમ, ટીકતી. "તમે લોકો કાંઇ મોટી મુઝવણમાં લાગોછ. હું ઇચ્છુંછ કે કાંઇ ખોટું થયેલું નહિ હશે!"

"મની," તેનાં ફુઇમાયે કહયું, "આજે સહવારે નીચે બાગમાં ફુવારા આગળ મીસીસ હીરજીભાઇ આગળ તું હતી?"

"હા," મનીએ જવાબ દીધો, તદન ખુશાલ નફકરા હાવભાવે અને સેહજબી ગુંચવાવા કે ગભરાયા વગર. "હું એવણુ સાથે કલાક ઉપર બેઠી હતી."

"તમે મને 'ડીટેલ્ઝ' આપશો?" જેહાંગીર વાડીયાએ પુછયું.

"ખચ્ચીતજ," મનીએ હસીને કહયું. "જે જે 'ડીટેલ' મને યાદ છે તે જરૂર તમને હું જણાવીશ. હું નીચે બાગમાં ઉતરી હતી અને ફુવારા આગળની મી૦ હીરજી ભાઇની માનીતી જગા આગળ જતાં મેં મીસીસ હીરજીભાઇને બેઠેલાં જોયાં હતાં. હું તેવણુ આગળ ગઇ, અને જોયું તો એવણુ કાંઇ વાંચતાં હતાં. હું તો ચાલી જવાનું કરતી હતી કે જેથી વાંચતાં એવણને 'ડીસટર્બ!' થાય નહિ, પણ મીસીસ હીરજીભાઇએ પોતેજ મને અટકાવી. 'આવો બેસો—જરા તાહેલાં કરીએ,' તેવણે કહયું અને હું બેઠી ને અમોએ કલાકેક સુધી ટાહેલાંઓ ચલાવ્યાં કીધાં."

"જરા મને જણાવશો કે તે ટાહેલાંઓ શા બાબદનાં હતાં?" જેહાંગીરે ઘણાં નર-માશથી પુછયું.

"હું ઇચ્છુંછ કે તે હું યાદ રાખી શકતે," મની સીવલી થઇ. "બે જવાન છોકરીઓ મળે ત્યારે વળી શું ટાહેલાં કરે? કપરાં ચપરાં, દરદાગીનાં, લગનવિવાહ અને પ્યારની કાહા-ણીઓનાંજ તો. એવાંજ બધાં ટાહેલાં ચલાવતી હું કલાકેક સુધી મીસીસ હીરજીભાઇ આગળ

બેઠી હતી, તેટલાં માહરાં માણસે આવી મને કહયું કે કોઇ બાઇ મળવા આવેલાં છે અને તેથી એવણને છોડીને મને ચાલી જવું પડયું. મેં મીસીસ હીરજીભાઇને પાછી આવવાનું કહયું હતું, પણ મને તો ઘણું રોકાવું પડયું અને તેથી હું જઇ જઇ શકી નહિ."

"તમે એને છેલ્લી કયાં છોડી ગયાં હતાં?" જેહાંગીર વાડીયાએ સવાલ કર્યો.

"બહાર ફુવારા આગળની બેઠક ઉપર," મનીએ કહયું. "એવણ જ્યાં બેઠાં હતાં ત્યાંજ બેસી રહેલાં હતાં, હું એવણ છોડીને આવી ત્યારે."

"માહરાં વાઇફ કાંઇ એવું તમારી આગળ બોલ્યાં'તાં, મીસ ગઝદર, કે જેનાથી આય એવણનાં બેમાલુમપણાં ઉપર કાંઇ રોશની ફેંકી શકાય?"

"શું એવણ બેમાલુમ થઇ ગયાંછ?" મની ગઝદરે ચીંતાનાં દેખાવ સાથે મોટી અજાયબીથી પુકાર્યું. તે એક અથંગ એકટ્રેસ હતી, માહરા પ્રીય વાંચકો! "બેમાલુમ થઇ ગયા? અરે, એ નહિ બનવાજોગ છે! મી૦ હીરજીભાઇ—ઇમપોસીબ્લ. પુઇમાય! મે છેલ્લા એવણને ખચ્ચીત તેજ જગા ઉપર જોયાં હતાં"

"એવણ બહાર નદી કાંઠે ફરવા જવાનાં હતાં અથવા તો કેઇ બીજે ઠેકાણે જતા હતાં એવું પણ કાંઇ તમને એવણે કહયું હતુ નહિ?" જેહાંગીરે ચીંતાથી ધીલવાયલા અવાજે પુછ્યું.

"નહિ; ખચ્ચીતજ, નહિ, મેં તમને કહ્યુ તેમ હું એવણ આગળ પાછી જવાનીજ ઇરાદો રાખતી હતી. મને કઇ ખબર પડી શકી નથી કે એવણ પરેઠાં ઘરે અંદર આવ્યાં હતાં કે નહિ. ખરેખર, કાંઇ માંઠુ થયેલું તો નહિજ હોવું જોઇયે!"

જેહાંગીર વાડીયાનાં આતુર કાનો તે ચાપનુસાખોરા સાહદમા સમાયેલું બનાવટીપણું પકડી પાડવા વગર રહી શકયા નહિ. તે ઘણી તીક્ષ્ણતાથી તે ગોરો ચેહરો જોવા લાગ્યો. તે તે મુખડા ઉપર એવુ કશું જોઈ શકયો નહિ કે જેનાથી તે એવું માનવાને લલચાય કે નાજનાં ગુમ થવા સાથે તે મીઠડી મકકારીને કાંઇ સંબંધ હતો, તોબી તેણી વાસ્તે તેને એક અવિશ્વાસ આવી ગયો. (અધુરી.)

---

# હરનાથજીનાં વચનામૃતો

[સંગ્રહ કરનારઃ—રમણલાલ નાનાલાલ શાહ]

[શ્રી ઠાકુર હરનાથ પાગલ નામના એક મહાન વિદ્વાન મહાત્મા હાલ બંગાળામાં છે. તેમના ઉપદેશો પૈકી કેટલાંક અમુલ્ય વાક્યોનો ભાવાર્થ અત્રે આપવામાં આવે છે. કોઇ પણ કોમ યા ધર્મનાં માણસો માટે તે એકસરખા ઉપયોગી છે.]

× × × +

સંસારનાં સુખદુખો ક્ષણિક છે. કીરતારને સંસારિક સુખમાં લુપ્ત બની જઇ ભુલી જવો એ હાથે કરીને હલાહલ ઝેર પીવા સમાન છે.

× + × ×

પોતાને જન્મ આપનાર માતપિતાની સંભાળ કેમ લેવી તે જે જાણતો ન હોય તે જગત પિતાની સાથે સંબંધ કેમ કરીને જોડી શકે ?

+ × ×

જો તમે પ્રેમ કરતાં શીખ્યા હો તો સંભાળજો કે પ્રેમ થોડાક દિવસોમાં વિસરાઇ ન જાય.

+ × ×

આ જગતની જુદી જુદી ચીજોની માયા જેમ જેમ માણસ વધારે છે તેમ તેમ જ્યારે આ જગતને છોડી જવાનો વખત આવે ત્યારે તેને અસહ્ય દુઃખ થાય છે. માટે જગતની તમામ ચીજો તરફ બન એટલી ઓછી માયા રાખવી એ સલાહકારક છે.

× + ×

જન્મ અને મરણ નકિકજ છે. આમ જાણવા છતાં આપણે મોતને માટે સંતાપ કરીને હાથે કરીને રોજ સાતવાર મરણ પામવાનું દુઃખ ભોગવીએ છીએ. શાંતપણે વિચાર કરશું તો તો જણાશે કે જેટલો આનંદ આપણે જન્મ વખતે કરીએ છીએ એટલોજ આનંદ મરણ પ્રસંગે આપણે કરવો જોઇએ.

× * +

વાચા, વિચાર, અને વર્તનથી પારકાનું ભલું કરવા પ્રયત્ન કરો, યાદ રાખજો કે ભુંડા વિચાર ભુંડાં કામો કરતાં પણ વધારે ભયંકર છે.

* * +

મહારાજા થવું હોય તો પહેલાં નમ્ર (humble) બનતાં શીખો.

× + ×

હસો અને હસાવતાં શીખો, જંજાળોથી ભરેલી આ દુનિયામાં ત્યારેજ તમે સુખથી રહી શકશો. દુનિયા દુઃખથી ભરપુર છે. તે દુઃખમાં વધારો કરવો હોય તોજ આપણે સંતાપ કરીએ. ઘનઘોર અંધારૂં છતાં તે અંધારામાં વધારો કરવા આપણે આંખો શાને બંધ કરીએ ?

× × ×

પાપ તરફ ધ્યાનત વરસાવો, પણ પાપીઓની તો દયાજ ખાજો. તેમને ધિક્કારશો મા. પાપીઓ તરફ માયાળુ બનજો.

× × +

બીજાની સેવામાં જ્યાં સુધી તમે સર્વસ્વ સમર્પણ નહિ કરો ત્યાં સુધી પ્રેમ એ શું છે અને તેનામાં શી મીઠાશ છે તે તમે સમજી નહિંજ શકો.

× × × +

જો કાંઇક ખરાબ કામ કરતાં તમે અચકાતા હો તો તેનો વિચાર કરતાં પણ અચકાજો.

* + * *

ઇંદ્રીયલાલસાના સંતોષને માટેજ લગ્નસંબંધ છે એમ કદીપણ ન સમજીએ.

× × × ×

ઘરડા સાપ કરતાં જુવાન સાપનું ઝેર વધારે તીક્ષ્ણ હોય છે. વૃધ્ધ આદમી કરતાં છોકરાના પ્રયત્નો વધારે જોરાવર હોય છે, અને શિક્ષક કરતાં શિષ્યનો ઉત્સાહ અને ખંત હમેશાં વધારે હોય છે.

* * * ×

જ્યારે બીજાઓ તમારૂં અપમાન કરે, તમને ધમકી આપે, યા તમને માર મારે ત્યારે તેથી તમને શું દુઃખ થશે તેનો વિચાર ન કરશો. પરંતુ જો તમે બીજા ઉપર સંકટ આણો અથવા તેને દુઃખમાં નાખો, ત્યારે તમારા તે કામને તમે કદી વિસરશો નહિ અને તે માટે સદા દીલગીર રહેજો.

* × + ×

પ્રેમને વારંવાર વાણીદ્વારા જાહેર કરવો એ હલકટપણું છે, જ્યારે હૃદયમાં રહેલો સ્નેહ સાચા પાક પ્રેમમાં બદલાઇ જાય છે. (માટે પ્રેમની ભરતીના ઉછાળા હૃદયમાં વાગી રહે એવીજ ઇચ્છા આપણે રાખવી.)

× * * *

પરમકૃપાળુ પરમાત્માએ પેદા કરેલાં પ્રાણીઓ તેની સત્તાને આધીન છે. જ્યારે જવાનો (મરવાનો) વખત આવે ત્યારે કોઇથી રહી શકાતું નથી અને જ્યાં સુધી જવાનો સમય આવ્યો નથી ત્યાંસુધી કોઇથી જઇ ન શકાય. (એટલે કે મોતથી ગભરાઇએ નહિ અને પાક ખુદાના અધિકારના આ દેહનો આપઘાત કરી અંત ન લાવીએ.)

+ × × ×

જ્યાંસુધી ઇન્સાન પોતાના સ્વાર્થનો સમુળગો ત્યાગ ન કરે ત્યાંસુધી ખરો પ્રેમ તે મેળવી નજ શકે.

+ + ×

તમારા દુશ્મનો તરફ પ્રેમની નજરથી નિહાળતાં શીખજો.

× × ×

જ્યાં લગી સ્વાર્થ છે ત્યાં લગી તે કરીમે કારસાજનો બંદો થવાને ઇન્સાન લાયક બની નથી શકતો.

+ * +

વિચાર એ ગુલામી યા તો સ્વાધીનતા (મુક્તિ)નું મુળ છે. જેમ વિચાર સરળ તેમ સ્વાધીનતાની સમીપમાં જવાયે અને જેમ વિચાર ગુંચવાયલા તેમ અધઃપતનના માર્ગે વળાય.

* + *

દરેક પ્રકારના દરદનો અકસીર ઇલાજ ખુદાનું નામ છે. દુનિયાનાં આકરામાં આકરા દુઃખદરદોની પણ તે અતિ અકસીર જડીબુટી છે.

# સ્થાયિ સ્વરાજ સૂત્ર.

હરિગીત છંદ.

૧

ઓ શાપગ્રસ્ત સ્વદેશીઓ, જો સ્હાવ જય જગ જામવા,
બળહીણને નથી લભ્ય જો બળ, હોય પ્રીતિ જો પામવા;
તો આત્મવિસ્મૃતિ ના અનર્થક સખ્ય હેતુ સુધારજો,
આ સૂત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

૨

રસતૃપ્તિનુ સ્મિત તરવરી, પ્રસવેદ પ્રસવે પાંખમાં,
કે પુણ્યગતિએ વિહરતી, ખટકે અવંચિત આંખ કાં;
તો ઇંદુના ઉદ્યોત સમી નિજ, રશ્મિઓ રેલાવજો,
આ સૂત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો

૩

મગ્વે મઝા ઠીક માનજો, પણ ના ગણાશો ગોણમા,
બની જો શકે તો બોલજો, નહિતર મલપજો મૌનમાં;
શબ્દે ન તો સાને કરી, ઉર હાદ જગ પ્રસરાવજો,
આ સૂત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

૪

પિતૃકુંજ સરખા પાન્થમાં, સુષ્ટિસૃજન સુત્રે સડયાં,
સૌરભ હિણાં સુમનો સમા, ગતિભ્રષ્ટ જીવ દીસે ગડયા;
એ મૃદુલ મૃત્યવિહારિ વીર! ઉર, ભારકરો ઝળૂકાવજો,
આ સૂત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

૫

કંઇ લાભના કંઇ હાનીના, કંઇ કીર્તિના કંઇ કલેશના,
અધુરા ઉભા અધિકાર સઘળા, સ્વસ્થ આત્મ પ્રદેશના,
પિયુષાદિ તુલ્ય પ્રસાદી ગણી, નિજ પ્રાંગણે પધરાવજો,
આ સૂત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

૬

ભય ભ્રાંતિના ભણકાર, અમિભર આંસુડે અજવાળીને,
વિધીના વિશારદ બીનપરે, લય તર્જની લલકારીને;
રસીલાં રગેરગ ગૌરવોનાં, ગાન દિવ્ય ગજાવજો,
આ સત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

૭.

ઉરના અનામત ઓજસે, સંદેશ શુભ સેવાયલા,
કરવા સહેતુક સાધ્ય, પર્યાત્મક રૂપે પ્રેરાયલા;
કવિ ભાઇશંકરના કૃતિચ્યુત દોષ સર્વ નિવારજો,
આ સત્ર સ્થાયિ સ્વરાજનાં, સહુ સ્નેહ સહિત સ્વિકારજો.

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

## નાટક નુકતેચીની.

# "સોનેરી જાળ."

રીવ્યુ લેનાર—"મશરેક."

ગયા શનીવાર તા૦ ૨૧-૧૦-૨૨ ની રાત્રે અત્રેની જાણીતી રોયલ નાટક મંડળીનો નવો ગુજરાતી ખેલ "સોનેરી જાળ" પહેલી વાર ભજી બતાવવામાં આવ્યો હતો. આ નાટક મી૦ જમનાદાસ નામના એક જવાન હીંદુ કાપડીયા ભાઇ જેમનો તખલ્લુસ "જામન" છે તેમની કલમથી લખાયલો છે, અને કંપનીના જુના અને માનીતા જાણીતા ડીરેકટર મી૦ મોરાબજી મહેરવાનજી કાત્રકની મહેનતથી તે તૈયાર થયો છે.

આ નાટક માટે લોકોનાં બે મત છે, કેટલાકો જેઓ ધર્મગુરૂઓની મશ્કરીની બાબત સ્ટેજ પર આવે તે પસંદ કરતા નથી તેઓ કાંઇક નાખુશ થયાં છે, જ્યારે એવા ખોટા સાધુ અને લબાડ ધર્મ ઢોંગીઓના બહાર આવવાથી ભોળાં લોકો તેમની સોનેરી જાળમાં સપડાતાં બચે એવું મત ધરાવનારાઓ ઘણા ખુશી થયાં છે. આ ટીકાકાર પોતે તો છેલ્લા વર્ગની તરફેણમાં છે કેમકે જ્યાં સુધી કાલા મેંઢાઓની બુરાઇ જાહેરમાં નથી આવતી ત્યાં સુધી અજાણ્યાઓ તેમનાં પંજામાં ફસતાજ રહે છે. ત્યારે રોયલ નાટક મંડળીએ આવા બગભગતોના ભોપાંલાનો એક ચીતાર સ્ટેજપર રજુ કરીને ભોળાં લોકોની એક સારી સેવા બજાવેલી કહેવાય એવું મ્હારૂં મત છે.

નાટકની ટ્રેજીડી સારી છે, કોમીડી નબળી ન છતાં નબળી ગઈ છે એ દીલગીરી છે. ગાયનો ઠીક મહેનતથી બનાવેલા છે, જેમાં મી૦ કાત્રકના ગાયનોના બોલ બાંધવામાં ગાયન જોડનાર ભાઇએ ખરેજ કમાલ કીધેલી છે. વળી ૨૦ મું ગાયન જે રાણી લક્ષ્મીદેવી સુરીલા કંઠે ગાય છે તે ઉંચા ને ઉમદા વીચારો રજુ કરે છે.

ટુંકમાં નાટકની ટ્રેજીડી એ છે કે સગીર વયના શાહજાદા સુંદરસેનને બદલે તેની માતા લક્ષ્મીદેવી રાજ્યની લગામ ધરાવે છે; પણ વીધવા રાણી પોતે બહુ ધાર્મીક હોવાથી રામગોપાળ નામના એક ધર્મગુરૂના વીચારો પ્રમાણે અમલ ચલાવે છે જે ધર્મગુરૂ બકરાના રૂપમાં એક વરૂ સમાન છે—છળ કપટમા પુરો બદમાશ છે—છુપી રીતે વેશ્યાઓ સાથે મજાહ મારતો એક સીયાહ તબેદનો શયતાન છે. રાજ્યના વફાદાર પ્રધાન બળદેવસીંહ તો પાપી ધર્મગુરૂને તેના ખુલ્લા આકારમાં બતાવવા જતાં બહુ પરેશાન થાય છે, કેદમાં જાય છે અને સીંહના ડાચાં આગલ પડે છે. પણ આખરે સત્યનો જય થાય છે અને પાખંડી પાપીનો નાશ થાય છે.

પાખંડી ધર્મગુરૂનો પાર્ટ મી૦ બાલુભાઇ ભજવે છે, અને જો કદીબી મી૦ બાલુભાઇને રોયલ નાટક મંડળીની કારકીરદીમાં સઉથી શીટમાં શીટ પાર્ટ મલ્યો હોય તો તે આજ છે. બહુજ બધએસતો એ પાર્ટ છે જે ઉત્તમ રીતે ભજવી બતાવવામાં મી૦ બાલુભાઇની ખરી ખુબી તો ત્યાંજ છે. મે પોતે મી૦ બાલુભાઇને ઝીણું ઝીણું સારી ઢબે લલકારતા સાંભળ્યા છે

છતાં કેમ "ગોરી ધીરે ચલોરે"માં એવણ કાંઇક ધીરા ને ધીમાં થઇ જાય છે તે હું સ્હમજી શકતો નથી! ગાયનની વાત બાજુએ મેલતાં "સોનેરી જાળ"માં ઘણો ઉમદા સ્કોપ મી૦ બાલુભાઇને મલ્યો છે અને તેને પુરેપુરો જોશ આપે છે. એ માટે એ ભોલા દીલના (મ્હારા જેવા) જાડા મીત્રને હું ઘણી મુબારકબાદી આપું છું.

બળદેવસીંહનો પાર્ટ મી૦ સોહરાબજી મહેરવાનજી કાત્રક ભજવે છે અને એ ફરવશ્યા કારીગર માટે હું શું લખી શકું? શબ્દો હવે બાકીજ કયાં છે? "સારૂ," "બહુ સારૂ," "અતી ઉત્તમ"–"ઉમદા," "બહુ ઉમદા" એ બધું હું અને બીજા લખી ગયા છીએ તો હવે વારંવાર કહેવું એ સોનાપર સોનાનું આબ ચઢાવવા જેવી વાત થાય! મી૦ સોહરાબજી કાત્રક આ કંપનીના જમણા હાથ છે અને નાટકના હુન્નરમાં આબદાર હીરા સમાન છે. પારસીઓના આ મશહુર ટ્રેજીડીયન અને એમના મીત્ર ને જાણીતા મેનહુર કોમીડીયન મી૦ સોહરાબજી ફરામજી ઓગરાને પાક પરવરદેગાર લાંબી જીંદગી બક્ષે એવી મ્હારી દુઆ છે, કેમકે એ બંને બીરાદરો નાટક તખતા ઉપરનાં પારસી કીનોના આફતાબ સમાન છે.

જગદેવ કુમારનો પાર્ટ આ કંપનીના એક બાહોશ મદદનીશના હાથમાં છે જેવણનું નામ મી૦ રતીલાલ છે. ભાઇ રતીલાલ પોતાની હંમેશની ઢબ મુજબ બહુજ અચ્છું ભજવે છે. વસંતીકા સાથના પ્રેમ વખતનું સુંદર ગાયન ઉંચકી આપી ત્રણ ત્રણ એનકોર કરાવી એવણ ઓડીયનસના જીવદે ઘણી સારી રીતે ગઝવે છે.

લક્ષમીદેવી તો આ કંપનીના લક્ષમીબી છે અને દેવીબી છે. સુંદર કદ, દેખાવ ખુબસુરત, કંઠ મધુરો તે એક્ટર શેમાં ન હોય પુરો? બોલવાનો વઝન સારો, એકસચસમાં ખામી નહીં, અને ગાયનમાં મીઠા હલકે ગાવું, ખરી ખુબી તો ત્યાંજ છે, તો હવે ત્યારે વધારે શું બોલું?

કોમીકમાં હેમુનો પાર્ટ કરનાર મી૦ હોમી કરાણી એક સારા એક્ટર છે મગર મેં આ ખેલમાં સાંભલ્યા ત્યારે એમનો આવાઝ પડી ગયલો હતો એટલે અત્રે કાંઇ પણ બોલી શકું એમ નથી

કનૈયો ઠીક છે. વીશાખા બુઢ્ઢા જો દાંત વગરની બોખી બુઢી તરીકે બોલવાની કોશીશ કરે તો તે એક છબરડા જેવુંજ છે કેમકે તેને બત્રીસ પુરા દાંત દેખાય છે અને તેનું બોખું બોખું બોલવું રદદોબાતલ થાય છે. બુઢાં માણસો કાંઇ બધાંજ બોખે ભુખુ નથી કરતા.

મીત્ર મી૦ જામનને બહુ બહુ મુબારકબાદી આપું છું કેમકે એવણે ધાર્યા કરતાં ઘણું સારૂ બજાવ્યું છે. કેશમીરને પોપલીનમાં રમતાં રમતાં એડવર્ડ થીએટરમાંથી ઠીક રમત કીધી છે, આ ખેલમાં તો હીમતની પણ રંગત જમાવી છે.

ભાગ્યોદય–એકજ ભુલ–સાચો સન્યાસ–ભુલનો ભોગ–પછી પોતાની કંપનીને ફાલે આ "સોનેરી જાળ"ને જમા ખાતે લેવામાં કંપનીના માલેકો મેસર્સ માહાભાઇ અને રૂસ્તમજીને ઘણી મુબારકબાદી આપું છું. આશા છે કે હવે એકાદ ઉરદુ ખેલ પણ સ્ટેજ કરવામાં આવશે, અને બુધવારની રાત્રેથી ખેલ ભજવવાના શુરૂ કરવામાં આવશે.

# મસ્તાની મોત.

(ગઝલ)

મુકી દે પીછ મારો તું, અરે, ઓ, મોત મસ્તાના!
હજી આશાભરી દીલમાં, અરે, ઓ, મોત મસ્તાના!
સુવાની ઇશ તેં આપી, પ્રિતડી પ્રેમની સ્થાપિ,
હવે તું નાખ ના કાપી, અરે, ઓ, મોત મસ્તાના!
હજી તો ખેલવું ઝમવું, મધુરા રસ લઇ જમવું;
શું આ દેહને તજી મરવુ? અરે, ઓ, મોત મસ્તાના!
હમારા હેતના મ્હાણા, કરીને ઇશ્કના ટહ્હાણા,
હજી તો વહેગવાં વાણા, અરે, ઓ, મોત મસ્તાના!
હજી હીંચવું પ્રિયા સંગે, હૃદયના એ નવા રંગે;
પ્રીતમની નાવ ભરજંગે, અરે, ઓ, મોત મસ્તાના!
મધુરી ઇશ્કની આશા, તણા પડયા ગળે ફાંસા,
ફેંકીયા મૃત્યના પાસા, અરે, ઓ, મોત મસ્તાના!
દૂર થા મોતના ઓ કાળ, પ્રિયાને તું ભરાવે ફાળ?
જા બાપુ નિકળ તત્કાળ અરે, ઓ, મોત મસ્તાના!

"B V. M."

---

## મીં० "મશરેક" તરફનો એક ખુલાસો.

"મુંબઇ—મજાહ" અઠવાડીક પત્રના ૧૯૨૧ ના સાલનાં ઘરાકો જેઓ મ્હારી પર લખી પુછપરછ ચલાવે છે તેઓને અત્રેથી લખી જણાવવાની રજા લઉં છું કે "મુંબઇ—મજાહ" મેં વેચી નાખ્યુ છે અને ૧૯૨૧ ના "મુંબઇ—મજાહ" ના લવાજમો મેં વસુલ કીધાં નથી. એટલે મ્હારી સાથે કશું લાગતુ વળગતુ નથી. પુછપરછ ચલાવનારા બાનુ ગ્રહસ્થોએ ગયે સાલના લવાજમો વસુલ કરનારની પોતાની સાથે પત્રવહેવાર ચલાવવાની તકલીફ લેવીજી. એજ અરજ.

લી० દુવાગીર સેવક,
સોહરાબ શહેરિયાર ઇરાની, "મશરેક."

લખી, મુંબઇ તા० ૧૭—૧૦—૨૨

# તુટેલું જીગર!

## કે

# મનોમન સાક્ષી!!

### ટુંકી વારતા.

લેખક:- પાદરાકર.

Beneath the Curtain of each atom, Lies Concealed—
The life-increasing Beauty, of the Beloved

Gulshan-i-Raz.

કુદરતી અને કૃત્રિમ સૌંદર્યથી પ્રકાશી રહેલા, મગરૂર અને 'ફેશનેબલ' વાલકેશ્વર ખાતેના એક માતબર યુરોપિયનના વિશાળ અને સુશોભિત-બગિચાઓથી વીંટળાએલા-ઇટાલીઅન બનાવટના-અચ્છા ટેસ્ટથી શણગારેલા બંગલામાં એક મોટી ને મોજીલી મંડળી કોઇ શુભ ટાંકણું ઉજવવા ભેગી મળી હતી. સુન્દરતામાં ડોલતી અનેક યુવતીઓ, શ્રીમંતાઇના પોલા ફાંકવાળી અનેક એરકી સુન્દરીઓ તેમજ મુંબાઇ શહેરના આગેવાન અને ઓધ્ધેદાર 'સાહેબ લોકોનો ત્યાં મોટો જમાવ થયો હતો.

ઇલેક્ટ્રીક લાઇટની કડી પણ આંજી નાંખનારી ઝળુકદાર રોશનીવાળા અસંખ્ય ઝુમ્મરોની ભેગી રોશની, દિવાનખાનામાં ખરા બપોર જેવો પ્રકાશ ફેલાવી રહી હતી. ગાવાબજાવાની તથા નાચરંગની ધુમ પુર જોશમાં પ્રસરાઇ રહી હતી. મેઘ ધનુષ્યની ફરતી પંક્તિઓ જેવી સુન્દરીઓ, અને કાળાં વાદળાંવાળા આકાશમાં અથડાતા બરફનાં ડુંગર જેવા જણાતા-ભિન્નભિન્ન પોષાકવાળા, સદગૃહસ્થોનો સામટો જમેલો, આજના આનંદમાં, ને વાલકેશ્વરના સૌંદર્યમાં ખરેખરો વધારો કરી, રખનો વખત સોડા લેમનને આરંભ, તો ચહા-કોફી ને કેકોની લહેજત લેતા લેતાં, જુદી જુદી જાતનાં ટોળ ટપ્પા ચલાવતાં હતાં. જેમાં તે વખતે પુર જોશમાં ચાલી રહેલી અફગાનોના જંગલી મુલકની જંગલી અફગાન ચોરની વાતો ગરમ મસાલા સાથે જ્યાં ત્યાં ઉડી રહી હતી, અને અંગ્રેજ

ફ્રેન્જે પ્રસંશાપાત્ર ફતેહ મેળવી હતી તેની ચર્ચા દિલ ઉશ્કેરનારી ઢબે ત્યાં ચાલી રહી હતી. આ સઘળા પ્રકારના આનંદે આખી મંડળના એકએક જણને આનંદ-આશ્ચર્ય ને ઉમંગમાં ગરકાવ કરી મેલ્યાં હતાં. તે આલિશાન મકાનનો જુવાન પણ માતબર માલીક પણ પોતાની સુન્દર પત્નિ સાથે ધાર્યા કરતાં પણ વધુ ખુશાલી પથરાઇ રહેલી જોવાને પોતાને ભાગ્યશાળી ગણતો-હર્ષથી ઉભરાઇ જતા કલેજે, જ્યાં ત્યાં ફરતો ને દરેકને જોઇતી સગવડો ને સુખ શાંતિની જોગવાઇ કરી આપતો.

ત્યાં એકઠી થયેલી નખરાબાજ નાજનીઓમાં એક સુન્દર અને લાવણ્યમયી સુન્દરી પોતાની ગાવા બજાવવાની કુશળતા માટે, સૌથી વધારે પ્રખ્યાતી પામી હતી. અને તેથી આખા મેલાવડાએ તેને-'પીયાનો' વગાડવા અને પોતાના મધુર કંઠના મીઠા આલાપો ગાઇ સંભળાવવાનું આમંત્રણ કરીને, ખાસ કરીને "ધી બેન્કસ ઓફ ધી એલન વેટર" નામનું એક સુન્દર સ્કોટિશ ગીતગાવાની બહુજ ખેંચ કરી રહયાં હતાં.

લાંબા વખત સુધી તો તેણીએ જીવને નહી ગમવાનું કારણ બતાવીને માથું દુખવાનું બહાનું બનાવીને, અને છેવટે પોતાનું ગળું આજ બરોબર નથી અને શરદી થવાનું-એમ અનેક બહાના બતાવી આજે પોતાની ગાવા બજાવવાની નાપસંદગી સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી-અને ઉદાસીનતાનો નહી-પણ ગભરાટનો ખુલ્લો ભાવ તેના વદન મંડળપર પથરાઇ રહયો હતો, જે તેનાં દેખાડેલાં કારણોને ખરેખર ટેકો આપતો હતો.

શું તેણી દુખી હતી ?

નીરાશાને શાંતિની મુર્તિ, આખરે ઘણા આગ્રહને વશ થઇ, પીઆનો પર બેઠી; થોડીવાર નામરજીના સ્પષ્ટ દેખાવે તેણીએ ચાવીઓ પર પોતાનાં સુકોમળ આંગળાં ફેરવ્યાં-પણ ધ્રુજતાં, તો પણ તે ચાવીઓમાંથી નીકળતા અવાજે તેણીનું દિલ ઉશ્કેર્યું. અને તેથી The Banks of the alenWater, ની ચિત્તાકર્શક રાહ પોતાનાં આંગળાં દોડાવ્યાં. અને ખરેજ એક દિલ ઉશ્કેરનાર ગીત તેણી ગાતી હતી. કેવું સુરીલું અને ભાવભર્યું સંગીત ?

હવે બધાં તેની આસપાસ વીંટળાઇ વળ્યાં. ને બધે શાંતિ પથરાઇ રહી. તેણે ઘણુજ કોમળ ને અસરકારક અવાજે તે નાનકડુ ગીત ગાવાનું શરૂ કર્યું. તે ગાયનના નીચલા બોલો-

"For his bride, a soldier Sought her, a winning toung had he-"

તેણીના મોંઢામાંથી તુર્તનાજ બહાર પડયા હતા, તેવામાં તેણીની આસપાસના સઘળાઓની અજાયબી વચ્ચે, તેણી વગાડતી ને ગાતી અટકી ગઇ, અને પીઆનો પરથી પોતાનાં આંગળાં ખસેડયા વિનાજ-તદન ખાલી દેખાવ સામેજ સ્થિર નજરે કાંઇ ટીકતી દેખાઇ, અને તેજ વખતે તેના-ગુલાબી ગાલ પરનો ગુલાબી રંગ તદ્દન ઉડી જઇ, ભયંકર ફીકકાશ ત્યાં છવાઇ ગઇ, ને-પોતે આખા આરસના ટુકડામાંથી કોરી કાઢેલી મુર્તિ માફક સ્થિર-જડ થઇ ગઇ, અને આખી મીજલસની ભારે અજાયબી વચ્ચે, એજ હાલતમાં સ્થિર અને બીજાની હાજરીથી તદન અજાણપણે તેણી તેજ હાલતમાં થોડી વાર બેસી રહી.

તેની મોટી બહેન, ગભરાઈ જઇને તેની પાસે દોડી આવી, અને પોતાનો હાથ તેણીના ખભાપર મુકી તેને જાગ્રત કરતા ધીમેથી બોલી-"એન! વ્હાલી એન! શું છે! એમ કાં

કરે છે?" પણ કાંઇપણ જવાબ મળ્યો નહિ. પણ થોડી વાર પછી પોતાની આંખો જરાપણ ખસેડ્યા વગર તેણીએ એક કાન ફાડી નાંખે એવી તિવ્ર ચિચીઆરી પાડી. બધાં તે સાંભળી ધ્રુજી સ્થિર થઇ ગયાં.

"બ્હેન! બ્હેન! વ્હાલી એન! શું છે? ત્હારા જીવને ગમતું નથી?" એમ પાછું તેની ધ્રુજતી બ્હેને પુછ્યું. ને તેને સચેતન કરવાના ફોકટ પ્રયત્ન કરવા લાગી. એન તેને સાંભળતી કે જોતી નહતી! સ્થિરપણે તેની આંખો ચોકકસ જગાએ ચોટેલીજ રહી. અને પછી જાણે કેટલો કમકમાટ તેની નજરે પડતો હોય તેમ તે ઉઘડતી ને વધુ પહોળી થતી ગઇ. આ દેખાવથી બધાંજ હવે ગુંચવાડામાં પડી ગયાં. ને અંદર અંદર બોલવા લાગ્યાં –

"એને કાંઇ થઇ ગયું–એનો જીવ ફરી આવ્યો–ચક્રમ થઇ ગઇ છે–કોઇ જરા પાણી તો છાંટો–ઓ ખુદા! કેટલું અજબ જેવું! કેવી છાતી ચીરી નાખે એવી ચિચીઆરી?"

આખરે તે બેહોશ અબળાના હોઠ હાલતા જણાયા. પરવાળાં જેવા હોઠમાંથી કાંઇક વચન પુષ્પો વેરાવા લાગ્યા–પણ તેના ઉચ્ચાર પ્રથમ તો કોઇના સમજવામાં ન આવ્યા. પણ હળવે હળવે નીચલા બોલો તેની નજીકમાં ઉભેલાઓના કાને આથડયા "ત્યાં, ત્યાં, પેલાઓ આવે છે, ફાનસ લઇને જોવા! ઓ! તેઓ સુવેલાઓને તપાસે છે! પેલા ઢગલાઓમાં તેઓ જુએ છે! અરે જુવો! નહિ! નહિ! અહિં જુવો પેલો એક ઢગલો! તેમાં એક છે! એકને તેઓ જુએ છે. ત્યાં! ત્યાં! ઓ! તેજ! તેજ! એ તેજ છે! ઓ કેવો કમકમાટ! અરે કેવો ભયંકર દેખાવ! અરે! છાતીમાં આરપાર વિંધાવલો!" એટલું બોલી, એક લાબું ડચકું ખાઇ, પોતાની બ્હેનના હાથમાં બેહોશ થઇ પડી તેના ચહેરાપર દિલગીરીની સજ્જડ છાપ છપાઇ!

ધીમે ધીમે દિલગીરી ભર્યા ચહેરે સૌ વિખરાયા. તે મકાનનો જુવાન માલીક શાંત ઉભો. થોડી વારમાંજ એનનો પિતા ત્યાં મારતી મોટરે દોડી આવ્યો ને પોતાની મોટરમાં–પોતાની વ્હાલી બેટીને પોતાને બંગલે લઇ ગયો. બેહોશ એન ખાધા કે પીધા વિના બોલ્યા કે ચાલ્યા વિના ત્રણ દિવસ પથારીમાં બેસુદ્ધ પડી રહી. ત્રીજે દિવસે એનના પિતાને નામે એક તાર વોર (લડાઇ) ખાતાના સેક્રેટરી તરફથી મળ્યો. કે "એનનો અદરાવલો "લવર" વહાલો ખાર્વીંહ ઘાયલ થયો હતો. ને તે છાતીની આરપાર વિંધાયો છે."

એનનો આ લવર થોડા વખતપરજ લડાઇના મુખડાપર લેફટેનંટ તરીકે ગયો હતો. ને ઘણીજ બહાદુરીભરી લડતને અંગે તેને માનવંતા ખેતાબોથી નવાજવામાં આવ્યો હતો–પણ હમણાં તો બિચારો ઘાયલ થઇ પડયો હતો. તે એનને પ્રાણથી પણ વધુ ચહાતો હતો. ને એન પણ તેના પર મરી ફીટતી હતી. ને પ્રેમ–પવિત્ર પ્રેમ! આહ! જવાદો એ વાત! એનાં કાંઇ જુદાંજ ચેડાં હોય છે. તેનો તમે કયાં નથી જાણતા ભલા? પ્રેમ તારી બલિહારી જુદીજ છે! એનના સ્મરણમાં ને સ્મરણમાંજ તે જીવતો ને લ્હડતો. અહિં એન પણ એમજ કરતી.

બરોબર એક મહીનો ને સત્તર દિવસે એન સાજી થઇ ફરવા લાગી. આજ એનની તંદુરસ્તી સુધરવાની ખુસાલીમાં એક નાનું મંડળ તેજ મોટા આલિશાન મકાનમાં મળનાર હતું. કારણ તેથી એનના જીવને જરા રાહત મળશે એમ તે મકાનનો જુવાન માલીક ધારતો હતો. બરાબર રાત્રે નવ વાગે મંડળ મળ્યું. સૌની પણ ગંભિર આ મીજલસ ચાલુ થવાની થોડી વાર આગમચ એકદમ તે મકાનના દરવાજા પાસે એક ગાડી આવી ઉભી. એન ફરી બેસુદ્ધ થઇ

ગઇ. ને હસતા મ્હેરે આખો મીચી બોલી–"ઓ ! જુવો ! જુવો ! આવ્યા ! તેઓ આવે છે ! પોલ આવે છે !"

ફરી સૌ ગભરાયાં–પણ સૌની અજાયબી વચ્ચે, બોય એક કાર્ડ લઇ દાખલ થયો. તે કાર્ડપર નીચલું નામ હતું. "મેજર જનરલ પોલ" આવનારે આવતાંજ એનનું માથું પંપાળી, પોતાના હાથમાં ઉચકી લીધી, ને તેને અતિ ઘણા વ્હાલથી ચુમીઓથી ગુંગળાવી નાંખી. એન જાગ્રત થઇ પોતાના વહાલા પોલનો ચહેરો ટીકતાં બોલી–"વ્હાલા પોલ ક્યાંથી આવ્યો? મ્હેં તને પાંચ મીનીટ પહેલાંજ જોયો હતો."

પોલે સઘળો ખુલાસો કર્યો. હોસ્પીટલમાં તે જલદી સાજો થયો હતો. ને તુર્તજ આરામ લેવા તેને રજા આપવામાં આવતાં તે મુંબાઇ ખાતે ઉતરી પડયો હતો–જ્યાં પોતાનું ગાનીતું બુલબુલ હતું, બેઉ પ્રેમી પંખેરાના અજબ જેવા ફિરસ્તાઇ પ્રેમેજ આ બનાવ બનવા પામ્યા હતા. સાંદો મેલાવડો અતિ આનંદદાયક મેલાવડાના રૂપમાં ફેરવાઇ ગયો. ખુલાસામાં અજાયબી તો એજ હતી કે જે વખતે એને ચીસ પાડી તેજ વખતે પોલ ઘોડાપરથી ઘવાઇ મુડદાં વચ્ચે પડયો હતો ને તેને રાત્રેજ ફાનસની મદદ વડે શોધી કાડવામાં આવ્યો હતો. પોલની ડાયરીએ આ ખુલાસો કર્યો હતો. પ્રેમનું કેવું જ્વલંત દ્રષ્ટાંત? બે હૃદયો એક એકાકાર હોય–પ્રેમની સાચી સાંકળે સંકળાયેલો હોય–મનોમન ભિન્ન ન હોય–તો હઝારો ગાઉના અંતર છતાં બે હૃદયો નજીકજ સર્જાવાં: મનોમન સાક્ષીનું અદ્ભુત–જ્વલંત દ્રષ્ટાંત–

એનનો પિતા દોડતી મોટરે આવી લાગ્યો–પણ બેશુધ્ધ એનને લઇ જવા નહીં પણ બે શુધ્ધ પવિત્ર સાચાં પ્રેમીઓને લઇ જવા માટેજ. ઘણાજ આનંદ અને સૌના હર્ષ પોકારો વચ્ચે એન ને પોલને લઇ તે મોટર એનના પિતાના બંગલે ઉપડી ગઇ. ખરેખરઃ–

प्रेमो जयति सर्वथा ! Love Conquers all. પ્રેમ એ પ્રભુ છે !

આજના નવા વર્ષના મુબારક પ્રસંગે સૌને આવો આનંદ મળોઃ

# "નવરંગ મ્યુઝીક ગાઇડ."

લખનાર:—દીનશાહ એ. સંજાણા.

રંગ—ભેરવી.

( સાખી )

ભાઈ ભાગ્યની ગાડીયે ઉધમ ને અભિમાન
જોડયા એ બે બળદીઆ નસીબ ગાડીવાન

સુખ દુઃખે ભરી આ મુસાફરી
કરમે જે ઠરી કરવાની પુરી
નહીં વધે ઘટે તેમા જરી
જીવની શકિતને પ્રબળ બુદ્ધી
કાં ગણો તમામ નકામાં?
નકામા તમામ એ નકામા ન થાઓ બાપુ સામા.

( સાખી )

જીવ ભાગ્ય ફળ ભોગવે પુર્વ કર્મ અનુસાર
વાવેતર આ જન્મનું બીજે જનમ ખાનાર

ચાહે તે કરે ને મથી મરે
ભાવીના ફરે કોઇ દી ખરે
જે લખ્યા લેખ તે ઉતરે
સદ્ વીચાર સાધન પ્રયત્ન
કાં ગણો તમામ નકામા?
નકામા તમામ એ નકામા ન થાઓ બાપુ સ મા

(ભાગ્યોદય.)

ભા ... .. ઇ     ભા ગ્ય ની     ગા   ડી યે
ગ મ પ પ     પ પ પ     મ પ ધ ધ ધ
× ×     × × × ×

એ .. .. .. .     ઉ ધ મ ને     અ ભી માન
પ ધ ની ધ પ     ની ધ પ મ     ની ધ પ
× × ×     × × ×     × ×

# ધર્મ.

લેખક–ધીરજ.

સંસારમાં ધર્મ–ફરજ એ એક એવી જવાબદારી પરમાત્માએ મુકેલી છે કે તેના સિવાય કોઇ પણ સ્થળ ખાલી નથી. આકાશ, પૃથ્વી, ફળ, ફુલ, સૂર્ય, ચંદ્ર, પશુ, પક્ષી, પહાડ, મેદાન, નદી, નાળાં વગેરે તમામ દ્રશ્ય–અદ્રશ્ય વસ્તુઓના કાંઇ ને કાંઈ. ધર્મ નિયત કરેલા છે. અણુ અણુના કર્તવ્ય મોજુદ છે, અને તેથી પ્રતીત થાય છે કે ઇશ્વરે કોઇને ધર્મ વિહીન રાખેલ નથી. તે એટલે સુધી કે સ્વપ્નપણ નિયમથી રહિત નથી! આથી તે ધર્મપાલન કરનાર ઉપર બહુ પ્રસન્ન થાય છે, અને તેનુ ફળ આપવાની કૃપા કરે છે. ધર્મજ તેને સર્વથી અધિક વ્હાલો છે. અને એ સત્ય પણ છે, કારણ કે જે ધર્મનું પાલન કરે છે તે સુખી થાય છે, અને તેથી વિરૂધ્ધ વર્તનાર દુઃખી થાય છે. ધર્મ–ફરજનુ જેને ભાન નથી એવો માણસ પોતે દુઃખી થાય છે અને જગતને હાનિ પહોંચાડે છે. જે પોતાનો ધર્મ સારી રીતે સમજે છે, અને તેનું બરાબર પાલન કરે છે તેને ધન્ય! પરમાત્માના પ્યારનો તે અધિકારી છે.

સમગ્ર બ્રહ્માંડ ધર્મના આધાર ઉપર સ્થિતિ છે. એક એક વસ્તુને જોવાથી પરમાત્માની વિચિત્ર રચના ઉપર આશ્ચર્ય ઉત્પન્ન થાય છે અને અદ્વિતીય કારીગરી, બુધ્ધિમતી–દુરદર્શિતા તથા સુયોગ્ય યોજના હૃદયમાં જડાઇ જાય છે. સૃષ્ટિનો એક પણ અણુ જો પોતાની ફરજ છોડી દે તો જગતમા અવ્યવસ્થા થઇ જાય, પરંતુ કદી પણ એમ બનતુ નથી. પરમાત્માના નિયમ અટળ છે. તેનાં નિયત કરેલા કર્તવ્ય–ધર્મ અબાધિત છે. પ્રાચીન કાળથી આજ સુધીમાં સવાર–સાંજ, રાત્રી દિવસ નિયમિત થયા કરે છે. જમીનથી અન્ન અને બીજથી વૃક્ષ પેદા થાય છે. દરેક બાબતમાં નિયમિતતા છે. જો આપણી દૃષ્ટિમા કાંઇ ફેરફાર માલુમ પડે તો તેમા આપણીજ ગેરસમજ છે એમ માનવું નિયમોમાં જો ભુલ કરીએ તો તેનું ફળ આપણે ભોગવવુંજ પડે. ગંદકી અધિક કરવાથી રોગનો ઉપદ્રવ ફેલાય, ખોટાં વ્યસનોથી નિર્વિર્યતા પ્રાપ્ત થાય, અયોગ્ય આહારવિહારથી દુર્બળતા આવે, અજ્ઞાનમાં પડી રહેવાથી જડતા ને મુઢતા મળે વગેરે બાબતોમાં પણ ઇશ્વરના નિયમો અટળ છે. જ્યારે બ્રહ્માંડનો પ્રત્યેક અણુ પણ ધર્મથી અલગ નથી, ત્યારે મનુષ્ય–સર્વશ્રેષ્ટ પ્રાણી તો ધર્મથી કેમ પૃથક હોઇ શકે? તે તો સર્વથી અધિક કર્તવ્યને આધિન છે

પરમાત્માએ મનુષ્યને સર્વથી અધિક બુદ્ધિ આપી છે, અને એમ કરીને તેને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનો અધિકાર આપ્યો છે, આથી તેની ફરજ છે કે તેણે પૂર્ણ વિચાર કરીને પોતાનું કર્તવ્ય બજાવવું જોઇએ. સૃષ્ટિની વિચિત્ર રચના જોઇને ઋષિમુનીઓએ નિશ્ચિંત કર્યું છે કે સંસારમાં સુખેથી જીવન વ્યતીત કરવા સારૂ સનિયમ કર્તવ્યોનું હોવું આવશ્યક

છે. માણસ જ્યાં સુધી પોતાની ફરજ નહી સમજે, ત્યાં સુધી સુખ પ્રાપ્તિ થઇ શકશે નહિ. ઇશ્વરે નિર્ણિત કરેલા ધર્મ સીવાય મનુષ્યને પરિસ્થિતિને અનુરૂપ હંમેશ નવાં નવાં કર્તવ્યો ઉદ્‌ભવતાં જાય છે, અને તે પણ તેણે નિષ્કામ ભાવનાથી કરી મનુષ્ય જીવનને દૈવી બનાવવા પ્રયાસ સેવવા જોઇએ. ફરજ બજાવવામાં જે સુખ અને આનંદ રહેલાં છે તે બીજા કશામાં નથી; એ સિદ્ધાંત ઉપરજ જગતમાં અત્યારે નવા નવા આવિષ્કારોનો જન્મ થાય છે. શોધક જે શોધ કરે છે, તે કેવળ પોતાને માટેજ નહિ; કિન્તુ આખા જગતના સુખને અર્થે કરે છે અને એ રીતે પોતાનો મનુષ્ય ધર્મ એ બજાવે છે.

માણસને માથે બે પ્રકારના ધર્મ છે. એક ધર્મ ઇશ્વરીય અને બીજો ધર્મ માનુષિક. ઇશ્વરીય ધર્મ એ છે કે જે ઇશ્વર તરફથી નિયત થએલો છે, અને માનુષિક ધર્મ એ છે કે જે મનુષ્યસમાજે દરેકને માટે નિયત કરી રાખ્યો છે. આ બન્ને ધર્મ એવા છે કે જો એક માણસ પણ પોતાના હરકોઇ પ્રકારના ધર્મમાંથી ચલિત થાય, તો કેવળ તેનેજ નહિ બલ્કે સારી સમાજને હાનિ પહોંચે છે, અને એ હાનિનું નિવારણ કરવામાં ઘણાએક સમયનો વ્યય થઇ જાય છે. એ કડીઓ કાંઇક એવી મજબુત જડાએલી છે કે તેમાં જો એકાદ કડી ઢીલી પડી જાય તો આખી સાંકળ નકામી થઇ જાય છે. જેઓ પોતાનો ધર્મ જાણવા છતાં તેનું પાલન કરવામાં પ્રમાદ કરે છે તેઓ સમાજ શૃંખલાને શિથિલ કરવામાં કારણભુત થાય છે. વળી વિલક્ષણતા એ છે કે પોતાની ભુલનું આળ એવા લોકો ઇશ્વર ઉપર કે સમાજ ઉપર ઓઢાડે છે. વિવેકની ખામિનું અને દ્રઢ મનોબળના અભાવનું એ બધું પરિણામ છે. ફરજ બજાવવામાં વાણીઆની પેઠે હિસાબ ગણવા બેસવું જોઇએ નહિ. મહાપુરૂષો જેના ઉપર ઉપકાર કરે છે, તેના તરફની બદલાની આશા રાખ્યા વિનાજ કરે છે. અરે, સમાજ તેને નિંદે, ગાળો દે, ઉપેક્ષા કરે તો પણ પોતાને જે ખરી નિષ્કામ લોકસેવાની વૃત્તિ ઉદ્‌ભવી હોય છે, તેને વૃથા જવા દેતા નથી.

એક કથા છે કે એક સાધુ નદીમાં સ્નાન કરી રહયા હતા. સહસા એક વીંછી પણ પાણીમાં કુદી પડયો ને ડુબવા લાગ્યો. જ્યાં મહાત્માના શરીરનો તેને સ્પર્શ થયો ત્યાં તેણે ડંખ માર્યો. સાધુ ચમકી ઉઠયા અને વીંછીને હાથથી તરછોડી પાણીમાં નાંખી દીધો; પરંતુ જ્યારે જોયું કે તે પાણીમાં ડુબી જાય છે, ત્યારે ઝટ હથેલી ઊપર ઉપાડી લીધો. દયા કરવી, જીવ બચાવવો એ ધર્મનાં લક્ષણ છે. વીંછી જેવો હથેલી ઉપર ચડયો કે તરત તેણે ડંખ દીધો. સાધુ પીડાથી કંપી ઉઠયા અને એકદમ હાથ તરછોડી નાંખ્યો. વીંછી પુનઃ પાણીમાં પડયો. વળી તેને ડુબતો જોઇ સાધુએ બીજા હાથ ઉપર તેને ઉપાડયો; કિન્તુ વીંછીએ ફરીને પણ ડંખ માર્યો અને સાધુના હાથથી તે પાણીમાં જઇ પડયો. મહાત્માએ પુનઃ દયા આણી તેને બહાર લાવવા ઇચ્છા કરી. એક પુરૂષ કિનારે ઉભો ઉભો આ જોઇ રહયો હતો તે હસીને બોલ્યો-'મહાત્મન ! આપ આ શું કરી રહયા છો ? આવું વ્યર્થ દુઃખ શા માટે ઉઠાવો છો? તે ત્રણવાર આપને ડંખ મારી ચુકયો; છતાં આપ ચોથીવાર તેને ઉઠાવવા માટે તૈયાર થઇ રહયા છો ? તેને ડુબવા શા માટે નથી દેતા ?' મહાત્માએ હસતાં હસતાં કહ્યું-'ભાઇ, તે પોતાના ધર્મ ઉપર આરૂઢ છે. જાન જાય પણ ધર્મ ન જાયે તો પછી હું કેવી રીતે ધર્મથી ડગું ? ડંખ મારવો એ વીંછીનો ધર્મ છે અને તે બજાવે છે, તેવીજ રીતે દયા કરવી એ મારો ધર્મ છે. હું તેને શા માટે છોડું ? એક ડંખ તો શું પણ લાખ ડંખ થાય તથાપિ મનુષ્યે ધર્મ

પાલનમાં કોઇની પરવા કરવી જોઇએ નહિ. આખરે તે મહાત્માએ ઘણાએક ડંખો વેઠીને પણ તે વીંછીને કિનારે લાવી મુકયો. ખરેખર આવી રીતે ધર્મ પાળવો આવશ્યક છે. માણસને ધર્મને અર્થે લાખો કષ્ટ પડે તે સહન કરીને પણ ફરજ અદા કરવાનું ધર્મશાસ્ત્રોમાં કહયું છે; કિંતુ આજ કાલ કેટલાક લોકો તે બાબત તરફ અનાદરની દષ્ટિએ જોતાં જણાય છે. ભારતવર્ષની પડતીનાં કારણોમાં કર્તવ્ય જાગૃતિની ખામિ એ મુખ્ય છે.

આ દેશની સ્ત્રીઓની દશા બહુજ બુરી છે. તેઓનાં કર્તવ્યોમાં ઘણાં સ્ખલનો થએલાં છે. તેએને પોતાની જવાબદારીનો ખ્યાલ રહયો નથી. જ્યાંસુધી તેઓ પોતાના ધર્મનું બરાબર પાલન કરતી હતી ત્યાંસુધી ભારતવર્ષમાં સીતા ને ગાર્ગી જેવી દેવીઓ ઉત્પન્ન થઇ હતી. અત્યારે સ્ત્રીઓ અજ્ઞાનદશામાં છે, ત્યાં દેવત્વની આશા કયાંથી રાખવી? તેઓ પોતાના ધર્મ શુ છે એજ પ્રાયઃ જાણતી નથી! કેટલીક વખત તો તેઓ અકર્તવ્યને કર્તવ્ય॰ ગણે છે! આમાં એકલી સ્ત્રીઓજ અપરાધિની નથી; પણ પુરૂષવર્ગ પણ અપરાધી છે. તેઓને પુરી સ્વતંત્રતા આપવામાં આવી નથી. તેમની ગણના હજુ સમાજમાં નિકૃષ્ટ દશામાં છે. જે ફોજનો સેનાપતિ બુધ્ધિહીન હોય તે ફોજ કપાઇ જાય છે. સમાજમાં પણ તેમજ છે; કારણ કે જેમ કોમળ વેલીઓ વૃક્ષના આધારે વિકાસ પામે છે, તેમ સ્ત્રીઓ પણ પરાશ્રયે રહે છે, એટલે તેમનામા યોગ્યતા, સુઘડતા, સુશીલતા, ચારૂતા, ઋજુતા વગેરેના વિકાસ સારૂ પુરૂષો તરફથી ઉચિત પ્રબંધો રચાવાની જરૂર છે. તેમને કર્તવ્યશિક્ષા આપી સમાજ પ્રત્યેના કર્તવ્યોનું ભાન કરાવવાની જરૂર છે. જો એમ કરવામા ન આવે તો તેમની પડતી થાય એમાં શું આશ્ચર્ય? છતાં જે સ્ત્રીઓ કેળવાએલી હોય તેમનો ધર્મ છે કે તેમણે પોતાની દેશભગિનીઓને કર્તવ્યનો મહામંત્ર આપી ધર્મજાગૃતી કરવી જોઇએ. સ્ત્રીઓને માથે પુરૂષો કરતા ઓછી જવાબદારી નથી. સંતાનસંગોપન, ગૃહકાર્યદક્ષતા, આચારોત્કૃષ્ટતા, રાષ્ટ્રીયવત્સલતા વગેરે અનેક ધર્મો તેને માથે રહેલા છે. સમાજના શ્રેયની તમામ જવાબદારી તો ખાસ સ્ત્રીઓને આધીન છે. પરમાત્માએ તેમને બુદ્ધિ-શકતિ આપ્યા છે, તો તેનો વિકાસ કરી દુનિયામાં પોતાના કર્તવ્યો બરાબર બજાવવા માટે સ્ત્રીઓએ તત્પર થવું જોઇએ. વિચાર કરતાં પ્રતિત થાય છે કે તેઓનું જીવન પરસુખને માટે નિર્માણ થએલું છે. તેમનું કર્તવ્ય પ્રેમ છે. જન્મથી મૃત્યુ પર્યંત તેમનો એ ધર્મ છે કે માતા, પિતા, પુત્ર, કન્યા, ભાઇ, બ્હેન, સાસુ, સસરો, દિયર, જેઠ વગેરે સર્વની આજ્ઞા પાળી, સર્વ ઉપર પ્રેમ રાખી, તેઓના સુખમાં પોતાનું સુખ સમજવું, પોતે કલેશ સહીને બીજાને શાંતિ આપવી, સર્વને જમાડી જમવું, સર્વને સુવાડી સુવું, પતિને દેવ સમાન ગણી જીવનભર તેની આજ્ઞા પાળવી; સ્ત્રીઓના આ નિષ્કામધર્મને જેઓ ગુલામી ગણે છે, તેઓ કર્તવ્યના ખરા સ્વરૂપને ઓળખતા નથી, એમ કહેવું જોઇએ. સ્ત્રીઓ તેમના આ કર્તવ્યમાં બહુધા ખામિ આવવા દેતી નથી, પણ કેટલેક સ્થળે કેળવણીની ન્યુનતાને લીધે તેમાં ભુલો થાય છે, માટે તેમને કેળવણી આપી વધારે કર્તવ્યપરાયણ બનાવવી જોઇએ.

સત્ય, નીતિ, પ્રામાણિકતા, દયા, તપ અને પવિત્રતા એ બધાં ધર્મનાં સહાયક છે. ધર્મ-ફરજનું જ્ઞાન હોય, અને તેનું પાલન કરવાની વૃત્તિ હોય; પણ સાથે જો સત્યાદિ સદ્દગુણો ન હોય તો તે ધર્મ શોભતો નથી. અરે, એવો ધર્મ ટકી શકતોજ નથી. પ્રાચીન કાળમાં ધર્મના

પ્રચાર સાથે સદ્‌ગુણોનો પણ પ્રજામાં સારો ફેલાવો હતો. મેગેસ્થિનીસે હિન્દના જે વખાણ કર્યાં છે, તે તેની કર્તવ્યપરાયણતાને લીધેજ. એક વખત આ દેશમાં એવા વીર અને વીરાંગનાઓ હતાં કે જેઓ ધર્મને અર્થે પ્રાણની પણ પરવા કરતાં નહોતાં. સ્ત્રીઓ ધર્મરક્ષણ સારૂ જીવતાં બળી મરતી; અનેક સંકટો વેઠતી; પણ કદી અધર્મમાં પગ મૂકતી નહિ. કુટુંબ, સમાજ અને રાષ્ટ્ર પ્રત્યેનાં પોતાનાં કર્તવ્ય વિચારીને અણીને વખતે જીવ ઉપર આવવામાં પણ ઉદાર થતી. તેમનાં બાળકોમાં એવો જુસ્સો ઉતરતો; અને એમ સમગ્ર દેશમાં કર્તવ્ય જાગૃતિનો મહામંત્ર ફુંકાતો. ભારતવાસીઓ પુરા પુર્યથી ધર્મને માટે ઝુઝ્યા છે. હરિશ્ચંદ્રે આ સિદ્ધાંતે પૃથ્વિનું રાજ્ય છોડી ચાંડાળનું દાસત્વ સ્વીકાર્યું તે કેવળ ધર્મને માટેજ. પુરાણ–ઇતિહાસમાંથી ઉદાહરણો આપવા બેસીએ તો પાર આવે તેમ નથી. કર્તવ્યમાં એક એવી જાદુઇ અસર છે કે મનુષ્ય જેમ જેમ તેનું પાલન કરે છે, તેમ તેમ તેની દ્રઢતા અને શક્તિનો વિકાસ થતો જાય છે. તેનામાં ઉત્સાહ સંવર્દ્ધક બળ આવતુ જાય છે. પરિણામે તે કર્તવ્યની જીવંત મૂર્તિ બને છે.

અત્યારે આ દેશ સંક્રાંત દશામાં છે. એક તરફ લાંબી મુદત સુધી લંબાઇ ગયેલું પશ્ચિમનું મહા યુદ્ધ, એક તરફ એ વિશ્વવ્યાપી યુદ્ધની અસરરૂપ જીવલેણ મોંઘવારી, એક તરફ ભયંકર રોગો, એક તરફ ગરીબ અને અનાથોના આર્તરવ; એક તરફ સ્વસંરક્ષણની ચીંતા વગેરે વગેરેથી દેશની બધી દિશાઓ દુઃખાવર્ત્ત બની ગઇ છે. કર્તવ્યપરાયણ મહાત્માઓની આ વખતેજ પરીક્ષા છે. જેના હૃદયમાં સમાજનું અભિમાન હશે, રાષ્ટ્રીય વત્સલતા હશે, રંતિદેવ રાજાના જેવી દયા હશે, પરોપકારની વૃત્તિ હશે અને ધર્મ–ફરજ અદા કરવાની લાગણી હશે તેજ આ વખતે બહાર પડી શકે. મોઢેથી કર્તવ્યનાં બણગાં ફુંકવાથી કાંઇ ધર્મપ્રિયતા પ્રતીત થતી નથી. ફરજ બજાવવી એ તો ખાંડાની ધાર જેવું કામ છે. લોકો ગમે તેવા આક્ષેપો મુકે–અવગણના કરે; પણ ખરો કર્તવ્યદક્ષ ધર્મના માર્ગમાંથી કદી સ્ખલિત થતો નથી. તે જાણે છે કે બીજાઓ મારો દાખલો લેશે; માટે પોતાનું જીવન બહુ અનુકરણીય બનાવે છે. જેને ફરજ અદા કરવાના એક ગુણ સાથે બીજા બધા સદ્‌ગુણો પ્રાપ્ત કરવાની વૃત્તિ હોય, તેણે પ્રથમ પોતાના કામ ઉપર પ્રેમ અને શ્રદ્ધા ચોંટાડવાં, પછી તે કામમાં થતી ભુલો માટે પોતે ઇશ્વરનો અપરાધી છે, એમ ડર રાખવો અને આખરે પોતાના સહવાસમાં આવતાં મનુષ્યોને કર્તવ્યશીલ બનવાનો ઉપદેશ આપવો. મનુષ્ય માત્ર બહુધા અનુકરણશીલ છે, અને ઉપદેશ કરતાં દૃષ્ટાન્તની અસર બલવત્તર થાય છે; માટે આત્મીય દ્રષ્ટાંતથીજ સમગ્ર રાષ્ટ્રમાં ધર્મ–ફરજનો પવન ફેલાવવો જોઇએ. પ્રભો, હિન્દવાસીઓને કર્તવ્યપરાયણ થવાની સદ્‌વૃત્તિ આપો.

# "સંસારનો રંગ."

યાને

## "લેખક બાપડાનો એબી અવતાર."

એક ત્રણ અંકી ફાર્સ.

લખનાર —"દીલખુશ."

પાત્રો.

દોસુ દમોરી.—એક ભોલો ભલો પણ લેભાગુ લેખક.
શીરીન એરકીઃ—તેની અપ-ટુ-ડેટ ધણીઆણી.
હોમી હાથીદાંત ઉર્ફે હાંડા માસ્તર—"માસીક ધમસાન" નો અધીપતી.

## અંક ૧ લો.

નવરોઝનો દીવસ છે. દોસુ લખાણોનુ પેકેટ તૈયાર કરી 'નવરંગ' લઇ વાચે છે જયારે શીરીન નવરોઝના કપડાં કબાટમાંથી કાઢતી ગાય છે—

### કવાલી.

(અજબ હયરાન હું ભગવાન—તુમ્હે કયું કર રીઝાવું મયે—રાહ.)

લીધો છે આજથી, ઓ રબ, નવાં સાલે અમલ આજે,
હું માગું છું ખરાં દીલથી—હરેક કામો સફલ આજે.
વધો એખલાસ હમ કોમે—અને એકસંપી પર કોમે,
કરો નેક બુધ્ધીની બક્ષેમ—ખુદા તાબા અવલ આજે.—ટેક.
સદા સુખ શાંતી સાથે—દરાઝી ઉમ્રની પામો,
કરો સતોષ સમરનીબી—ખુદા તમ પર કરમ આજે—ટેક.

સદા વસજો, તમો સર પર-ખુદા એ પાકની યારી,
થજો સદ્ગુણોની તેના-તમો દીલમાં નકશ આજે—ટેક.
છે બેહું વર્ષ જે આજે-અમનમાં વાજે ને ગાજે,
દુવા "દીલખુશ" તણી યાજો-તમોને સઉ ફઝલ આજે—ટેક.

**શીરીનઃ**—કેમ લાલાજી, પછી તમે મને અને બુચાને નવરોઝના કપડાં તો નહીંજ અપાવ્યાં કેની ? આવો ઘાતકી અને નાકદર માટીડો તો કોઇજ નહીં હોસે. આ લખવાના વેહજાં ને મુફ્ત મજુરીમાં શું વલવાનું છે ? બોંસોની ?

**દોસુઃ**—અરે પણ નખોદ ગઇ, એક તો આવા બારીક વખતમાં નોકરી શોધી ગલતી નથી અને કાટીલ મોંઘવારીમાં વખત લેવો ભારી પડેછ તેમાં કપડાં કીયા ચુલામાંથી અપાઉં ? મારાં વરસ પર તો જાંસેલા તેના બીજબી હજી કોણુ કમબખ્ખને ચુકવ્યાંછ જે સપરમે દહાડે વલી નવો ટેહેલખો જગાડેછ ?

**શીરીનઃ**—પણ તે તો ટાકણું ઉનું ને અપાવ્યાં પણ આજે સપરમા દહાડાને માટે નહીં અપાવ્યા તો કોઇ તમારી બેન ભોજાઇના નાતરાં વણને અપાવશો ? પૈસા નથી તો ભીખ કાંય નહીં માગતા ? મારાં માયજીએ મને પાંચ હજારની ઘેબર ખરચીને પરણાવી તે આવું સુખ દેખવા કે ? લેખક થઇને પૈસાના પુંજારી અને રીતના ભીખારી બન્યા ? શરંમ છે.

**દોસુઃ**—(નાસી પારથી કપાળ કુટતાં અને કલેજાંની કોર પરથી જીગરના સઘળાં જોર સહીત નાઉમેદીનું ગચકળું જેમતેમ સમાવતાં એક થંડી હાય મારીને):-આહ! વળી વરસ તે શું ને પતેતી તે શું ? એવા તો વરસના સત્તર તેહવાર આવે પણ વખત જોઇને વાત કરવાનું તો જાણે આજનાં રાંડીયાંઓને ભાનજ નહી મલે. વળી, નખોદ ગઇ રીતની ભીખ લીધી તો દુન્યાનો ધારો હતો ને લીધી અને તેબી તારાજ 'બાપ લાખ ચાલીસ' જેવા ખરચોમાં પુરી થઇ ગઇ તેમ છતાં તેનું દામ તારો ગુલામ થઇ વાળવાનું મોઘું પડી ગયુંછ તે હવે કોણુને કેહવા જાઉં ? હુંજ રીતની ભીખ લઇને ગધેડા બન્યો ત્યારે કે ની ? આહ! તમો અ(બળા)ઓને શું કરવા સરજ્યાં હશે ?

**શીરીનઃ**—લેવની, હું કેહું. અમારાં નાંજે નખરાંથી તમને આંજી નાખી જાળમાં લઇ, પરણી બુતની લેસ બંધાવી, બ્લાઉઝના બટન પોવરાવી તમને આંગળીપર નચાવવા, તમનું કલેજું કરડી ખાવા અને છેવટ દાટી આવવા-સમજ્યા લાલાજી ?

**દોસુઃ**—(ખુબ ફફડીને):-ધુલ નાખી, નખોદ ગીયાં કલેજું કરડી ખાઇનેજ નીકાલ લાવતાં હોતે તો, પણ આય તો રીબાવીને જીવતાં જીવતજ મારી નાખેછની ? પેલો અરદેશર આદામુંદી કહી ગયોછ તે ખરૂંજ છે કે "મતલબને ખાતર પરણવા અગાઉ એક સ્ત્રી મરદની બ્રશથી સેવા કરે છે, એટલે દગલો બ્રશથી સાફ કરે છે જયારે, પરણ્યા પછી તલમાં તસુ! ઓછું પડતાં ઝાડુથીજ સેવા કરી તેની ધુલ પખોડી નાખે છે. વળી પેલો 'ગરપછાંટગેઝટ'નો રાજકવિ પોતાની "બૈરં ? ઓ!" નામની કીતાબે કત્લેઆમમાં સ્ત્રી જાતિ માટે કીરતણ કરી ગયો છે કેઃ—

"નારી તું સુખની છે ખરી શરીક,
ને કોમળ તુંજ જાતિની મોટી હરીફ;

છે ચીરવે તું હુશીયાર–ને લડવે બહાદુર,
રે! જન્મેલાજ દુઃખોને કરવા ભરપુર.
નહીં સાંખે તું સુખન એક–મગરૂર ખરી,
કુલ દુન્યાણી આપો તો, માગશેજ ફરી;
નાપાક ને બદમાશ, છે સાલેસ, શું ધુર?
ઠગારી, જુઠ્ઠી ને લુચ્ચાઈમાં પુર,
જન્મી તું, દેખાડવા દુન્યાઇ દોઝખ,
સંસારમાં છે તુંજ કરામત અજબ;
નાનપણુથી મર્દો પર બીછાવેછ જાળ,
કોઇ સપડાયો ઉંહું!—તો કરેછ પામાલ;
નહીં બાબ કંઇ એવી–જ્યાં ત્હારી તકરાર,
છે ગરજની વખતે ઢોંગી તુંજ પ્યાર;
જો, હમેશાં ફાવે છે સ્ત્રીનીજ બસ હઠ,
ને સોનું છે તેણી કાજ, છળકુંજ બસ મત;
હા! છે ગુલાબ કલી–પણ કાટો માહે એક,
જે છેડેછ કુલ મરદના જીગરને છેક;
આ મરદના તોળા પર ભોગવવું રાજ,
છે એજ તારી ગંછા ને એજ તારી આસ,
ઉઇ! પેહલાં તુજ જોતારે–નખરાં ને નાઝ,
તન અને બદનની ઉડેછ બસ નાડ,
પણ "દીલખુશ" કરનારો મજબુત તુંજ કોળ,
છે આખેરતો ધમધોલ અને માહે બસ પોલ.

**શીરીનઃ**–બસ એટલુંજ? એવા કટલરી કાવીવાઓની મને દરકાર નથી, પણ દરેક માટીની ફરજ છે કે તેની હાથની ધરતીને સુખી કરવી, નહીં તો તે ધણી નહીં પણ ઘોરજ કહેવાય.

**દોસુ.**–નરમથી, જેવી વાત લાવીછ. ફરજ કરીને અને નાહારી જેલનો આસરો લઇનેબી સુખી કરે ખરૂની? દરેક સ્ત્રીની ફરજ છે કે "પગ જોઈને પાથરણું નાંખવું," જ્યારે અહીં તો ઉલટોજ મામલો છે, 'પારો જેની ભારજા ભુંડી–તેને પીડા અંદર ઉંડી' ને ખરૂંજ છે. વળી ગુસ્તાદજી ગામડીયાણી કહી ગયા છે કે 'રાંડ–રોતયો–ને રાઇ–તે કોઇની નહીં થાઈ! વળી એજ મતલબનો ખ્યાલબી કોઇ લલકારી ગયો છે કે.–નાર કોઈની નથી થઇ નથી થવાની માનો સત વચ!.' વળી જાણીતો કવિ રૂસ્તમ રરરરરહુચકરરરર એવી અ(બળા)ઓ માટેજ લખી ગયો છે કેઃ–

"બેરૂં? ઓ ઉહુ! યાર બોલતોજ ના બોલ,
કાઢેછ બસ બીસકુલ, એ મરદની ખોળ;

છે બૈરૂં એક બલા-ઓહ! વાઘન એક છે,
રે! બૈરૂં છે બાતલ-ઓહ! નાગન એક છે.
મુંબઇથી માહીમ કે મકરાનબી જોવ,
શેક મેમન સ્ટ્રીટથી સીસ્તાન બી જોવ;
બૈરૂં યાર સુખથીરે આઘું બસ છે
રે! એથી તો પ્યારૂં મને યમ માગું બસ છે.

વલી કવિ 'નાજુક' કહે છે તેમઃ-

નથી યકસાં ઓરત ને મરદ બધાં
નથી રબે પાંચ આંગલાં સરખાં કીધાં.

તેમ બધીજ સ્ત્રીઓ કાંઇ એવી હોતી નથી. કોઇ વળી એવી મધુરી મોહરદારો પણ મળી આવે છે કે જે નમાની, શેઆની, રાંક તાબેદાર હોઇ પોતાના ધણીનો સંસાર ગમે તેવા ખરાબ વખતમાંબી શોભાવીને તેને એક બેહસ્તનુંજ સુખ આપે છે.

**શીરીનઃ**—(ફરકીને) હવે તમે બધાં જ્ઞાનના ગૌહર એમ વેરી ના નાખોની? મેબી આજેજ જાણ્યું કે તમે કેવા દુહીયારની પુછડી છેવ તે. હું એ દાખલા ને દલીલોમાં કાંઇજ માનતી નથી.

**દાસુઃ**—હાસ્તો. તું માનેજ શાનું? તું સજાતનું ફરજંદ હોય અને તારી માય થતી એ તારા બાપ થતાનું માન્યું હોય તો તુ માને કેની? ચાલ, મને વખત થાયછ. બસી મરની, શું કેહછ?

**શીરીનઃ**—કેહુંછ, તમારૂં કલેજું ને આંતરડું. મુવા તમે કપડાંના અપાવતા. તમે છેવજ એવા અવરદસા કે કોઇબી અધીપતી તમને દાદજ નથી આપતો, તો હવે છેવત 'માસીક ધમસાન'ના અધીપતી પાસે આજેજ જાવ. તેનો પતેતી અંક નીકળતાં વાર છે તો તમારા ચીકરાં બતાવી એકટીંગ કરીને બને તો હરીફ ચોપાન્યું કાઢવાની ધમકી વટીક આપીને આંજીજ નાખજો કે 'પતેતી અંક'માં લખાણ લઇ પૈસા નહી તો કીર્તિ જરૂર મળશે. નહી તો તમારી ટેવ પ્રમાણે કાંઠી છાતી દમદાતી-આંખ રાતી-ને વાત તાતી કરી તેનેબી ના છેડી મુકતા, નહી તો મુવો 'ટપાલ કોલમ'માં ઝાડુ આપશે.

**દાસુઃ**—વાહ, હવે કેવી દાહી દીકરી થઇ, અખધડી ચાલ્યો.

**શીરીનઃ**—અરે જરાતો સુધસો રાખો ને શરમાવો? પોતાની બેરીને કોઇ દીકરીબી કહેતું હશે.

**દાસુઃ**—તે, ત્યારે નહી કે, તુંને ખબરજ કયાં છે કે પોતાની બૈરીને 'દીકરી' કહેવાનું ફેશનેબલ છે તે. વેહવી આજ કલકી 'ફેશન' હય.

**શીરીનઃ**—(હસીને):—તમારા સકાર બરે—હવે વગત પરો.

## અંક ૨ જો.

'માસીક ધમસાન'ની ઓફીસ-અધીપતી હોમસુ હાંડા માસ્તર ટેબલ ઉપર બે હાથોમ માથું નાખી બબડે છે:—

"યા ખુદા, તારતા વણ્યા, બારતા વણ્યા ને સોનસે વેપાર કીધા પણ નસીબ તો ઉ ડગલાં આગળનું આગળજ. છેવટ હાથીદાંતનો વેપાર કરતાં ખોટ આવી ત્યારે હાંડા ઉંચકી વામણ વટીક ઉંજાળીને દહાડા કાઢયા. નખ્ખોદ ગીયું કીસમતમાંજ કાણું તે કહેવાબી કોથું જઇએ? આય માસીકનો રેકર્ડબી ઉંચોજ બતાવી તમાચો મારી ગાલ લાલ રાખુંછ ત્યાં થોડાક ગ્રાહક છે તે ચીત્રો માગે છે તે આપવાનુ ખાવાનું કામ છે? પણ એ તો બીજાએ 'મેટર' ન મળે ત્યારે ઘાવરી કરી ચીત્રો આપે છે કરી તેમને સમજાઉંછ. લેખકો મશરૂમ માફક ઉભાઈ જાય છે પણ કોઈ નુવું જીવતું નવું ગ્રાહક કે જાહેર ખબર આપનાર તે 'પતેતી દબલ અંક'ની દંદાંસ મારી છતા જોવામાં આવતું નથી. અને સપરમે દહાડેબી સંતાપ થોડો છે? શું કરીએ? કુવે જઇ પડીએ કે ઝેર ખાઈ મરીએ?"

દોસુ અંદર દાખલ થાય છે અને નમીને કહે છે.——

"સાહેબજી, મી० એડીટર, સાલ મુબારક! કેમ કાંઇ ખુબ વિચારમાં છો? તમારી કાલીયારી ઇદ્રાં મુકતી મરઘી મરી ગઇ કે શેર લોનના ભાવ ગગડી ગીયા? મારા સાહેબ સપરમે દીવસે એમ માંદી મરઘીની પેડે શું કાંસોછ? જરા ઉપર તે હીમત પકડો. ચોપાન્યુ એમજ ચલાવશો કે? આજે તો જે દોડ ધામ ધરપચ સરપચ અને ગડમડ સડબડથી ફાવેછ તે મુગે મોહડે ફાવતો નથી. કહયુ છે, બીરાદર, કે'—

> "નાચે કુદે-તોડે તાન-તેનું દુન્યા રાખે મન,
> ખરા ભાવથી ભજે ભગવાન-તેને ન મળે પુરૂં ધાન."

"વેલ, આ મારા આટના લેખો માટે કઇ જગા થશે? ખોદીશના અદળ અમલમાં વાઘને બકરી એકજ ઓવારે પાણી પીએ છે તેથી મારા તખલ્લુસ મેં ખુશીથી "વાઘ બકરી" રાખ્યો છે."

અધીપતી:—હાજી, કાય નહીં? આય વેસ્ટ પેપર બાસ્કીટમા બહુ જગા છે-તમારે હાથેજ તે ભરી નાખોની મારા મેહરબાન?

દોસુ—હવે અનકા ચરકા છોડીને મને સાંભળશો? આ એક "અફલાતુન સીરીયલ" છે એ મારી તિરૂણ રાતે ઉંઘાય ત્યારે જાગીને લખી છે. તેમાં હરકત ઓછી નથી હં! છુચો જાગે ત્યારે હીંચ નાખતી ઉઠાડી દુધ પાવું. નાટકના ગીત ગાઇ પાછો સુવાડવો. એ તો, બા, સંસાર પડયો અને રીતની બીખ લઇ ગધેડા બન્યા તે એમજતો. મારો ગોવી. એ વાર્તા મારી વાઇન આગળ વાચતાં નખોદ ગઇએ સત્તર અવાગી ખાખી જ્યારે બુચાએ તો છોડીજ ગેલ્યું એવી તે કરૂણારસીક છે. અને તેનું નામ "કાલી રાતનું કરતુક" છે. બીજો આય ઑ(ગ)રીજીનલ (ર)મુજી સ્કેચ નામે "અધીપતીના અવતીયાં યાને એદુ અધીપતી એ ગ્રેમફુલ" છે જે એટલો રમુજી છે કે તે વાંચતાં હું એટલો હસ્યોછ કે મને મૅડ જાણીને મારી

સાસુ (સાન્સુ=સાગરની સુરવાત)એ મને દીવાનો માની 'મેંડહાઉસમાંજ' મોકલવા માગ્યો. જ્યારે ત્રીજો વિષય નામે 'ખાધ રાજા ને માર ઝપકલા' છે.

— **અધીપતીઃ**—શું? 'આખરો રાજા ને માર્યા ઝપેતા ? કોણુને માર્યા ? પોતાની રાણીને કે ? ને બબ્બો થોકીને માર્યા કે ?

**દાસુઃ**—અરે, શું મારા સાહેબ, બધું કાંતાનું કતેસર કરી નાખોછ. એનો અર્થ એ કે ખાવો પીવા ને ડોંગા થાવ-યાને 'હસો અને જાડા થાવ'ના કવિ નાલ્યાંશંકર જુદાભાઇ કાબરીના લેખપર ચઢાવો છે. ત્રીજું 'બહારે બપોર'ની સીલ્વર જુબીલી ઉપર સેવકને "ભાવતાઓના ભંડાર, ઓરીજીનેલીટીના ઓવાર ને કાત્રીયાંઓના સરદાર"નો માનવંત ખેતાબ મળ્યો છે જેથી તમારાં માસીક માટે બે કવેતો રચીને લાવ્યો છું; સેવક એકટીંગ કરી ગાય છે તે સાંભળો. આફ્રીન કરશોઃ—

(ખુશીસે કાટ લે દીલદાર ગરદન—એ રાહ.)
ખુશીથી કાપી લે દીલદાર ગરદન,
છે હાજર તુંજ જનાબમાં આ ગરદન!
તું છે મારી વ્હાલ-વફાની મુરતી,
મોહબતના મંદીરમાં અર્પણ ગરદન—ખુશીથી૦
આહ! તુંજ મારી જોત અને છે જીંદગી,
તુંજ આગળ છે બે હીસાબ આ ગરદન—ખુશીથી૦
ફેંક નજર આ દાસ પર કર "દીલખુશ."
ચાહે જીવાડ—ચાહે છટકાવ—ગરદન—ખુશીથી૦

**અધીપતીઃ**-(ખુશીથી તાલી પાડીને)-વેલડન, ભાવો! લગાડો ઉસ્તાદજી કે થોબરેમો! વાહ' હવે બીજી કેવી કવેત છે?

**દોસુઃ**-સાહેબ હાલ નોકરીના ઝાડ સુકાઇ ગીયાં છે જેથી જો મારી વાઇનનો દીકરો કંઇ પુટીયાં ઝતે નો થીક નહીં તો સાડાબાર ટકાના વ્યાજે નાણા કઢાવી એક માસીક નામે 'બારસેત' કાઢવા વીચાર છે જેથી તે માટે છ સ્ટાન્ઝાની આ કવેત છે જેમાં તે માસીક માટે રણસીંગડું ફુકી જાહેરાત આપી છે તો મારી એકજ 'સ્ટાન્ઝા' સાંભળો અને તમે તેનું જોમ અને જોશ જોઇને દાંતમાં ખાસડું-આઇ મીન-આગલાં પકડશો, (એકટીંગ કરી બોલે છે.)

એઇ! ગુલાબ્બાં 'ફુરસદ, હત! બાજુ તું થા,
ને 'જ્ઞાનપર્વક' ધરડાં-બસ થઇ જા તું ગેબ;
ને અફસોસની ભરી લે-'નવરંગ' તું આહ,
ને "ધમસાન" કંઇ ચાલશે નહીં તુજના ફરેબ;
આજ સુધી સર્વેએ કીધું છે રાજ,
તે દેખી મુજ મસ્તકે ચઢયું છ, બા, શુર;
"બારસેત, ઓ પ્યારાં, બસ હવે તું ગાજ,
હું ચંદરોજમાં માસીક એક કાદું છ જરૂર."

કયુજી' કપરી કહી ?

**અધીપતી**–ખોત પુરી કહી એમાં તમો અમુનેબી ગાળ દેવા ચુકતા નથી–અગે ફરેબ કરીએછની ? પણ તમે નવુ શુ કરવા કાઢોછ ? આ 'ધમસાન'જ વેચાતું લઇ મને છોડવોની ? બહુ પુન લાગશેં. બાકી એમાં તો છોલેનાં બોર ઓળે તેજ તો, વારૂ' કંઇ બીજુ છે કે ?

**દોસુ**—હાજી, આપ સેવક એક ઓલરાઉન્ડ લેખક છે જેથી આપ રમુજી ટુચકા–જાણવા જોગ અને 'દાનાઈના દાણા' છે તથા "બૈરૂં–એક વિચીત્ર પ્રાણી" એ બાબદપર નીબધ લખેલો છે. આટલુ છાપશો તો ઉપકાર થશે. બાકી પેમેંટની તો આશાજ નથી. આહ ! હીંદના લેખકો, તમારો દીન કયારે ફરશે ? અરે ! કીયે દહાડે, તમે વિલાયતના લેખકોની માફક પૈડ અને શીલીંગનું પેમેંટ લેવા નશીબવાન થશો ? અફસોસ !

**અધીપતી**—બાવા, એમ અફસોસ કર્યાથી શુ વળવાનુ' છે ? અમેજ એક તો માખ મારીએછ ત્યા તમોને પેમેંટ કયા સુલામાથી આપીએ ? હાલ તો તમે આ લેખો મુકી જાવ. હુ તપાસીને 'પતેતી અંક'માજ જવાબમા કાઇ પણ શરમ ન રાખતાં પ્રમાણીક મત જણાવીશ. આવજો બા. સાલ મુબારક !

---

## અંક ૩ જો.

---

(ખુરદાદ સાલનો દીવસ છે. દોસુ ચાહે પી મણી રહીને 'ખુદાને અરજ'નુ નીચલુ ગાયન બાયેલીન ઉપર ગાય છે. જ્યારે શીરીન સામેના સોફા પર બેસી ગળે બંધ ગુંઠે છે)

("મજ્બહ દેતે હય કયા યાર–તેરે બાલ ગુગરવાલે—એ રાહ.)

જરા જો મુજપર ભગવાન–મારા દુ:ખડા કોણુજ ટાળે ?
મારાં દુ:ખડાં કોણુજ ટાળે ?–મારા દુ ખડાં કોણુજ ટાળે ?—જરા૰
હુ તો છું નાનવાન–દે મારી અરજપર ધ્યાન,
જો થશે નહીં મેહરબાન–નવ કષ્ટ ટળે કોઇ કાળે—જરા૦
એક નજર તું મુજ પર નાખ–હુ છુ તારા ચરણની ખાક,
જો મીંચે તુ મુજ પર આખ–પછી કોણ મને હયા આળે ?—જરા.
છે એ પ પ પેટારો શીર,–આપે ધરતી પણ નહીં ધીર,
સીંચન કર લઇ દયા નીર,–તે વિના કાંઇ નવ ચાલે—જરા.
તુ છે કૃપાથી ભરપુર,–મસહાતા છે મશહુર,
યાગ "નાજુક" અરજ મજુર–પડે કધક મારે ફાળે—જરા.

(ગાયન ગાઇ રહી દુવા માગે છે)

"ઓ માહનામી બાપ! સઉને જીવતાં ને સુખી રાખજે! કુલ જેહાનનું ભલું થજે! હમા અશો ફરોહરોનું મીનોઇમાં આગળ વધવું થજે! જે સારૂં થયું છે તે માટે દીલોજાનથી ઉપકાર માનુંછ, ઓ સાહેબ, તમારો પાપનો પસ્તાવો કરીને પશીમાન થાઉં છું–મુશફીલ આશોન કરજે! મનની ગુંચવણભરી મુઝવણ ટાળજે! મારા બાપ! તારેજ આશરે છું."

(દુવા માગી નાસ્તો કરી "નવરંગ" વાંચતાં શીરીનને કહે છે "જોની ડીયર, પેલાં 'માસીક ધમસાન' નો પતેતી અંક આજે આવ્યો છે તે લાવની જોઉં, કે શું છે? છોકરો કે છોકરી? મારી તો ખાત્રીજ છે કે એને કંઇક લખાણ છાપ્યાં હશે. બાકી હવે પછી છાપી પેમેન્ટથી આપશે અને હવે પછી ફોટો લઇ ક્રીતીંબી જરૂર અપાવશે.

શીરીન–(ફંફડીને) લેવજી, વાંચીને કપાળ કુટ્ટો–એ તો સપરમે દહાડે પરણેતરની હાથ લે કેની તે ખાલી નહીં જાય જો? લેખ છાપવાનાજ વાંધા છે ત્યાં પૈસાને ક્રીતીંને શું ગીત ગાવછ? વાંચો.

દોસઃ–(હરણફાળ થઇ 'ટપાલ કોલમ' પહેલી વાંચે છે):–

"મી૰ વાઘ બકરીઃ–(મરઘાસેરી) તમારાં ઉમદા ગીઊરો વાંચ્યાં. લખાણો વાઘ જેવાં જોરાવર નહી પણ બકરી જેવાં નમળાં છે, આહ! તમારી ચાલુ વાર્તા! ફરી એવો સીતમ અમો પર કદી કરતાજ ના, નહી તો અમોને ગામ ઘેર છોડીને નાહસવું પડશે. પ્લોટ કે હયુમરનાબી ઠેકાણું નથી. તમે 'ત્રેજીક' જણાવો છો પણ તેનું નામ નીશાન નથી જ્યારે કોહેલી રમુજ બધે ઉભાય છે. વળી સાતમા પ્રકરણમાં શીરીન દાલાસને મુવેલી ચીતારી સોલમાં પ્રકરણમાં તેણીને પુનામાં શીક્ષક તરીકે રહેલી જણાવો છો તો તે ભુત થઇ હતી કે? રકેય વાંચ્યો–તમે અધીપતીને 'ફુલ' બનાવા જતાં તમેજ બન્યા છો–તેથી તો હસ્વાને બદલે હું ખરે મને રડયો. તમારાં 'કોમીક'થી વાંચનાર હેબતાયે છે જ્યારે ત્રેજેડીથી પેટ પકડીને હસે છે એ પણ આ દુન્યાની આઠમી અજાયબીજ છે. ખરૂંની?

"ખાધરાજા."વાલો વીષય તો બીલકુલ કચરોજ છે અને તે "ખાધરાપણા"ને ઉતેજન આપનારો છે માટે માફ કરો, બાવા તમારી માહણુબની કવેત કટલરી છે જે વાંચી તેણી સામી રૂસાઇ જાય, અને વળી તમે તો રીતની ભીખ લઇને પરણીને દોજખના ઉંડાણમાં ગરક થયલા છો તો વળી સર કપાવા માહણુબને કયાં શોધવા જશો? માડીજ વાળો. તમારી બીજી નવા માસીકની જાહેર ખબરની "જોરાવર કવેત" ખોદાબક્ષ' છપાવા આવ્યા–તે લુવાર વાડે સોય વેચવા જેવું થયું છે. અમારો 'ચાન્સ' મોકલશો તો એ લખાણ કરતાં જા. ખ. તરીકે છાપશું. ટુચકા કોહેલા ને પીટટેલા છે.—જાણુવાજોગ નકામુંજ છે જ્યારે નીબંધ સાવ કચરો છે.—વળી 'દાનાઇના દાણા' પ્રમાણે તમેજ ચાલો તો ઘણું છે. અંદરથી એક ત્રીજી કવિતા "ઘરમાં મુજ બૈરી રોજ પાડે છે રણુ" નામ નીકલી છે જે તાણીતોડી લખી છે છતાં ઉતેજન તરીકે છાપતે પણ તમારી ઘરવાલી તે વાંચી તમને ફાડીજ ખાતે અગર અત્રેજ આવી વીઝોઇ લે, તે જોખમ અમો માથે લઇ શકતા નથી. આટલો લાંબો અભીપ્રાય પણ તમો કાંઇક સાહીત્ય સેવામાં સુધરો–નહીં તો એ વાહીયાત વેહજા છોડી કંઇ નોકરી ધંધાપર ધ્યાન આપો તે પેટી નહીં તો પેટ જરૂર ભરશે એજ નેમથી આપ્યો છે માટે તાકીદે આવી લેખો

પાછા લઇ જજો અને મીઠો ગાળો મુકી કડવી નજરે રાખજો અને અંહી મલ્યા તો થીક પણ ત્યાં ના મલતા."

આથી દોસુબા બીચારા નાસીપાસ થઇ અધીપતીને સરસ્વતી ભણુતા લેખો પાછા લેવા ગયા તો નોકરે કહયું કેઃ—"શેઠ તો બહારગામ ગયા છે અને પાંઉ માખણ ભાખરા બાંધવાનું કંઇ રદી કાગલ ઉતાવલમાં શોધતાં તે ન મલવાથી તમારી 'સીરીયલ'ના બે ત્રણ પાના ફાડી ભુલમાં તે બાંધ્યું પણ પાછલથી ભુલ માલમ પડતાં તે કાઢી નાખી ન્યુઝે બાધી લઇ ગયા છે અને તે શીટ ધીના ખરડેલા અત્રેજ પડેલા તે જોઇ લેવ કારણ મને પાછા 'પીન' કરવા કહેલું પણ આખું બંદલ જોતાં તે તેબલને કીનારે હોવાથી બારકીટમાંજ પડયું હશે અને હમનાજ હમાલ તે કચરાની પેટીમાં નાખી આવ્યો છે માટે માફ કરજો. હું બહુ દીલગીર ને નાચાર છું." દોસુબા! (કપાલકુટતા ઑડીયંસને):–અરે! ત્યારે કીસ્મતમાં તો કાણુંજ કેની? કે ઝાડુ પડી ને વલી અસલ લખાંણુ પણ ગયાં. મુવો હું લેખકનો થતો. હજી મારો ભગલો હજામ રોજના ૧ાા–૨ સહેલપી ચાર કલાકની રમતમાં પેદા કરે છે, તો હું પણ **"પેહલો પારસી હજામ"** થઇને એક સેલુન કાઢું કે એક માસીક "ધાસ્લેત" અને વળી પેપર નામે 'નાલ્યાં સમાચાર' કાઢી બધાને પગના અંગુઠા હેઠળ ભચડનારો અભાગ્યો અધીપતી બનું? તમો મને શામાં ઉતેજન આપશો, મેહરબાન?"

ઓર્ડીયન્સમાંથી અવાજઃ–ઓ મુફતીયા મજુર! અધીપતી થવા કરતાં "હજામપતી" કરવીજ થીક છે. અધીપતીનું બીછાણું કાંટાનું છે અને તેના માથાં ઉપર જોખમદારીની તલવાર લટકી રહી છે. પેહલી ફક્ત નોકરી છે જયારે બીજો પ્રમાણીક ધંધો છે. તો ઉથાડ, એક ફાંકડું સેલુન અને હમો બધા હયડાંના હેતથી, પ્રાણુની પ્રીતથી, આંખના જોરથી તુને જરૂર ઉતેજન આપશું તે ખાસડાંના માજમ પર લખી રાખજે દોસ્ત.

---

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઈ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.

" " પ્રદેશમાં રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દિલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું. ડીસેમ્બર, ૧૯૨૨. અંક ૪ થો.

અનુક્રમણિકા.

# નવરંગ.

પુસ્તક ૮ મું. | ડીસેમ્બર, ૧૯૨૨. | અંક ૪ થો.


# મોતનો ડાઘ!

## પ્રકરણ ૬.

એક પળ માત્ર લોર્ડ સોમરટન ડઘાઇને દબાઇ ગયો. તે રૂપસુંદરીની તેજસ્વિ ચક્ષુઓમાં પ્રકાશી રહેલા ધીક્કારના તેજથી તે ભાનભુલો બની ગયો. તે મધુરીની મનમોહક આંખોનો રંગ પણ તે અગાધ ગુસ્સાના ને ધીક્કારના આવેશમાં ગોથા ફેરવાઇ ગયો. તે વાદળી બન્નુ મટી કાળી ડણક દીસવા લાગી.

"હું ભુલ્યો," તે જરા વાર રહી બોલ્યો, "મેં તમને ઝાઝાં 'સ્પીરીટ' વગરના ધાર્યાં હતાં, પણ તમો તો તેથી સાવ ઉલટાંજ પુરવાર થયાં છો કીંતુ, મીસ સ્ટર્ન, એ તમારા નવા રૂપમાં હું તમારી તરફ જાસ્તીજ આકર્શાયો છું. મીસ સ્ટર્ન, મને કહેવા દ્યો—ચેતાવવા દ્યો કે તમારા પપા, તેનું છુટાપણું, તેની જીંદગી વરીક માહરા આ હાથના ખોબામાં છે. હું માહરી એ શકિતનો ઉપયોગ તેના ઉપર કરવા ઇચ્છા રાખતો નથી, કદાપી માંહરી એ શક્તિ વિષે તેને સ્વપ્ને પણ માહીતી ન હશે, પણ નાશીપાશી અને નામુરાદીથી ખીજવાયલો હું તેનો ઉપયોગ કરવાની હદ સુધી પ્રેરાઇ જવશ એ સત જાણજો, અને એક મરતબા તેમ કર્યા પછી હું પાછી પાની જીનહાર કરીશ નહીં અને તે માટેનો સર્વ જોખમ તમારે શીર રહેશે, મીસ સ્ટર્ન, પણ હવે એ વાત જવા દો; આપણે મકાન નજીક આવી લાગ્યાં છીએ અને આ જગા કંઇ એવી ગંભીર અને અતિ અગત્યની વાતને વાસ્તે લાયક નથી. જો તમને કંઈ વાંધો હોય તો હું અંદર એકસોજ જઇશ. તમો મને માહરી માંગણી ઉપર શાંતિથી વિચાર કરી યોગ્ય ઉત્તર આપજો. હું અત્રે થોડા દિવસ વધુ રહેવાનો છું."

તે એટલું બોલી નમીને તેણીની પડખેથી દુર થઇ ગયો. એલઝી તેની બેઅદબ અને ઉછાંછળી વર્તણુંકથી પોતાના મન સાથ સખ્ત હયરત રહી.

તેણીએ તે દિને લોર્ડ સોમરટનથી દુર રહેવા પોતાનું બપોરનું ખાણું પોતીકા રૂમમાંજ માથું દુઃખવાને બહાણે લીધું; અને પોતાની આગળ કોઇને પણ ન આવવા દેવા કાજે પોતાની દાસી એનેટને ખાસ તાકીદ કરી.

"એનેટ," એલ્સીએ કોઇને પોતાના ઉમર્મા ન આવવા દેવાની ફરમાસ કર્યા પછી કહ્યું, "તું માહરી તહેનાતમાં બે વર્ષથી રહેલી છે, અને મને લાગે છે કે તુને માહરે માટે કાળજી છે, અને માહરા લાભની રક્ષા કરવા તું ઇન્તેજાર છે."

"ખચ્ચીતજ, મેડમ, એ ખરૂં છે," તે દાસીએ તે વખાણથી ખરાં દિલથી ખુશી થઈ કહ્યું.

"હું તે જાણું છું, એનેટ, અને તાહરી એ બાબેની કસોટી હું કરવા માંગુ છું. મને લાગે છે કે મને એક ખરા મિત્રની જરૂર છે."

તે દાસીએ પોતાની ખુબસુરત શેઠાણી તરફ અજાયબીથી જોયું પણ કાંઇ પણ બોલવાનું સાહસ ન કર્યું.

"એનેટ, માહરી ખાતરી છે કે તું કોઇના પ્યારમાં તો હશેજ—કોઇને તું ચાહતી તો હશેજ ! એક કે જેને તું તાહરૂં અંતઃકરણ અને સર્વસ્વ અર્પી દેવા રાજી હશે?"

"હા, મેડમ."

"અને કોઇક દિવસ તેની સાથ લગ્નના ગાંઠથી જોડાવા તું ઇચ્છતી હશે," એલ્સીએ જારી રાખ્યું

એનેટે હસતે વદને એલ્સીનું તે બોલવું સાચું હતું એમ ડોકાના માત્ર લહેકાથી સ્વિકાર્યું.

"તાહરા 'લવર'નું નામ શું છે, એનેટ ? તે તે શું કરે છ ? હું કંઇ તને ખાલી ઇચ્છાસાથી પુછતી નથી, પણ ખાસ મતલબથી પ્રશ્ન છું. તું મને મદદ કરે તેનો બદલો કોઇક ધરખમ રવેશે વાળવાના ચોખા ઇરાદાથી એ વિશે હું તહેકીક કરૂં છું."

"થેંક યુ વેરી મચ, મેડમ" એનેટે આભાર દર્શાવ્યો, "હું વિલ્યમ સ્ટ્રેટન સાથ અદરવલી છું કે જે આપણાજ પાર્કમાં ગેમકીપરના હાથ હેઠળ નાકરમ છે. હું તો ધારતી હતી કે એ માહરો ભેદ તમે જાણતાં હશો ?"

"ઓ, શું તે ત્યારે માહરા પપાનીજ નોકરોમાં છે ?" એલ્સીએ અજાયબી બતાવી.

"હા, મીસ એલ્સી. તે જ્યારે અત્રેનો હેડકીપર થશે, ને તેને રહેવાને મકાન મળશે ત્યારે અમો પરણવાની આશા રાખ્યે છીએ."

"ઓહો, બસ એટલુંજ !" એલ્સી બોલી. ત્યારે જો તું મને સાચી નિવડશે તો પપાને ભલામણ કરીને હાલના હેડકીપરને હું પેનશન આપવા સમજાવશ ને તાહરા વિલ્યમને હેડકીપરની જગ્યા તુરતમાં અપાવશ."

તે દાસી તે આશાથી હર્ષઘેલી બની, અને પોતાની જુવાન શેઠાણીનો અત્યંત આભાર માનવા પડી.

"એનેટ, હું તને જે કરવા કહું તેથી તું અચરત થતી ના. પહેલું તો એ કે તું વિલ્યમને ઝેબાના ઝુંપડાં ઉપર ચોકકસ નજર રાખવા કહે. હું આજે સહવારે ત્યાં ગઇ હતી, અને મેં કોઇ શખ્સને ત્યાં ભરાતો છુપાતો ભમતો અંચડતો જોયો હતો. અને, તેથી, ઝેબાની

જીંદગી માટે પાસ્તી છે કેમકે એમ કહેવાય છે કે એના ઝુપડાંમાં એને ઘણા પૈસા કોકે સંતાડેલા છે."

"ઠીક, મીસ એલઝી, હું વિલ્યમને કહી મુકીશ" એનેરે ખાતરી આપી.

તે બગોરે એલઝી પોતાના પિતાને મળવા તેના રૂમમાં ગઇ. તેણીની વકકી કરતાં આજે સર જોન જાસ્તી ખુશ અને તંદરોસ્ત માલમ પડતા હતા. તેવણુ બારી નજીકની એક આર્મચેર ઉપર લેટેલા હતા.

"અંદર આવ, માહરી વ્હાલી," તેવણે અલઝીને જોઇ હસીને કહ્યું, "હું જ કાંઇ ખરો હતો નહીં કે ડાકટર, હું મુસાફરી કરવા લાયક માહરા ધારવા મુજબ થઇ જવશ. ડેનવર આજે આવ્યો હતો અને પોતે વધું વખત મને ત્રાટ કરવા નારાજ છે એવું ફકડી ખભડીને કહી ગયો," તેવણુ સહજ હસ્યાં, "અમે કંઇ મરાયા તો નહીં, પણ તેણે ગુસ્સાભેર કબુલ કર્યું કે માહરું દર્દ પારખવા તે અસમર્થ હતો, તેમજ મને શું દવા આપવી તે તે સમજી શકતો નહતો. એલઝી ડીયર, તુ લોર્ડ સોમરટનને મળી તો હશેજ!"

"હા, પપા, તે મને મળ્યો હતો." એલઝીએ તિરસ્કારથી કહ્યું, અને તેણીના અવાજમાં સમાયલું ખિજવાટનું તે તત્વ તે ડોસાએ તુર્ત માર્ક કર્યું.

"લોર્ડ સોમરટન મને મળ્યો હતો, પપા," એલઝીએ પાછું કહ્યું, "અને માહરે તમને કહેવું જોઇએ કે તેણે પોતાની ધીકકારભરેલી પેશી માંગણી માહરી પાસ પાછી કરવાની બેઅદબી કીધી છે."

"ધીકકારભરેલી કાંય, માહરી વ્હાલી! સોમરટન એક ગ્રહસ્થ છે; જો તું તેને ચોખું ને બાર મુકીને કહી દેશ કે તું તેને વરી શકે એમ નથી તો તે તાહરો પીછો તાબડતોબ છોડી દેશે. એક છોકરી સાથ પ્યારમાં પડવું ને તે વિશે તેને કહેવું એ કાંઇ નહીં માફ થઇ શકે એવો ગંભીર અપરાધ નથી."

"મેં એની માંગણી મહીનાઓ ઉપર તુચ્છકારી કાઢી હતી," તેણીએ કડવાશથી કહ્યું. "તે ગ્રહસ્થ છેજ નહીં; તેનામાં સ્વમાન જેવું કંઇજ નથી. એક કમીના કંગાળ હીચકારા કરતાં તે કોઇપણ પ્રકારે બહેતર નથી."

તે ડોસાના ભવાં ઉપર તે સાંભળી ગુસ્સાનો ચીલ્લો ચઢયો.

"શું એને એટલી બધી હીમત કીધી છે," તે ક્રોધથી બખાડયો, "હું એની સાથ એ વિષે વાત કરશ, માહરી બેટી, અને એ માટે એને માફી માંગવી પડશે, યા બ્લેરઉડ એને એકદમ છોડી જવું પડશે."

"ઓ, પપા, હું એ સમજી ઘણી ખુશી છું. તમે એ કહી મને ઘણી શાંતિ બક્ષી છે. માહરા ગગજ ઉપરથી એક મોટો શીકરનો બોજો ઉઠાવી લીધો છે. હું તમારાં કામકાજોની આડે આવવા માંગતી નથી—તમારાં અને લોર્ડ સોમરટનના બીઝનેસ વચ્ચે—પણ એવી કંટાળા ભરેલી સોબતમાંથી છટકવા હું ઇન્તેજાર છું."

સર જોને પોતાની પુત્રી ગમ અજાયબીથી જોયું.

"અમારો વચ્ચેનો ધંધા સંબંધી સંબંધ બહુજ નજીવો છે," સર જોને કહ્યું, "અને તેમાં માહરો તો કંઇજ લાભ નથી. એની મતલબ કેલીફોરનીયામાં આવેલી એક ખાણને માટે મને કંઇક ઉલટ લેતો કરવાની છે..પણ મને કહેશે તો ખરી કે એણે તુને શું કહ્યું?"

"તેણે તો કસમ લીધા છે કે માહરે તેની સાથ પરણવુંજ પડશે. તે મને તેમ કરવાની ફરજ પાડશે, કેમકે તમારી જીંદગી તેના હાથના ખોબામાં છે."

સર જાનના ચેહેરો તે સાંભળી તમામ ફીકકો બની ગયો, પણ તેણે તિરસ્કારના હાવભાવથી કહ્યું. "એક નાશીપાશ થયલા આશક તરફ તાહરે નાખ્તીની નજરથી જોવું જોઇએ, એલઝી, હંમેશા એવા પ્યારમાં હારેલાઓ આપઘાત કરવાની ધમકી આપે છે, પણ એણે તો જુદોજ ને વિચિત્ર માર્ગ અખત્યાર કર્યો દિસે છે. 'તે માહરી જીંદગી માટે ધમકી આપે છે. હા! હા! હા!"

તે હસ્યો પણ તે હસવું ખાલી ને તાણી તોડીને ઉપજાવેલું હતું.

"બીજું એણે શું કહ્યું, દીકરી?" તેણે ઇન્તેજારીથી પુછ્યું.

"તે ફકત તમારી જીંદગી અને છુટાપણા માટે બોલ્યો હતો. ને મને ખાતરી છે કે આજે સહવારે મેં ખુદ એનેજ ઝેબાના ઝુપડાં નજીક ભરાતો સંતાતો દીઠો હતો."

સર જોન આંખો મીચી વગર બોલવે પડી રહયો.

"હું તમારે વાસ્તે કંઇ ગાઉં કે વગાડું, પપા." એલઝીએ અંતમાં કહ્યું.

"નહી." તેણે ના પાડી, "તું જા. મારકહામનું બટન તું જાએ તે અગાઉ દાબી તેને બોલાવતી જા."

તેણીએ વાંકી વળી પોતાના પિતાના ઠંડા કપાલ ઉપર વ્હાલથી એક બકી કરી.

"એક મિનિટ, એલઝી," તે બબડયો, "જો સોમરતન તાહરી સાથ પાછો વાત કરવા આવે તો તેની સાથ બની શકતી સારી રીતે વર્તજે. એ ઝેબાના ઝુંપડાં નજીક શું કરતો હતો? ઓ ખુદા! જો માહરો ભેદ ખુલી જશે તો!"

ન ડોસો કોઇ ધસકની હેબતથી કળવાઇને રડી પડયો.

"માહરે જલદી જવું જોઇએ. તેજ માહરે માટે એકલી ઉમીદ છે. હું કેવો કંગાળ મુર્ખો હોઇશ કે મેં માહરી ખાતરી વર્ષો ઉપરજ ન કરી લીધી. ઓ કેવો અનહદ મુર્ખો! તેમ કરવાની માહરી ફરજ હતી, તાહરે માટે તો માહરે તેમ કાળજી લઇ કરવુંજ જોઇતું હતું, માહરી દીકરી. અને હવે એ બધા માહરા ગુનાહનો અને માહરી બેવકુફાઇનો નતીજો તાહરે ભોગવવાનો છે, તાહરી ઉપરજ બધી વિપતીઓ ધસી પડવાની છે, અને હું તને મદદ કરવા અશકય છું."

તે દિલકશ મધુરી તેજ જગ્યે અસ્વસ્થ ઉભી.

"પપા," તેણી નરમીથી બોલી, "જો તમે બધું મને કહી દેવો તો કેવું મજાહનું. આ ભેદ ભરી મુંઝવણ કેટલી અવિચારી તેમજ ખોટી છે."

"કદી ન બને! તે બધું તું વખતેજ જાણશે. અને ત્યારે માહરી યાદને શી તું શ્રાપ આપશે."

તેણીએ માયાથી પોતાના વૃદ્ધ પિતાનો કર દાબ્યો.

"એવી બધી બીહીવરાવનારી વાતો હું તમો પાસથી સમજવા ઇચ્છતી નથી, પપા ડીયર. માહરે તમને બીજું પણ કાંઇ કહેવાનું છે, સાંભળો, હું માહરી માન્યતામાં કદાપી ખોટી પણ હોઉં; પણ માહરે તમને તે માટે કહેવું તો જોઇએજ. એક શખ્સ ગઇ કાલે નોએલ ક્રમ્એલનો સંદેશો લઇ અત્રે આવ્યો હતો."

"સંદેશો! છટ! છટ! સંદેશો શું પણ એક ભીખમાંગનું આજીજીપત્ર લઇ આવ્યો હશે," તે બેરોનેટે તિરસ્કારથી કહ્યું, "એનો બાપ પણ એવોંજ ટુકડખોર ભીખારી હતો, અને તેનો એ દીકરો પણ તેવોજ હશે. વળી બાપ તેવા બેટા. હું ખુશી છું કે તેને તે 'રીસીવ' ન કર્યો."

"પપા, મને લાગે છે કે તેને તમો ગેરઇન્સાફ કરો છો," એલઝી બોલી. "જે શખ્સ એના તરફથી આવ્યો હતો તે કહેતો હતો કે તે તમારા લાભ વાસ્તેજ આવ્યો હતો."

"એ તો માત્ર મને મળવાના ઢીંગઢાગડ બહાણા છે, એ નોએલ તરફથી મળવા આવેલો શખ્સ પણ તેના જેવોજ કોઇ ચપુડખપીો ઉઠાવગીર હશે. જરા બોલવામાં ચાલાક ને દેખાવશો હશે."

"અરે, નહીં, પપા," એલઝી બોલી, "તે તો એક મોટો માણસ હતો, એક 'જીનીયસ' હતો; અને તે પરથી મને લાગે છે કે માહરો પીત્રાઇ તમે ધારો છો તે કરતાં ઘણો સારો માણસ હશેજ, કેમકે એ મળવા આવનાર શખ્સ કોઇ નથી પણ પેલો પંકાયેલો ચિત્રકાર કોલીન રેડકલીફ હતો,"

"અને તે એ બધુ ઘેલુંગાંડુ માન્યુ?" સર જોને પુછ્યું, "હું તને ફરીથી કહું છું કે નોએલ ક્રમ્એલ એક ઠગારો બદમાશ છે."

"પણ મી૦ રેડકલીફ આવતા ગુરવારે સાંજે અત્રે પાછા આવનાર છે."

"ત્યારે હું અહીંજ ન હોઇશ," સર જોને જવાબ કર્યો, "અને જો હું અહીં હાઝર નહીં હોવશ તો 'બટલર'ને ચેતવણી આપી જવશ કે અત્રે ખુબ દેખરેખ રાખે. મને ચોરી થવાની ચોકકસ વકકી લાગે છે."

(સાંધણ છે.)

---

# ખાંડાની ધારે.

(ચુનરાવળી છંદ)

૧

ભર આકાશે વાદળ છાયાં,
અંધારે વનવન ગુંથવાયાં,
ઘૂડ ચિબડિયાં જ્યાં ત્યાં ધાયાં:
કોણ પુરે પાંચાલી-ચીર ?

આશા-નિરાશે આત્મન-હાંડી
ડોલંતી હે દૈર્ય ન છાંડી;
ડગમગતી જગ રહે દૃગ માંડીઃ
વ્હારે કોણ જશે નરવીર ?
ઉંડા અજવાળાં જો આવે;
ગુર્જરવીર ! ગુર્જરવીર !

ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !
ઉંડા અજવાળાં જો આવે;
ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
નવરસભર નવજીવન લાવે,
ચીર પુરાવે ગુર્જરવીર !

૨

ખૂણે ખૂણે ખોજ કરીને,
ઉર ઉત્સાહ ઉમંગ ભરીને,
મરતા પ્રાણે આશ ધરીને
કોણે ઉંચાં કીધાં શીર ?
મસ્તતણી તોડી મસ્તાની,
તન ધનની કીધી કુરબાની:
નમ્ર, નિડર, સ્વાધીન, સ્વમાની,

સત્ય જ એ ગુર્જર નરવીર!
શું ખાલી ગરજીને સૂતા?
ગુર્જરવીર! ગુર્જરવીર!
શું મેઘે જળધોધ ન હૂતા?
ગુર્જરવીર! ગુર્જરવીર!
શું ખાલી ગરજીને સૂતા?
શું મેઘે જળધોધ ન હુતા?
શું ભય ભાળી ઉર ભીરુતા
કદી જણાવે ગુર્જરવીર?

૩

પગલે પગલે કંટક લાગ્યા
ચરણ રૂધિરઝરતા ભર લાગ્યા,
પથરે પથરે પ્રાણુજ જાગ્યા,
પદસ્પર્શે તૂટી જંજીર:
હૈયાંનાં પિંજર સળગાવ્યાં,
ભૂતતણાં ભરણાં મૂકાવ્યાં,
દ્વાર નવાં દશદિશ ઉઘડાવ્યાં·
વદન હો તેને નરવીર!
શું એકલડા આજ પડયા છે?
ગુર્જરવીર! ગુર્જરવીર!
એકલડા પણ શૂર ઘડયા છે:
ગુર્જરવીર! ગુર્જરવીર!
શું એકલડા આજ પડયા છે?
એકલડા પણ શૂર ઘડયા છે:
ખાંડાની ધારેજ ચઢયા છે,
બિરદ બતાવે ગુર્જરવીર!

૪

ઓ વીરા! સારથિ શું કરશે?—
ધર્મમર્મ ગીતા ઉચ્ચરશે:
અર્જુન રણુ ટંકારે ભરશે

તોજ વિજય પામે રણધીર :
છિન્નભિન્ન અરિદળબળ પળશે,
જુગજુગનાં અંધારાં ટળશે,
સત્ય ધજા ઉડતી ઝળહળશે,
　　　　સ્નેહે જગ છાશે નરવીર !
એ નવજીવન જીવવા આવો,
　　　　ગુર્જરવીર ! ગુર્જરવીર !
એ નવચેતન આત્મ જગાવો,
　　　　ગુર્જરવીર ! ગુર્જરવીર !
એ નવજીવન જીવવા આવો,
એ નવચેતન આત્મ જગાવો,
ગુર્જરશૌર્ય જગે અંકાવો,
　　　　જયજય હાવે ગુર્જરવીર !

અરદેશર ફરામજી ખબરદાર.

---

# વાવો તેવું વીણો.

લખનારઃ—સોરાબ બી. તાતા.

મંચી કાકા મરી ગયા, અને માટુંગામાં એકાંતમાં આવેલી એક બંગલી તેની નાની વાડી સાથે પોતાના વડા ભત્રીજા જાંહાંગીરને એક સરતે સ્વાધીન કરી ગયા, કે જાંહાંગીરે કાકાની તે બંગલીમાં જઇને વસવું અને પોતાના હાથેથીજ તે વાડીને હાલની સ્થીતીમાંજ રાખવી.

"તમારા મંચેરજી કાકા પોતાના બાગ માટે ઘણાજ મગરૂર હતા," દાદીશેઠ સોલીસીટરે જાંહાંગીર આગલ ખુલાસો કીધો, "બેહેસ્તીને બાગબાનીનો ઘણોજ શોખ હતો, અને પોતાના હાથેજ આખો દીવસ ખણીખોદી કે રોપીને બાગ સરસ બનાવતા."

"પણ કાકાની સરત તો વાહીયાત જેવી છે," જાંહાંગીર ફફડયો. "એ ડોસાજીના માટુંગા જેવાં જંગલ જેહાનમાં બાગાં બસતાંમાં કોણ જઇને રેહે ? કાકાનો બાગ હું હાથેજાતે બધું ખણીખોદીને પાણી સીપીને સોજો રાખું ને મારો વખત ગુમાઉં તેટલા વખતમાં હું મારાં બીઝનેસમાં કેટલી દોલત પેદા કરૂં ! હાથમાં કોડાલી પાવડા લઇ બાગમાં જઇ માલી માફક મેહેનત કરી હું મારા વસા ગુમાઉં કે ? બાગને હાલની સ્થીતીએ રાખવા હું એક માલી રાખશ."

મંચીકાકાના સોલીસીતરે ડોકું હલાવ્યું.

"તેમ બનેજ નહીં," દાદીશેઠ સોલીસીતરે ભવાં ચઢાવ્યાં. "તે પોંઇટમાંજ વીલ બીલકુલ બરાબર છે, મી૦ જાંહાંગીર વીલની સરત ઘણી કફોડી છે કે તમારેજ હાથે બંગલીના બાગને બરાબર ઑારડરમાં રાખવો, ને જો તમે તેમ કરવા ના પાડો, તો ન છુટકે વીલના કરાર મુજબ કાકાની બંગલી ને બાગ તમારા નાના ભાઇ બેહેરામને મલે."

"તદનજ હસવા જેવું છે," કાકાનો લોભી ભત્રીજો ફફડયો, કાંઇ કે તેણે તો કાકાની આખી દોલત મેલવવાની આશા રાખી હતી. "એ બર્યાબરબર બંગલી અને બાગને શું બેસીને ચાટે કે ? બાગ પર હાથે જાતે પૈસા ખર્ચીને મેહેનત કરૂં તેમાં મને હાંસલ શું ? લોકો મારી મશ્કેરી કરે કે કાકાનું કાટયું તો ઘસેલું, પણ સાથે લાગું ભત્રીજાનું ભેજું ખસ્યું !"

"બેહેસ્તી કાકાની મરજીને માન આપવું જોઇએ," દાદીશેઠ સોલીસીતરે સલાહ આપી. "કાકાનો જીવનગાલો બધો બાગમાંજ હતો, અને તેથી તમો ઉપર એવી ફર્જ નાંખીછ; એતો બા જેવું વાવો તેવું વીણો !"

"બટ, આઇ સે મી૦ દાદીશેઠ," જાંહાંગીરે ચુંચી આંખ કરી તેહકીક કરવા માંડી. "કાકા મરી ગીયા ને પોતા પાછલ માટુંગાની ભાંગીભસ્તી બંગલી ને બાગજ મુકી ગીયા ? બાકીની એવણની દોલત કાંહાં ગઇ ? લુક હીયર, મી૦ દાદીશેઠ, હું કેહુંછ તેમ કરો; આ બંગલી ને બાગ મારા

નાના ગરીબ બચરવાલ ભાઇ બેહેલીને સોંપી દેઓ, અને બાકીની દોલત મને હવાલે કરો, એટલે બેઉને સરખે હીસ્સે ભાગણી મલે, અને વલી મંચી કાકા પેલી જેહાંનમાં બધા ખુસીથી થાએ, એક કાંકરે બે પક્ષીથી મરાએ."

"બાકીની દોલત ? કીઆ ચુલામાંથી લાંઉ ?" તે સોલીસીતરે ટીકા કીધી. "જે છે તે આ બંગલી છે; બીજી કાંઇ ચીજ નહીં."

"હેં ! વૉટ યુ મીન ?" જાંહાંગીર ચોંકયો. "એ ડોસાજી પાસે પચાસ પંચોતેર હજારનો જીવ હતો. એમ મને કોઇએ કહયું તે ગીયા કાંહા ? એવણુની બંગલીમાં હોસેજ."

"બેહેસ્તી કાંઇ ગાંઠે બાંધીને તો નથી લઇ ગીયાની ?" તે સોલીસીતરે તે લોભી ભત્રીજાની ટકોર કીધી. "વલી એવણે કાંઇ પૈસાની ઉથલપાથલ કીધી હોસે, ને આટલાં વરસમાં ખર્ચાયા હોસે. થોડા વખત અગાઉ એવણે બધા શેરો વેચી નાખ્યા'તા, એમ હું જાણું છ. હું એટલું તો ખાત્રીથી કહી શકીસ કે જે બધું છે તે આ બાગ ને બંગલી તમારા કાકા મુકી ગીયાછ. ચાલો બોલો, હવે, જો તમે ના પાડો તો હું તમારા ભાઇ બેહેરામ આગલ જઇ કાકાનો ફાલો રવાધીન કરૂં."

"પણુ એ ભાગું ભસતું કોઇને ભાડે આપું કે હું પછી વેચી નાખીશ." જાહાંગીરે વિચાર કરી જવાબ વાલ્યો.

"તેમ નહીં બનશે," તે ધારાશાસ્ત્રીએ સલાહ આપી. "વીલના કરાર પ્રમાણે તમારે ત્યાં રહીને બાગ તમારા હાથે ઠોકઠાક રાખવો."

"નૉનસન્સ !" તે લોભી ભત્રીજો ફફડયો. "આવાં જંગલમાં ને આવાં ભસતાંમાં કોણુ રેહે ? આ આવું સરસ ઘેરબાર છોડીને હું જંગલમાં દખમાં જેવાં ઘેરમાં રેહેવા જાઉં ? મારી ધણ્યાણી ધન કાકાની બંગલીમાં રેહવા આવવા જીવ જાઓ તોણી કબુલ થવાની નહીં."

"જસ્ટ એઝ યુ પ્લીઝ," દાદી શેઠે છેવટે કહયું. "હું તો ફરમાવેલો બંદો ! મરનારની મરજી મુજબ ને વીલના કરાર મુંજબ મારે અમલ કરવોજ જોઇએ."

જાંહાંગીર કામા ફફડી ચટકી તે સોલીસીતરની ઓફીસમાંથી ચાલી ગયો.

"કમબખ્ત ડોસો બીલકુલ ચસ્કેલો ઉનો !" ભત્રીજાએ પપેટ ભણી.

"વલી કાંઇ પરસતાન જેવો બાગ હોતે કે ગુલેસતાન જેવો બંગલો હોતે, ને પચીસ પચાસ હજાર ડોકરાએ જાસ્યાં હોતે તો ત્યાં જઇને ઠર પડતે। આવાં ઘોરસતાનમાં કોણુ જાએ ?"

તે ફફડેલો પોતાને બંગલે ગયો, અને પોતાની મોહોરદાર ધન આગલ બધી વાત કીધી. તે ધન સાથે પરણ્યો ત્યારે ગરીબ હતો; ધનને તેની કાકીનો દસેક હજારનો આખતો દલ્લો મલી ગએલો હોવાથી પૈસાના જીવ ઉપર તે તેની સાથે પરણ્યો હતો; હાલમાં તે શેર સતામાં પગભર થયો હતો, મગર એક પૈબી કોઇના હાથમાંથી જતી ન મુકે એવો કંજુસ અને લાલચુ હતો.

"તમારે જોઇએ તો તાંહાં રેહો, જાંહાંગીર," ધન ફફડી પડી. "હું તો મરતાંબી નહીં જાંઉ. તાંહાં કાંઇ ક્રોઇંગ રૂમ નહીં, ને મારો પ્યાનો કાંહાં બાગમાં મુકાઉં કે ? વળી માટુંગા જેવાં જંગલ

બીઆંમાંનમાં હું રેહેવા જાઉં? તમે મુંબાઇ આવો ને હું એખલી ત્યાં પડાણોની હેમટ ઘસકે મરી જાઉં? મુવા પડાણોનો ત્યાં જબરો દોર છે."

"પણ તું તો લેડીઝ રાઇફલ ક્લબમાં બંદુક મારવાનું શીખવા જાએછ, ને હું તો એમ ચોરોને મારસ, ને તેમ વાઘ મારસ તે બધી અમથી લબ્બાસ કે?" તેના ધણીએ ટાણો માર્યો.

"એ તો મારી સહીઓ ગેઈ કે હુંબી મારો ભપકો ને રોપ બતાવવા તાંહા જાઉંછ, તેથી શું જંગલમાં જઇને રેહો ને હું એખલી બંદુક લઇને પડાણો સામે લડું કે?" ધણયાણીએ રોકડું પરખાવ્યું.

"પણ હું જો તાંહાં નહી રેહેઉં તો વાડી બંગલો મારા રાસકલ લુચ્ચા ભાઇ બેહેલીને ફાલે જાએ," ભવાં ચઢાવી તે અદેખો બોલ્યો; તે આખું કોહોરૂં દાલમાં ગલવા માંગતો હતો. "મારા હાથમાં તો કાંઇ નહિં આવે."

"પણ બેહેલીને વેચી કાંય નહીં નાખતા?" ધને સલાહ આપી.

"હા, એણી કાંઇ ખરાબ વિચાર નથી," જાંહાંગીરે જવાબ વાળ્યો. "પણ તેમ સંભાળથી કરવું જોઇએ. બેહેલીને કાકાના વીલમાંની શરત કેહેવી પડશે; પણ હું એને લેવા દેવાનો નહીં. આવાં વાહીયાત જેવાં વીલને હું બહુ ધીકકારૂછ."

"ને હુંબી ધીકકારૂછ" ધનેબી મત આપ્યુ. "પણ જે હોય તે, હું તો આએ ઘેરના કરતાં સરસ જગ્યા નહીં હોય તો મરતાંબી નહીં જઇને રેહેવાની; હું તમુને ખુલ્લે ખુલ્લી ચેતવણી આપુંછ"

બીજે દીને જાંહાગીર પોતાના ભાઇને મલવા ગયો. બેહેરામ કોટમાં ઘોઘાના મોહોલ્લામાં એક ઘરના માલ ઉપર પોતાની ધણયાણી નાજા સાથે રેહેતો હતો; તે કોઇ વેપારીને ત્યાં નોકરી હતો અને દોઢસો કમાતો હતો, અને જો કે તેને ત્યાં ચાર છોકરીઓ હતી, તોબી તેઓ પોતાનો વખત ઘણાજ સંતોષથી કાઢતા હતા. પૈસાવાલો ભાઇ જાંહાંગીર તેને જરાબી મદદ કરતો ન હતો, અને તેને મલતો બેટતોબી ન હોવાથી, એકાએક તેને પોતાની ઓરી- સમાં આવેલો જોઇ બેહદ તાજુબ થયો અને હેતથી આદરસતકાર કીધો.

"આવ્વો, ભાઇ!" જાંહાંગીર પુકારી ઉઠયો. "મારી અહીં આવવાની તેં સ્વપ્નેબી આશા રાખી નહીં હોશે."

"નહીજ તો; વૅલ, ઘણો લાંબો વખત થયો ખરો," જાંહાગીર હાથ હીલવી બોલ્યો. "હાલ આલાં દસ વર્ષની થઇની? તે વરસ દહાડાની ઉની ત્યારે તું મલેલો. તુંને તો મારો મોહોલ્લો તો વાસ મારે."

"મને તઇમજ નથી મલતો,' તે કાગનાં કાધન્યાંએ બાંહાણું કાઢયું, "મને એટલું તો કામ કે આખીરાત વેર ફુરસદ મલતી નથી. વલી તારૂં ખોપડું એટલુ દુર કે તુંને મલવા આવનાં કલાક નીકલી જાએ. અજબ છે-તું આવી ડરટીહૅલ અંધારી ઘુસલીમાં રેહેછ."

"કરે સું, બા, પગ જોઇને પાંગરણું તાણવાનું!" બેહેરામે જવાબ વાળ્યો. "જયાં વાડી હોએ ત્યાં રેહેવા મને બહુ ગમેછ; મને ખેતીવાડીનો બહુ સોખ છે, પણ તેવી કાંઇ જગા મલે કયાંથી? મારી નાજાંબી એમજ બોલેછ કે છોકરાંઓને બાગથી સોહોવાઇ જાએ.'

"બરાબર, તેજ કારણસર હું આયોછ," જાંહાંગીરે ટક હાથમાં લીધી. "તુંને થવાનો મને એક વિચાર સુઝયોછ. તું તારાં ઘેરમાં સગવડમાં રેહેતો નથી, તેથી હું દોડી આવ્યો."

"તારી મેહેરબાની થઇ; ઘણે વર્ષે ગરીબ ભાઇની ખબર રાખી તેં!" બેહેરામે ટકોર કીધી.

"હવે, તુંને જે જોઇએછ તે તારૂં પોતાનું ઘેર, કે જેથી કોઇબી તુંને ત્યાંથી હાંકી કાઢે નહીં. ખરૂં કેની?" જાંહાંગીરે પુછયું, અને તાજુબીથી બેહેરામે ડોકું ધુણાવ્યું.

"અને બાગ બગીચોબી સાથે હોએ તેવું હોએ તો મજાતુંની!" તેને વધું આગલ ચલાવ્યું. "બાગની જમીન ખોડવાની ને બધી તરકારી રોપવાની, બાગબાનીનું કામ તંદરોસ્તીને ઘણું સારૂં છે; એમાંતો સૌથી સરસ કસરત છે. વલી તારે હાથે જાતેજ પપેટા, કોબી; કાલી ફુલાવર બધું રોપીને પછી વેચવાનું, તેમાં કેટલો નફો થાએ?"

"તેમાં કાંઇ શક નહીં, ભાઇ," વિચારવંત અદાથી બેહેરામ બોલ્યો.

"ત્યારે જો સમજ, બેહેલી." જાંહાંગીરે આગલ ચલાવ્યું. "તુંને મહીને દહાડે આવાં ડરટી ખોપતાંને વાસ્તે ત્રીસ રૂપ્યા આપવા પડેછની?"

"હાસ્તો; બહુ છવપર આવેછ." બેહેરામે ભવાં ચઢાવ્યાં.

"એટલે વરસ દહાડે ત્રણસોં સાહાઠ રૂપ્યા થયા," જાંહાંગીરે ગણત્રી કીધી. "તું જો તરકારી ઉગાડે તેમાંથી મહીને દહાડે કેટલા રૂપ્યા કુટી કાઢે તે એ ભાડામાં ઉમેર; તો એક વરસમાં ઓછામાં ઓછા તું પાંચેક હજાર રૂપ્યા બચાવી શકે."

"તું જબરો દાખલામાં પ્રવીણ દેખુંં!" બેહરામે ટકોર કીધી.

"હાસ્તો વલી; ગાડાં બીઝનેસ એમજ કરવાનું તો," જાંહાંગીરે આગલ વધાર્યું "વરસે પાંચ હજાર ઉપર છ ટકાનું વ્યાજ આવે, ને દર વરસે તુંને થોડા હજાર નફો થાએ, તો તું નીહાલ થઇ જાએ; ખરૂ કેની!" અને બેહેરામે ડોકું હલાવ્યું.

"જો હવે સાંભલ, મંચીકાકાએ મને વાડી ને બંગલી ફાલામાં આપીછ, તે હું તુંને આપું ને તેના બદલામાં તું મને પંદર હજાર આપ." નરમ ઘી જેવી વાત લાલચુ ભાઇએ કીધી, "તું ગભરા ના; હું કાંઇ એકદમ નથી માંગતો રે; તારાથી જેટલા ભરાએ તેમ ભરપાઇ કરવા, અને બાકીની રકમ ઉપર ચાર ટકા વ્યાજબી આપતા જવું."

"પણ તે વાડી બંગલો તેટલી કીંમતનો હોસે એમ હું જાણતો નથી," બેહેલીએ ખભાં હીલાવ્યાં. "પણ કોઇ બી બાબમાં મારાથી તે વેચાતી લેવાઇ શકાય નહીં. કારણ કે મારી પાસ પૈસા બી નથી, અને મારાથી કાંઇ બચાવી બી નહીં શકાએ. પણ, તે બંગલી વાડી વેચવાનો તુંને હક શું છે?"

"તુંને વેચવાનો મને દરેક હક છે, કોઇ બીજાંને નહીં," જાંહાંગીરે ખુલાસો કીધો. "મેં તારે માટે રસ્તો ખુલ્લો કીધોછ એમ તારે ઢોંગ કરવા. લે વારૂ, દસ હજાર આપસે?" મગર બેહેરામે ના કેહેવાથી તેને ઉમેર્યું. "જો આવી ટક હાથમાંથી જવી મુકશે તો પસતાશે; એજ જગાના બીજો કોઇ ત્રીસ હજાર આપવા તઇયાર થાએ. તુંને કેવી બાદશાહી જગા

ઠામે આપુંછ તે કોઇને ખબર નથી. તુને મદદ કરવા મને ગમેછ. લે હવે આંક આપવાછ? નહીં? ત્યારે ૭ હજાર આપસે? તારને મારું કાંઇ રહયું નહીં. પેલા રે, લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોંઢું કયાં ધોવા જાઓછ?"

"છસો બી નહીં, જાંહાંગીર; તુંજ ત્યાં જઇને રેહે અને આએ સારાં ભાવપર મજાહ કર." બેહેરામે કહયું.

"લે પાંચ હજાર આપજે; નહીં? વારૂ ચાર હજાર આપવાછ? તે બી નહીં? તો રહયું. તું તો ઉજબખ ગધેડો છે. તુને મદદ કરવા આવ્યો, ત્યારે તું ના પાડેછ, તો જાહા નમમાં જા," તે વડો ભાઇ એકદમ ગુસ્સાથી છેવટે બોલ્યો. "તું ભુખે મરસે તો બી મારી તરફથી અધર્ધીનીખી આસા ના રાખતો."

"મને તારા જેવાની અધર્ધી જોઇતી બી નથી; તારા જેવા ભાઇનો ખુદા મને ઓસ્યાળો નહીં રાખે," બેહેરામે બી રોકડું પરખાવ્યું. "દાર રોટલી પર ખોદા મને સંતોખી રાખે. મારી મોહોરદાર એજ મારો કારૂનનો ખજાનો છે."

"મારો નકામો વખત ગીયો, ને ગાડી ભાડાંનો ખર્ચ એને લીધે થયો," જાંહાંગીર ઘરે જઇ પોતાની ધન આગલ જઇને ફફડયો. "બેહેલીના હાથમાં એ બંગલી નહીંજ આવે તે માટે આપણે જઇને એની બોહોંસ પર રહીશું."

"જાઇને તમે રેહો, હું તો નહીં આવવાની," ધને ચાર ગાસની વધુ ફફડાટ કીધો. "તમે તમારૂં નાણું બધું મારાં નામપર કીધુંછ તે ભુલતા ના, કાંયકે કદાચ તમે સોના સાહાઠ કરી ઊંચી પાઘડી પેહેરો તો તમે તમારે લાંબા ટાંટયા કરી કાકાની ભસ્તાં જેવી બંગલીમાં સુખેથી રેહો અને હું મારૂં વ્યાજ વતાવમાંથી કાડી લેઉં."

જાંહાંગીરબા વધુ છેડાઇ પડયા. "પણ, પેલી, આવી વાડી બંગલો હાથમાંથી છોડી દેછ? આપણે વાડી બંગલાના માલેક તો કેહેવાશું. આએ જોતી, ભાડેના ઘેરમાં રહી ઘર વાલાનો જુલમ ખમવાનો તે; ત્યાંતો આપણેજ ઘેરવાલાં કેહેવાઇશું. હુ તો જાણું કે ડોકરો લાખેક મુકી ગીયો હોસે તે મલશે, પણ હવે એટલું તો એટલું, પેલા ભીખારી બેહેલીને તે મળે તે તુને ગમે?"

"કોઇ કાળાં કુતરાંને બી તે મળે તેની મને દરકાર નથી," ધને નેણ ફેરવ્યાં. "મારે તો ત્યાં રહેવું નથી."

મગર જાંહાંગીરે બહુ ગિજાજ બોહર્યો, અને બને વચે જબરી ટપાટપી થઇ, અને તેને સર્વથી છટ્ટી અને એંતાલ મોહોરદાર મલી હતી એમ છેવટે મત આપ્યું.

જાંહાંગીર વીલની સરત મુજબ ન ચાલવાથી દાદીશેઠ સોલીસીતરે આખરે બેહેરામને ઓફર કીધી, અને તે ગરીબ ભાઇએ અને તેની મોહોરદારે ખુશીથી કબુલ્યું.

માદુંગાની મંચીકાકાની બંગલીમાં બેહેરામ પોતાની ભલી મોહોરદાર નાજાં અને ચાર છોકરીઓ આલાં, પીલાં, હીલ્લાં અને સીલ્લાં સાથે જઇ રહયો. બંગલી ખર્ખાખરખર હતી અને સમાર કામની મોટી અગટ હતી: વળી વાડીમાંની બધું સુકાઇ ગયું હતું, અને જંગલી છોડવા અને ઘાસ ઉગી નીકળ્યાં હતાં, તેથી તે ઉપરથી તેને સંતાપ પકડયો.

ઢાંકણુ ઉઘાડયું. અંદર મીન કવર હતું જે ઉખેડયું જેની અંદર બીજા જાડાં કાગળનું પડ હતું જે બધું ઉખેડયું અને અંદર નજર કરતાં બંને જણાં તાજુબીથી ચોંકયાં. તેમાં તો મંચીકાકાનો બધો જીવનજીવન ગાલો, બધો ખજાનો સીંચેલો હતો. કેટલીક ગીનીઓ અને રૂપીઆ ખખડાટ ન થાએ તે માટે મજબુત પડીકાંમાં વીંટાલ્યા હતા, અને સો સો અને હજારોની નોટના ચોડાઓ અંદર સીંચેલા હતા. મોડી રાત તુલીક બેસીને તેઓએ ગણત્રી કીધી અને તે બોકસમાંથી બધી મલી એકાવન હજારની દોલત મલી. તે બોકસની તળીએ મંચીકાકાની ચીઠી મળી જે નીચે મુજબ.

"જેબી કોઇ ભત્રીજો મારાં વીલની સરત મુજબ હાથે જાતે મારી વાડી ખોડીને સારી હાલતમાં રાખે, તેને આ બોકસ મળે તો તેમાની બધી દોલત કાયદા મુજબ તેનીજ થાએ.— મંચેરજી અસપંદયારજી કામા."

બંને ધણીધણીઆએ પોતાના ખીલતાં ભાયગ માટે પાકપરવરની લાખોલાખ શુક્રગુજારી કરી. સહવાર તુલીક તે ખજાનાની જાલવણી કરતાં બંદગીમાં મશગુલ રહયાં.

ભોળા બેહેરામે પોતાના લોભી ભાઇને બોલાઇથી ખબર કીધી, જે લાગશે બંગલીમાં દોડી આવ્યો, અને તે તો બધી મોટા ભાઇ તરીકે તેનીજ હતી એમ જણાવી તે બોકસ ઉંચકી લઇ જવા માંગ્યો, પણ બેહેરામે તેમ ના પાદી; તેઓ વચે જબરી બોલાચાલી થઇ, અને કોર્ટમાં ઘસડવાની ધમકી આપી તે તતરવીખો ભાઇ ત્યાંથી ખલી ગયો.

બેહેરામે તાબરતોબ દાદીશેઠ સોલીસીતરને મલીને દોલત માટે બધો ખુલાસો કીધો; અને વીલની શરત મુજબ તે તેનીજ હતી, અને લોભી અને અદેખા જાંહાંગીરને એક અધેલી ન આપવાની તે સોલીસીતરે સલાહ આપી.

ધમકીમાં જાંહાંગીરે સોલીસીતરની નોટીસો મોકલી જેનો જવાબ દાદીશેઠ સોલીસીતરે લખી વાલ્યો, જે વાંચી કોઇબી સોલીસીતરે અદેખા જાંહાંગીર તરફથી કોર્ટમાં લડવા સાફ ના પાડી, કાંય કે મુદ્દો ન હતો. અને વલી લોભી અને મખીચુસ જાંહાંગીર પેહલા બસો પાંચસો રૂપ્યા આગમજથી સોલીસીટરને ભરવા ના પાડતો હતો. જયારે તેનું કાંઇજ ન વલ્યું ત્યારે તે તતરવીખા ભાઇએ ગરીબ ભાઇને પેટ બરીને ગાલો દેઇને વેર લીધું.

હવે તો બેહેરામ પોતાની મોહોરદાર નાજાં અને ચાર છોકરીઓ સાથે સુખમાં વસે છે; બંગલીને નવેસરથી સમારી અને વાડીબી પોતાની જાતી મેહેનતથી વધારી મુકી, અને બાકીની પડત જગ્યા લઇ મોટો બાગ તેને બનાવ્યો, અને ત્યાં તેઓ અમનચમનમાં મોજ મારે છે.

મેહેનત-કરે તોજ સારાં ફલ મલે! આઇતી દોલત મેલવેલી કાંઇ પચતી નથીજ!

# કાળ મહિમા.

એક એવો સમય હતો કે જ્યારે આ ભારતભુમિમાં આર્ય ઋષિગણનો પ્રકાશ પ્રવર્તતો હતો. અને આ પવિત્ર દેશના ધર્મ માર્ગમાં કોઇ પ્રકારનું પરિવર્ત્તન થયું ન હોતું ત્યારે હિન્દવાસીઓની અવસ્થા કાંઇક ઓરજ પ્રકારની હતી. અત્યારે એ સમય રહ્યો નથી; અને તેનાં કારણોનો વિચાર કરતાં પ્રતીત થાય છે કે જ્યાં સુધી એ વિભુનિયુક્ત પુરૂષોનો આવિર્ભાવ થતો રહયો, ત્યાં સુધી સ્થુલ વિચારથી લઇને સુક્ષ્મતર વિચારના જેટલા માણુસો આ ભારતવર્ષમાં હતા, તેમનામાં કદી વિરોધ દેખાયો નથી. તે મહાત્માઓની કૃપાથી આ ભારતભુમિ સાક્ષાત્ ધર્મભુમિ બની રહી. પ્રાયઃ સર્વ અધિકારી ગણ ક્રમશઃ પોતાના અધિકારાનુસાર સાધન કરતા ધીરે ધીરે શ્રેષ્ઠાતિશ્રેષ્ઠ દશાને પ્રાપ્ત થતા હતા, અને સર્વ ધર્મવ્રતપાલનમાં તત્પર રહ્યા કરતા હતા. તે એટલે સુધી કે કોળી, ભીલ વગેરે જાતિના મનુષ્યો પણ ધર્માવતાર ધર્મમૂર્તિ ઋષિગણોની આજ્ઞા અને શાસનને આધીન રહી પોતપોતાનો ધર્મ સારી રીતે પાળતા હતા. જો કે સર્વને અધિકાર સ્વાતંત્ર્ય પ્રાપ્ત હતુ; પરંતુ ધાર્મિક દ્રષ્ટિએ સર્વ એકજ પ્રતિત થતા હતા. તે વખતે સમસ્ત પૃથ્વી તલ ઉપર ધર્મની પતાકા ફરફરી રહી હતી. તે સમય પછી જ્યારે કલિયુગનો પ્રાદુર્ભાવ થયો, ત્યારથી ધર્મની હાનિ, અને પરસ્પર વિદ્વેષ, કુસંપ, ઇર્ષ્યા વગેરેનો આરંભ થવા લાગ્યો. રાજાઓ ધાર્મિક મર્યાદાને છોડી ઋષિઓની અવહેલના કરવા લાગ્યા તેઓ પ્રાય વિષયગામી થવા માંડયા. ક્રમશઃ લોકો એકતાના બંધનને તોડી ઉચ્છૃંખલ થતા ગયા, અને પરસ્પરના વિરોધથી સ્વાનવૃત્તિનો પરિચય દેવા લાગ્યા. ધીમે ધીમે ધર્મતત્પરતાના સ્થાન ઉપર અર્થતત્પરતાએ પોતાનો પૂરો અધિકાર જમાવી દીધો. એ વખતે અહંકારથી કૌરવો અને પાંડવોની વચ્ચે ઘોર કલહ ઉપસ્થિત થયો કે જેને લીધે મહાભારતનો મહાસંગ્રામ મંડાયો. શ્રી કૃષ્ણની ઇચ્છા હતી કે એકવાર વિધર્મી કૌરવોની પાસેથી રાજ્ય પડાવી લઇ કોઇપણ પ્રકારે પુનઃ ધર્મરાજ્ય સ્થાપિત થાય તો ઠીક. તેથી તેમણે પાંડવોને ઉપદેશ આપી આપીને પુર્ણપણે અર્થમાર્ગના શિષ્ય બનાવી દીધાં તે એટલે સુધી કે સાક્ષાત ધર્મરાજને પણ नानृतात् पातकंपरम એ વાકયનો કાંઇપણ વિચાર રહયો નહિ, અને તેમને મોટેથી नरो वा कुंजरो वा જેવું સંદિગ્ધ વાકય નીકળી ગયું ! કાળગતિના પ્રભાવથી શ્રી કૃષ્ણનું અભિષ્ટ સિદ્ધ ન થઈ શકયું. પુનઃ ધર્મરાજ્યની સ્થાપના થઇ શકી નહિ. પાંડવોની જીત થઇ, યુધિષ્ઠિર રાજા બન્યા; પણ દેશવ્યાપિની અર્થપરાયણતા દિવસે બમણી અને રાત્રે ચાર ગણી વધતી ગઇ. એ વખતથીજ આ દેશના પતનકાળનો આરંભ થયો. દેશમાં ચારે તરફ અવિદ્યાનો પ્રચાર અને ધાર્મિક શિક્ષાનો અભાવ થવા લાગ્યો. લોકો શનૈ શનૈઃ ધર્મના માર્ગજ ભૂલવા માંડયા--ધર્મનુ મહાત્મ્ય વિસરવા લાગ્યા. પછી શું થયું ? દુરાચાર અને દુર્વ્યસનની તો બરાબર વૃદ્ધિ થઇ રહી હતી, તેથી જેટલી સદુપદેશની ન્યુનતા થતી ગઇ, તેટલીજ પારસ્પારિક વિરોધની લાગણી જાગૃત થતી ગઇ. તે સમયથી આજસુધી નિરંતર હાનિકારક રિવાજોની પ્રબળતા અને ધાર્મિક—સાંપ્રદાયિક ભાવોમાં શિથિલતા થતી ગઇ છે. પરિણામ એ થયું છે કે આજ સમગ્ર દેશમાં અંધકાર છાઇ રહયો છે,

કેવા દુઃખની વાત છે કે જે દેશ અનાદિ કાલથી લક્ષ્મીનું નિવાસસ્થાન, વિદ્યાનું કેન્દ્ર અને કળા કૌશલ્યનો ભંડાર મનાતો હતો, તથા જે દેશની ભૂમિ સમસ્ત પૃથ્વીતલ ઉપર કર્મ-ક્ષેત્રના નામથી પ્રસિદ્ધ હતી, તે આજ અવિદ્યા, અધર્મ, અનૈક્ય, અસંતોષ, અસભ્યતા અને અકર્મણ્યતા આદિ દુર્ગુણોના સ્થાન રૂપ બની રહી છે. જેની શોભા જોઇને દેવતાઓને પણ મોહ પ્રાપ્ત થતો હતો, તે આજ સ્મશાન સમાન ભયાનક દેખાય છે. હે કલિકાળ! આ દેશે તારૂં શું બગાડયું હતું, કે તારી પ્રખર દ્રષ્ટિ તેના ઉપર પડી? હા, આ તેજ દેશ છે કે જ્યાં મહાત્મા કર્ણસમાન દાનેશ્વરી તથા અર્જુન અને ભીમ સમાન પરાક્રમી થઇ ચૂકયા છે! આ તેજ દેશ છે કે જ્યાં મહારાજા શિવાજી અને મહારાણા પ્રતાપ સરખા વીરવર્યોની સુયશપતાકા હજુ સુધી ફરકી રહી છે! કિન્તુ ખેદની સાથે કહેવું પડે છે કે આજ આ દેશમાં નથી એવા મનુષ્યો, કે નથી તેમની એવી શોભા. દેશની રમણીયતા પણ ઓછી થઇ છે. અત્યારે જ્યાં આંખ ઉંચી કરીને જોઇએ છીએ, ત્યાં એક ભયાનક વિકટ દ્રશ્ય દેખાય છે. કયાંઇ પણ શાંતિ, સંતોષ, વિવેક, ભકિત, દયા, વૈરાગ્ય આદિ સ્વર્ગપ્રદવૃત્તિઓનો અંશ પણ રહ્યો નથી. સદ્દવૃત્તિઓના સ્થાન ઉપર ચંચળતા, અપવિત્રતા, આલસ્ય, સ્વાર્થપરતા, નિર્દયતા, મોહ, અહંકાર વગેરેએ પોતાનું પૂર્ણ આધિપત્ય સ્થાપિત કરી દીધું છે. આ સર્વ કરાલ કાળનો મહિમા નહિ તો બીજું શું છે? દયાદાન પરમાત્માની કૃપા વિના અવિદ્યાનો નાશ થઇ શકશે નહિ, અને જ્યાં સુધી અવિદ્યાનો નાશ નહિ થાય, ત્યાં સુધી ધાર્મિક સુધારણા થવી કઠીન છે. ધાર્મિક સુધારણા થયા વિના આપણી ઉન્નતિ થવી સર્વથા અસાધ્ય છે.

કાળમહિમા વિચિત્ર છે. કાળસરિતાનું વહન અપરિમિત છે. એ પ્રબળપ્રવાહમાં અનંત યુગો ચાલ્યા ગયા છે. પરિવર્ત્તન એ કુદરતનો એક અબાધિત નિયમ છે. ભારતના સુભાગ્યે હવે જરૂર આ દેશમાં કાળપરિવર્ત્તન થશે. અંધકાર વિખેરાવા લાગ્યો છે. સુધારાની ઉષા ચળકવા લાગી છે. વિદ્યાપ્રચાર ઉપર લોકોનો પ્રેમ વધવા લાગ્યો છે. દેશમાં નવચેતન આવતું જાય છે. ભારત પોતાનું ગગનચુંબિત ગૌરવ સત્વર પ્રાપ્ત કરે એવાં શુભ ચિહ્નો દેખાય છે. લોકોમાં નવા ભાવ, નવી લાગણીઓનો વિકાસ થવા લાગ્યો છે, રાષ્ટ્રોદ્ધાર ઉપર સર્વને એક સરખો પ્રેમ પ્રકટ્યો છે. આશા છે કે હવે જરૂર થોડા વખતમાં કાળપરિવર્ત્તન થશે! પ્રભો, અમારી એ આશા સફળ કરો!!

ધીરજ.

# "સાચી કરો આરાધના."

(ગઝલ સોરઠી)

૧

પાઠો પઢયા ફરહાદના! શિરીનની કથની સુણી;
મજનૂ! અને લયલાં તણા! સુખેખની પીધી ધુણી.
હ્મેને રહ્યુ શું પૂછવું! કો'ને કહો બાકી હવે?
હા! આપ મસ્તિનું ચૂકી! શાને પડયા ભૂલા ભવે?

૨

મસ્તોની મસ્તિ જાણવાને; સરત ના ફાવી શકે!
ચ્હાનાર શું? ને-"ચાહ" શુ? કહો શું રીતે સમજી શકે?
શી રીત જીગર ઓળખે? ફરહાદને મજનુ તણાં!
"પ્રેમી" હૃદય તે પારખે! છે અન્યને અળખામણા!

૩

ભારત તણાં સંતાન જો! ભાવથી હુ દો કહા!
પ્હેલાં શીખી લ્યો "પ્રેમ" શું! તો તો તમો ફાવે કદા!
જો "ક્ષાર" વારીમાં ડુબ્યા તો તો મળે "મોતી" નહીં!
છે "સાર" વારીમા સમાણું "તત્વ" તે સમજો કઇ!

૪

ડુબતા નથી કો આજ હા! તેવું તમો કહેતા વિગ!
પેખી ત્હમે શકતા નથી! તે વાત ભુલો કા વિરા?
હા! હા! ડુબે છે "પ્રેમીઓ" ને "મોતી" પણ તે મેળવે!
ના! ના! બને તે "આપથી," કીમત "ઝવેરી" કેળવે!

૫

ના સ્થાન ત્યાગે "મોતી" તો સ્વસ્થાનમાં ઝળકી રહે!
નવ શ્રમ ભૂલે "ડુબનાર જન"! કુદરત સદા ક્રમથી વહે;
બિંદુ મળેના "પ્રેમ" નું ને! પ્રેમી કો બનવા ચહે!
તે ".અંધ પ્રેમી" ઉરઠા! પસ્તાઈને પાછાં વહો!

૬

રે! આર્ય માતાના તનુજો! કુપંથમા પળશો નહીં!
ધરી વેશ "જુઠા પ્રેમના"! નાહક તમે બળશો નહીં!
છે "પ્રેમ પંથ" ન્યારો અતી! રહેલી નથી તે સાધના!
"આશક"—અને "માશુક"! બની "સાચી કરો આરાધના."

# કર ને જો.

રૂસી હીરામોદીના બીજાં લગનની ખબરથી કોઈ લોક ઝાઝાં અજબ થયાં નહી. માટીડાઓને તેમાં કશી નવાઈ લાગી નહી, મગર બૈરાંઓને, નાહ્લી જીની, મીઠાંની એક-પુરી દીકરીની ઘણી દયા લાગી તે સાવકી તે ગરીબ બચ્ચાં સાથ કેવી ચાલશે તેની બધાં ફીકર કરવા લાગાં.

રૂસી હીરામોદી ઘણોજ શાંત સ્વભાવનો ને સહેલાઇથી દોરવાય તેવો મરદ હતો. કામ ધંધાની આવડ, ઉકેલ વગરનો ને ખાલી ખીસાનો તે તદન ગરીબ હતો; એટલે દશ વરસ પરના તેની એક પૈસાવાળી છોકરી–વરસે પચીસથી ત્રીસ હજારની આવકવાલી–સાથનાં તેના લગન તેને ઘણા લાભકારક થઇ પડયાં.

એ લગનથી તેઓને તાંહ 'જીની' નામની એક છોકરી થઇ હતી. તે નાજુક ને એવું ખુબસુરત બચ્ચું હતું કે તેની માતાએ લાડથી તેને 'જીની' બોલાવા માંડી એટલે તેજ જાણે તેનું નામ હોય તેમ આજની ઘડી સુધી પડી ગયું હતું. જ્યારે તે બચ્ચું આઠ વરસનું થયું, ત્યારે તેઓના સુખમાં ભંગાણ પડયું અને ટાઇફોઇડ તાપમાં ગરીબડી મીઠાં ચાલતી થઇ ગઈ.

એકાદ મહીના પછી પોતાનો ગમ ભુલાવા રૂસી મુસાફરીએ નીકલી પડયો. દીલ્હીમાં તે હતો જ્યાં તેને મેહેરાં કામા સાથ ઓળખાણ પડી ને મેહેરાંએ તેને સધર બીલ્લુ જાણીને એવો ઘેર્યો, કે તે તેણીપર દિવાનોજ બન્યો. તેના ભવિષ્યનાં સસરાના તેની કમાઇ વગેરેની પુછપરછના જવાબમાં તેણે જણાવ્યું કે વરસે તેની પચીસથી ત્રીસ હજારની આવક હતી. વળી પુનાનો બંગલોબી તેને પોતાનો હોવાનું જાહેર કીધું. અને સુંદર મેહેરાંને પોતાની કરવા તે એટલો આતુર બન્યો કે લગનને દહાડેજ વીલ કરીને તેના મુવા પછી મેહેરાંને બધુ મળે એવું નક્કી કીધું, તાંહજ વીલ ઘડીને સહી શાખ થયું, અને તેથી બધાં રાજીજ થયાં, ખાસ કરીને મેહેરાં પોતે તો ઘણીજ ખુશી થઇ

મી૦ અને મીસીસ હીરામોદી થોડાક મહીના બહારગામ ફર્યા કીધા, અને બીચારી મીઠાંની વરસી વીતાં તે લોક પુને પોતાને ઘેરબારે આવી રહયાં. નાહ્લી જીની વીષે તે નવાં થયેલાં વરવહુ વચ્ચે ઝાઝી વાતચીત થતી નહી, કેમકે રૂસીએ જલદીજ જોયું કે તે બચ્ચાંનો ખ્યાલ વટીક મેહેરાં ખમી શકતી નહી. જ્યારે તે સફેદ ચહેરાની નાની છોકરીએ પોતાની કાળી આંખો ઉઠાવીને તે મતરાઈનાં ચહેરામાં જોયું, કે તે મતરાઇ લગભગ અભાવ સાથે તે બચ્ચાં આગળથી હઠી ગઇ અને બોલી કે "કેવી વિચિત્ર દુકતી છે!" જે સમજતાં જીનીની જનમ વખતની આથાનો શરૂઆતમાંજ તે નવી શેઠાણી પર અભાવ બેસી ગયો.

ગરીબડી જીની માટેના અસુખી દહાડાની હુંજુન તો તે શરૂઆત હતી. તે ઘણીજ સેન્સીટીવ ને નરમ ખવાસની બાલકી હતી અને તે મતરઈ માટેની ધાસ્તી તેને એવી ઘભરાવતી કે તે તેની હાજરીમાં તો સકમ બકમ જેવી બની જતી જેથી મેહેરાં તેને મીઢી' જાહેર કરતી. બાળકો ઘણા તીવ્ર બુદ્ધીનાં હોયછ અને અણગમતાની શોહ મુદલ સાંધતા નથી. મેહેરાંએ હવે તે સાવકી દીકરીને ઘેરમાંથી કહાડવાની વેત્રણ કરવા માંડી. શરૂઆત તરીકે તેને પોતાના વરની આવક હાથમાં લેવાની પેરવી કીધી, પણ તેની ઘણીજ મોટી અચરતી વચ્ચે તેમાં તે ફાવી નહી: તેનો ગરીબ ને કહયાસરનો દેખાતો ધણી એ બાબદમાં ઘણોજ મક્કમ રહયો.

"હવે જીનીને બોરડીંગ સ્કુલમાં મુકવી, જોઈએ," એક દહાડો મેહરાંએ પોતાના વરને પટામણા સાહદે સમજાવ્યું. "હવે એ મોટી થતી જાયછ."

"બોરડીંગ સ્કુલમાં!" રૂસીએ ગુસ્સાભર્યા સાહદે જવાબ કર્યો. "કદીબી નહી! એને વાસ્તે હું ગવરનેસ રાખવાનો છેઉં!"

જે સમજતાં તે મતરાઈએ કેમ ઝેર ફાકયું તે કહયા વગર ચાલશે. તેણીએ મનમાંજ કંઈબી કરીને તે સાવકી દુકતીને ઘેરમાંથી કહાડવાનો મકકમ ઠરાવ કીધો.

વરસ પછી મેહરાંએ એક બેટાનો જનમ આપ્યો, એટલે તો તે સાવકી છોકરી તેને વધુજ અણગમતી થઇ પડી, અને તેને બને તેમ કરીને તે બાપીકા ઘેરમાંથી હાંકી કહાડવાની તે મતરઈએ પેરવી કરવા માંડી.

અને એ વિષે તેને રૂસીને પાછો સમજાવવા માંડયો. બોરડીંગ સ્કુલના ફાયદા વીષે તેને ગજના ગજ ભરીને સમજાવ્યું પણ ફોકટ. પહેલાંનીજ માફક તેને નીરાશ થવું પડયું. તે સાવકીએ અનીખના તારા તોડયા, ફેરતા ફજેતા કરી જોયા, મારામારી કીધી ને બને તેટલું શેખરૂં જગાડયું, પણ વ્યર્થ! રૂસીએ સાફ તે દીકરીને ઘેરમાંથી મોકલવા ના ;પાડી.

એમ મેહેરાંનો દીકરો બે વરસનો થયો તાંહ સુધી ચાલ્યું. મેહેરાં ઘણીજ એકલપેતી ને કપટી અબળા હતી. બહારથી તે જેટલી મીઠી ને ભલી દેખાતી તેટલીજ બાતેનમાં ત લુચ્ચી ને ખારીલી હતી. મગર તેણી ઇનસાફને ખાતર કહેવું જોઇએ કે તે પોતાના દીકરાને તો ઘણા હેતથી ચાહતી હતી, અને તેને લાડથી ઘણો બગાડતી હતી. રૂસીને વાસ્તે તેને જરાબી લાગણી હવે રહી હતી નહી: ઉલટી તે તેનેથી કંટાળી ગઈ હતી. તે તેણીને કહયાસર ચાલતો નહી, પૈસાટકા તેણીને મનને ગમતા ખરચવા દેતો નહી, વળી જીનીની બાબદમાં તે ઘણોજ જીદી પુરવાર થતો હતો. મેહેરાંની મરજી જીનીની આયાને રજા આપી દેવાની હતી. તે જુની આયા તેને જરા થઈને ગમતી નહી, અને તેણીએ રૂસીને ઘણુંબી સમજાવ્યું કે બાબાની આયા બેઉ બચ્ચાંનું કરશે, પણ તેટલુંબી તે મેહેરાંનું કહયું કરતો નહી તેનું તે કપટી ઓરતને ઘણું ઝેર આવતું અને નકામી તે વધુજ ગરીબ બીચારી જીની તરફ ખારીલી બનતી.

પરણીને આયા પછી પુનાના લોકોને મેહેરાં મળતી ભેટતી હતી ખરી, પણ તેઓ રૂસીની પહેલી બૈરીનાં વખાણ કરતાં તે તેને ગળે ઉતરતું નહી રૂસીને સમજાવી તે તેથી કેટલીક વખતે પોતાના જુના દોસ્તોને બોલાવતી ને રાખતી. જેઓબી તેનાજ જેવા હતા, તે લોક આગળ તે પોતાનું દુઃખ રડીને દિલસોજી મેળવતી.

એક ખુશનુમા સાંજના એવા ફ્રેન્ડોની સાથે બેસીને તે ગપ્પા સપ્પા ચલાવતી હતી તેટલાં આયા તેના લાડઘેલા દીકરાને ઉંચકીને લાવી, તે બુમાટા ચીસારા પાડવા લાગો ને લાતો ઝાડવા લાગો કે તેને તે છોકરાને જમીન પર મુકવોજ પડયો તેજ પળે નાની જીની, જે અસલ જેવીજ કાહેલી ને ફીકી હતી. તે દોડતી ઘેરમાંથી આવી ને પોતાના ભાઈને ભુલમાં અડકી પડી કે બેઉ જમીન પર જીખઇ ગીયાં. બેઉ છોકરાંને ઝાઝું વાગું નહી કેમકે જમીન પોચી હતી અને દરેક જણે જોયું કે જરાબી બેઉને ઈજા નહી થઈ હતી. તે છતાંબી મેહેરાં તે જોતાં દેવાનીયત ગુસ્સામાં તે છોકરી આગળ દોડી અને એવા તો જોરથી તે તે બચ્ચાંને મારવા લાગી કે બધાં ડીગમુઢ બનીને જોનાજ રહયાં. અંતે જયારે તે ગરીબ બાળકી દુઃખ અને ધાસ્તીની મારેલી જમીન પર પડી ગઈ ત્યારેજ તે મતરાઈ જરા ખંચઇ.

"કંગાળ કુતરી!" તે ખીડલા દાંતો વચ્ચેથી પુકારી, એક મીઠી અબળાને બદલે તે એક જીવતી ડાકણ જેવી હમણા લાગતી હતી. "તેં માહરા હીરામોતીના દીકરાને કેમ હાથ લગાડયો, કે તેની સામે નજર ઉઠાવીને જોવાનીબી હીમ્મત કીધી. ચાલ, કારૂં કરીને માહરી સામ્બેથી કહડા. તુંને તો ચાબુકે મારવી જોઇએ સમજી, રાંડ નાપાક!'

જીનીની આયા તેણીને બચાવી તો નહી શકી, તે અંદર હોવાથી મોડી આવી. મગર ગુસ્સાથી ધ્રુજતાં તે નીમકહલાલ ચાકરે તે રડતાં બાળકને ઉચકયું ને બોલી, "બાઈ, આજની તાહરી ચાલનો ખુદા તુને બદલો આપે અને પસ્તાવો કરાવે. એની માય જીવતી હોતે તો તુંને બતાવતે!"

"કેમ મને સામ્બુ બોલવાની હીમ્મત કરેછ! મેં પુરતું શાંખ્યુંછ! તુંને ને એને ઘેરમાંથી કહાડું તોજ હું ખરી." એમ પગ ઠોકીને બોલતી તે ફરીને પોતાના ફ્રેન્ડો આગળ ગઈ, અને અફસોસ કે તે ખુશામતયા તુકડખોરોમાંથી એકે બી તે માય વગરનાં બચ્ચાં તરફથી તે ઘાતકી ઓરતને શીખામણનાં બે શબ્દો કહયા નહિ!

"હવે તો હદ થઇ." તેણીએ ખુરશીમાં બેસી જતાં બબાડ્યું. "રૂસી એવા થાયછ ત્યારે કેની? એમ કરવાનું ઉતું, દીકરીજ વાહલી ઉતી તાહરે તો પરણવું જ નહી હતું. એ પારસીથી બી હું ઘણીજ કાયર થઇછ. જરા વાતમાં તો બૈરીની મરજી રાખે કે કહયું માને ને પુછે પરછે. નથી કોઈ દહાડો મેં માહરા ધણીના પૈસા ટકા લેયા જે તેની વાત હું શું જાણું, નહી તોકે પરણતેજ નહી. હવે એ હુકતીને

ઘેરમાંથી કહાડું તોજ ખરી. જો રૂસી નહી હોતે તો કેદહાડની મેં એને કહાડી હોતે."

અને તેના જેવાજ તેના હલકત ફ્રેન્ડોએ તેને શાંત પાડીને ધીરજ રાખવા સમજાવી.

"જો રૂસી નહી હોતે તો!" કેવા તે શબ્દો પાછા ને પાછા તેના કાનમાં ગણુગણુતા હતા. લગનને દહાડે ઘડાયલાં વિલનો તેને અત્રે ખ્યાલ થયો. રૂસીના મોહોત પછી તે પૈસાવાલી વીધવા બનનાર હતી. જો તેમ થાય તો આય બધુ ઘેરબાર વેચી નાંખી ને તે કેવી પોતાને મનગમતે ઠેકાણે જઈને પોતાના દીકરા સાથે રહે. એ બધા વિચાર તેણીએ પાછા ને પાછા કર્યાજ કીધા. આખી સાંજ તેણીએ બેચેન જેવી એજ ધખારામાં પુરી કીધી. દીવા થયા પછી તે અંદર ગઈ કે જરા વારેજ તેઓનાં દરવાજામાં એક ભાડુતી ગાડી આવી ઉભી.

"મીસીસ હીરામોદી, ગભરાતાં નાં, પણ તમારા વરને એકસીડંટ થયોછ. કંઈ બીહવા જેવું નથી, પણ એવનની ગાડી બીજી સાથ અથડી પડી તેથી એવન જરા ઠપકાયાછ. ડાકટર કહેછ કે થોડા દહાડા નિરાંતે પુરતી રેસ્ટ લેશે તો કંઈ માલુમ બી નહી થશે."

મેહેરાં તે સમજતાં ધ્રુજી. જરા વખત પરનાં તેણીના બુરા વિચારો શું અમલમાં મુકાતા હતા? થોડા વખતમાં ડાકટરની સાથે ગરીબ રૂસીને તેના ઘેરમાં ઉંચકી લાવવામાં આયો, અને તેના ઓરડામાં લઈ જઈને મુકવામાં આયો. તેને થયેલી ઈજાપર મલમંપતો કરીને ડાકટર મેહેરાં સાથ બહાર નિકલ્યો.

"હમણા એવન વાસ્તે ફીકર કરવાનું કશું કારણ નથી." તેને સમજાવ્યું. "સારાં નસીબે હાડકાં કંઈ ભાગાં નથી. ફક્ત ડાબી સાઈડે સખ્ત ઠપકાયાછ તેથી હાર્ટ જરા સ્ટ્રેન થયુંછ એમ મને લાગેછ, એવનને ફક્ત શાંતી ને રેસ્ટ પુરતી મલવી જોઇએ. જરાબી ઉશ્કેરતાં ના.

એમ કહીને તે ડાકટર તો ચાલી ગીયો, પણ તે પછી ઘણા વખત સુધી મેહેરાં વરન્ડાપર ફર્યાજ કીધી. તેનું હાર્ટ સ્ટ્રેન થયું હતું. ત્યારે જો જરા ઉશ્કેરાય—એક અણચીંતો શોક લાગે તો—એ છુટાપણું તેણી માટે! તે પાપી વીચારોને ખંખેરી નાંખવાની તે બલાએ કોશેશ બી નહી કીધી.

બીજે દહાડે ડાકટર જરા વધુ ગંભીર લાગો. "હાર્ટની વીકનેસ ને સ્ટ્રેન છે." તેને કહયું. "મગર હીરામોદીનો બાંધો તંદરોસ્ત ને મજબુત છે એટલે એવનને જો કંટાળો નહી આપવામાં આવે ને કંઈબી શોક નહી લાગે તો બેચાર અઠવાડયાંમાં તો પુરતી રેસ્ટ ને નિરાંતથી સારા થઈ જશે."

મેહરાંનાં ડાઘેલ દિલમાં તે ડાકટરનાં બોલો કોતરઇ રહયા. "શોક નહી લાગવો જોઇએ!" તે શબ્દો તેણીને ઘેરવા લાગા. સેતાન તેણીને કાનમાં કહેતો કે "કદાચ કંઈ એકસીડંટ થાય, બીમારનાં ઓરડામાં કંઈ પડે ખડે!" એવા કુદરતી બનાવથી કોઈને બી બદલામી નહી મળે!

એમ કેટલાક દહાડા નિકલી ગયા. મેહેરાંને તેના પાપી વિચારો અમલમાં મુકવાની એકબી ટક મલી નહી. બહારથી તે રૂસી તરફ ઘણી હેતવંતી ને કાળજી વાલી હતી. બહારનાંનાં દેખતાં તે એવી ભલી દેખાતી કે બધાં તેણીની દયા ખાનાં ને દિલાસો દેતાં હતાં. મગર જડઘાલીને બેઠેલા તે પાપી વિચારો તેણીના દિલમાં પચી ગયા હતા. એક ટક--ટક કે જેથી તેણી પર કોઈ શકનો એક ઓળો વટીક નહી મુદે—તે મલવાની વાર જોતી ફકત તે બેઠી હતી.

એક સાંજના તે બીમાર મરદનાં ઓરડામાં, બતી ધીમી કરીને ઓઠે મુકેલી હોવાથી ઝાઝો ઉજાસ પડતો નહી હતો, કેમકે તે એક મોટો ઓરડો હતો. સાંજ ગરમ હોવાથી રૂસી એક પટલી ચાદર ઓઢીને ઉંઘમાં પડેલો હતો. ઓરડામાં તેના ઘોલ્યા આગળજ નાહની છોકરીની મોટી ઑઈલ પેન્ટીંગની છબી તાંગેલી હતી. તે ગીલ્ટની ભારી ફ્રેમમાં જડેલી હતી. તે ઉતારી નાંખીને તેની જંગાએ તેઓના દીકરાની છબી તાંગવાની મેહેરાંએ કઈક રીતે પેરવી કીધી હતી મગર તેમાંબી તે ફાવેલી નહી.

જરા વારે કંઇ ખખડાટ થયો, અને દરવાજામાંથી એક કાલો આકાર હળવે હળવે સંભાળથી પગલાં ઉઠાવતો તે છબી તરફ ગયો. તે મેહેરા હતી! એક મોટી કાતર તેણીના હાથમાં પકડેલી હતી તે બાળકની છબી તરફ આંખ ઉઠાવીને જોતાં તેણીનો ચેહેરો ગુસ્સામાં ધમધમી આયો.

"એ દુકતીજ મને નરતી પરતી રહીછ," તે ઝનુનથી બબડી. "એટલે એજ માહરા છુટકારાનું હથીઆર થશે."

તે પીકચર ઘણું ઉંચું ટાંગેલું નહી હોવાથી સેહેલાઈથી તીંગાઇને તે પોતાનું કાલુ કરતુક કરીને જરા વારમાં તો તાકુથી નાહસીને અંધારામાં ગેબ થઈ ગઈ.

બે ચાર સેકન્ડ પછી તાંડુ મોટો ધડાકો થયો, એક ચીસ, એક માણુસ પડતું હોય તેવો ધપકારો ને પછી ચુપકીદી ફેલાઇ. જરા વારે મેહેરાંની ચીસોથી આંખુ ઘેર ધમધમી રહયુ. માણુસો દોડતાં તે જગો પર આવી પુગા

"દોડો, કોઈ ડાકટરને તેડી લાવો!" મેહેરાંએ પુકાર્યું. "આય છબી પડી—ને તમારા શેઠ બોલતા નથી!"

એક આયા તે બીમારનાં બીછાનાં આગલ દોડી, અને તે શાંત પડેલા આકારનાં મોહનાં પર તેને હાથ ફેરવી જોયો. "હું બીહુંછ કે બીચારા શેઠ ગુજરી ગીયાછ." તે ગંભીરાઈથી બોલી

મેહેરાંએ પોતાનો ભાગ ઘણી બાહોશીથી ભજવ્યો તેણીના દુઃખની સીમાજ નહી હતી, ઢોંગી રડાપીતથી તે લોકોની દયા ખેંચતી હતી, મગર તે છતાં બી તે વિધવાનો શીહા પોશાક સજવામાં પુરતી કાળજી કરતી. કાળી સારીપર કાળા દાનાની કોર, બદીઆન પર દાના ને રીબીનનાં બો ટંકાવાની તે સંભાળ લેતી. અને દશમા પછી જયારે તેને મુંબઈનાં એક મોલીસીટર તરફથી કાગળ મલ્યું જે વાંચી તે ઓછી અજબ નહીંજ થઈ જેમાં તે લખતો હતો કે "મીસ હીરામાઈ

તરફથી બંદોબસ્ત કરવા તે તેણીને મલવા માંગતો હતો." તેણીએ તેને તેડાવી મંગાવ્યો.

તે સુંદર વિધવાનાં બહારનાં દુઃખી દેખાવથી પહેલે તો તે જમાને આધેલ ખી જરા દયાથી દોરવાયો, મગર વધુ બારીકઈથી તેણીને જોતાં તે એવાં છેવટ પર આયો કે તે ઘણીજ ગીર્ધી, લુચ્ચી ને કપટી ખવાસની ઓરત હતી. તેણીએ ઘણાજ દલગીર દેખાવે મીઠાસથી તેને બેસવા કહયું.

"માહરી સાવકી દીકરી સારૂ બંદોબસ્ત કરવા તમે આયાછ તે વાસ્તે હું તમારી આભારી છું. હું એને વાસ્તે ફીકરજ કર્યા કરતી'તી. અને બોર્ડીંગ સ્કુલમાં મુકવાનાં ઠરાવ પર આવીછ. એટલી મીઠી ને લાડઘેલી એ દુકલી ઉધરીછ કે મને તો એની પર જરાબી હેત નથી, પણ તોબી એની તરફની માહરી ફરજ બજાવવામાંથી હું પછાત નહીંજ પડતે. એ પોતે પોતાનું ફોડી લે તેટલાં એની સ્કુલ ફી હું આપશ. હું ધારૂંછ કે એની માંય તરફથી એને કંઇ પૈસા ટકા મલશે ખરા?"

પહેલ્લે તો તે સોલીસીતર અચરતીથી તેણી તરફ જોવા લાગો.

"મીસીસ હીરામોદી, તમે શું ખરેખર એ છોકરીના ભવીષ્યથી અંજાણ છેવ? તેને પુછ્યું. "એ તો મોટી વારેસ છે. અને એકવીસ વરસની થશે તેટલાં તો વ્યાજે વધશે, એટલે એ ઘણી પૈસાવાલી થશે."

મેહેરાંનો ચહેરો તે સમજતાં જોવા જેવો થઇ ગીયો.

"હું તમોને સમજી નથી શકતી," ધ્રુજતા હોઠે તે બબડી. "મેહેરબાની કરીને ખુલાસો કરશો."

"બેશક. પહેલ્લાં મીસીસ હીરામોદી વરસ દહાડે પચીસથી ત્રીસ હજારની આવક ને આય મીલકત ધરાવતાં હતાં. મી૦ હીરામોદીની હૈયાતી સુધીજ તેવનને તે મલે એમ બંદોબસ્ત થયેલો. તેવનની હૈયાતી બાદ તેવનની દીકરી જીનીનું બધું થયુંછ."

"હમારા લગનને દહાડે માહરા ધણી વીલ કરીને મને બધું આપી ગીયાછ!" મેહેરાંએ ઝનુનથી પુકાર્યું. "તેવનજ આંય મીલકત ને આવકના હકદાર માલેક હતા!"

"તમે ભુલાવો ખાવોછ, મીસીસ હીરામોદી." તે સોલીસીટરે શાંતીથી તેણીને સમજાવ્યું. "તમારા વરની અંગત આવક કે મીલકત હોય તે બેશક તમારી થાય, મગર હું તમોને ખાતરી આપુંછ, બાનુ, કે મીસ જીની હીરામોદી આંય મીલકત ને મેં તમોને કહેલી આવકની હકદાર માલેક છે, અને એ ઉમરમાં આવે તેટલાં હમે તેણીના પૈસા ટકા અને મીલકતનો વહીવટ ચલાવશું."

મેહેરાંની તે સમજતાં શું દશા થઈ તે લખવા કરતાં કલ્પી લેવું ઠીક થઇ પડશે. એક ચીસ પાડીને તે બેશુદ્ધ તુટી પડી! તેણીએ પોતાનાં ધણીનું ખુન કરીને શું મેળવ્યું હતું? ધણીની ધણી થવા જતા ધણીના ધાનમાથીબી તે સદાની રવરી ગઇ હતી.

"Maris,"

# નથી મોત મસ્તાના.

ભાઈ "B. V. M." ની માફી ચાહીને.

લખનારઃ—જાંહગીર દારાશાહ ડુંગાજી.

(ગઝલ)

ન્યાય હોય ખરો ન્યારો, તો ખચીત છે અરે તારો!
ભલે દેવાય તને ગાળો, નથી એ મોત મસ્તાના.
ગરૂરીમાં મસ્ત બન્યા, તે રાયોબી તને નમ્યા;
રે! સર્વેને સરખા ગણ્યા; ઓ! નથી મોત મસ્તાના.
ભુલે છે તું, "B. V. M," મોતને કુર લેખે છે કેમ?
ભલી છે મૃત્યુની નેમ, નથી એ મોત મસ્તાના.
જુવે દર્દી તુંજ ભણી, દુઃખી છે જીંદગી તેની,
દવા માંગે મોત તણી, રે! નથી મોત મસ્તાના.
મલ્યો કેમ અરે નાદાન, જીંદગી છે કાંટા સમાન;
આપે કાળ શાંતીનું દાન, ઓ! નથી મોત મસ્તાના!
જીંદગીની જંજાળ તું કાપે, સદાની રે શાંતી આપે!
ન કોઈ વાતે સંતાપે, નથી એ મોત મસ્તાના.
છે આઘે તે નગર, આવ્યા જ્યાંથી ભૂમી પર,
જવું પડશે, ના તું ડર; ઓ! નથી મોત મસ્તાના!
મુલક આપણો તે ન્યારો, વસે પીતા પ્રભુ પ્યારો;
લઈ ત્યાં મોત જનારો, રે! નથી એ મોત મસ્તાના.

# ભોજરાજા અને કવિ કાળીદાસનું મૃત્યુ.

(શાસ્ત્ર રૂપી એક હિંદુ કથા.)

---

ભોજરાજા અને મહા કવિ કાળીદાસ જો કે એક આગલા વખતમાં બહુ લાંબા પ્રસંગ ઉપર હસ્તી ભોગવી ગયા છે, તોપણ ત્યાર પછી થઇ ગયેલા રાજા અને કવિઓ કરતાં આ રાજા અને તેના આ વિદ્વાન પંડિતનું નામ આજે પણ અમ્મર રહી ગયું છે. ભોજરાજાનાં વખતમાં તેની દરબારમા સેંકડો વિદ્વાનો, ચાતુય કળા ચલાવનારા ચાતુકો અને ડાહયા પુરૂષો હતા, જેમાં કાળીદાસ કવિ સર્વથી શ્રેષ્ટ પદવી ધરાવતો હતો. તેની પંડિતાઇ, ચુસ્ત પુર્ણતા અને ડાહાપણશિળ બુધ્ધિક પ્રેરણાઓ આગળ મોટા મોટા પુરવીણ પુરૂષો હેરાન રેહેતા હતા, અને આખી દરબારમા રાજા ભોજને સર્વ કરતા કવિ કાળીદાસ ઉપર વધુ ભાવ હતો. કાળીદાસને એક ઘડી ભર ન જોય તો રાજાભોજ અકળાતો અને બીજા સેંકડો દરબારીઓ કરતાં કવિ કાળીદાસ એકલોજ પાસે હોય તો તેમાજ મગ્ન રેહેતો હતો. રાજાભોજ અને કવિ કાળીદાસ વચ્ચેના બુધ્ધિક સવાદોની નાની નાની ચાતુર્યકળાની બહુ વાતો આજે પણ બોલાય છે, જેમાં થોડીક જો કે ખરી કહેવાય છે તો પણ બીજી કેટલીક તો તેમના પ્રસિધ્ધ નામનો ઓથો લઇને કલ્પિત બનાવી કાઢેલી હોય છે. આપણી આજની આ વાત તેવા કલ્પીત પ્રકારમાની છે કે નહીં તે તો વાચનાર ચુકવશે, પણ આગલા વખતના માહાન પુરૂષો પોતાનું વચન પાળવામાં, સત્ય ધર્મનું શ્રેષ્ટપણું જાળવવામા અને પોતાના મહત્વને પરિપુર્ણ રીતે પ્રદરશિત કરવામાં કેવા એકકાઓ હતા તેનુ દર્પણ સમ ખુલ્લુ દ્રષ્ટાંત કવિ કાળીદાસ મેની જાય છે.

એક દીવસે ભોજ રાજાની કવિ કાળીદાસ ઉપર એક ચોકસ સંવાદ સબંધી ઇતરાજી ઉતરી, અને રાજા એટલો ક્રોધાયમાન થયો કે ભર દરબારમાં કાળીદાસનું માન તોડીને કોટવાલને હોકમ કર્યો કે નહીં પાણી હોય એવાં એક ભયંકર જંગલમા તેને લઇ જઇ ગરદન મારવો. રાજા ભોજ કાળીદાસ માટે એવું કદીબી ઉચરે નહીં એવી આશા રાખનારી આખી દરબાર તેના આ વિપ્રીત હોકમથી દગ થઇ દાંતમાં આંગળી પકડવા લાગી. કોઇની હીમત ચાલે નહીં કે ભોજ રાજાનાં કોપેલા મન સામે કાળીદાસ માટે માફી માગવા ઉભો થાય સર્વ પંડીતો અકળાયા, અને બીજા ડાહયા પુરૂષોએ ધાર્યું કે કાળીદાસની આ નઠારી કર્મ ગતી જો ખરી પડી તો રાજાની દરબારનું એક સર્વોતમ નંગ જવાનુ, પણ ઇલાજ નહીં ત્યારે નાચાર થઇને ચુપ બેસી રહયા. રાજાનાં હોકમ મુજબ કવિ કાળીદાસને કોટવાલે ગરદન મારનારાને સોપ્યો.

તે કવિને રાજાની આજ્ઞા પ્રમાણે ઉંડાં રાંનમાં લઇ ગયો. કાળીદાસે જ્યારે દીઠું કે અજલ પાસે આવી છે ત્યારે એક નાની સરખી ભકિત કરીને શ્રીમાહાકાળીનું પવિત્ર સ્મરણ કર્યું અને પેલા ગરદન મારનાર જલ્લાદને ભારે દ્રવ્યની લાંચ આપવા જણાવી પોતાનું જીવતદાન ચાહ્યું. પેહેલાં તો તેણે તે કબુલ કર્યું નહીં, પણ બહુ કાલાવાલા અને આજીજી કરવાથી કર્યું. એમ કરીને કાળીદાસે પોતાનો છુટકો કર્યો. એ સર્વ પ્રસાદ શ્રીમાહાકાળીનો હતો જેણીએ જલ્લાદનાં અંતરમાં દયા મેલી હતી. હવે જેવો કાળીદાસ છુટો થયો, તેવો તેણે વિચાર કર્યો કે "જલ્લાદતો રાજા કને જઇ મારો વધ કરેલો જણાવશે પણ તેવું છતાંભી મારે છુપુંજ રેહેવું જોઇએ. નજાણો કોઇ મને પીછાંણી રાજાને ખબર કરશે તો મારો પ્રાણ જશે." એમ વિચારી રાત્રને સમે નગરમાં પાછો આવ્યો અને શેહેરથી લગાર દુર પોતાની ઓલખીતી એક વેશ્યાનું ઘર હતું ત્યાં જઇ તેણીને સર્વસ્વ હકીકતથી નિવેદન કરી આસરો માંગ્યો. કવિ કાળીદાસને એ વેશ્યા માટે સારૂં મત હતું, જેથી તેણી ઉપર વિશ્વાસ રાખીને દીવસને સમે ધનગરનો વેશ લઇને જંગલોમાં કાઢતો અને રાત્રે છુપી રીતે આવી તેણીનાં ઘરમાં રેહેતો. એમ કરતાં બે વર્ષ વિત્યાં તોએ કાળીદાશ ત્યાં છે એમ કોઇ જાણી કે કહી શક્યું નહીં!

હવે એક બનાવ બન્યો. ભોજરાજાને કાળીદાસની ગરજ પડી. બે વર્ષ થયાં ત્યાં સુધી તો તેણે તેની માત્ર યાદજ કીધી હતી પણ હવે તેને એક એવાં અગતયનાં કારણસર કાળીદાસની સલ્લાહ જોઇતી હતી કે જે તે વિના કોઇથી મળે નહીં એમ જાણી રાજાને તેનું દુઃખીત સ્મરણ થયું અને અપટપણે ક્રોધાવસ થઇ તેને ગરદન મરાવવા માટે પ્રશ્ચાતાપ ઉપજ્યો.

એ સંતાપ કરતો તે માહાલયમાં બેઠો છે એટલાંમાં તેને વિચાર આવ્યો કે "મારા આ વિદ્વાન કવિ કાળીદાસના રક્ષણાર્થ પ્રત્યક્ષ શ્રીમાહાકાળી તેના શીશ ઉપર રક્ષણ કરનારી સબળ હતી, છતાં મારા જલ્લાદનાં કુહાડાથી તેનું શિરચ્છેદ થાય એ બનવુ અશકય છે અને અસંભવીત છે." એમ વિચારી તુરત પેલા જલ્લાદને બોલાવી મંગાવી ભારે ભય આપીને દબરાવી પુછ્યું કે—"તુરત ખરૂં કહી દે કે કાળીદાસ જીવતો છે કે તારા હાથે માર્યો ગયો! ખોટું કહીશ તો આજ ક્ષણે તારૂં મસ્તક ખાકમા ઉરાડી દઇશ." આ ભય-ભેદીક વાત સાંભળી જલ્લાદ ધભરાયો અને મનમાં વિચારવા લાગ્યો કે "બે વર્ષ સુધી આ વાત ગુપ્ત રહી અને આજ એકાએક રાજા મને પુછે છે તો કાળીદાસનો કાંઇપણ પત્તો લાગ્યો હશે, માટે હવે છુપાવવામાં સાર નહીં. ખોટું કહીશ ને કાળીદાસ જો સાંપડ્યો તો ફોકટમાં મરી જઇશ, માટે ખરૂં કહી જીવતદાન માગી લઉં એજ ઠીક ઉપાય છે." પછી રાજાને કહ્યું, "મહારાજ હું સત્ય કહું છું જો જીવતદાન બક્ષો તો." રાજાને તો કાળીદાસની જીજ્ઞાસા હતી એટલે બોલ્યો, "જા બક્ષ્યું, હવે બોલ." અહીં જલ્લાદે સર્વ વાત રાજાને નિવેદન કરી, અને રાજાએ માહાકાળીની સ્તુતી કરી કે તેણીના પ્રતાપે મારો રાજ-પંડિત જીવતો છે, પછી જલ્લાદને જીવતદાન ઉપરાંત ભારે જર બક્ષી રવાના કર્યો અને પોતે વિચાર કરતો નીચલો સ્લોક બનાવ્યોઃ—

॥ પુષ્પે ગંધસ્તિ લે તૈલ કાષ્ટવન્હિઃ પયોધૃતમ્ ॥
ઇ ક્ષૌગડસ્તથા દેહે પશ્યાત્માન ।વવેકતઃ ૧.

અર્થાત—"જેમ ફુલમાં સમાયલો સુગંધ સુંઘવાથી જણાય, જેમ તલમાં સમાયલું તેલ યંત્રથીજ મર્દન કરી પ્રત્યક્ષ કાઢી શકાય, જેમ કાષ્ટ બાલ્યાથીજ આગની પ્રજળીત

આપ તેમજ દૂધમાં સમાયલું ઘી તેની યથાસ્થિત વ્યવસ્થા કર્યાથી નીકળી શકે છે. વળી શેરડી પોતામાં ગળ્યો ગોળ રાખે છે અને સારી તંદરસ્તી સુખ ધરાવે છે." એમ ધારી રાજાએ નક્કી કર્યું કે—' એજ પ્રમાણે શોધ કરીશ તો કાળીદાસ મળશેજ મળશે.' પછી બોલ્યો કેઃ—

॥ બુદ્ધિર્યસ્ય બલંતસ્ય નિર્બુદ્ધેશ્ચ કુતો બલં ॥
વને સિંહોમદોન્મતો જંબુકે ન નિપાતિતઃ ॥ ૧ ॥

અર્થાતઃ—"જેને બુધ્ધિ છે તેજ બળવાન, જુઓ કે જંગલનો રાજા સિંહ જે સર્વેથી શ્રેષ્ટ કહેવાય છે તોપણ જંબુક (નાનું શીયાળ) પોતાની બુધ્ધિથી તેની ઉપર ફાવી ગયું હતું." એ દાખલા ઉપરથી રાજા ભોજે વિચાર્યું કે તે પાતાલમાં કીંવા ત્રિભુવનમાં છુપ્યો બી હોય તોપણ બુધ્ધિબળ વડે તેનો શોધ કરવોજ જોઇએ. એમ વિચારતાં વિચારતાં તેની નજર મહેલની પાસેનાં 'રંગીન તળાવ' માહેલા કમળ ઉપર પડી જે જોતાંજ તેણે નીચલો અરધો શ્લોક કર્યો :—

॥ કમલે કમલોત્પત્તિ દ્રંશ્યતે નૈવશ્રુયતે ॥

અર્થાત :—" કમળ ઉપર કમળ ઉત્પન્ન થતું દીઠામાં આવ્યું નથી અને એકલું કમળ પણ દીઠું નથી." એવો બેચરણી શ્લોક કરી સભાસ્થાને ગયો, જ્યાં રાજ કારભારી કૃત્યો કર્યાં, પછી તેને યાદ પડતા તેણે તે શ્લોક સભા સમક્ષ ફરી સંભળાવ્યો અને એમ જણાવ્યું કે "જે આ શ્લોકનો બીજો ચરણ ગોઠવી આપે તેને મારો પંડિત કરી કવિ કાળીદાસની જગ્યા આપું." પણ સભાનાં સંખ્યાબંધ ચતુરદરારત પંડિતો અસ્તાં કોઇથી છુપ્યો નહીં ત્યારે રાજા ભોજને કાળીદાસની યાદ પડી તેણે વિચાર્યું કે "હાય! આજ જો કાળીદાસ હોય તો એક ક્ષણ માત્રએ ન લાગે એક કવિનું કહેણુ ખરૂં છે કે :—

॥ શતેષુ જાયતે શુર : સહસ્ત્રેષુ ચ પંડીત :
॥ વકતા દશસહસ્ત્રેષુ દાતા ભવતિ વાનવા ॥

અર્થાત—"સો શુરવીરોમાં માગલીક અને સત્ય શુરો એકજ હોય. સેંકડો પંડિતોમાં ખરી પંડિતાઇ અને પાંડિત્ય એકજ જાણે. સદ ભાષણ કરતાઓમા ખરો ભાવિક બુવક એકજ નીકળે. સો માના પુતમાં એકજ સખી અને દશ કરોડ નીતકોમાં એકજ નીતિવાન મળી આવે છે." એમ વિચારી મનમાં એક હાય મારી ભોજ રાજા આખી દરબાર સાંભળે તેમ બોલ્યો—" આ દરબારમાં લાખ ચતુરો હોય પણ મારા કાળીદાસને કોઇ ન પુગે. અરે કાળીદાસ! તું તો મારી સભાનું સર્વોત્તમ રત્ન હતુ '—એમ બોલતાં આંખમા ઝળઝળીયાં ભરાઇ આવ્યાં જેથી ત્યાંજ રાજ્યાસન ઉપર એઠા બેઠાજ રડી દીધું.

થોડીવાર છાતી ખવાસ કર્યા કેડે તે બોલ્યો—"અરે! શુ ત્યારે આ સભા માત્ર નામીકજ છે—કામીક નથી? શુ એવો વિરલો આ સભામા નથી કે જે મારા શ્લોકીક ચરણનું બીજું પદ ગોઠવી આપે? શરમ છે—શરમ છે." એમ બોલી આખી સભા ભણી જોયું પણ કોઇ નીચેગી ઉપર જોતુ નહીં તે દેખી પાડો ગોસ્યો—"હું આ સિંહાસનપર બેસીને આ સભા અને મારી કુલ રૈયત માટે સરત મેલું છું કે જે નર કે નારી મારી આશામાં મને પ્રદીપ્ત કરે તેને દસ લાખ રૂપૈયા આપી નવાજું." આ સાંભળતાંજ દરબાર તો થબીજ રહી પણ

ત્યાં ગાવા માટે આવેલી એક નાયકા આ શબ્દ સાંભળતાંજ ઉભી થઇ. સર્વ અચરતીથી દંગ બની તેણીને ટીકવા લાગ્યા. ભોજરાજાને પણ કાંઇક આશા ઉપજી, આ નાયકા તે પેલીજ વેશ્યા હતી, કે જેણીનાં ઘરમાં કાળીદાસે ઉતારો લીધો હતો. તેણીએ જ્યારે જાંણ્યું કે આ દોહરાનું ચરણ કાળીદાસ પાસે સેહેલમાં ગોઠવાઇ શકાશે અને તેમ કરીને દશ લાખ રૂપૈયા પળમાં આવી પડશે ત્યારે તુર્ત ઉભી થઇ. 'જર દેખીને મુનીવર ચળે' તે આ 'ગમે એવી દ્રઢતા હોય તો પણ સ્ત્રીનો વિશ્વાસ કરવો નહીં' એમ જે વિદ્વાનો કહી ગયા છે તે આ દાખલા ઉપરથી ખરૂં પડે છે. તેણીએ વિચાર્યું કે "દશ લાખ રૂપ્યા વગર મેહેનતે મળી જાય છે તો જતા કાં મેલું ?" એમ ધારી પૈસાપર નજર કરીને કળીદાશને આપેલા વિશ્વાસનું ભંગાણ પાડતાં તેણી બોલી કે—"માહારાજ દશ લાખ રૂપ્યા મળે એ ખરૂં પણ તેની જામીનગીરી શી ?" રાજા ભોજ આ અપમાનકારક શબ્દ સાંભળી લગાર ભડક્યો પણ તેણે દીઠું કે "કાળીદાસનો કાંઇક પ્રન્તો લાગવાનો સમો સામો આવેલો જણાય છે માટે ક્રોધીક બનીશ તો ઘાંણુ બીગડશે" એવું સમજી બોલ્યો કે—

સંકૃજજલ્પંતિરાઝાનઃ સંકૃજજ
લ્પંતિ પંડિતાઃ સકૃત્કંન્યા પ્રદીયં
તે ત્રીણ્યેતાની સકૃત્સકૃત

ભાવાર્થ—"રાજા અને પંડિત જે બોલે છે તે પહેલાં પરિપુર્ણ વિચાર કરીનેજ પછી બોલે છે. જો મિથ્યા ભાષણ કરે તો મિથ્યા ભાષણ કરનારાઓનો ઇનસાફ કોણ કરે ? દીકરી આપ્યા પેહેલાં વરના કુળ, સદગુણ ઇત્યાદિકનો તપાસ કરવો જોઇએ તે બદલ દીકરી પરણ્યા પછી તેમ કરવા જઇએ તો તેમાં સાર્થક શું ?" રાજાનો આ લાયક જવાબ સાંભળી વેશ્યા બોલી—"માહારાજ, આપનું કહેવું સત્ય છે. આ ઉપર હવે મને પૂર્ણ ભરૂસો છે કે આપ વચનથી ફરશો નહીં, પણ હું માંગી લઉં છું કે આ શ્લોકનો ઉત્તર દેવાને મને આજનો દીવસ મેહેતલ આપવી. કાલ રોજે દરબાર ચરણે હાજર થઇ નિવેદન કરીશ." એમ કહી રાજાની રજા લઇ તેણી ઘર આવી વિચાર કરવા બેઠી કે હવે શું કરવું ? અંતે તેને એક વિચાર સુજ્યો અને તે મુજબ કરવાને નક્કી કરી બારણું ઢાંકી માંહે પથારીપર સુઇને કાળીદાસના આવવાની રાહ જોતી બેઠી. જ્યારે રાત્રી પડી અને લોકો વગેસગે થયાં ત્યારે પોતાના સરેસ્તા પ્રમાણે કાળીદાસ મળશકે ઇનગરનો વેશ ધારણ કરી અરણ્યમાં ગયલો પાછો ફર્યો અને આવીને વેશ્યાનું બારણું ઠોક્યું. હવે પેલી વેશ્યાએ જોયું કે "ઘરમાં લીધા પછી રાજા ભોજનાં શ્લોકનો ખુલાશો પુછીશ તો તે કદાચ કહેશે નહીં, એટલુંજ નહી પણ જાણવા માંગશે કે તેને તેની શા માટે અગત પડી છે ?" માટે તેણીએ યુકતી રચી રાખ્યા મુજબ જેવું કાળીદાસે બારણું ખડખડાવ્યું તેવીજ તેણી માંહેથી રાજા ભોજવાળો શ્લોક બોલીઃ—

॥ કમલે કમલોત્પતી દંશ્યતે નૈવ શ્રુયતે ॥

આ સાંભળતાંજ કળીદાસે બાહેરથી તુરત જવાબ આપ્યોઃ—

॥ બાલેતવ મુખાં ભોજે જાતમિંદીવર દ્વયં ॥

અર્થ—(કાળીદાસે જવાબ આપ્યો કે) "હે બાલેકા ! (યાને નાદાંન) કમળની ઉપર કમળ જોયું નથી એમ તું કાંય બોલે છે ? તારૂં મુખ છે તે કમળ છે, અને તે ઉપર બે નેત્રો છે

તે તારાં નહીં જોયલાં એ કમળજ સમજ !" આ શ્લોક તુરત તે વેશ્યાએ લખી લઇ બારણું ઉઘાડી કાળીદાસને માંહે લીધો. માંહે ગયા પછી કાળીદાસે પુછ્યું "રંગીલ તને આજે આ શો શોખ થયો ? શું કોઇએ આ શ્લોક પુછયો છે કે કેમ ?" રંગીલ (જે પેલી વેશ્યાનું નામ હતું તેણી) એ કહયું "તેમ ધારવામાં તમારી ભૂલ છે. આજ મને અમસ્યો શોખ થઇ આવ્યો કે ભોજરાજાની દરબાર છોડયા પછી જંગલવટો લીધા કેડે પંડિતાઇ ભુલી ગયા, છો કે કેમ ? માટે જરીક રમુજ કરી બીજું કાંઇ નહીં."

બીજે દીને રાજસભા ભરાઇ આખી દરબારમાં રંગીલ વેશ્યાનો શ્લોકીક ઉત્તર સાંભળવાને ગચ્ચ ઠઠ મળી. પરોઢીયાંમાં કાળીદાસ તો અરણ્યમાં નીકળી જાય એટલે પ્રભાત થતાંજ રંગીલને દરબારે જવાની ફરાગત મળી. તેણીનો ડોળો દશ લાખ રૂપૈયા ઉપરજ પેડો હતો. અંતે તેણીએ રાજાને ભર દરબાર સમક્ષ ઉત્તર દીધો. જે સાંભળી રાજસભા દંગ રહી. ઉત્તર સાંભળતાંજ ભોજરાજા તો ચેતી ગયો કે "જ્યાં છે ત્યાં કાળીદાસ આ રંગીલ વેશ્યાનાં ઘરમાંજ છે." એમ ધારી કોટવાલને દરબાર સમક્ષ કહયું કે—"તુરત આજ ક્ષણે આ વેશ્યાનું મસ્તક ઉરાડી દે," કોટવાલ સાંભળતાં વારજ સજ્જ થયો અને રંગીલ ઘભરાઇ. રાજાભોજ બોલ્યો "બોલ આ ઉત્તર તને કાળીદાસેજ કહયો કે નહીં, નહીં તો કાળને શરણ થશે." વેશ્યા તો છપણ લક્ષણની પણ જાતે સ્ત્રી જાતજ કેની તો પોચી ન હોય તો શું ? તુરત કહી દીધું. રાજા કહે, "ચાલ ત્યારે, અત્યારે તારા ઘરમાં લઇ જઇ મને તેની સાથ મેળવી આપ." રંગીલ કહે, "ના એમ બની શકશે નહીં, અધરાત્રી એક પહોર જવા દઇ એકદમ મારે ઘેર આવી પહોચો તો ત્યારે મળશે, હમણાં તો એ નીત્ય નિયમ પ્રમાણે અરણ્યમાં ભટકતો હશે." એમ કહી રાજાને સમજાવી સાંજરે આવવાનુ નકકી કરી ઘરે ગઇ.

રાત્ર થઇ અને લગાર કાળુંખું થયા પછી કાળીદાસ આવ્યો, અને ભોજન પાણી કીધા પછી રંગીલ સાથે વાતમાં બેઠો છે એટલામાં રાજાએ વાયદાસર આવીને બારણું ગભડાવ્યું. રાજાનો સાદ સાંભળતાંજ કાળીદાસ ચોંકયો અને ઘભરાટમાં નાહસવા લાગ્યો, પણ સંકટ એવું હતું કે રંગીલે આગમચથી પાછલાં બારણાને તાળું મારી કુંચી પોતા પાસ રાખી હાૃ કે જેથી આગલે બારણેથી રાજાને આવેલો જાણી કાળીદાસ નાહસવા પામે નહીં. જ્યારે કાળીદાસે નાહસવાનો રસ્તો દીઠો નહીં અને કોઈ દહાડે નહીને આજે પાછલું કમાડ ખામખા વાસેલું દીઠું ત્યારે તે પંડિત ચેતી ગયો કે 'આ વેશ્યાનુંજ કાંઇક કારસ્તાન છે, અને રાજા પાસ દ્રવ્યની લાલચે લાંચ લઇ મને પકડવાનેજ આ ચોકઠું રચ્યું છે." એજ વખતે તેને ગઇ કાલે પોતે પુરો કરી આપેલો શ્લોક યાદ આવ્યો જેથી તેનો શક સુસ્તકીમ થયો. તે મોટેથી ચીરડઇ બોલ્યો—"હે પાપિણિ ! તેં અંતે મને ફસાવ્યો. ખચીત શાસ્ત્રમાં 'સ્ત્રીઓનો ભરૂમો કરવો નહીં' એમ જે લખેલું છે તે નિઃશંસય સત્ય હેઃ-

॥ મીત્ર દ્રોહીકૃતધ્નશ્ચ તથા વિશ્વાસ ઘાતકઃ ॥
ત્રયસ્તે નર કયાંતિ ॥ યાં વચ્ચ' દીદવાકરો ॥ ॥

અર્થઃ—"મિત્રોનો દ્રેહ કરનાર, કૃતધ્ન અને વિશ્વાસઘાત કરનાર એ ત્રણ, ચંદ્ર સુર્યની હસ્તી સુધી નર્કમાં વાસ કરે છ." એમ કહી રંગીલને કહયું—'હે પાપિણી સ્ત્રી ! તેં પૈસાના નીચ લોભાર્થે વિશ્વાસઘાત કર્યો છે, પણ હવે એટલું મારૂં માન ને મને એવો એક રસ્તો

બતાવ કે જયાંથી હું નીકળી ન શકું, કેમકે જયારે રાજા ભોજે મને ગરદન મારવા અરણ્યમાં જલ્લાદ જોડે મોકલ્યો ત્યારે તેની પાસ મારૂં જીવતદાન ચાહતાં મેં તેને વચન આપ્યું હતું કે 'મારો જીવ જશે તો તે આપીશ પણ રાજાને જીવતાંજીવત મોં ન દેખાડીશ.' માટે મારાં તે વચનનો અત્રે ભંગ થઇ ઇશ્વરની દરગાહમાં મરતે દહાડે આ મોટાં પાપનો શરીક થાઉં છું માટે મને ઉગાર." રંગીલા બોલી–"ધમરા નહીં કાળીદાસ, રાજા તને મારનાર નથી." કાળીદાસ બોલ્યો–"હું મરવા બીહતો નથી, મને રાજાનો ડર નથી, પણ મારાં આપેલાં વચનનો ભંગ થાય તે માટે ડરૂં છું, ઓ પરમેશ્વર મારૂં રક્ષણ કર." એમ કહી તલવાર ઉંચકી અને તે સ્ત્રીને કહ્યું–"આજ ક્ષણે મારૂં ડોકું ઉરાડ નહીં તો તારો વધ કરૂં છું." સ્ત્રી ગભરાઇ પણ કાલાવાલા કરવા લાગી, જે નહીં સાંભળતાં કાળીદાસ તેનાં આંગપર જોશમાં ધસ્યો કે "આજ તારો રોટલો કરૂં છું," જેને તેમ કરતો અટકાવી તે સ્ત્રી પોતાનો જીવ વાહલો કરી તલવારને બાઝી પડી અને તેનાં કહેવા મુજબ એક ઝટકે કાળીદાસનું શીર ધડથી જુદું કીધું, પછી બારણું ઉઘાડી રાજાને અંદર લીધો. રાજા ભોજ બાહેરથી કેટલુંક બાપણુ સાંભળી ચુક્યો હતો. ને તે સ્ત્રીનો હેવાલ સાંભળી લઇ કાળીદાસનાં પ્રેતપર આફરીન કરતો બોલ્યો કે–"ધન્ય છે મારા ખરા પ્રવિણ અને ધર્માતુ પંડિત ! કે એક નીચ જલ્લાદને આપેલાં વચનપર પણ પવિત્ર નિવૃત્તિથી સાબુત રહી તેં કોલ પાળવા માટે પ્રિય પ્રાણ ખોહયો. અરે મુવો હું ધર્માતુ રાજાનો કહેવાતો કે પહેલાં જો મેં એને ગરદન મારવાની સજા ન કીધી હોત તો આજે આ શુરો આવે મરણે મરત નહીં." એમ કહી કાળીદાસ પાસે પડેલી તલવાર ઉચકી જેવી પોતાનાં સીનામાં ભોકવા જાય છે તેવીજ દેવી શ્રીમહાકાળી ત્યાં ઉત્પન્ન થઇ અને તેનો હાથ પકડી તલવારને મેલીને બોલી—"થોભ ! થોભ ! ઓ રાજા ભોજ ધીર ધર ! એવી તે તને શી વિપતી અને દુઃખ છે કે તારો અનમુળ પ્રાણનો ઘાત કરે છે ?" રાજા તેનાં પવિત્ર આગમન દેખી નમીને બોલ્યો—"હે કાળી ! તું મારો હેવાલ સાંભળ." એમ કહી સર્વસ્વ હકીકતથી રોશન કરી, જે સાંભળી તેણી બોલી—"માંગ તને ત્યારે શું જોઇએ છે, હું આપવાને સામર્થ છું." ભોજ બોલ્યો,--"હે દેવી ! મને બીજુ કશું જોઇતું નથી. પરમેશ્વરની કૃપાથી સર્વ વાતે હું પરીપુર્ણ છું, માટે જો તું મારી ઉપર પ્રસન્નજ થઇ હોય તો મને કેહે કે હજી મારૂં આ જગતમાં કેટલું આયુષ્ય બાકી છે ?" દેવી બોલી–"તને માત્ર પાંચ ઘડી હવે જીવવુ છે." રાજા બોલ્યો--"તો તે પાંચ ઘડીમાંની અર્ધ ભાગ કાળીદાસને આપી સજીવન કર." દેવી કહે–"ઠીક છે, એનું શીશ ધડપર મેલી ઉભું કર." એમ બોલી ગુપ્ત થઇ. ભોજ રાજે એ સાંભળતાં વાર તેમ કર્યું, તો કાળીદાસ સજીવન થયો !!

કાળીદાસ સજીવન થતાંજ બંન્ને ભેટી પડયા. પછી એક–એક પાસ પોતપોતા માટે ક્ષમા માંગી મેહેલે સીધાર્યા. પછી રાજા બોલ્યો—"કાળીદાસ, હવે મારી પાંચ ઘડીની જીંદગીમાં તને અર્ધ ભાગ આપતાં અઢી અઢી ઘડીની આપણી જીંદગી રહી છે માટે મરવું સાથેજ થશે તેથી આટલો કાળ વ્યર્થ ન ગુમાવતાં એકાંન્તપણે ઇસ્વરો પ્રાથના કરીયે કે પેલી જીંદગીમાં સુખ મળે." એમ કહી અર્ધાત્ત ઉઠયા અને અગાસીએ ગયા, જ્યાં તપમાં ને તપમાંજ ઘડી પુરી થતાંજ સ્વર્ગવસી થયા !

દા૦ એ૦ તારાપોરવાળા.

# "સતધર્મ."

ત્રોટક.

(૧)

પ્રભુ! સત્ય સનાતન શરણ ગયું,
પ્રભુ! કર્મજના દુષ્કર્મ થયું;
પ્રભુ! લાલચ લક્ષ્મી થકીજ રહી,
પ્રભુ! જુલમી થકી ભરપુર મહીં;
જન સાધુ બને,
વન રાગી બને,
પણ ધર્મ તણું કદિ નામ નહીં.

(૨)

મનને કુચતુ મળતાંજ ફરે,
કદી એજ પ્રપંચ કરેજ ફરે;
પ્રભુને પકતા બહુ ડોળ કરે,
જન હસ્ત મહીં બહુ પુષ્પ ધરે;
બહુ નૂર ખરે,
ઉરમાજ ધરે,
'સતધર્મ' તણોજ વિનાશ ખરે

દામોદરદાસ ભીમજી તન્ના.

---

# કંઇક જાણવા જોગ.

સેંત પોલ કેથીડ્રલની ઉંચાઇ ૩૬૫) ફીટ કરતાંથી વધારે છે.

*     *     +

રોફી માઉનટન્સમાં એટલી બધી તો ચુપકીદી હોય છે કે એક તીતરની પાંખનો ફફડાનનો અવાજ કેટલા માઇલો દુર સુધી સંભળાય છે.

×     +     ×

નોરવેમાં એવો કાયદો છે કે કોઇપણ માણસે ઝાડ કાપવું નહીં. અને જો કાપે તો તેની જગ્યાએ બીજા ત્રણ નાના ઝાડો રોપવા.

+     ×     ×

ચેસ્તરમાં જ્યારે કોઇ માણુસની બાયદરત જતી હોય તે વખતે જો કોઇપણ રસ્તે ચાલતો માણુસ પોતાની ટોપી ઉતારીને તેને માન નહીં આપે તો તેને જુના રેવાજ મુજબ મેજીસ્ટ્રેટ આગળ ઉભો કરવામાં આવે છે, અને તેને કેદની સજા ફરમાવવામાં આવે છે.

×     +     ×

નસકોરી ફુટી ગઇ હોય તો સુકી કોબીની કટકી સુંગવાથી નસકોરીમાંથી નીકળતું લોહી તુરતા તુરત બંધ થશે.

+     ×     ×

સૌથી પહેલું 'મુવીંગ પીકચર' ચીકાગો ખાતે 'વરલ્ડફેર' મધે ૧૮૯૩ ના સાલમાં બતાવવામાં આવ્યું હતું તેને (Kinetoscope) કીનેતોસકોપ કરીને કહેવામાં આવતું હતું.

×     ×     ×

તમારા બુટપર એક નરમ કટકા વડે ગ્લીસરીન લગાડવાથી અને તેને દશ મીનીટ સુધી રહેવા દેવાથી, તમારી બુટપરની ચલક કેટલાએક દીવસો સુધી રહી શકશે.

×     +     ×

કોઇ પણ યુરોપ્યન દેશ કરતા રશીયા વધારે આંધળા લોકો ધરાવે છે. ઘણા છોકરાંઓ જનમથીજ આંધળા જન્મે છે. અને બીજાઓ, બરદાસ્ત અને જતનની કોતાહીને લીધે આંધળા બને છે.

*     *     *

રોમનો ઇંગ્લાંડમાં કોબીજ દાખલ કરવા માટે માન ખાટી જાય છે, અને ક્રોમવેલના સેપાહીઓએ તે કોબીજને સ્કોટલેંડમાં લાવીને ત્યાં તે જાણીતું કીધું.

×     ×     +

સીંહને કેળવનારા પોતાના હાથો લવંડરથી સુગંધી બનાવે છે. એવું કહેવામાં આવે છે કે કોઇપણ સીંહને પોતાના કેળવનાર પર કે જે કેળવનારે આ સુગંધનો ઉપયોગ કરવાની સાવચેતી લીધી હોય, હુમલો કરવાનો કોઇપણ રેકોર્ડ નોંધાયો નથી.

×     ×

સાઉથ અમેરીકામાં આવેલું રીયો ડ જેનેરો રાતની વખતે બેશુમાર તેજસ્વી અને ચકચકીત
શની ધરાવવા માટે વીખ્યાતી પામેલું છે, અને નૌકાશાસ્ત્રીઓ એવું કહે છે કે તે રેશનીનો
ળકાત દરીયામાં ૧૦૦) માઇલ દુરથી જોઇ શકાય છે.

× × ×

ચીનાઓની આલફાબેટ ૨૧૪) અક્ષરોની બનેલી છે.

+ × ×

એક ગાયના ચામડાંમાંથી (આશરે ૩૫, રતલ ચામડું ઉત્પન્ન થાય છે જ્યારે એક
ડાના ચામડામાંથી આસરે ૧૦) રતલ ચામડું ઉત્પન્ન થાય છે.

+ + +

લીલો રંગ આંખને ટાઢક આપે છે, અને તેથી કરીને બીલીયર્ડની તેબલ માટે લીલા
ંગનું કપડું વપરાય છે.

× + ×

એક હેરીંગ એક વરસમાં ૩૦,૦૦૦ ઇંડા મુકે છે.

* ÷ *

કાંદાના રસથી પોલાદપરનો કાટ નીકળી જાય છે, કાટવાલા ભાગપર એક અરધો કાંદો
ુબ ઘસો, અને તેનો રસ તે કાટપર ૨૪) કલાક સુધી રાખી મુકો, અને પછી તેને બાઇ
ટ અને તરપેનતાઇનથી તેપર પોલીસ કરો.

+ × +

તાડનાં ઝાડો ખોરાક, લાકડું, બળતણ, દોરડા, રેસાં અને પહેરવેશની છજ્ઞ્મો
ૂરી પાડે છે.

× ÷ ×

પરશીયાનો શાહ નકર સોનાની બનેલી, અને કીંમતી ઝવેરાતોથી મઢેલી એક હથ્થાવાલી
ખુરશી ધરાવે છે.

× * ×

ઇંગલાંડમાં દર સાલ પરણુતી છોકરીઓની વીંટીને માટે ૭૦૦૦) રતલથી વધારે
ાનું ખપે છે.

* * *

ફ્રાંસમાં પીલો રંગ એ અદેખાઇ અને કપટનો રંગ છે. અને તે કારણને લીધે કેટલીક
ંચ ઓીઓ પીળા રંગ ધરાવતું કપડું પહેરશે નહી. અથવા તો પોતાના ઘેરમાં પીલા
લો રાખશે નહી.

* * *

કપુર મુખ્યતવે કરીને ફોરમોસાના ટાપુમાંથી, જાપાન, અને ચીનમાંથી આવે છે. કપુર
ટન અને બીજી ચીજો બનાવવા માટે ઘણીજ ઉપયોગી છે. વળી તે સરદીને માટે પણ
મબાણ ઇલાજ છે.

બેંક નોટોને અસલ સોનીની નોટો કરીને કહેવામાં આવતી હતી. કારણ કે બેંકરો તે વખતમાં સઘળા સોનીઓ હતા.

*  *  *

એક સદી થયા સ્વીડને લડાઇ કીધી નથી.

×  ×  ×

એક સાધારણ હાથી રોજનું ૨૦૦) રતલ સુકુ ઘાસ ખાય છે.

×  ×  ×

ડાકટરી સતાવાલાઓના મત પ્રમાણે સૌથી તંદુરસ્ત બાળકો હમેશા ચાલીશ કરતાં ઓછા વયના પીતાને અને ૩૫) કરતાં ઓછાં વયના માતાને ત્યાં જનમે છે.

×  ×  ×

વાંદરાની ચોક્સ જાતો અફ્‌વાતુન ઉંડ ખાઉં હોય છે.

×  ×  ×

હીરાઓનો રંગ ઘણી જાતનો હોય છે, જેવાં કે કાળો, પીળો, આસ્માની, રાતો, ગોલાબી, લીલો. કાળા હીરાઓ ઘણાજ જુંજ છે, અને તે બોરનીયોમાંથી આવે છે.

*  *  *

એક ઝાડ કે જે સાઉથ રી આફ્રિકામાં ઉગે છે તેમાંથી એક એવું ફળ ઉત્પન થાય છે કે જે ફળ ખોરાક તરીકે ઘણુંખરૂં એક તરતના ભુંજેલા પાઉંને મળતું આવે છે. આવા ગુણને લીધે તે ઝાડ બ્રેડ ટ્રી તરીકે જાણીતુ થયલું છે.

×  ×  ×  ×

જાપાનમાં કેરોસીન વજનથી વારંવાર વેચવામાં આવે છે.

*  +  *  *

કોન્સતનતીનોપલ શહેર આગળ કોઇ બી ઠેકાણે સાઇકલપર સવારી કરવી એ એક મોટા ગુનાહ તરીકે લેખવામાં આવે છે.

×  ×  ×

એક કેશમીર શાલ બનાવવા માટે ત્રણ માણસોને ૬) મહીના લાગે છે, અને જે પછવાડે દશ બકરાનું ઉન જોઇએ છે.

*  *  *  ×

સાફ કરેલું એક હાથીનું ચામડું ઘણી મોંઘી કીંમતે વેચાય છે. જે ચામડું સાફ કરવા માટે લગભગ ૬ મહીના લાગે છે.

+  ×  +

નીચલો વાકય આખી આલ્ફાબેટ સમાવે છે. Pack my box with zive dofen liquoi jugs.

×  ×  *

બેગપાઇપની શોધ અસલ એસીરીયામાં થઇ હતી.

×  ×  *

આખી દુન્યામાં સૌથી મોટો હીરો તે બ્રેગનઝા નામનો છે, જેનું વજન ૧૮૮૦) કેરેટનું છે. તે બ્રાઝીલમાંથી સને ૧૭૪૧] માં મળી આવ્યો હતો.

ઇજીપ્તના ટેલીફોન ઓપરેટરોને અંગ્રેજી ફ્રેંચ, ઇટાલીયન, ગ્રીક અને અરેબીક ભાષાઓ બોલવાની જરૂર છે.

+ × *

એવું માનવામાં આવે છે કે પીસ્તોલની શોધ ફ્લોરેન્સમાં ૧૫૪૫) ના વરસમાં થઇ હતી.

+ + ×

ઇંગ્લાંડમાં ઘોડદોડની સરતની એવું કહેવાય છે કે–૧૬૦૯ ના સાલમાં સ્થાપના થઇ હતી.

× × +

લાઇફબોટની શોધ મી૦ ગ્રેનહેડ નાગના એક શખશે પહેલવહેલી કીધી હતી.

* ❀ *

પહેલવહેલા પરણતી વખતની વીંટી અંગુઠાપર પહેરવમાં આવતી હતી. પછી પહેલી આંગળીપર ત્યાર પછી બીજી આંગળીપર અને સઉથી છેલ્લે ત્રીજી આંગળીપર. હાલમાં હવે એજ આંગળીપર પહેરવાનો ધારો પડી ગયો છે.

× × ×

સ્પેનનો રાજા દસ્તાવેજોપર પોતાના નામની સહી કરતો નથી. તેની સહી ફક્ત "હું પોતે રાજા" કરીને છે.

સમન.

---

# અંધકાર અવનીનો રાજા.

## કથારૂપી આત્મિક દ્રષ્ટાંત.

લખનાર:-મીનોચહેર માનેકજી બાહન.

આજે જ્યારે હું રવીન્દ્રનાથ તાગોરના એક નાટકને તમો સનમુખ રજુ કરૂં છું ત્યારે મને દરેક આશા છે કે મારોજ અર્થ ખરો છે અને બીજો અર્થ હોઇ શકે નહી એવો અજ્ઞાની દાવો સ્વિકારશો નહીં. એ તો જેટલા રસ્તા છે તેટલા સઘળા રસ્તા આખર એકજ સત્ય-એકજ સચ્ચાઇ-તરફ ઘસડી લઇ જાય છે. કહે છે કે એકવાર એક મોલવી સાહેબ શેખ સાઅદીના કોઇ કવીતાના બેથી ત્રણ અર્થ પોતાના શિષ્યોને સંભળાવતા હતા. તેટલાં શેખ સાઅદી અંદર આવ્યો અને કહ્યું 'લેકિન માઅનીએ સાઅદી ગિર અસ્ત," એટલે "સાઅદીનો અર્થ તો જુદોજ છે." દરેક માણસ પોતાની કેળવણી અને મનની તરબીયત મુજબ અર્થ કરે છે. હિન્દુ શાસ્ત્રમાં કથા છે કે ચાર આંધળાઓ એક હાથીની આસપાસ ફરી વળ્યા અને તપાસવા લાગ્યા કે આ શું ચીજ છે. જે આંધળો પુછડી ધરી ઉભો હતો તે કહે કે ભાઇ એ તો નબળું જનાવર લાગે છે અને જે હાથીના પગને તપાસતો હતો તે તેની વિરૂધ જાહેર કે "ના, ના, આ તે કાંઇ નબળું જનાવર હોય! આતો ઘરનું બારવટ્યું લાગે છે"! એ રીતે દરેક શખ્સ પોતાની રોશનીના પ્રમાણમાં જોઇ શકે છે.

હવે આજની બાબદ જ્યારે મેં રવીન્દ્રનાથમાંથી ચુંટી છે ત્યારે મને અફસોસ સાથ પેલા શબ્દો યાદ આવે છે કે "એક પેગામબર કદી પણ પોતાના દેશમાં કબુલ રખાતો નથી." આપણાં બાળકો યુરોપના મહાન નર અને નારીઓ માટે વરમો વેર શીખે છે પણ પોતાના ઘરના આંગણામાં કેવા બળવાન નેતાઓ હસ્તિ ધરાવે છે તેની તેને અફસોસ! ખબર નથી. રવીન્દ્રનાથ તાગોર એક તે પેગામબર છે જેને દુન્યાની અશાંતી અને આફતોમાં કાંઇ નવીજ શાંતીનો અવાજ અને નવોજ પેગામનો સરોદ રેડ્યો છે! રવીન્દ્રનાથ ટાગોર એક તે કવિ છે, જેની કવિતાઓના ગજગ્રાહમાં આ પુરાણી પૃથ્વિના મહિમાજ જાણે નવીજ રોશની એ દેખાવા લાગ્યો છે! રવીન્દ્રનાથ તાગોર એક તે ઇતિહાસને લખનાર છે જેને ફરી એક-વાર માણુસાઇ દિલ અને આત્માના પ્રતિહાસનો નવા સફા ઉપર રજુ કર્યો છે! રવીન્દ્રનાથ તાગોર એક તે હુન્નરમંદ છે જેની પીછીની રંગતે ફરી એકવાર નવુંજ આસમાન અને નવીજ રોશની, નવાજ પહાડો અને નવાંજ વાદળાંઓ રંગાયા ને વળગી રીતે એક વિદ્વાન કંમેજે લખ્યું છે કે રવીન્દ્રનાથ તાગોરેજ મને તો દુન્યામાં કેમ જીવવું તે શીખવ્યું છે.

એવા એક કિમ્બી કવિના નાટક "The King of the Dark Chamber" નો અભ્યાસ આપણે હાથ ધર્યો. એ નાટક લંડનના સ્ટેજ ઉપર ઘણા કાબેલ ઇંગ્રેજ બાનુએ અને એકટરોની મદદ સાથે રજુ થયો હતો ત્યારે આપણને કેહવાતાં એડયુકેટેડ હિંદુસ્થાન ઉપર અફસોસ ઉપજે છે કે શેકસપીયર જેવા નાટકો સાથ તેને કદીબી રબીનદ્રનાથના નાટકો રજુ કરવાની ગ્નાની બતાવી નથી.

આ નાટકનો પ્લોટ રસીલો પણ સેહલ છે. તેમાં એક રાણી એક રાજા સાથ પરણેલી હોવા છતાં કદીબી તે રાજાને નિહાળ્યો નથી—અને તેણી હમેશ પુછે છે કે શું રાજા એટલો બદસુરત હશે કે તે પોતનો ચેહરો બતાવતો નથી? તે રાજાની રૈયત પણ શકમાં પડે છે કે આ તે ક્યા પ્રકારનો રાજા હશે કે કદી પોતાનો દેખાવ આપતો નથી. બલકે રૈયત તેની હસ્તિ જ સ્વિકારવા ના પાડે છે. તેઓ કહે છે કે જયારે બીજા રાજાઓની સ્વારી આવે છે ત્યારે કંઇ કંઇ તૈયારી અને કેટલા કેટલા ઘોડા દોડી ધુળ ઉડે છે. પણ તે રાજાની દાસી તો કહે છે કે "ના, ના, જ્યારે મારા રાજા આવે છે ત્યારે એક રજ પણ ઉડતી નથી બલકે તે કયારે આવે છે તે કોઇ કહી શકતું નથી."

એવા તે રાજાના મુલકમાં વસંત રતુનો એક મોટો મેળો ભરાય છે અને ગામેગામથી લોક આવે છે પણ તે અજાણ્યા લોકો આ મુલકની હાલત જોઇ વિસમ્ય પામે છે. તે લોક ત્યાં ઉભેલા પોહરેગીરને પુછે છે કે ભાઇ મેળામાં જવાનો રસ્તો કયો? ત્યારે તે પોહરેગીર ઠંડે કલેજે જવાબ આપે છે કે "કોઇપણ રસ્તેથી તે મેળામાં જવાય છે, હયાં તો સઘળા રસ્તા સરખાજ છે," આ જોઇ તે મુસાફરો હસે છે કે "વાહ ભાઇ! આ ગેપેડો જોયો! સઘળા રસ્તા સરખાજ હોય તો પછી એટલા બધા રસ્તા બાંધવાની ગરજ શી હતી?" ત્યારે પોહરેગીર જવાબ આપે છે કે "ભાઇ, તમારા મુલકનાં રાજા તરેહવાર રસ્તા બનાવી રૈયતને નાહરતાં અટકાવે છે તેથી ઉલટુ આ હમારા મુલકમાં કોઇ જાતની બંધી નથી. રૈયત ગમે ત્યારે અને ગમે ત્યાં જાય, તેની હમારા રાજાને કાંઇ પરવાહ નથી. અને આટલું છુટાપણું હોવા છતાં રઇયત હવાંજ વસી રહી છે,"

પણ માત્ર મુસાફરોજ નહીં પણ ખુદ રઇયત પોતે પોતાના રાજાના આ મુજબ છુપ્યા રેહેવાની તરેહવાર અટકળ કરે છે. એક તો કહે છે કે "સાંભળો ભાઈ, હુ તો પાકે પાયે ખબર લાગ્યો છું કે આપણો રાજા તો એટલો બદસુરત છે કે તે પોતાનો ચેહરો જાહેરમાં બતાવી શકતો નથી."

હવે, આ મુલકમાં એક મોટા બાવા રહે છે. કોણના મોટા બાવા તે તો હું કહી શકતો નથી–પણ આ મોટા બાવા તો "ખાનાર–પીનાર ને સાહેબ આ સ્નાર" તેમ રાત દીન ગાન-તાનમાં અને ખુશાલીમાં ગુલતા ફરે છે અને જો કે કોઇપણ દિવસે રાજાને જોયો નથી છતાં તેને માટે કેલાયલી ગયો માનવા ના પાડે છે. જ્યારે રઇયત પુછે છે કે "આવા સુંદર મેળામાં કાંઇપણ ખામી હોય તો આપણા રાજાની ગેરહાજરી છે," ત્યારે મોટા બાવા તો જવાબ આપે છે કે "ગેરહાજરી! ના, ના, આપણો તમામ મુલક આપણા રાજાની હાજરીથી ભારે ભરાઇ ગયો છે. અને આપણા રાજાએ આપણુ દરેકને તાજદાર રાજાજ બનાવી મુકયા છે અને ગાય છે કે: "આપણા રાજાના મુલકમા આપણુ સઘળા રાજાજ છિયે, એમ નહીં હોય તો આપણુ આપણા રાજાને

આપણા દિલમાં મળવાની આશાજ કેમ રાખ્યે ? આપણુ તો મેહનત કરી આપણો રસ્તો બાધ્યે છિએ અને છેવટે તેનાજ રસ્તાને ભુગ્યે છિએ."

જો આ મુલકનો રાજા નહીં હોય તો પછી હયાં જે નિયમિત બંદોબસ્ત ચાલી રહયો છે ને કેમ ચાલે ? અને મોટા બાવા ઉમેરે છે કે "મારી માશુક તો ખુદ મારા હ્રદયમાં છે તેથીજ હું તેને સઘળે ઠેકાણે જોતું હું; હુ તેનો અવાજ સાંભળવા દુર ભટકયો પણ અહા ! સઘળું ફોકટ ગયું કારણ મેં તેનો અવાજ તો ખુદ મારાજ ગાયણમાં સાંભળ્યો" ।

આ મુજબ વાતચીત ચાલે છે તેટલાં જબરી બુમો પડે છે કે રાજા આવ્યા ! રાજાની સવારી આવી પોહચી અને સઘળા ત્યાં દોડે છે. અને તે જવાન અને ખુબસુરત રાજાને ખુશામતના ખખરાટથી વધાવી લે છે–કોઇ પંખો નાખે છે તો કોઇ નમસ્કાર કરે છે ! અને સઘળા દાવો કરે છે કે હું પેહલસો અ ગ્યો. મેં પેહલસે રાજાના મુબારક ચેહરાનાં દરશન કર્યાં ! પણુ આપણા મોટા બાવા તો માનવા ના પાડે છે લોકો સોગંદ ખાય છે કે હમે હમારી આંખ્યોએ રાજાને જોયા પણ ના, મોટા બાવાના ધ્યાનમાં તે ઉતરતું નથી. તેવણુ તો કહે છે કે આપણા રાજા આવે છે ત્યારે શું એટલી ધુમધામ થાય છે ? (??) આપણા રાજા પાસે તો નથી નકકારચી કે નથી લશ્કર, નથી રેસાલો કે નથી બ્યુગુલ ફુંકનારાઓ !

અને દાસી સુરંગમ તેવા રાજાની ખીદમત વગર સવાલ કરવે ઉઠાવી તેના અનુપમ સુખમાં પોતાનું સુખ માનનારી અને તેનામાંજ પોતાની મરજી સમાવી દેનારી મહાન આત્મા છે. હવે, પેલા અંધકાર ઓરડા માટે એવું લાગે છે કે તે ગોયા આપણુ દિલ છે જ્યાં રાતો દિન ખુદ ઇશ્વર વાસો કરી રહયા છતાં આત્મા તેની હાજરીથી ગાફેલ રહે છે. ત્યાં ઇશ્વરી પ્રેમનીજ બાંસલી નીરંતર વાગતી હોવા છતાં આત્મા પોતાની બહાર ફાફા મારે છે.

બાનુઓ અને ગ્રહસ્થો ! મને આશા છે કે રાજા–રાણીની આ સાદી વાર્તામાં કાંઇ સુંદર અર્થ છુપાયલો છે. એમ તમો ચેતી જશો અને એમાં કવિએ કાંઇ નવીજ રંગત રચવાની ઇચ્છા રાખી છે. ત્યારે આ રાજા તે કોણ છે ? આ રાજા તે ઇશ્વર છે—ને ઇશ્વર જેને માટે કવિ ગાય છે કે નથી તેની પાસે લશ્કર કે નથી નકકારચી, નથી રેસાલો કે નથી બ્યુગુલ ફુંકનારાઓ ! બલકે તે વગર ધુમધામ કરવે આવી દિલના મુલકમાં તેનીજ હસ્તિ ફેલાય જાય છે. એવા રાજાની રાણી તે અપણો આત્મા છે જે આત્મા આ દુન્યાના વમળમાં ગુંટાઇ રહી પોતાના પેદા કરનારને ભુલે છે. પેલા લેહરી મોટા બાવા તે ગુરૂ છે જે ઇશ્વરના મુલક તરફ આપણુને ખુશાલીમાં ખેંચી જાય છે.

હવે, તમો રાણીના મેહલ તરફ ફરો. તેણી જ્યારે પણુ રાજાને મળતી ત્યારે અંધકાર ઓરડામાં મોલાકાત થતી તેથી તેણી પોતાની દાસી સુરંગમને હુકમ કરે છે કે આજે મને રાજાને જોવો છે માટે બે–ચાર બતીઓ સળગાવ. પણ સુરંગમ ના પાડે છે કે "જો બીજા લોકોને મળવું હોય તો રોશનીવાળા ઓરડામાં; પણ જો રાજાને મળવું હોય તો માત્ર આ અંધકાર ઓરડામાંજ મુલાકાત થઇ શકે છે. બેઉ વચ્ચે વાતચીત ચાલે છે અને સુરંગમ કહે છે કે જ્યારે મેં મારી ગરરીના આતશને બાજુ મુકી નમનતાઇનું નિચાણુ કબુલ કર્યું ત્યારે મે જાણ્યું કે ખુબસુરતીમાં આ રાજાનો જોડયો મળી શકે નહીં એટલામાં તે દાસી ચમકી ઉઠે છે કે સાંભળો, રાજાના પગલાં સંભળાય છે. રાણી સાંભળવાનાં ફાંફાં મારે છે પણ ફોકટ. ત્યારે

દાસી કહે છે કે એ પગલાં તો મારાં હૃદયમાં સંભળાય છે ત્યારે રાણી અજાયબ થાય છે કે એ કેમ બની શકે! જેનો જવાબ દાસી આપે છે કે "બાનું, જયારે મેં આપણા રાજાની નોકરી સ્વિકારી ત્યારે રાજાએ મને એટલુંજ ફરમાવ્યું કે "હું જયારે પણ આવું ત્યારે આ ઓરડાને તૈયાર રાખજે! તારૂં ફક્કટ એટલુંજ કામ છે" તે વેળા હું અશંતોષી થઇ નહીં. મેં એમ નહીં કહયું કે "બીજા ઓરડાઓમાં પણ બતી કરવાનું કામ મનેજ સોંપો." ના, જયારે મેં રાજાના સોંપી આપેલાં કામ ઉપર ધ્યાન લગાડયું ત્યારે મારામાં જાણે નવીજ કુવત આવી. 'એટલામાં રાજા આવી લાગે છે અને રાણી તેને ઘણો વિનવે છે કે માત્ર એક ઘડી તે પોતાનો ચેહરો ખુલ્લો કરે. પણ રાજા એકનો બે થતો નથી. રાણી તેને પુછે છે કે આવા અંધકારમાં તું મને જોઇ શકે છે? ત્યારે રાજા જવાબ વાળે છે કે કેમ નહીં? અએ રાણી, તારામાં તમામ આકાશ અને પાતાલની ખુબસુરતી અને પ્રૌઢતા (nobilty) છુપાઇ છે. જો તું મારી આખ્યોએ તને જોય તો આ સઘળું દેખાય. તું કાંઇ જેમ તને દેખાય છે તેમ માત્ર એક નજીવું માણસાઇ પ્રાણી નથી." આખરે રાજા તેણીની આજીજીથી આજેઝ થઇ કબુલાત આપે છે કે જો મને જોવાની તું એટલી તરસી છે તો આજે ભરાનારા મેળામાં હું દેખાવ આપીશ તે વેળા તું મને શોધી કહાડજે. રાણી જાણવા માગે છે કે તું મને કયાં દેખાશે? ત્યારે રાજા કહે છે કે "ત્યાં જયાં સુંદરમાં સુંદર ગાયણ ચાલતું હોય! જયાં હવામાં ફુલોનો પમરાટ પ્રસરી રહયો હોય! જયાં મધુર ધીમી રોશની અને શાંત અંધકાર ખુશાલીના બગીચામાં એકઠા થયા હોય ત્યાં!"

જો તમો એવો અર્થ કબુલ કરશો તો મને ખાત્રી છે કે અત્યાર સુધીના પ્લોટનો અંદરનો અર્થ સમજયા વિના તમો રહી શકશો નહીં. હવે, આપણે ઉપલા અર્થની રોશનીમાં આ વિચિત્ર રાજા અને તેના વિચિત્ર મુલકની અધુરી વાર્તા આગળ ચલાવ્યે. વળી આ નાટકમાં દરશાવેલા વસંત રૂતુનો મેળો તે તે મેળો છે કે જયારે પણ એક આત્મા મોહ–માયાની સાંકળમાંથી છુટી ઇશ્વર અને ઇશ્વરી મોહેનીમાં લીન્ન થઇ જાય છે ત્યારે તેને માટે આ જગત એક સાંકળ નથી પણ ખુદ ઇશ્વરનીજ મહાન મોતેબરીઓ અને કામેલ કરાખતોનું સંગ્રહસ્થાન છે–જેમાં તે રહીવસી ખુદ ઇશ્વરનુંજ ભાન કરે છે. એવા મેળા તરફ જવા દરેક આત્મા કોશેશ કરી રહયો છે–જાણે દરેક આત્મા એક મુસાફર છે જે તેના મેળા તરફ થોડો કે ઘણો વધુ કે ઓછો ચાલ્યો જાય છે.

પેલો વસંત રૂતુનો મેળો મચ્યો છે અને તેમા હજારો લોક શામેલ થયું છે. તેઓની વચમાં બીજા મુલકના રાજાઓ પણ આવ્યા છે ત્યારે તેઓમાં બડબડાટ એવો ચાલુ થયો છે, કે આ મુલકનો રાજા કેવો છે કે આપણે માટે જુદી જગ્યા પણ રોકી નથી. આ સાધારણ લોકોમાં તો કાંઇ આપણાથી ભાગ લઇ શકાય? અને તેઓ પોતાનો ગુસ્સો ખાલી કરે છે કે મોટા બાવા પોતાની સાથ નાના રમતીઆળ બાળકોની ટોળી લઇ ઉતરી પડે છે અને રાજાઓની મશકેરી કરે છે કે હમારા રાજાનો તો એવો મેળો ભરાય છે જયાં નીચમાં નીચ અને સાધારણમાં સાધારણ માણસ પણ ભાગ લઇ શકે છે. જયારે તમે રાજાઓ એ નાની રેતી ઉપર મકાન બાંધો છો ત્યારે હમોને હસવું આવે છે અને તેથી હમે તમારી મશકેરી કરીયે છીએ," એટલામાં પેલો ઘોંગી "રાજા" દાખલ થાય છે જેની લોકો ખુશામદ

કરતાં હતાં તે તમોએ જોયું છે પણ આ રાજાઓની વચમાં તુરત તેનો ધીંગ ઉઘાડો પડે છે અને તે પકડાઇ જાય છે. હવે, આ સઘળા રાજાઓ વિચાર કરે છે કે રાજાને ન જોયો તો કાંઇ નહીં પણ આપણને તો રાણી જોવી છે! જેથી તેઓ આ ધીંગી રાજાને હથીયાર બનાવે છે.

રાત્રી પડી છે-ચંદ્રમાં પોતાના રોશન બહારમાં ખીલી તમામ જગત ઉપર મધુર રોશનીની ચાદર પાથરી રહયો છે ત્યારે રાણી પોતાની દાસીઓ સાથ મહેલના મીનારા ઉપર આવે છે કારણ તમને યાદ હશે કે રાજાએ કબુલાત આપી હતી કે તે પોતાનો દેખાવ આપશે. નીચે લોકો પેલા "ધીંગી" રાજા માટે જય જય પોકારે છે અને ટોળે ટોળાં તેનં દરશન માટે પછવાડે ધસડાય છે. રાણી અને દાસીઓ તે જવાન રાજાને જોઇ ખુશ થાય છે પણ દાસી સુરંગમ શકમાં પડે છે કે તે શખ્સ તેણીનો રાજા હોઇ શકે નહીં. પણ બીજી દાસીઓ તેણીને હસી કહાડે છે અને રાણી એક દાસી મારફતે તે ધીંગી રાજા પાસ પોતાનો ફુલનો હાર મોકલે છે. જાણે એવું બતાવા કે આખરે રાણી રાજાને શોધી કહાડવામાં ફતેહ પામી હતી દાસી તે હારને લઇ જાય છે પણ દલગિર થતી પાછી ફરે છે કે અએ રાણી, રાજા તો સમજયાજ નહીં કે આ ભેટ કયાંથી આવી છે! એ તો બીજા રાજાએ સુચવ્યું કે એ હાર કદાચ રાણીએ મોકલ્યો હશે ત્યારે રાજાએ તે સ્વિકાર્યો" આ સાંભળી રાણી ગમગીન થાય છે કે અફસોસ! મારી ગરરીનો કોટ એક ઝટકામાં ભાંગી પડયો છે. હું હારી છુ, મારી હાર થઇ છે. ખરેખર! હવે મને લાગે છે કે સૌથી મોટામાં મોટી ભેટ કોઇ પણ હાથેથી આપી શકાતી નથી.

બીજી તરફ પેલો "ધીંગી" રાજા અને કાંન્ચીનો રાજા મસલત કરી રાણીના મહેલને આગ લગાડવાનુ કાવત્રુ રચે છે. ધ્યાન આપજો કે કાન્ચીનો રાજા સઘળા રાજાઓમાં ચતુર અને પરાક્રમી છે અને તે રાણીના પ્રેમમાં ફસેલો હોવાથી તેણીને ઉઠાવી લઇ જવાના આ કાવત્રામાં શામેલ થાય છે, અને જયારે અગ્ની સળગે છે ત્યારે લોકોના ગભરાટનું પુછવુજ શુ? કોઇને કાંઇ સુઝતું નથી. માલીઓ મહેલના બગીચાને તજી જાયછ. નોકરો અને દાસીઓ મહેલમાંથી બહાર પડે છે. રાજાઓ જેઓ મહેલમા આવ્યા હતા તેઓથી આ અગનીના જવાલામાંથી બચવા એમથી તેમ દોડી રહ્યા છે. ખુદ પેલો 'ધીંગી' રાજા અને કાન્ચીનો રાજા આ અગ્નીની આફતમાં ગુંગળાઇ જાય છે. 'ધીંગી' રાજા તેને બદનામ કરે છે કે આ તુએ શું કરયું ત્યારે કાન્ચીનો રાજા ગભરાટમાં જવાબ આપે છે કે હું શું કરૂં? હું તો માત્ર મહેલના થોડાજ ભાગને સળગાવી મુકવો માગતો હતો પણ અગનીએ તો બહુ સપાટામાં ગંભીર રૂપ લઇ લીધું છે. બહાર નીકલવાનો દરવાજો તેઓને સુઝતો નથી કે બેઉ એક એકને ગાળો ભાડે છે એટલામાં બહારથી રાણીનો કરૂણાજનક અવાજ આવે છે કે "બચાવો! ચારે બાજુ ફેલાયલી આગમાથી મારો છુટકારો કરો!" અને તેણી દોડી આવી 'ધીંગી' રાજાને આજીજી કરે છે ત્યારે તે હીચકારો કબુલ કરી દે છે કે હું રાજા નથી. તે સાંભળતાંજ રાણી અફસોસનો પોકાર ઉઠાવે છે અને તે બેશરમીમાંથી બચવા ખુદ અગની નખાવી દેવા તઇયાર થાય છે અને પોતાના અંધકાર ઓરડા તરફ દોડે છે કે ત્યાં જઇ બળી મરે. જ્યારે તેણી ગભરાટથી ગભરાતી અને અકલાટથી અકલાતી ઓરડામાં દાખલ થાય છે કે ખરા રાજાનો અવાજ આવે છે કે "ના ગભરા, અએ રાણી, ના ગભરા. અગ્નીની કોઇ

તાકાત નથી કે આ ઓરડા વેર દોડી આવે! ખરેખર છે! દુન્યાની ગજબનાક આફતોની કાંઇ તાકાત નથી કે માણસાઇ દિલને એક ઘડી ફના કરી શકે. તે તો ઇશ્વરનું મંદિર છે જ્યાં કોઇ પણ દુન્યવી ચીજનો હાથ અડી શકતો નથી. અને પેલા ઢોંગી રાજા અને કાન્ચીના રાજાએ રાણીના ઓરડાને આગ લગાડવાની બાંધેલી યોજના પડી ભાગી.

તેઓ બેઉ એકઠાં મલ્યા—રાજા અને રાણી અને રાણી પોતાના ભરથારને અગનીની આફતમાં મળેલો જોઇ ઓર બી નાસીપાસ થાય છે. અરે! હવે તો પોતાના પતીને જોવાની આશા પડી ભાગી હતી. જે સાંભળી રાજા તેણીને દિલાસો આપે છે કે ના, ના, અએ રાણી! આ અંધકાર અને આફતથી તારો આત્મા આજે મુંઝી રહયો છે પણ તે એક દવિસ એવો આવશે કે એવી આફત ખુદ દિલાસો થઇ પડશે." જો એમ નહીં હોય તો તારા માટેનો મારો પ્રેમ કામનોજ શું? પણ રાણી કહે છે કે જેમ જેમ હું તારો વિચાર કરૂં છું અને આ આફતમાં તને મળવાની સરેજતનો ખ્યાલ કરૂં છું તેમ તેમ હું તારા પ્યારને મારા દિલમાંથી કાહડી નાખવા યત્ન કરૂં છું. જે સાંભળી રાજા જરા પણ નિરાશ થતો નથી. તે તો કહે છે કે "જા તને જવું હોય ત્યાં જા, મારા મુલકમાં સર્વેને એકસરખુ છુટાપણુ બક્ષેલું છે. એટલામાં પેલી દાસી સુરંગમ આ મધુર, આ મીઠું ભરમ ભરેલું ગાયન ગાતી દાખલ થાય છે:—

"ઓ મારા રાજા! તું આ શું રમત તારા તમામ મુલકમાં રમી રહયો છે? અરે તારીજ મરજીથી હું હજારો કોસ દુર જાવું છું છતાં હું તનેજ મળવા તારા ચરણે મારૂં સર નમાવું છું! અરે, એ તો તું હમારી દરકાર નહીં કરતો હોય તેવો ખોટો દેખાવ કરે છે. બાકી તારાજ પ્રેમાળ હાથો મને તારી મીઠી ગોદમાં લઇ લે છે! ઓ મારા રાજા! તું આ શું રમત તારા તમામ મુલકમાં રમી રહયો છે?"

એટલામાં રાજા ગેબ થઇ જાય છે અને રાણી પોતાના પતીને હમેશ વેર છોડી જવા ઇરાદો કરે છે જેણી સાથે જવા માટે સુરંગમ પણ કમર કસે છે, આ સાંભળી રાણી અજાયબ થાય છે કે મારા દુઃખમાં ભાગ લેવા એક પણ ચાકર હિમ્મત કરતો નથી ત્યારે તું તારા રાજાની નોકરી છોડી શા માટે મારા જેવી તજાયલી સ્ત્રીના સાથ જવા તકપે છે? તેના જવાબમાં સુરંગમ આ મહાન શબ્દો કહે છે કે: "હું કાંઇ રાજાથી દુર જનાર નથી. ભલે, તમે એકલાં જાવ પણ રાજા તો તમારી સાથ રહી તમારી રખેવાળી કરશે."

અહા! કવિ હયાં કેવો મહાન દિલાસાનો પાઠ શીખવે છે. જો આપણે એમ માનીએ કે પાપ અને ગુનાહમાં કોઇ એવી તાકાત નથી કે આપણને ઇશ્વરી બક્ષેશથી બાતેલ રાખે; જો આપણે એ શીખીએ કે દુઃખના ધસી આવતા પહાડો અને આફતનો રોશન થયલો અગની વટીક ઇશ્વરી પ્રેમના સુર્યને ઢાંકી નાખી શકતો નથી; જો આપણે એ જોઇ શકીએ કે જીંદગી અને મોતમાં વટીક તેજ ઇશ્વરી હાથ આપણા પગલાંની રાહબરી કરે છે; જો આપણે એમ અનુભવીએ કે જોઇએ તો સુખ આવે કે દુઃખ; તેજ ઇશ્વરી હાજરી છુપાઇ છે; જો આપણને એવી ખાત્રી થાય કે ખુશાલીના ગલકારમાં કે દુઃખના આંસુઓમાં ઇશ્વર છુપાયો છે, જો આપણે એમ ઘડીભર માની લઇએ તો અહા! આ દુન્યાની આફત આપણને કેટલી તુચ્છ લાગે! ઇશ્વરી પ્રેમ અને ઇશ્વર પર અખંડ વિશ્વાસનો અર્થજ આ છે કે સુખમાં કે દુઃખમાં વટીક

તેનોજ હાથ આપણુના પગલાને દોરવે છે. સુખમાં તો સૌ કોઇ રામ ભજે પણ આફત અને દુઃખમાં પણ જેને ઇશ્વર જોયો છે તેજ ખરો ઇશ્વરમાં માનનાર આસ્તિક ગણાવો જોઇએ. "દુઃખમાં પણ એમ માની લેવું કે અએ ઇશ્વર! આ દુઃખ મને ઘડીભર પણ નિરાશ કરતું નથી તોજ તે ખરી ઇશ્વરી આસ્થા છેઃ—તેજ ખરો ઇશ્વરી પ્રેમ છે, તેજ ખરો ઇશ્વરી વિશ્વાસ છે.

હવાં દાસી સુરંગમ રાણી પર આવી પડની આફતમાં વફીક પોતાના રાજા—જે ઇશ્વર છે—તેને ભુલતી નથી. અને તેણી તે આફતમાં પણ ઇશ્વરી હાજરી માની લે છે તેથીજ તેણી રાણી સાથે નાહસી જવા તેવાર થાય છે.

તેઓ બેઉ પથ્થરો અને પહાડો વટાવતાં ચલ્યા જાય છે. રાણી ફરયાદ કરે છે કે જેમ મારો પતી બેરહમ અને સંગીન દિલનો છે તેમ આ રસ્તાનેગી રહેમ આવતી નથી કે એક રાણી તેની પર ચાલી રહી છે. જેમ રાજાના દિલમાં લાગણી નથી તેમ આ પથ્થરોણી મારી દરકાર કર્યા વિના પડયા છે જાણે તેઓ જાણથી એક નીચ ભીખારી કે મહાન શહેનશાહમાનુ પસાર થાય તે એક સરખું છે. અએ સુરંગમ! મને કહેવાદે કે તારા રાજાનું દિલબી ઘાટકી અને સંગીન છે" પણ દાસી તો કહે છે કે "ભલે, તેનું દિલ ઘાટકી અને સંગીન રહે! ભલે, હું હંમેશ હારેલી અને દરદમંદ ફરૂં પણ મારા રાજાને તો જય અને છત હંમેશ હોજો!" એવી રીતે મુશ્કેલીઓ વટાવતા તેઓ બાપના મુલકમા જઇ પુગે છે. પણ તેણીનો બાપ તેણીને પોતાના મહેલમાં આસરો આપવા ગુસ્સાથી ના પાડે છે. તેના વજીરો અરજ ગુજારે છે કે આવી નાઝુક નાઝનીનને જો હંકાળી કહાડશો તો તે કહાં જશે? તેણી આફતની એક રજ પણ ખમી શકનાર નથી પણ તે જવાબ આપે છે કે ના, ના, જો આજે હું મારાં આવા નાફરમાન ફરજંદને મારા મહેલમા આસરો આપું તો એક ખોટો રેવાજ મારા મુલકમાં જારી થાય છે. આખરે ઘણી મગ્જાવત પછી બાપ તેણીને આસરો આપવા કબુલ થાય છે. અને થોડી વેળા રાણી આ નવા મુલકમાં ઠર પડે છે. પણ ત્યાં રહેવાથી તો પોતાના પતિ તરફની તેણીની બેદરકારી ઓરબી વધતી જાય છે. તેણી દાસી સુરંગમ પાસ ફરયાદ કરે છે કે જો મારા પતીમાં સહેજબી પ્રેમનો કતરો બાકી હતો તો તે મને એમ શાંતીમાં જવાજ કેમ દેતે? અરે, જ્યારે મેં તેનું ઘર—બાર તજયું ત્યારે તેને એક ઘડી મને જવા માટે અટકાવી નહીં-બયકે મને નાહસી જવા માટે જાણે તમામ બારીબારણા ખુલ્લાં મુક્યાં હતાં.

આવી રીતે રાણી તે નવા મુલકમાં ઠર પડી હતી કે પેલા રાજાઓ તેણીને ઉઠાવી લઇ જવા ફરી બીજી વાર મનસુબો કરે છે અને કામ પડે તો રાણીના બાપ સાથ પણ લડાઇમાં ઉતરવા નક્કી કરી લે છે.

ઘડી ભર આપણને જોવાનું છે કે આ રાજાઓ તે કોણ છે જે રાણી રૂપી આત્માને ઉઠાવી જવા આટલા ફાંફાં મારે છે? અને તેને પોતાના કબજામાં લેવા આ મુજબ જાળો ખીંચાવે છે? જરા આપણાં હૃદયમાંજ જોવા દો તેનો જવાબ ઝટ મળી જશે. દુન્યાની કેટલી કેટલી લાલચો આપણા દિલમાં વાસો કરી આત્માને ઘડીભર તાબે કરી લે છે? કેટલી બધી દુન્યવી ચીજો છે જેને પગ તળે કચડવાને બદલે માણસે તેઓને પોતાના હૃદયમાં પ્રેમથી જગ્યા આપી છે! અને તેઓ રાજા બની હૃદયના મુલકનો કબજો ઘેરી લે છે એમાં શક નથી એવી દુન્યવી બેચાણો એક એક પર સરમાઇ ભોગવતા ફરતાં બધાં ગમન કરે છે કે

એક ઘડી માણસને વીહલો મુકતાં નથી. અને હયાં પણ રાણીરૂપી આત્માનો કબજો લેવા રાજાઓરૂપી લાલચો દેખાવ દે છે.

તેઓ પહેલ્લાં આપસમાં લડાઇ કરે છે કારણ કે રાણી તો એક છે ને તેણીને ઉડાવી જનારા તો સંખ્યાબંધ રાજાઓ છે. પણ જયારે રાણીના બાપની સખત વળણ જોઇ ત્યારે તેઓ સઘળા તેની પર ચહડાઇ લાવે છે અને રાણીના ભવીષ્યની રમત નસીબના ચોસર ઉપર રમાય છે. તેણી ગમગીન દિલે આ રમાતી રમત નીહાળી રહી છે અને આશામંદ છગરે રાહ જુવે છે કે પોતાના બાપની મદદે જરૂર તેણીનો પતી આવી લાગશે પણ છેક સમીસાંજે તેણી આ ભયાનક ખબર સાંભળે છે કે તેણીનો બાપ તે રાજાઓનાં હાથમાં કેદ પકડાયો છે.

લડાઇ પુરી થઇ-રાજાઓ જીત્યા અને રાણીનો બાપ હાર્યો-એ થઇ ગયું પણ હવેજ પેલી બીલાડીઓની વાત છે તેમ આ રાજાઓ રાણી રૂપી રોટલીના કટકાને પોતાની વચ્ચે કેમ વેંહચવો તેની તકરારમાં ઉતરે છે. સૌ પોતાની હોસ્યારીને સામે મુકી જીતાયલી રાણીને પોતાના કબજામાં લેવા દાવો કરે છે. આવો રસાકસી ભર્યો મામલો જોઇ કાન્ચીનો રાજા સુચવે છે કે ખુદ રાણીનેજ હયાં બોલાવો અને તેણીની પસંદગી જેનો પર ઉતરે તે તેણીનો હકદાર ઠરે. આ ઉપાય સઘળા કબુલ કરે છે અને એક દિવસ નક્કી થાય છે જે દિવસે રાણી પોતાની પસંદગી કરે છે. તે દિવસ આવી લાગ્યો અને રાજાઓ પોતાને બને તેટલા ખેંચાણકારક બતાવા દબદબા અને દમામ સાથ સજ થઇ પોતાની બેઠક લે છે. તેઓની વચમાં પેલો ઢોંગી રાજા પણ બીરાજેલો છે. પણ ઘણી અજબ થવા જોગ બીના તો એ હતી કે પેલો ચતુર કાન્ચીનો રાજા આ વખતે અતિ સાદાઇમાં સજ થયો છે જે માટે રાજાઓ તરેહવાર ટીકકા કરે છે. આ મુજબ તેઓ બીરાજયાં છે અને આપસમા પોતાની બહાદુરી અને ચતુરાઇની અફલાતુન ડીંગો મારી રહયા છે કે તે વેળા રાણી અને સુરંગમ છુપી રીતે મેહલના મીનારાપર આવે છે અને સુરંગમ રાણીને તે રાજાઓને દુરથી ઓળખાવે છે, એમ ઓળખ આપતાં તેણી પેલા ઢોંગી રાજા તરફ આંગળી કરી કહે છે કે આ તો તમારોજ રાજા છે. જેને તમે અગાઉ ફુલનો હાર મોકલ્યો હતો.

પણ તે રાણી અગાઉની રાણી રહી નથી. તેણી હવે ખરાં-ખોટાંની પરિક્ષા કરી શકે એટલી ચતુર બની છે. તેણીની આંખ્યો હવે ઉઘડી છે અને જયારે સુરંગમે તેણીને પેલા ઢોંગી રાજાની ઓળખ આપી કે તેણી અફસોસની આહ મારે છે. "શું અગાઉ મારી પસંદગી પામેલો આજ મારો રાજા છે?-ના, ના, સુરંગમ, વધુવાર મને હવે તેની ખુબસુરતી આંજી નાંખી શકતી નથી. અફસોસ! હવેજ મને ખબર પડી કે શા માટે મારા ખરા રાજાએ મને તરછોડી છે. મારૂં મન મેલું છે. માટે એ મારા પ્રાણનાથ, મારા રાજા, આવ, આવ અને ફરી મારા હૃદય ખોલ! અને ત્યાં દાખલ થા."

એ રીતે રાણીરૂપી આત્માની આંખ્યો ઉઘડે છે અને વધુવાર લાલચો અને દુન્યવી ચીજો તેને આંજી નાખી શકતી નથી, તેવા આત્માને આ દુન્યાની ખેંચાણો તુચ્છ લાગે છે અને તે પોતાના ખરા રાજા તરફ આખરે મન લગાડે છે.

પણ બીજી તરફ પેલા રાજાઓ તો પોતાના 'દબદબાના' બહારમાં શેખી મારતા જાય છે. તેઓને શું ખબર છે કે રાણીએ તેઓને ઓળખી કહાડ્યા છે અને વધુવાર તેણી તેઓના ફાંફામાંથી અંજાઇ જનાર નથી. સઘળા પેલા કાન્તીના રાજાની ટેકડી કરે છે કે એ સાદો માદો આવ્યો છે જાણે એવું બતાવા કે હમારો ઠાઠમાઠ કંઇ કામનો નથી. એક કહે છે કે હું તો આજે સારા સગન લઇ આવ્યો છું ત્યારે બીજો તો મંગલ મુહુરત જોઇ આવ્યો હતો. એવી ગપો ચાલી રહી છે કે આપણા પેલા મોટા બાવા લડવઇઆનો ઠાઠ સજી ત્યાં દાખલ થાય છે. તેને ત્યાં "મગ વગર પરવાન" અને વગર સલામ કર્યે આવેલો જોઇ આ રાજાઓનો ગીજાઝ ભરપેલાફ થાય છે અને તેને દમમાં પુછે છે કે તેને તેઓની વચમાં આવવાની બેઅદબી કેમ કીધી હતી ત્યારે મોટા બાવા જવાબ આપે છે કે "રાજા આવ્યા છે!" સઘળા પોકારી ઉઠે છે કે રાજા--કયો રાજા! "મારો રાજા"--મોટા બાવા કહે છે. "જેને તમો સઘળાને પોતાના હજુરમાં બોલાવ્યા છે." એક રાજા પુછે છે કે: "તું કોણ છે!" "હું મારા રાજાનો સિપાહસાલાર છું." આ સાંભળી સઘળા હસી પડે છે કે "આ જુઠ્ઠો જોવો! જાણે એ કોણ છે તેની હમને ખબરજ નથી. તું મા( આ સીપાહસાલારનો જોગી પોશાક સજી હયાં આવ્યો છે." ત્યારે મોટાબાવા જવાબ વાળે છે કે, "હા, મારા રાજાનો પગાન લાવનાર તરીકે હું નાલાયક છું ખરો. છતાં તે તેજ રાજા છે જેને મોટા લડવૈયાઓ અને મહાન રાજાઓમાંથી મને સુંદી હવા મોકલ્યો છે." આવી રીતે વાત વધી પડે છે અને તની કામની કરાવા તઓ કહે છે કે હમણા હમે બહુ જોખમ ભર્યા કામમાં ગુંટાવલા છિએ માટે તારા રાજાને જઇ હમારો પેગામ કેહે કે થોભી જા! હમે લાયક વખતે આવશું જે વેળા હમારા આવકારની ગોઠવણ પુરતી રાખે" આ સાંભળી મોટા બાવા હકરાવનારા અવાજ વચ્ચે તાકીદ કરે છે કે મારો રાજા થોભી શકતો નથી. તે જ્યારે પોતાનો પેગામ મોકલે છે કે તે તુરત પધારો જોઇએ તમને જેવો આવકાર લેવા ગમતો હશે તે આપશે. જો જંગનું મેદાન જોઇતું હશે તો તે માટે પણ મારો રાજા તઇયાર છે, તે તમને જંગના મેદાનમા મળશે." આવો હકરાવનારો જવાબ સમજી રાજાઓ ધ્રુજી જાય છે અને બીકના મારેલા ત્યાંથી જેમ ફાવે તેમ નાઠાભાગ કરે છે.

અહા! મિત્રો, આપણે કેટલું ઇચ્છીએ છીએ કે આપણી જીંદગીમાં પણ મોટા બાવા જેવો શુરો લડવૈયો એટલાજ દમામથી દાખલ થાય, અને દાખલ થઇ આપણા હરદયમાં પોતાના દુન્યવી ઉંચાણોને હકરાવનારો પેગામ આપે કે તે મોહનામી સાહેબ, તેઓને તાકીદ બોલાવે છે જેના એકજ અવાજથી તેઓ સદા આપણા હૃદયમાંથી નાશ પામે અને તેમાં ખાલી થયલાં હૃદયમાં તે મોહનામી સાહેબ પોતાની હકદાર હાજરી પાથરે!

આવી રીતે પોતાના ખરા રાજાના ધાકથી પેલા ખોટા રાજાઓને નહસાડી મુકયા અને પછી મોટા બાવા રાણીના મહેલ તરફ જાય છે. રાણી અને સુરંગમ રાજાનીજ વાત કરતા બેઠાં છે અને રાણી પુછે છે કે લડાઇ પુરી થઇ છે ત્યારે હવે રાજા કયારે આવશે? તેટલાં મોટા બાવા દાખલ થાય છે જેને જોઇ રાણી નમન કરે છે કે તમે મારા રાજાના મિત્ર છો તો તેની ખુશ ખબર આપો કે તે કયારે પધારશે? મોટા બાવા જવાબ વાળે છે કે તમે મને મુશ્કેલ સવાલ પુછો છો! મારા એ મિત્રને હું હજી ઓળખી શકયો નથી. જુઓને,

લડાઇ પુરી થઇ છે અને હવે તે ચાલ્યો ગયો છે. "ચાલ્યો ગયો?" રાણી અજાયબીમાં પુછવા લાગી, અરે તે કેટલો ઘાતકી છે કે મારી જીગરની જોશભર આશાનો તેને આ મુજબ ભંગ કર્યો છે! ત્યારે તો મને કોઇપણ રાજાની જરૂરજ નથી. ત્યારે શા માટે તે પેલા રાજાઓ સાથ લડ્યો? શું પોતાની બહાદુરી અને હોશયારીની શેખી મારવા? તેને મારી મગરૂરીનો તો આવો નાશ કર્યો અને હવે શું મને ધુળમાં રગદોળી હજી સંતોષ પામ્યો નથી? માટે હવે હું મારા મહેલની બારીએ બેસીશ અને તે જ્યાં સુધી નહીં આવશે ત્યાં સુધી ત્યાંથી હઠીશ નહીં. પછી જોઇશ કે તે હવે પણ આવશે કે નહીં?" મોટાબાવા આ સાંભળી જવાબ વાળે છે કે "તમે તો જવાન છો. તો એમ થોભી બેસી શકશો. પણ હું તો બુઢ્ઢો થયો છું માટે મારે મનથી એક પળ પણ ગુમાવવી એક અઠવાડીયું ગુમાવવા બરાબર છે. માટે હું તો તેની શોધમાં તુરત નીકળી પડું છું પછી હું જીતું કે હારૂં!"

તમોએ પેલા રાજાઓને નાહસતાં જોયા છે પણ એમ નામરદીથી નાહસતાં પેલો કાન્ચીનો રાજા અટકી પડે છે અને બને તેટલા રાજાઓને સમજાવી એક મોટાં લશ્કર સાથ ખરા રાજાની સામે લડવા જાય છે. ગોયા ૨પેન્નોમર્ઇન્યુસ અને અગ્રેમેન્યુસ વચ્ચે જંગ જામે છે. અને એવા જંગનું જે એકજ પરિણામ આવે તે આવ્યું. દિલના મેદાનમાં મચેલા તે જંગમાં તે સાહેબની જીત થઇ અને દુન્યાવી લાલચોનો કબજો સદાને માટે દુર થયો. લડાઇ રમાઇ રહયા પછી લોકમાં અજાયબ જેવી વાતો ચાલી રહી છે. લોકો કહે છે કે આ કોઇ અજુદીક રાજા કેવો છે કે દુશ્મનોને હરાવી તેઓને શીક્ષા કરવાને બદલે ઓર માન–પાનથી નવાઝયા છે. જુઓને, આ કાન્ચીના રાજાએ ઉશ્કેરણી ચલાવી અને લડાઇ જગાડી તેનેજ જમણા હાથ પર બેસવાનું માન મળ્યું છે. આ કાંઇ થોડી અજાબ થવા જોગ બિના નથી. ભલી અને બુરી શકિતઓ વચ્ચે લડાઇ જાગવી અને હાર થવા છતાં બુરી શકિતઓ જીવતી રહે એ માટે ખોલાસો એ આપી શકાય કે બુરી ચીજો કાંઇ હમેશ બુરી રહેતી નથી. તેઓ ધીમે ધીમે ભલાઇનું રૂપ પકડે છે. બીજા શબ્દોમાં બોલયે તો જેમ તલવાર બેઉ સારી કે નઠારી ચીજ છે; એ તો માત્ર વાપરનાર કેવો છે તેની પર આધાર રાખે છે તેમ આપણા મન અને તનની શકિતઓને જે નેમથી વાપરૂએ તે નેમ પ્રમાણે તે ભલી કે બુરી કહેવાય છે. એકવાર એ શકિતઓ નેકી સામે લડે છે પણ ધીમે ધીમે તેઓ એવી રીને બદલાઇ જાય છે કે તેજ શકિતઓ ખુદ ભલાઇની નેમને આગળ વધારવા મદદગાર થઇ શકે છે. દુન્યામાં કોઇપણ ચીજ ખરેખર નાશ પામતી નથી. જે થાય છે, તે માત્ર રૂપ કે તેનો ઉપયોગ બદલાઇ જાય છે.

કવિ પણ એવોજ અર્થ કરતો લાગે છે. તે એટલા ઉપરથી જણાય છે કે મોટા બાવા અને પેલો કાન્ચીનો રાજા હવે રસ્તે સાથે મળી જાય છે, મોટાબાવા અજાબ થઇને પુછે છે કે અએ શાહજાદા તમે અને અમે રસ્તામાં ચાલો છો? તેના જવાબમાં તે કહે છે કે "તારા રાજાએ મને રસ્તા પર કાહડી મુક્યો છે." અને પછી ઉમેરે છે કે "મેં તેને કદી પણ મારા રાજા તરિકે કબુલ કર્યો નહીં હતો. પણ તે એક ભયાનક તોફાન માફક આવી પોંહચ્યો અને મારાં જોરાવર લશકરને એક ઝટકે પરગદા કરી નાખ્યું. હવે હું તેને મારા રાજા તરીકે કબુલ રાખવા ખુશીખુશી બેઠો છું કે તે મને નજર પડતા નથી. આ સાંભળી મોટાબાવા હસે છે કે "મારા રાજાની એવીજ ખાસીયત છે અને જેમ તમે રસ્તા પર ચાલી રહયા છો તેમ -ઈ

રહી છે." પણ મોટા બાવા એવી વાતથી મને તેવા હના નહીં. તે પુછે કે શું તમે એવા ધુળથી ખરડાએલ કપડાં લઇ રાજાના મહેલમાં જશો? થેભી જાવ, હું હમણા જઇ તમારા દરજ્જાને લાયકનો પોશાક લઇ આવું છું. પણ રાણી તે લાલચને ઠોકરે મારે છે. શું તમે જાણતા નથી કે મારા રાજાએ તો મારા પોશાકને સદા માટે લઇ લીધો છે. હવે હું તેની રાણી નહી પણ તેની ખીદમતગાર બની છું. અને હવે હું આવા ખરડાએલા પગો લઇજ મારા રાજાને મળીશ. રાણી રૂપી આત્માની કસોટી હવે થઇ ગઇ હતી. ખુલ્લું હતું કે દુન્યાની હવે કોઇ ચીજ રહી હતી નહી કે તેણીને તેના રાજાના રસ્તામાંથી દુર કરે. મોટા બાવા તે સાંભળી ખુશ થાય છે અને પોતાના હમેશના ખુશમીજાજે કહે છે કે ત્યારે તો એ વાત માંડી વળો! ચાલો આપણે વસંત રૂતુનો છેલ્લો દાવ રમી લઇ આપણે આવાં ધુળથી ધંકાયલા કપડાં સહ રાજાને મળવા જઇએ. તે રાજાજી તો એવીજ ધુળમાં રગી રહયો છે," કાન્ચીનો રાજા તે સાંભળી કહે છે કે "ત્યારે તો મને પણ તમારી રમતમાં શામેલ થવા દો! હું પણ મારા આ બાદશાહી પોશાકને ધુળથી એટલો ખરડી નાખશ કે તે ઓળખાય પણ શકાશે નહીં.

મિત્રો, કવિ હવાં પોતના આ સુંદર નાટક ઉપર ધીમે ધીમે પરદો ઉતારે છે, તેને આ સાન વાર્તામાં અતિ સુંદર ઢબે દેખાડી આપ્યું છે કે જ્યારે આત્મા આ દુન્યાના મીથ્યા ખેંચાણોને ખંખેરી નાખે છે ત્યારેજ તે તે સાહેબનો રસ્તા પર ચાલવા લાયક થાય છે. વળી કવિ એ પણ બતાવા માગે છે કે ભલે આત્મા તે સાહેબને ભુલે પણ તે સાહેબ કદી કોઇને ભુલતો નથી, તે સાહેબની હાજરી તો સુખમાં કે દુઃખમાં, હસવાના મલકાટમાં કે રડવાના અવાજમાં, ખુશાલીથી ફુલતી છાતીમાં કે દલગીરીથી દબાતાં દિલમાં સદા શાંત પ્રસરી રહી છે. માત્ર આપણે તેને જોઇ શકતાં નથી.

તે અંધકાર ઓરડો છે. રાજા અને રાણી એકઠાં મળ્યાં છે. રાણી અતિ નમનતાઇથી તેની સનમુખ હાથ જોડી ઉભી રહી છે. તેણી કહે છે કે હું તમારી રાણી નહીં પણ દાસી છું. મારી નમ્ર ખીદમત સ્વિકારો. રાજા પુછે છે કે હજી બી મને જોવાની તારી મરજી છે કે? જેના જવાબમાં રાણી શાંત જવાબ આપે છે કેઃ-હા! મને જોવાની મરજી છે ખરી પણ હવે હું તને માત્ર સુખમાંજ નહી—માત્ર દબદબા કે દમામમાજ નહીં—પણ નમનતાઇમાં જોવા ખાહેશ રાખુ છું. માટે ઓ મારા સરતાજ! મારી અરજ કબુલ રાખો!

રાજા તેણીનો હાથ પકડી કહે છે કેઃ—"આજે આ રમત રમાઇ રહી છે. આવ હું આ અંધકાર ઓરડાને ખોલી નાખું છું. ચાલો, આપણે બહાર રોશનીમાં મળ્યે!"

# શાહજાદી જેબુન્નીસા.

## એક ઇતિહાસીક ટુંકી વારતા.

બનાવનારઃ—હોરામ બી. કટેલી.

### પ્રકરણ ૧ લું.

દિલ્હીના મુગલ બાદશાહ આલમગીર અથવા ઔરંગઝેબની સર્વેથી મોટી શાહજાદી જેબુન્નીસા એક દીવસ સાંજના સમયે શાહી જનાનખાનામાના પોતાના ઓરડાની બારીમાં યમુના નદીના પાણીનું અવલોકન કરતી ચિન્તાવસ્થામાં એક મદા પોશાકમાં સજ્જ થઇ બેઠી હતી, એટલામા એક બાંદીએ આવીને ખબર આપી કે,—"શાહજાદી સલામત, આપના કિબ્લેગાહ બાદશાહ સલામત પધારે છે."

"ચિન્તા નહીં, પધારવા દો." એમ કહીને શાહજાદી પોતાના પિતાને આવકાર આપવા માટે તૈયાર થઇને ઉભી રહી.

બાદશાહ ઔરંગઝેબ આવી લાગ્યો. તેને પણ અત્યારે નમાજ પઢીને આવેલો હોવાથી સાદો પોશાકજ ધારણ કરેલો હતો, અને તેની મુખમુદ્રા જો કે કેટલેક ભાગે શાંત દેખાતી હતી, છતાં બારીકીથી જોનારને તે શાત મુદ્રામાં પણ ક્રુરતાનો રંગ જોવામા આવી શકે એમ હતું. શાહજાદીએ ઉઠીને તેને નમન કરયું, અને બાદશાહે તેને આશીરવાદ આપીને બાંદીને બહાર મોકલી આસનપર બેઠા પછી કહ્યું કે;—"નુરેનજર, હું અત્યારે અહીં શા મતલબથી આવ્યો છું, <u>તે</u> તું જાણે છે કે?" આનુ શાહજાદીએ કાંઇપણ ઉત્તર ન આપવાથી બાદશાહે કહ્યું કે;—"માહરી વહાલી દુખતર! આમ હજું તું કુમારી અવસ્થામાં બીજા કેટલા વરસ ગાળવા ઇચ્છે છે, એ હું સમજી શકતો નથી. માહરો હવે તને જલદીજ પરણાવી દેવાનો વીચાર થાય છે, અને તે વીષે તાહરી શી મરજી છે, તે હું જાણવાને અત્યારે અહીં આવ્યો છું. તાહરી ઉમર વીસ બાવીસ વરસની થઇ ગઇ છે, એટલે તું હવે કંઇ નહાની નથી, એનો તહારે પણ વીચાર કરવો જોઇએ."

"કિબ્લેગાહ, હું આપને એકવાર નહીં, પણ અનેક વાર જણાવી ચુકી છું કે શાદી કરવાનો મહારો વીચાર નથી. છતાં આપ જયારે ને ત્યારે મારાપર શાદી કરવા માટે આટલું

બધું દબાણ કરો છો તે હું સમજી શકતી નથી. જ્યાં સુધી મેં કોઇપણ આડા માર્ગનો સ્વીકાર કરી આપણા ખાનદાનના નામને દાઘ લગાડવા જેવું કામ નથી કર્યું, ત્યાં સુધી માહરી મરજીથી આવું દબાણ કરવાની કશી પણ જરૂર નથી. મહેરબાની કરીને હવેથી એ વાત ના કરશો એવી માહરી આપના ચરણોમાં નમ્ર દુવા છે." જેબુન્નીસાએ કહ્યું.

શાહજાદી તરફથી આવો ઉત્તર સાંભળીને વધારે કાંઇપણ ન બોલતાં બાદશાહ ઔરંગજેબ ત્યાંથી ઉઠીને પોતાના જનાનખાનામાં ચાલ્યો ગયો, અને જેબુન્નીસા ઝરૂખામાં બેસી રહી.

ઔરંગજેબે જ્યારે જેબુન્નીસાને લગન કરવા માટે ઉપર પ્રમાણે કહ્યું તેનો શાહજાદીએ નામકાર જવાબ આપ્યો તેનું કારણ એ હતું કે પહેલાં ઔરંગજેબે પોતાના ભાઇ દારાના પુત્ર સાથે શાહજાદીનું સગપણ કર્યું હતું. પરંતુ પાછળથી રાજ્ય પ્રપંચના કારણથી ક્રુર ઔરંગજેબે તેનો વધ કરાવ્યો હતો. અને આ કાર્યથી જેબુન્નીસાને મજબુત શોક લાગ્યો અને તે પછીથી પોતાના પતિના મરણના શોકમાં આંસુ વરસાવતી એકાંતમાં પોતાનો વખત ગુજારતી હતી. એ પછી ઔરંગજેબે જ્યારે પણ તેના લગનની વાત કાઢી; ત્યારે તે દૃઢ મનની અબળાએ ઉપર મુજબ જણાવ્યા પ્રમાણે ના ની નાજ પાડી.

શાહજાદી જેબુન્નીસાને રકનભુમી દેહલીમાં વસવાનો પણ હવે કંટાળો આવવા લાગ્યો. એટલામાં બનાવ એવો બન્યો કે ઇ. સ. ૧૬૬૨ માં ઔરંગજેબ અચાનક માંદો પડી ગયો, અને શાહી હકીમોની સલાહથી તે હવા ફેરબદલ કરવાને લાહોર ગયો ત્યાંની હવા પાણી માફક આવવાથી તેની તબીએતમાં સારો સુધારો થયો, અને તેથી તેને પોતાના બધાં કુટુંબને લાહોરમાં બોલાવી લીધું, તેમાં જેબુન્નીસા પણ લાહોરમાં આવી.

## પ્રકરણ બીજું

એ સમયમાં ઔરંગજેબ બાદશાહના વઝીરનો પુત્ર આકિલખાન લાહોરનો સુબેદાર હતો. એ પચીસ કે છવીસ વરસનો તરૂણ, વિદ્વાન, સ્વરૂપવાન હોવાથી બાદશાહ એને ઘણો ચહાતો હતો. એના શરીરનો બાંધો અને મુખનો ઘાટ એવો તો દીલપસંદ હતો કે એકવાર જોતાં ફરીથી જોવાનું મન થયાં કરે.

એ ઉપરાંત કાવ્ય કલામાં પણ તે ઘણો પ્રવીણ હતો અને શાહજાદી જેબુન્નીસાનો તે આશક બન્યો હતો. તે મનસે વીચાર કરતો કે જો ખુદા પાંખો આપે તો ઉડીને દેહલી જાય શાહજાદીના મુખનું દરશન કરૂં પણ એટલામાં ઉપર જણાવ્યા મુજબ અચાનક જેબુન્નીસાજ લાહોરમાં આવેલી હોવાથી આકિલખાનના આનંદનો પાર રહ્યો નહી. તેણે મસજીદમાં નમાજ પઢાવી, અને ગરીબોને અન્ન તથા વસ્ત્ર વહેંચ્યાં.

જેબુન્નીસા આવતાંજ લાહોરમાં કવી સમાજની ધામધુમનો આરંભ થઇ ગયો, અને કવિતાના નાદે તે શાહજાદીને અહી પણ ગલીએ ગલીમાં પ્રખ્યાત કરી દીધી. આકિલ-

ખાને કવીતાઓમાં પોતાની મહબત વિષેના અનેક ઘણાક ઇસારા કર્યા, પણ શાહજાદીએ તે ઇશારાઓને ધ્યાનમાં લીધા નહી. એ પછી આકિલખાને બીજા પ્રયત્નો કરી જોયા અને કાગળો પણ લખ્યા, છતાં કોઇ રીતે તેની નીરાશાનો અંત ન આવ્યો. અંતે એક દિવસે નગરચર્ચા જોવાના અને શાહી મહેલના નકશા તપાસી જોવાના બહાનાથી જેબુન્નીસાના નિવાસસ્થાન પાસે આવીને તે આસપાસ ચક્કર મારવા લાગ્યો. એક દીવસ સંધ્યાકાળ થવા આવ્યો હતો, એ સમયમાં પ્રેમાતુર આકિલખાન કિલ્લાની ઉત્તર બાજુએ ગજવગાહની નીચે આંટાફેરા ફર્યા કરતો હતો, અને મન ધારતો હતો કે અગાશીમાં ફરતી ફરતી કદાચ મ્હારી મનોગત મ્હારા જોવામાં આવે તો ઠીક થયું. પણ તેમજ, એક હીંદુ જાતીની અબળા અગાસી પર ફરતી જોવામાં આવી ત્યારે શું તે હીંદુ રમણી હતી? નહીં લાહોરમાં આવ્યા પછી એક બે સખીઓ અને સખીઓએ શાહજાદીને એમ કહ્યું કે—"તમો હીન્દુ અને મુસલમાન બંનેના શાહજાદી છો એટલે હીન્દુ સ્ત્રીનો પોશાક પણ તમારે પહેરવો જોઇએ.' અને તેથી હાલ તે હીંદુ સ્ત્રીના પોશાકના મરજી થયેલી હતી, અને તેથી તે જેબુન્નીસા છે કે નહીં એ વિષે આકિલખાનના મનમાં સંશય થવા લાગ્યો.

એવામાં શાહી મહેલના બે ખાજમરાઓની વાતચીતથી તે જાણી શક્યો કે તે શાહજાદીજ હતી. બસ, દર્શન થતાંજ પ્રેમીનું હૃદય હાથમાંથી છટકી ગયું અને તે પોતાના બાકી બચેલા ભાનને પણ ભુલી ગયો. તેની આવી દશા જોઇને તેની સાથેના ખીદમતગારે ગભરાઇને પુછ્યું કે:—"હજુર ખેર તો છે ને?"

ભાનભુલા પ્રેમીએ આશપાસ જોયાવીનાજ બુમ પાડીને કહ્યું કે:—"એક ખુબસુરત રમણી અગાશીમાં મ્હારી નજરે પડી!"

તેના આ શબ્દો તરતજ જેબુન્નીસાના કાનમાં અથડાયા અને તેને નીચે જોયું તો આકિલખાન એજ શબ્દોનો વારંવાર ઉચ્ચાર કરતો તેના જોવામાં આવ્યો. તે પોતાના મનમાં સમજી ગઇ કે મ્હારી ખુબસુરતીથી ઘાયલ થએલો આ શીકાર પોતાનું ભાન ખોઇ બેઠો છે. છતાં તેની હાજરજવાબ તબીયતથી આ મ્હાણી શકાયું નહી, અને તેથી જેવો આકિલખાને તે શબ્દોનો પાછો ઉચ્ચાર કર્યો કે તરત તેના જવાબમાં શાહજાદીએ જણાવ્યું કે:—"વિલાપ બળ કે ધન એમાના કોઇપણ સાધનથી તે રાહત પામી શકશે નહીં" આટલું બોલતાંની સાથેજ શાહજાદી અગાશીમાંથી ગુમ થઇ ગઇ.

---

## પ્રકરણ ૩ જું.

---

શાહજાદી બોલતાં બોલી અને હસતાં હસી તો ગઇ ખરી, પણ એ પછીજ પોતાના દીલને પણ તે ખોઇ બેઠી હતી, એથી તેને તે વેળાએ શુદ્ધી ન રહી. તેની હાલત એવીજ થઇ હતી કે શાહજાદીએ જ્યાં સુધી આકિલખાનને જોયો નહતો, ત્યાં સુધી તેના કાગળના ઇશારા અને

ધમાક પ્રપંતેનું તેના મનમાં કાંઇ પણ પરીણામ થઇ શકતું નહતું; પરંતુ ચાર આંખો થતાંની સાથેજ જેબુન્નીસાની આટલા કાળની નિશ્ચયતા પર પાણી ફરી વળ્યું.

થોડા દિવસ તો બન્ને ધીરજથી બેસી રહયાં પણ અંતે એક દીવસે તેમને મેળાપ માટે એક દરવાજો જડ્યો. શાહજાદીએ લાહોરમાં પોતાના આગમનનું એક સ્મારક બનાવવા માટેની પિતા પાસેથી રજા મેળવી અને અનારકલી નામના મોહલ્લાથી મુલતાન જવાના માર્ગમાં એક વિશાળ વાડીકા અને તેમાં એક ઇમારત બાંધવાનો શાહજાદીએ પોતાના મુબારક હાથે પાયો નાખ્યો. એ સ્મારકનું કામ ધમધોકાર ચાલવા માડયું; એવામાંજ બાદશાહનું દેલ્હી તરફ જવાનું થયું, અને જેબુન્નીસાને એવી આજ્ઞા કરી કેઃ—

"તાદરે આ ઇમારત તૈયાર થઇ ગયા પછી દેલ્હી આવવું." અહીંતો જેવું જોઇતું'તું તેવુંજ વૈદે ફરમાવ્યું, એક દીવસ શાહજાદી પોતે ઇમારત જોવા આવી. આકિલ તો ઘણા દિવસ તેના દિદાર જોવાને ઇન્તેજાર હતો એટલે તે પણ ઝટ ત્યાં આવી પહોંચ્યો તપાસ કરતાં જણાયું કે બારાદરી તૈયાર થઇ ચુકી હતી અને ઉપરના મકાનો હજી ચણાતાં હતા, એટલે ઉપર જવાનો કોઇ ઉપાય જોવામાં ન આવ્યો; કારણ કે ચારે તરફ સીપાહીઓના સખત પહેરા હતા. આકિલખાન એક મજુરને એક બાજુએ લઇ ગયો, અને તેને સમજાવી તેના કપડાં ઉતારીને તે પહેરી લીધા. આવી રીતે મજુરનો વેષ ધારણ કરી માથાપર ચુનાનું તગારૂ ઉંચકી તે કોઇ પણ જાતની બીક વગર સડસડાટ ઉપર ચઢી ગયો. જે જગ્યાએ કડીઆઓ કામ કરતા હતા, તેની સામેના ઘરમાંજ શાહજાદી બેઠી બેઠી પોતાની સાહેલીઓ સાથે ચોસરની બાજી રમતી હતી. આકિલ ઉંચો નીચો થયો, પણ રમવામાં લીન થયેલી શાહજાદીનું ધ્યાન બીલકુલ રહયું. અને તે ઉચ્ચ સ્વરે બોલ્યો કે;– "હું તારી શોધ માટે સર્વે જગતમાં ફરી રહયો છું!" એ પછી તેને કડીયાને કહયું કે; "મીસ્ત્રી ચુનો લે."

જેબુન્નીસા આ અવાજ સાંભળીને ચોંકી, અને ઉંચે જોયું તો પોતાના પ્રેમી આકિલને જોયો.

હવે તો મન રહ્યું સહયું ધીરજને પણ તજી બેઠું. સખીઓ પર નજર નાખી તો કેવળ એક રોશનાજ વિશ્વાસ લાયક જોવામાં આવી, એટલે પ્રેમીના ઘાયલ મનપર મલમપટો લગાડવામાં તેને કાંઇ શીખવવું પડે તેમ ન હતું. બીજી સખીઓને કંઇ બહાને છુટી કરી રોશનને શાહજાદીએ પોતના મનનો ભેદ ખુલ્લો કરી જણાવી દીધો. ચતુર રોશન તરત સમજી ગઇ અને કંઇ બહાને આકિલને શાહજાદી હજુર લાવી ઉભો કીધો. બંન્ને પ્રેમી એક બેઠકપર બેઠાં અને મનમાં દાબી રાખેલા ઘણા દીવસના ઉભરાઓને છુટથી બહાર કાઢ્યા. એવી વાતમાંને વાતમાં કેટલોક સમય વીતી ગયો એનું કોઇને કાંઇ ભાન રહયું નહીં. અંતે લાચારીએ તેમને છુટા પડવુંજ દુરસ્ત ધાર્યું. આકિલ જવા નીકળ્યો પણ શાહજાદીએ બારણા સુધી ગએલો બેવાર પાછો બોલાવ્યો અને છુટી પડતી વેલાએ શાહજાદીએ પોતાના આશકના બે વાર ઓવારણા લીધાં.

એટલે ઔરંગઝેબથી શાહજાદીની આ માગણીનો અસ્વીકાર કરી શકાયો નહી. તેણે ચારે દીશામાં ઢંઢેરો ફેરવ્યો કે, "શાહજાદીને હાથ મેળવવાની ઇચ્છા ધરાવનાર સર્વે અમીર ખાનદાન નવજવાનોએ પોતાની તસ્વીર દરબારમાં મોકલી આપવી."

થોડા દીવસમાંજ નાના પ્રકારનાં તરૂણોની ચિત્ર-વિચીત્ર-છબીઓનો મોટો ઢગલો થઈ ગયો. અને શાહજાદીએ પોતાના પ્રાણ પ્રીય આકિલખાનના ચીત્રનેજ તારવી કાઢીને શાહને દેખાડ્યું. બાદશાહે તે દાના દુખ્તરની ઇચ્છા પ્રમણે તેનાં મનમાં માન્યા પતિ સાથે પરણાવાનો નિશ્ચય કરી ખુશાલીથી આકિલખાનને નીચે પ્રમાણેનું પત્ર લખી મોકલ્યું....

"નુરેનજર આકિલખાન, શાહજાદી જેબુન્નીસાએ તમને ઇચ્છાપુર્વક પસંદ કર્યો છે, અને તમને પોતાના જમાઇ તરીકે સ્વીકારવામાં મને પણ કશો વાંધો નથી; માટે તમારે આ આજ્ઞા પ્રત્ર વાચી કોઇ પણ પ્રકારની ઢીલ ન કરતાં દીલ્હી તરફ આવવા રવાના થવું. લગનની બન્ને તરફની સામગ્રી અને તૈયારીનો ખરચ શાહી ખજાનામાંથીજ આપવામાં આવશે, એટલે તે વીષેની વ્યવસ્થામાં સમય વીતાડવો નહી.

શહેનશાહ ઔરંગઝેબ."

એક તરફથી બાદશાહે આવા પ્રકારનું પત્ર પાઠવ્યું. અને તે જાણીને બીજી તરફથી તેના કેટલાક દુષ્ટ શતરૂઓએ દશથી પંદર નનામાં કાગળો આકિલખાનપર રવાના કર્યાં. તે સર્વે પત્રોમાંની વીગતનો સાર એજ હતો કે; "શાહે તમારી તથા શાહજાદીની લાહોરમાંની છુપી મુલાકાતનો બધો ભેદ જાણી લીધો છે. અને તેથી તે કોઇ પણ પ્રકારે તમને દેલ્હીમાં બોલાવી તમારો જીવ લેવાના ઠરાવ પર આવી ચુક્યો છે; એટલા માટે જો જાનની સલામતી ચાહતા હોવ, તો દીલ્હી તરફ આવશો નહી, એટલુંજ નહી, પણ હવે લાહોરમાં પણ વધારે દીવસ રહેવામાં તમારી સલામતી નથી. પછી તો જેવી તમારી ઇચ્છા.

લી. તમારૂં ભલું ઇચ્છનાર તમારા મીત્રો."

દુષ્ટ મીત્રોનો આ ઉપદેશ ભોલા આકિલખાનને અક્ષરે અક્ષર ખરો લાગ્યો, અને તેના બાદશાહના પત્રના જવાબમાં લખી મોકલ્યું કે;—"હું જેબુન્નીસાના હાથનો સ્વીકાર કરીશ નહીં, એટલુંજ નહીં, પણ આજથી લાહોરની સુબેદારીને પણ છેલ્લા સલામ કરૂં છું." આવો જવાબ મોકલી તે છુપા વેષથી દેલ્હીમાં આવ્યો અને ત્યાં એક છુપી જગ્યામાં આશરો લીધો.

આ વારતા જ્યારે પ્રેમઘેલી જેબુન્નીસાના જાણમાં આવી, તે વેળાએ તેના હોશકોશ ગુમ થઇ ગયા; અને આકિલ જેવા પ્રેમીએ આવી રીતે વિશ્વાસઘાત શા કારણથી કીધો હશે એવો સવાલ દીવસ અને રાત તેના મનમાં થવા લાગ્યો. તે દીવસથીજ તેણે ખાનપાન તથા ગાનતાન સર્વેને છોડી દીધા. એક દીવસ અચાનક મનમાં કાંઇક વિચાર આવતાં તેણે આકિલના એક મીત્ર પર એક પત્ર મોકલ્યું કે જેનો સાર નીચે પ્રમાણેનો હતો;—

"મેં સાંભળ્યું છે કે, આકિલખાને-મુર્ખાઇથી રાજસેવાનો ત્યાગ કર્યો છે!"

જેબુન્નીસાના ભેદને જાણનાર અને તેના સુખદુઃખમાં ખરા અંતઃકરણથી ભાગ લેનાર જો કોઇપણ હોય તો તે માત્ર એકલી રોશનજ હતી. તે શાહજાદીનું ખાનગી કામ હંમેશ

ખુશીથી બજાવતી હતી. તે પત્ર લઇને આકિલના ગોલને આપવા જતી હતી એટલામાં રસ્તામાં છુપો વેશધારી ગારીલાજ ભેગો થઇ ગયો. તેણે એ પત્ર વાંચીને તરત પાછળ તેનો જવાબ લખી આપ્યો:—

"બુદ્ધીમાન એવું કામ શા માટે કરે કે જેને માટે પાછળથી પશ્ચાતાપ કરવો પડે?"

આટલો જવાબ લખી જવાનું કહી પોતાનો પત્તો નીશાન આપીને તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ હાયરે પ્રેમ! પ્રેમે તેનો પાછો કોપ પણ રીતે ન છોડ્યો તે નજ છોડ્યો. પરણવાનો તો તે અંગીકાર કરીજ ચુક્યો હતો, એટલે હવે બાદશાહ આગળ જવાનું તેનો ગુજ નહી, એથી આશક માશુક બન્નેએ છુપી રીતે મળવાનો ઠરાવ કર્યો. કેટલાક દીવસ તો એમ પણ ચાલતું રહ્યું. આજે હુમાયુના મકબરામાં મેળાપ થયો અને ખુબ દુઃખની વાતો ચાલી, તો કાલે કુતુબમીનાર પર મેળાપ થયો. પણ એમ ક્યાં સુધી ચાલી શકે વારૂ? ઔરંગઝેબ જેવા કપટી માણસ આગળ તેમ બનવાના ખેલ કેવા કામે કેટલાક દીવસ સુધી છુપાં રહી શકે? એ લોકોની છુપી મુલાકાતના સઘળા સમાચાર બાદશાહના જાણવામાં આવી ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.

એક દીવસ એ બેઉ પ્રેમી જોડાઓ શાહી બાગમાં સહેલ કરી રહ્યાં હતા. એટલામાં છુપા જાસુસોએ આકીલ અને શાહજાદીના બાગમાં હોવાના સમાચાર બાદશાહને પહોંચાડી દીધા. ઔરંગઝેબ તરત પાંચસો ઘોડે સ્વાર સહીત ત્યાં આવી લાગ્યો અને પોતના લશકરને ચારે તરફથી બાગને ઘેરીને ઉભા રહેવાનો હુકમ કીધો અને પોતે શાહી જગીચામાં દાખલ થયો. આ આફતની ખબર થોડીવાર પહેલાજ રોશનના જાણવામાં આવવાથી તેણે તેમને ચેતાવી દીધાં. પણ હવે બચાવની કોશીશ નકામી હતી, કારણકે ખબર ઘણીજ મોડી મળી હતી. આવા કટોકટીના વખતમાં બચાવનો શું ઉપાય કરવો! શાહના પગનો અવાજ સંભળાવા માંડ્યો. બન્નેએ પરવરદેગારને એવી પ્રાર્થના કરી કે "જમીન ફાડીને આ પળેજ અમને છુપાવીને જીવતા દફનાવી દે" પરંતુ પરવરદીગારે તેમની એ પ્રાર્થના સાંભળી નહી, અને જમીન કંઇ ફાટી નહી લાચારીએ પાસે પડેલી એક ખાલી દેગમાં આકીલખાનને બેસાડી તેના મોંઢાને શાહજાદીએ ઢાંકણાથી ઢાંકી દીધું. એ દેગની પાસે કેટલીક દેગો ચોખાની નીચે ઉતારેલી અને કેટલીક રંધાની ચાવલની દેગો ચુલાપર ચડેલી હતી. જેબુન્નીસા જરાક દૂર જઇને ફુલ વીણવા લાગી, તો જોકે તેના હાથમાં એક કલીને તોડવાની પણ શક્તી ન હતી. બાદશાહે પાલખીમાંથી નીચે ઉતરીને બધા સાથે વાતચીત કરતા કરતા જાસુસો પાસે ઝાડને પાંદડે પાંદડે શોધ કરાવી, પણ આકીલખાનનો કશો પત્તો મળી શક્યો નહીં. અંતે એક બે જણને તેણે કાનમાં કાંઇક કહ્યું અને તેઓ ચારેક સાહેલીઓને લઇને એક એકાંત જગ્યામાં ચાલ્યા ગયા. શાહે શાહજાદીને એક પળ માત્રને માટે પણ ત્યાંથી ખસવા ન દીધી

પેલી સહેલીઓને દુર લઇ જનારાઓએ ખુદા જાણે કાંઇ લાલચથી; મારથી કે ધમકીથી તેમની પાસેથી ખરી બીક કાઢી શાહને કહ્યું કે: પાદશાહ શાહજાદીને વાતોમાંને વાતોમાં દેગ પાસે લઇ ગયો. બધાં સાથેજ હતાં. તેને એક એક દેગ વીષે ચીવીચાવીને સવાલો પુછયા. જ્યારે આકીલખાનવાળી દેગ વીષે પુછયું, ત્યારે-શાહજાદીએ ગભરાઇને કહ્યું કે;-"આમાં મ્હારાં સ્નાન માટે ગરમ કરવાનું પાણી ભરીને રાખવામાં આવ્યું છે."

કાવી ઔરંગઝેબે મોઢું ઠેકાણે રાખીને કહ્યું કે;—"હવે સાંજનો વખત થવા આવ્યો છે એટલે જો મોડી નાહીસ તો શરીર બગડશે; માટે એ દેગને બળતા ચુલાપર મુકાવી દે કે પાણી ઝટ ગરમ થઇ જાય, અને તું સ્નાન કાર્યથી વહેલી પરવારી જાય."

જેબુન્નીસાએ એક બે વાર વાતને ઉડાવી દેવાના પ્રયત્નો કર્યા, પણ નિર્દય અને હઠીલા ઔરંગઝેબે તે ખીચારીની કશી પણ ચાલાકી ચાલવા દીધી નહી. તેણે પોતાના માણસોને એક ધગધગતા ચુલાપર દેગને ચઢાવી દેવાની આજ્ઞા કરી દીધી. એ વેલાએ ધર્મ સંકટમાં આવી પડેલી નીરાધાર શાહજાદીએ ફકલી પડીને કહ્યું કે;—"ના, ના, એ દેગને ચુલાપર ન મુકશો."

ઔરંગઝેબે પાછી આજ્ઞા કરી કે;-"એકદમ નવો ચુલો ખોદી તેમાં પાંચ સાત મણ સુકાં લાકડાં ભરી સલગાવી તેનાપર આ દેગ ચઢાવી શાહજાદીના સ્નાન માટે ઝટ ગરમ પાણી તૈયાર કરો."

બાદશાહની આવી આજ્ઞા થયા પછી શી વાર હોય વારૂ ? જોતજોતામાં ચુલો ખોદાયો, પાંચ સાત મણ લાકડાં તેમાં નખાવાં અને તેમને સળગાવી દેગને ચુલાપર ચઢાવી દેવામાં આવી. ભય અને દયાથી ફાટી જતી છાતીવાળી શાહજાદી લાકડાં સંકોચવાના બાહનાથી દેગ પાસે ગઇ એ વેળાએ હજી અગ્ની સહેજ સળગ્યો હતો તે ધીમાં સ્વરથી કહેવા લાગી કે;—

"માંહરા વહાલા અને જાનોજીગર આકીલખાન, આજ પવીત્ર અને સત્ય પ્રેમની પરીક્ષાનો પ્રસંગ છે. જો તું માહરો સાચો આશક અને જાનિસાર હોય અને મને દુન્યાની લયાનત મલામતથી બચાવવાજ માંગતો હોય, તો આ પળે પોતાના પ્રીય પ્રાણનું બળીદાન આપવામાં જરા પણ ઢીલ કરીશ નહીં! તાહરા બળવા પછી હું પણ સદા જીવંતી હોવા છતાં બળતીજ રહીશ !"

દયાળુ જેબુન્નીસાએ અંતઃકરણમાં પોતાના પ્રભુને વારંવાર પ્રાર્થના કરી કે;-"આ દયાહીન શાહને અહીંથી થોડીવારને માટે પણ દુર કર કે જેથી હું માહરા નિર્દોષ અને સત્ય પ્રેમીને આવી મૃત અવસ્થામાં પણ ઉગારી શકુ !" પણ તે હઠીલો બાદશાહ કોઇપણ રીતે ત્યાંથી ન ખસ્યો, તે નજ ખસ્યો. પણ વાહરે દૃઢ નિશ્ચયી આકીલખાન ! ધન્ય છે તાહરી પ્રેમ ભાવનાને કે બળીને ભસ્મ થઇ ગયો, પણ મુખમાંથી એકપણ અવાજ બહાર નીકળવા ન દીધો, એટલે સુધી કે ચુલા ઉપર દેગ પર જરાય ડગમગી નહીં !

આ દેખાવ ડોક્ટર બર્નિયરે પોતાની નજરે જોયો હતો અને તેથી તેને પોતાની બુકમાં એક જગ્યે લખ્યું છે કે;—"મેં માહરા જીવન કાળમાં કોઇ પણ પુરૂષને આવી વીરતા અને અચલતાથી પ્રાણનું બલીદાન આપતો જોયો કે સાંભળ્યો નથી !"

દયાહીન પિતાના ચાલ્યા જવા પછી નીરાશ શાહજાદીએ ઉતાવળ કરીને એમને સુવા પરથી નીચે ઉતારી; કારણ કે, હજી તેના મનમાં એવી આશા હતી કે, કદાચ હવે આકિલ-ખાન જેવા આશક માશુકને કોઇ પણ પ્રકારનું જીવતદાન આપ્યુ હશે; પણ ફોકત. એમને ઉતા-રતાંજ કમકમાટ ભરેલો દેખાવ જોવામાં આવ્યો અને તેને જોતાંજ જેબુન્નીસા એક ચીસ પાડી બેસુધ્ધ જમીનપર ઢળી પડી. એ પછી તે ઘણાક દીવસ સુધી એવીને એવી અવસ્થામાં રહી જ્યારે પણ શુધીમાં આવતી ત્યારે વીતેલા બનાવનું સ્મરણ થતું કે પાછી બેશુધ્ધ થઇ જતી. કેટલોક વખત આવી દશામાં કહાડયા પછી ધીમે ધીમે તે સાજી થતી ગઇ પણ પહેલાના જેવો એશ આરામ કરવો મોજ મજાહ કરવી છોડી દીધી; અને એકાંતમા બેસી રડતી રડતી પોતાના વહાલા આકિલની યાદ કરવા લાગી. જ્યારે તે આકીલને તેમજ તેના પ્યારને ભુલી ન ગઈ ત્યારે ક્રુર બાદશાહે તેને કારાગારમાં રાખી બંદીવાન કીધી.

એ કારાગ્રહમાંથી મુક્ત થવા પછી તે મરણ સુધી દેહલીમાં એક ખુણાગોજ બેસી રહી. એ પછી શાહજાદીએ જલસા મીજલસ કશામાં પોતાની હાજરી આપી નહીં.

---

## પ્રકરણ ૭ મું.

---

એક દીવસ જેબુન્નીસા નિયમ પ્રમાણે ખાનપાન કરી નીદ્રાવશ થઇ. લગભગ અર્ધી રાત્રીના સમયે તે જાગી અને અતિશય તરસ લાગવાથી બાંદી પાસે પાણી મગાવીને પીધું. તે સાજી તાજી હતી; પણ પ્રભાતમાં સહેજ જવરનો વિકાર દેખાયો; અને સાંજ સુધીમા તો તે ઘણોજ વધી પડયો અને પછી તે વધતોજ ગયો. સાત દિવસ તણે આવી સ્થીતીમા વીતાડયા અને આઠમે દીવસે આ સંસારને ત્યાગી પોતાના પ્રભુ અને પ્રેમીની સાથે સ્વર્ગમા પ્રયાણ કરી ગઇ.

જેબુન્નીસાના મરણ સમયે ઔરંગજેબ પહાનપુર નામક ગામમાં હતો. શાહી સવારો તેના મરણ સમાચાર અને વસીયતનામાને લઇને ત્યાં પહોચી ગયા, શાહે વસીયતનામુ વાચીને તેના શબને લાહોર મોકલી આપ્યુ. શાહજાદીએ પોતાના બનાવેલા નવાનકોટ પાસેના બાગમા પોતા માટે પ્રથમથીજ ચણાવી રાખેલા મકબરામા પોતાના શબને દફનાવવાની તે વસીયતમાં ઇચ્છા દરશાવી હતી, એટલે તેના શબને ત્યાંજ ભુમીદાહ કરવામાં આવ્યું.

સમાપ્ત.

# ડા૦ વામન ગોપાળનું




# સાર્સા. પરિલા.

સાર્સાપરિલા આજ સાઠ વર્ષથી પ્રખ્યાત અને લાખો દરદી-
ઓએ એનો ઉપયોગ કરી પોતાની નીરાશા દુર કરી છે.

લોહી એ મનુષ્ય જીવન છે તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન થાય છે માટે તે સુધારવા દરેક માણસને કાળજી લેવી જોઇએ, તેને માટે આ **સાર્સાપરિલા** વીના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદસ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડીપર કાળા ડાઘા પડવા, આગનું સુજી આવવું, શરીરમા બળતરા થવી, શરીરની ઉપર દેવી

સરખા ફોલ્લા થઇ આવવા વીગેરે

વીકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે.

**શીશી.૧ નો રૂ. ૧॥॥ ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પો. જુદું. ચાર શીશી એકદમ મંગાવનારને ખર્ચ**

**સહીત રૂ. ૪-૧૩-૦ પડશે.**

અમદાવાદ એજંટ—ગોકળદાસ મોતીચંદ પાસેથી
મળશે અમદાવાદ ઘાંચીની પોળ.

સુરત એજંટ—મી૦ અબ્બાસ પાનાચંદ સરૈયા
ઠે૦—ગુરાતપર ચોગાન

**ડા. ગોતમરાવ કેશવ એંડ સન ઠાકુરદ્વાર-મુંબઇ.**

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.
ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.
વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪.　　છુટક નકલ ૮ આના.
,,　,, પરદેશમાં રૂ. ૫.
૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું.　　જાનેવારી-ફેબ્રુઆરી, ૧૯૨૩.　　અંક ૫ મો-૬ ઠો.

અનુક્રમણિકા.



## તાકીદે જોઇએ છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. આના આઠ રોકડા આપીશુ. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં બધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેઓએ આ માસિકની ઓફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

# નવરંગ.

પુસ્તક ૮ મું. જાનેવારી-ફેબરવારી, ૧૯૨૩. અંક ૫-૬ ઠો.

## એક જરૂરી દરગુજર.

એક વેળા ફરીથી 'નવરંગ'ના મેહેરબાન વાંચકોની ધીરજની સખ્ત કસોટી કરી 'નવરંગ' આજે બે માસે અને બે માસનું સામટું દેખાવ દે છે, જે વાસ્તે એ કદરદાનોની માફી ચાહવી અવશ્યની લેખાશે.

'નવરંગ'ને નિયમીત રાખવા અમો કરતાં જાસ્તી ઇન્તેજાર ભાગ્યેજ કોઇ બીજુ હોશે, પણ કાંઇ ને કાંઇ અનિવાર્ય સબબોને સેર આજે છેલ્લાં ત્રણ ચાર સાલ થયાં તેમાં ખાસ કરીને જાનેવારી ફેબરવારીમાંજ મુદ્દત સેર નીકળી શકતું નથી અને પછી ડબલ અંક સામટો છાપી નીમમીત થવાની કોશીશ કર્યા સિવાય અમો કણે કોઇજ ઇલાજ નથી એ સુગ્ન વાંચકો સહેજ સેમજી શકશે.

વળી આ અંકમાં અમારી શબેતાની મોટી ચાલુ વારતા 'મોતનો દાવ !' અમો રજુ કરી શકયા નથી તે વાસ્તે અમો દિલગીર છીએ. એ વારતાનો એક અતિ રસીલો ને ગંજાવર હપ્તો માસ માર્ચનો અંકમાં આપવાની અમને ઉમીદ છે, કે જે અંક તેજ માસની આખેરી અગાઉ બહાર પડશે.

# "પ્યાર વગરની પરણેતર!"

## એક ટુંકી વાર્તા.

લખનાર—"Niobe."

"સુઈ જા હવે!" પોતાનાં ઘરડા, અશક્ત, ને માંદા ભર્થાર તરફ જોતાં ન્હાની ને સુંદર મેડલીના બોલી. "હું હવે બેનીડીકશન માટે જાઉં છું."

"તું હવે ત્યાં ઘણી વારંવાર જતી જોવામાં આવે છે, માહરી મેડલીના?" તેણે સવાલ કર્યો.

"એક સ્ત્રીને ધરમ સિવાય વધુ પ્યારૂં બીજું શું હોય?" તે ન્હાની પરણેતરે તીરસ્કારથી જવાબ વાળ્યો.

પોતાના હાથોમાં પકડેલી ભણવાની ચોપડી સાથ પોતાનું અલેહદાર સર ઉઠાવી ઉભેલી તે સુંદરી, ખચ્ચીત પ્યાર અને સુંદરતાનું એક મોહક ચિત્ર રજુ કરતી હતી. તે જવાન હતી—ઘણીજ જવાન—ભાગ્યેજ સત્તર વરસની જયારે તે ભર્થાર લગભગ સીતેરની ઉમરનો, નાકોઅત, લાઈલાજ ને મરવા પડેલો એક ડોસો હતો. તેની લાંબી સફેદ દાઢી, પીળી પડી ગયલી ચામડી, ને એક હાડપીંજરનો ખ્યાલ આપતા તે હાથો તરફ જોતાં તે કાળી આંખોમાં ધીક્કારના જવાળા ઉભરી આવ્યા. તે ઝીના લાલ હોઠો તીરસ્કારથી વળી ગયા.

"સુઇ જા હવે," તેણીએ તીણા સાહદે કહયું. "ને હું આવું ત્યાં સુધી હવે ઉઠતો ના. એક ગરમ કોફીનું કપ હું હમાં મુકી જવશ, કે જેથી રાતનાં પણ મને હાંક મારવાની તમને કાંઈ ગરજ રેહેશે નહિ. જવાન માણસોને ઉંઘ, ઘણી અગત્યની છે, તે તમારે જાણવું જોઇએ. ને હું હજુતો અઢાર વરસની બી નથી. જયારે તમે—આહ, ખોદા, છેક સીતેરના છેઓ!"

એમ બોલતી તે બાહર પડી. તે ઘરની બાહર પડતાંજ તેણીના ગાલ ઉપર ગોલાબ ખીલી રહયા. તે કાળી ગુસ્સાથી ચળકતી આંખોમાં કોઇ છુપો ખેંચાણકારક પ્રકાશ પથરાયો. ને ફુલ જેવે હલ્કે, ઝડપી કદમે, એક નાજુક પંખેરાંની અદાએ ખુશાલ ગાયણ ગાતી તે આગળ વધી.

કોઇનાં પાછળ આવતાં પગલાં સંભળાયાં. ને એક હાથ ઘણાજ ન્હેલથી તેણીનાં ગળાં આસપાસ વિંટળાયો.

"આહ! ડોરેડો!" તે ધીમા નરમ અવાજે બોલી, "શું એ તું છે!"

"મારા સીવાય બીજું કોણ હોઇ શકે, બીઠ્ઠી?"

"કોઇજ નહિ. પણ તું મારા પ્યાર! મારા પ્યાર!"

તેણે તેણીને અથાગ વ્હાલથી હૈયાં સરસી ચાંપી, ને સોહોબતવંતી કીસીસ તે સુંદર, ગોલાબી, મખમલ જેવાં સુવાળાં મુખ ઉપર કરી. એક મધુર, મનહરણ હસ્વું તે સોહોવામનાં ચેહેરા ઉપર ફેલાયું, ને પ્યારથી ભરપુર ધીમા, નરમ હલકે તે બોલી:-

"માહરાં કોરેડો! માહરા કોરેડો! હું નહિ ધારતી કે કોઇ દીવસ બી તું ડહાપણવાલો થાય! અરે કોરેડો, એક હઝાર આંખ, આય ચકચકીત ચાંદણીમાં કદાચ આપણને જોતી હોય! ને આપણે ઘણું સંભાળભર્યું થવું જોઇએ. ચંદ્રમાં એક થાળી જેવડો મોટો ને પ્રકાશિત છે. ને આહ, માહરા કોરેડો! જ્યારે ઉનાળો આવશે ને સઘળે ચકચકીત અજવાળું પંથરાશે, ત્યારે ઓ, વ્હાલા, આપણે કેમ કરીશું?"

"ત્યારે તું માહરી પોતાની કહેવાશે!" તેણે ઘણા ગુસ્સાથી કહ્યું.

"ખોદા આપણને મદદ થાય, વ્હાલા. પણ કદાચ—"

"કદાચ!" તેણે ઘણા જોશથી પોકાર્યું. "શા વાસ્તે કદાચ? અરે! જો વ્હાલી, તને કાંઇબી અંદેશો—કાંઇબી મુશ્કેલી લાગતી હોય તો—હું તને ગુંઠણીએ પડી અર્જ કરૂંછ, માહરા જીવ, માહરાં મોતી, કે માહરી સાથે ચાલ! કાંઇબી વધુ વસવસા વિના માહરી થવા તું કબુલ કર!"

"કોરેડો—" તે ગુંઠણીએ પડેલા જવાનના ચકચકીત માથાં ઉપર ઘણાં વ્હાલથી પોતાનો ગોરો ને ઘટમારો હાથ મેલી તે પરણેતરે કહયું. "એકથી અનેક વાર શું હું તને કહી ચુકી નથી કે, હું એક બીજાની પરણેતર છું. એક પરણેતર આહ, કોરેડો! એક પ્યાર વગરની પરણેતર! છતાં ઓ વ્હાલા, ખોદાની નજરમાં કોઈ બી એક બીજા લગન જેવડુંજ તે બંધનકર્તા છે. હું તને પરણવાને કે—આય પ્યારભર્યા બોલો સમજવાને વ્હીક છુટી નથી. આહ, કોરેડો! કોરેડો!"

"હું તે સમજું છું, ઓ, મેડલીના—" તેણે દીલગીરી, ઘણી નિરાશાથી કહયું. "પણ તે છતાં આય દીવસો—દીલચાક કરી નાખનારી જુદાઇ સાથ લેવા———"

ઘણા,, કઠણ છે ઓહ, બીલવેડ, જેમ તને તેટલાજ મને! પણ તે છતાં બી, માહરા કોરેડો, હું તેને મુકી આવી શકતી નથી. જો મોટીયો થોડાંક વરસ બી જવાન હતે—પોતાની સંભાળ લઇ શકવાને સામર્થવાન—તો કદાચ હું આવતે, પચાસ વરસ, કે કદાચ સાહઠનો બી તે હતે તો હું આવતે! અરે! પણ તે તો છેકજ અશક્ત, સીતેર વરસનો એક મરવા પડેલો ડોસો છે ને તેને આવી હાલતમાં એકલો મુકી હું આવી શકતી નથી. માહરૂં અંતઃકરણ તે કબુલે નહિ. ખુદ ખુદા વ્હીક નારાજ થાય!"

"માહરા પ્યાર! માહરા પ્યાર!" ગુંગળાતા દમે તે એટલુંજ બોલી શકયો.

"હશ! એ શું અવાજ છે?"

"મ્હારી વ્હાલી, વ્હેતાં નાળાંનો ખળખળાટ ને પક્ષીઓના ગાયન સિવાય બીજું વધુ તો હું કાંઈજ સાંભળી શકતો નથી."

"કોઈનાં પગલાં? ઓ, મોટા ખોદા!"

"માહરી ન્હાનકડી, માહરી વ્હાલી, તાહરા હ્રદયકંપનમાં ગભરાટના એક ધબકારા સિવાય એ કાંઈજ નથી, ને હોય તો ફક્ત કોઈ લવર્સ—"

"પણ મેં તો એકનાજ પગલાં સાંભળ્યાં. જો—" ધાસ્તીથી ધ્રુજતી, તેને વળગી પડતાં મેડલીનાએ કહ્યું. "સાંભળ!"

"જો કોઈ હોય બી તો ચંદનીમાં ફરતાં બે પ્યારાંઓ!" તેણે તેણીને ગળે લગાડી કહ્યું. "હું અજબ થાઉં છું. ઓ ખોદા, કે શા વાસ્તે કોઈ જીંદગી આટલી લંબાતી હશે? ખીતેર વરસ! ઓ મોટા ખોદા! હે પવિત્ર માતા! મને મદદ કર! ને આપ જુદાઈ જેમ બને એમ ટુંક ને ન્હેની—"

"બીલવેડ, હું જાઉં છું," તેને વધુ બોલતો અટકાવી તે ન્હાની રૂપસુંદરી બોલી. ફરી પાછા તે હોઠો મળ્યા. તે હેતવંતા હાથો એકમેકમાં ભેરવાયા. ને ઘણાં ઘણાં વ્હાલભર્યા હેતવંતા શબ્દો; ને ફરી જલદીજ મેલવાની કબુલાતો સાથ અંતે તેઓ છુટાં પડયાં. ફરી કદી નહિ મળવાના હોય તેમ-તુટી જતાં જીગરે-આંસુઓથી આંધળી બનેલી આંખો સાથ-તે પેહેલવાન તનનો, ખુબસુરત ચેહેરાનો જવાન માણસ-અને ઘરડા બેટાયોની તે ન્હાની પરણેતર!

"આહ, મેડલીના! માહરી તું કયારે થશે!" એ તેના શબ્દો તેણીનાં કાનોમાં વાગતા રહયા.

હવે તે ઘણી ઝડપથી તે દેવળ તરફ ગઈ, ને ત્યાં થતી પ્રાર્થનામાં જોડાઈ. ને તે મરવા પડેલા, ને દરદી ને મોતને કાંઠે આવતા ઘરડા ભરથારને વફાદાર રહેવાને, ને બની શકતી કાળજીથી તેની ખાતરદારી કરવાને તેણીએ ગનથી નક્કી ફરાદ કર્યો ને ત્યાર પછી કાંઈક હલકાં જીગરે, ને રાહત પામેલાં મને તે બાહેર પડી. અને ત્યાર પછી બી એકની એક તે ડરામણી યાદ કરાવતાં પોતાના ભરથારના ઘર ભણી નહી જતાં, તે પોતાની ઘરડી સગી બીએન્કાને મળવા ગઈ ને તાંહથી જયારે તે બાહેર પડી, ને પોતાના ઘર ભણી ચાલી, ત્યારે તેણીને વ્હાલા ડીકરાથી છુટા પડવાને લગભગ ત્રણ કલાક વહી ગયા હતા.

પોતાના વ્હાલાની કીસીઝ, ને તેની કરૂનામય છેલ્લી સલામનો વિચાર કરતીજ તે ઘરમાં દાખલ થઈ. પણ ત્યાં જતાં-તેણીએ શું જોયું? તે ઘરડો ખખ ભરથાર તો બાહેર જવા માટે તઇયાર થયલો, ને રાંધણીની સઘડી આગળ વાંકો વળી, પોતાના હાથો સેકતો બેઠેલો તેણીની નજરે પડયો.

"બેટાયો!" તે પોકારી ઉઠી. "શા વાસ્તે તમો ઉઠયાછ-ને કયાં કારણોસર બાહેર જવા માટે તમો તઇયાર છો? તમને શું ખબર નથી કે આવ શીયાળાની

ટાઢ ઘરડાઓ ખમી શકે તે કરતાં ઘણી વધારે છે, ને તમોએ બિછાનેજ રહેવું એમ શું હું તમને કહી નહી ગઈ હતી ?"

"માહરી મેડલીના, તે બધું તો ખરૂં–છતા હું ઉઠયોછ, આજની રાતે તુ માહરી સાથ ખાણું નહિ લે ? ઘરડા માણસ–અને તેની જવાન પરણેતર !" અને તે ઘરડા નડી સમજ પડે એવી ઉશકેરણીથી ઘણું કદરૂપું ખે ખે હસ્યો.

"આપણે સાથે ખાણું લઈશું, માહરી મેડલીના," તેણે પાછું કહ્યું "તાહરા ઘરડા ભરથારને તું ના તો નહિંજ પાડશે, ઓ, મેડલીના, તું કે જે પવિત્ર કલામોથી માહરી મોહોરદાર કબુલાયલી છે."

"પવિત્ર ઓલટર સનમુખ ગુંઠણે પડી લો મેં માહરૂં વચન આપ્યું હોય તો, ખુદા જાણે છે કે તે માહરી ખુશીનું નથીજ ! માહરા જુલ્મી કાકાના હોકમને મને નમવુંજ પડયું હતું ને હું તે વેળાએ એક ન્હાની અને નબળી છોકરી હતી. પણ હવે–મહેરબાની કરી, મને તમો એકલી છોડી જશો ? જો સપર તમુને જોઈતુંજ હોય તો, તે હું તમારા ઓરડામાં લાવી આપશ."

"માહરી મેડલીના" ધીકકારથી તે બોલાયલા શબ્દો ઉપર ધ્યાન નહિ આપતાં તે ઘરડાએ કહ્યું, "તું ધારેછ તેટલો ઘરડો ને અશકત હું નથી. આજે મને અજબ જેવું જોર અને શકિત આવેલાં લાગે છે. તેથી હું તો હયાંજ બેસી માહરી ન્હાની પરણેતર સનમુખ, માહરૂં રાતનું ભોજન લઈશ."

'તેની પરણેતર !' એ બે બોલો સાંભળતાં કમકમાતની એક ધ્રુજરી તેણીનાં નાજુક બદનમાંથી પસાર થઇ ગઇ. તે કાળી આંખો બળતા અંગારની પેઠે ચમકતી દેખાઈ, જે જોતાં તે ઘરડાના ચેહેરા ઉપર એક છુપું બેમાલુમ હસ્વું પથરાઇ રહ્યું.

"ન્હાની મેડલીના, તું જાણે છે કે આજે અહિંયા એક પહરાણો આવ્યો હતો. તું પારખી શકશે વારૂં, તે કોણ હતો ?" તે ઘરડા ભરથારે ઘણી મમતા, ને માયાના ઢાંગથી કહયું. જ્યારે તે પ્યાર વગરની પરણેતર તો હવામાં જોતી એક પુતળાં પેરે બેસી રહી.

"તે એક જુવાન માણસ હતો. ઉંચો અને કદાવર–ને વળી ઘણોજ ખુબસુરત."

"કોણ તે–એમીલ્યાનો દીકરો ?"

"નહિ, ઓ મેડલીના, તે તે નહિ હતો !"

"ત્યારે કોણ ? તમેઝો !" તેણીએ સવાલ કર્યો.

"તે તમેઝોખી નહિ હતો, ન્હાની પરણેતર !" ઘરડા મેટીયોએ કહયું, "તે તો કોઇ બીજોજ હતો. તે રસ્તા ઉપરથી પસાર થતો હતો. અને મેં તેને બોલાવ્યો. કારણ હું એકલો હતો. તેણે પહેલાં તો ના પાડી–પણ પછી મેં કાંઇ તેને કહયું. તેથી તે આવ્યો. ખરૂં કહું તો મેં તેને ત્યાં આવવાની ફરજ પાડી."

તે ન્હાની પરણેતર ખડખડાત હસી પડી.

"તમે તેને ફરજ પાડો ? મેટીયો–" તે ન્હાની પરણેતરે ઘણાં ધીક્કારથી કહ્યું, "માહરા મત પ્રમાણે એવા નવાઈ જેવા વિચારો કરવા કરતાં, બિછાનામાં તમારે જરા આરામ લેવો જોઇએ."

એમ કહેતાં તે હવે બારણાં તરફ ચાલી.

"ઉભી રહે માહરી ન્હાની પરણેતર, આ સાંભળીનેજ જા!" તેણે તેણીને જતી અટકાવી ને તેના અવાજમાં કાંઇ એવું તો વિચીત્ર ને ભય પમાડનારૂં હતું કે પોતાની મરજી ઉપરાંત તે ત્યાંજ થોભી ગઈ.

"મેં તેને કહ્યું, માહરી ન્હાની મેડલીના, કે પ્યાર વગરની માહરી ન્હાની પરણેતર ઘણી બિમાર હતી, બેનીડીકશનથી આવ્યા પછીથી, તે એકાએક ઘણી માંદી થઈ ગઇ હતી. ને તે તુરતજ આવ્યો. હવે તેં જોયું, મારી મેડલીના, મેં કેમ ફરજ પાડી તે ?"

કાંઈ નહિ સમજ પડે એવા ભયથી તે ઉઠીને ઉભી થઇ–ઘરડા માણુસની તે જવાન પરણેતર! તેની છાતી બધી ધ્રુજી આવી. જ્યારે તે હમેશાંના ગોલાબી, શાંત ચેહેરા ઉપરથી લોહીનું ટીપેટીપુ ઉડી ગયું હતું ઓક! તે શું કહેવા માગતો હતો ?

મોત કરતાં બી સફેદ બનેલા તે ચહેરા ઉપરનો અતીશે ગભરાત, ને તે કાળી આંખોમાં અશલ નિરાશી જોઇ તે ઘરડો ભરથાર ઘણો ગમત પામેલો જણાયો. તેના ચેહેરા ઉપર સુખ, અને કરારનીજ નિસાનીઓ પ્રગટી નીકળી, ને કેટલોક વખત સુધી તે ભયંકર આતુરતાની અગ્નિમાં જળતી ન્હાની પરણેતરની કાંઇબી દયા વિનાં તે ચુપજ બેઠો!

"પછી, ઓ, મેડલીના" તેણે તોવાવી, તોવાવીને શરૂ કીધું. "હુ તેને માળ ઉપર લઇ ગયો. જ્યાં તે માહરી ન્હાની પરણેતર બિમાર પડેલી કહેવાતી હતી જ્યારે ખરેખર તો પવિત્ર ઓલતર સનમુખ પોતાનાં જીગર–અને આત્માની રીહાઇ માટે ભક્તિમાં ગુંથાયલી હતી."

"અને પછી–ઓહ, માહરા ખુદા!" અને તે ન્હાની પરણેતરનો હંમેશાંનો મધુર અવાજ બહેક લાગે એવો કઠોર ને ઘાડો સમજાયો "પછી–ઓ, મેટીયો તમે તેનું શુ કીધું ?"

"પછી માહરી વ્હાલી, હું તો ફક્ત એક ઘરડો માણુસ છું, જ્યારે તે–તો ઘણો જોરાવર, જવાન, ને ખુબસુરત હતો. હું તેને શું કરી શકું. મેડલીના ? તેથી મેં તો ફક્ત તેને હાંકી કહાડયો એટલુંજ."

"તેને હાંકી કહાડયો ? ત્યારે શું કામ અંદર લાવ્યા ?" તેણીએ મોટા ગભરાતથી બુમ પાડી કહ્યું.

"તેને હાંકી કહાડવાજ માટે, માહરી મેડલીના" તે ઘરડાએ અજબ જેવું વિચીત્ર હસ્તાં કહ્યુ, "હાંકી કહાડવા માટેજ, મેડલીના, સદા સુખી માટે."

તે ઘરડા ભરથારનો દેખાવ એ વેળા એટલો તો વીચીત્ર, નબળો, ને નખામલો દીસ્યો, કે આ બધું તે તેણીને બિહધરાવવા ફક્ત રમુજનુજ કહેતો હતો, એ ખ્યાલથી તે હસી પડી.

"તમે તેને હાંકી કહાડો, બેટીયો ?" તેના એક હાડપીંજર જેવા નબળા, ઝુરી પડી ગયલા હાથો તરફ જોતાં પોતાની બેવજુદ ફીકરો માટે તે સુંદરી હસ્યા વિના રહી શકી નહિ. "તેને હાંકી કહાડો બેટીયો ? તમારા આવ હાથોએ ? હું એ કાંઈબી માનતીજ નથી. એ બધું મને બિહધરાવવા તમે ફોકટનુંજ કહો છો. ત્યાં કોઇબી જવાન માણસ હતોજ નહિ ને હવે માહરા બેટીયો, તમારે બિછાણે જવું જોઇયે, કારણ ઘણી થાક, અને હેજગારી તમને નુકશાન કરતી થઇ પડશે."

હવે તે ઝડપથી ત્યાંથી નીકળી, માળ ઉપર ચહડવા લાગી. તેણીનું મગજ સઘળું તપી આવ્યું હતું. કોઇ નહીં સમજ પડે એવી ફીકરથી તેણીનું હૈડું ધડકતું હતું. તે ઘરડા માણસની રમુજે તેણીને અજબ જેવી હદ સુધી નાકોઅત, ને નાસીપાસ કરી નાખી હતી.

માળ ઉપરના તે ઓરડાના બારણાં આગળ આવતાં તે ગુંઠણીએ પડી. ખ્યાલ નહી થઇ શકે એવાં દુઃખના બેઅટકાવ ડચકાંઓ તેણીના ગળાંમાંથી નીકળી પડયાં. અરે, ઓ દયાળુ ખુદા ! કોરેડાને મળવાને હજુણ તો કલાકોનો વીલંબ હતો, ત્યાં સુધી તે બાપડી કઇ રીતે ટકી શકે ?

તેણીની પાછળ કોઈનાં આવતાં પગલાં સંભળાયા. ઝડપથી તે ઉઠી ઉભી થઈ ને ધ્રુજતા હાથે ને ધડકતાં જીગરે તે બારણું ખોલી અંદર દાખલ થઇ.

કોરેડા તે બિછાણામાં હતો, એક કાળા બ્લેંકેટથી ગળાં સુધી ઢંકાયલો. તેની આંખો બંધ હતી, પણ અરે ! અફસોસ ! કે તે ઉંઘાયલો ન હતો. ને તે જોતાં તીવ્ર દુઃખની એક દયાજનક ચીસ સમેટ તે મરણ પામેલા વ્હાલાંની બાજુમાં તે કમબખ્ત છોકરી ફસડાઇ પડી.

તેની પાછળ આવતાં પગલાં વધુ નજદીક સંભળાયાં. તેણીનો ભરથાર તે ઓરડાના બારણામાં આવી ઉભો હતો. નબળા, બોખરા ભય પમાડે એવા વચિત્ર સાહદે તે કાંઈ કહેતો હતો. પોતાના કીનાની ફતેહનો બકબકારો તે કર્યોજ જતો હતો. પણ તે પટપટારો, બેહેરા, સુના કાનો પરજ પડતો હતો. ફાટેલી આંખ્યોએ ને ભાંગી જતાં અંતઃકરણે તે ન્હાની પરણેતર માથું નમાવી લોહીનાં આંસુઓએજ રડી.

"એ માહરા પાપની સજા છે." ખીન્ન ખીન્ન થતાં જીગરે તે રડી. "માહરા ભરથાર તરફ બેવફા ખ્યાલો વસાવવા માટેની ખુદા તરફનીજ એ સજા છે."

તે ફોકેફોક રડી. મોત માંગતી, તવલાટ કરતી તે ગુંઠણીએ પડી. બિછાણા ઉપરથી તપકતું લોહી, તે હતી તે બાજુએ આવી પડયું, ને ચમકી ઉઠી ને તે મરણ પામેલા વ્હાલા ચેહેરા ઉપર હાથ ફેરવી વીલાપ કરતી ઉભી. તેના માથા

નીચેનાં દુધ જેવા સફેદ ગલેપ ઉપર રાતાં લોહીનો એક મસમોટો ડાઘો હતો. જ્યારે તેની બાજુમાં લોહીથી ખરડાયલી એક છુરી તે કંગાળ ભરથારના હાથે લેવાયલા કીનાની ગુવાહી હતી.

ફરી પાછો તે ખોખરો એબ્યલ હસ્વાંનો સાહદ તે ઓરડામાં પથરાયો, અને પોતાના નબળા મરતા હાથોએ થયલાં તે ખુની કર્તવ્ય ઉપર મલકાતો, છલકાતો તે ડોસો સઘળો ખુલાશો કરતોજ રહયો અને કેવા ઠાગાથી તે પીલતન તનના તે ખુબસુરત જવાનને મારી નાખી શકયો હતો તે કેહેતાં તે ફરપીણુ પાછો હસ્યો.

પણ તેને કાંઇ જવાબ મળ્યો નહિ. પ્યાર વગરની તે પરણેતરતો તે વ્હાલાના સબ ઉપર માથું નમાવી પડીંજ રહી. કદી પણ પાછી નહિ ઉઠવા માટે ! આ દગાબાજ દુન્યાગાં ફરી કદી નહિ જોવા માટે !

થાકી થાકીને તે ઘરડો ભરથાર તે બે વ્હાલાંઓ તરફ ચાલી આવ્યો. અને તે મરણુ પામેલા જવાનની છાતી ઉપર માથું નાખી પરેલી તે માહુબુબનું સીર ઉઠાવી તેની આંખોમાં જોયું. તે આંખો બંધ હતી હંમેશાં તીરસ્કારથી બળી જતાં તે હોઠો ઉપર સ્વર્ગની શાંતીનું એક હસ્તું હતું. મરણુ પામેલા કોરેડોનાં ગળાં આસપાસ ચીપ્પત હાથો વિંટાળી તે પ્યાર વગરની પરણેતર સદાની શાંતીમાં જઈ સુતી હતી.

---

# ધન વીર નાર! ધન વીર નાર!!

## જંગે વરિયાવમાં પારસી બાનુઓનું અદભુત પરાક્રમ.

(વીરવિજય છંદ.)

ધર ધર કરતાં ધર્તિ ધ્રૂજે:
શું થયું તે કંઈ નહી સૂઝે, દળવાદળ ઘેરાય નભદ્વાર;
સાગરજળ વહે ખળખળતું જે, રૂધિરનીક થઇ વહે પૂરજ્હાર:
ધન વીર નાર! ધન વીર નાર! ૧.

રક્ત પ્રવાહ વહ્યો વરિયાવે,
ભીલો રણ ચઢયા દ્વેષભાવે, અમરદાદસાલને શુભ દિન;
મર્દો ક્યાની ખુશી જમાવે, એશઆરામમાં થઇ તલ્લીન:
ધન વીર નાર! ધન વીર નાર! ૨.

પણ ક્યાની જ્બુજ્બલ વીર નારો,
દેખી આ અચબુચ ધસારો, બખ્તરમાં થઇ સજ્જ તત્ક્ષણ;
શત્રુપર કર્યા પ્રહારો, પરદે ઢાંકી નિજ વદન:
ધન વીર નાર! ધન વીર નાર! ૩.

સપ સપ સપ ચાલે શમશીરો:
વૃષ્ટિમય થઈ વરસે તીરો, નેજા કરે નિજ ક્રૂર કામ;
પણ નવ ડગડગતી નાર વીરો, ધરી હૈયે વિલક્ષણ હામ!
ધન વીર નાર! ધન વીર નાર! ૪.

થણ થણ થણ થણ અશ્વો કૂદે:
ચકચકતી તરવારો ઉડે, ભાલાથી ભેદાય આકાશ;
શૂરવીરો અરિદળને છૂંદે, વર્તાવે નિજ હાક ચોપાસ:
ધન વીર નાર! ધન વીર નાર! ૫.

મચ્યું ધમસાણ રણસંગ્રામે:
શત્રુ પડતા ઠામે ઠામે, વીર નારો ઘૂમે અહીં તહીં;
દારૂણ યુદ્ધતણા પરિણામે, ભાગે કાયરઓ કહીં કહીં!
ધન વીર નાર! ધન વીર નાર! ૬.

વન વન ભાગે હિંસક પ્રાણી,
નવાઝતણો કારમો કેર જાણી, ઘર ઘર લે પક્ષી વિશ્રામ;
જોશે ચઢયું લોહી ઇરાની, ત્યાં કેમ રહે નિર્બળતું નામ?
ધન વીર નાર! ધન વીર નાર! ૭.

પણ દૈવકોપ એકદમ થયો ત્યાં:
નાર એકનો ઉડી રહ્યો ત્યાં, મુખવટો કરી તન પ્રત્યક્ષ;
ભેદ સઘળો ફૂટી ગયો જ્યાં, ખેંચાયું શત્રુનું લક્ષ:
ધન વીર નાર! ધન વીર નાર! ૮.

હો હો કરતા ભીલ ધસમસ્યા,
અબળાલોહીના થઇ તરસ્યા. રે રે ધિક્ક ધિક્ક હજાર!
પરદેપોશ વીરો બસ ફસ્યા, થયો તેમનો બહુ સંહાર:
ધન વીર નાર! ધન વીર નાર! ૯.

રોમ રોમ રાખનારી શુચિતા,
હતી સઘળી સુંદર વનિતા, કરવા શિલતણું રક્ષણ;
પાવન કરી તાપી સરિતા, અર્પણ કરી નિજ શુદ્ધ તન!
ધન વીર નાર! ધન વીર નાર! ૧૦

જયજયજયજયજય વીર નારો!
સૌ કાઢે આફ્રીન ઉદ્‌ગારો, દેખી તમના કામ અદભુત;
ઝળકાવ્યો સ્ત્રી ધર્મ પ્યારો, વધાવી સાનંદ યમદૂત:
ધન વીર નાર! ધન વીર નાર! ૧૧.

જે. એમ. હોરમસજી.

# ચર્ચાપત્ર.

## શાહજાદી જેબુન્નિસા.

(રા૦ રા૦ ઠક્કુર નારાયણ વિસનજીના લેખમાંથી.)

(નવરંગના ગતાંકમાં પ્રકટ થયેલી શાહજાદી જેબુન્નિસાની પ્રેમકથા પ્રતિ વાંચકોનું લક્ષ ખેંચીને સત્ય ઇતિહાસ વિષે માહિતી આપવાની આવશ્યકતા હોવાથી લખવાની જરૂર જાણી છે. શાહજાદી જેબુન્નિસાની પ્રેમકથા ઘણાઓએ આજ ધોરણે લખી નાખી છે, પણ તેમાં લેખકોનો વધુ દોષ નથી; કારણ કે મૂળ લેખના આધારે અનુવાદ થઈ આ કથાનો પ્રચાર થતો જાય છે. 'રા૦ રા૦ ઠક્કુર નારાયણ વિસનજીએ 'ગુજરાતી'ના સંવત ૧૯૭૭ ના દીવાળીના અંકમાં એ વિષય પર એક લેખ લખી શાહજાદી જેબુન્નિસાનાં આધુનિકકાળમાં પ્રચલિત થયેલાં જીવનવૃતાંત પર પ્રકાશ પાડી ઇસ્લામીઓને ઉપકૃત કરી સત્ય ઇતિહાસથી ગુર્જર જનસમાજને જાણકાર કર્યો છે. એ લેખ 'રા૦ દોરાબ બી. કટેલી'એ વાંચ્યો હતે તો તેઓ આ અસત્ય કથા લખવા માટે પરિશ્રમ લેતે નહિ. આ કથાની ઉત્પત્તિ માત્ર ત્રીસ ચાલીસ વર્ષ પુર્વેજ થયેલી છે; તેનો ઉત્પાદક લખનૌનિવાસી એક મુસલમાન ઉર્દૂ લેખક છે. ઘણુજ ખેદની વાત છે કે અમારાજ ધર્મ-બંધુના હસ્તે પોતાની ધર્મ ભગીનીનાં નામને કલંકિત કરવામાં આવ્યું છે. આ કથાની અસત્યતા સપ્રમાણ સાબિત કરવા 'રા૦ ઠક્કુર'ના લેખમાંથી કેટલોક ભાગ આ સ્થળે ઉતારી તે પવિત્ર ચારિત્ર્ય સાધ્વી સ્ત્રીના નામને કલંકિત થતું બચાવવા યત્ન કર્યો છે—(એમ. એ. વાસિફ)

જેબુન્નિસા બાદશાહ ઔરંગઝેબની દિલરાસ બાનૂ બેગમના ઉદરથી જન્મેલી જ્યેષ્ઠ પુત્રી હતી. ઈ. સ. ૧૬૩૮ ના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે દક્ષિણમાં દોલતાબાદ નામક નગરમાં તેનો જન્મ થયો હતો. કાશ્મીર નિવાસી મીરજા શુક્રલ્લાહની સુશિક્ષિતા તથા બુદ્ધિમતી પત્ની હફિજા મરયમ શાહજાદી જેબુન્નિસાની સુશિક્ષિકા હતી. જેબુન્નિસાએ ફારસી તથા અરબી ભાષાનો એવો અને એટલો અભ્યાસ કર્યો હતો કે એ વિષયમાં સારા સારા વિદ્વાનો પણ ભાગ્યેજ તેની પ્રતિસ્પર્ધા કરી શકતા હતા. જેબુન્નિસાએ સમસ્ત કુરાન શરીફ મુખોગત કરેલું હોવાથી ઔરંગઝેબે તેના ઉપર અતિશય પ્રસન્ન થઈને તેને ત્રીસ હજાર સોના મોહુરો ઇનામ તરીકે આપી હતી. નસ્તલિક, નસ્ખ અને શિકસ્તા નામક ભિન્ન ભિન્ન ફારસી લેખનકળામાં તે એટલી નિષ્ણાત હતી કે એ ત્રણે પ-

દ્ધતિ અનુસાર ફારસી લિપિમાં તે અતિશય શુદ્ધતા તથા સુંદરતાથી લખી શકતી હતી. તેના ગ્રંથાલય જેવો તે સમયમાં અન્ય કોઇપણ ખાનગી ગ્રંથાલય અસ્તિત્વ ધરાવતો ન હતો. મુલ્લા સફીયુદ્દીન આર્દબેલી નામક એક વિદ્વાન શાહજાદીના આશ્રયથી આનંદપુર્વક કાશ્મીર જેવાં ઉત્તમ સ્થાનમાં વસતો હતો તેણે 'તફસીર કબીર નામક અરબી ગ્રંથનો ફારસી ભાષામાં અનુવાદ કરીને પોતાની આશ્રયદાત્રીના નમને અમર રાખવાના ઉદ્દેશથી પોતાના કરેલા તે અનુવાદગ્રંથને 'જેબુત્તફસીર' એ પ્રમાણેનું યોગ્ય નામ આપ્યું હતું. એવીજ રીતે તેના આશ્રિત વિદ્વાનોએ લખેલ કેટલાક લઘુ તેમજ મોટા ગ્રંથ (બહુધા ધાર્મિક ગ્રંથો) સાથે પણ તેનું નામ જોડાયલું જોવામાં આવી શકે છે. એમ કહેવામાં આવે છે કે શાહજાદી જેબુન્નિસા સારી કવયિત્રી હોવાથી 'મખ્ફી' તખલ્લુસથી ફારસી ભાષામાં કાવ્ય કરતી હતી

અસ્તુઃ વર્તમાન ભારતિય સાહિત્ય ક્ષેત્રમાં જેબુન્નિસા કેટલીક પ્રેમકથાઓની નાયકા (Heroine) થઇ પડી છે. જેબુન્નિસાના આકિલખાન સાથેના પ્રણય સંબંધનો અથવા અન્ય કોઇ પણ પુરૂષ સાથેના પ્રેમ સંબંધનો ઔરંગજેબ બાદશાહના રાજત્વ કાળમા તેમજ ત્યાર પછીના પચાસ વર્ષના કાળાવધિમાં લખાયલા ગ્રંથોમાં લેશ માત્ર પણ ઉલ્લેખ નથી. ઐતિહાસિક દ્રષ્ટિથી આ પ્રેમકથાની પરિક્ષા કરતાં તત્કાળ આપણા જોવા તથા જાણવામાં આવી જાય છે કે ગુપ્ત પ્રેમીને દેગમાં નાખીને મારી નાખવાની કથાનો જેબુન્નિસાની ફૈઇ જહાનઆરા સાથે સંબંધ હોવા છતાં એ કથાના સંબંધને બળાત્કારે જેબુન્નિસા સાથે જોડી દેવામાં આવ્યો છે; કારણ કે 'સ્તરિયા દોમોગોર'ના પ્રથમ ભાગમાં ૨૧૮ માં પૃષ્ઠમાં મનચીએ જહાનઆરાના સંબંધમાં એ કથાનો ઉલ્લેખ કર્યો છે. તેમજ બર્નિયરે પણ પોતાના 'Travels in the Mogul Empire' નામક ગ્રંથમાં ૧૩ મા પૃષ્ઠમા જહાનઆરાના ગુપ્ત પ્રેમની એવાજ પ્રકારની કથા આપેલી છે. આ વિરોધની સિદ્ધિના કાર્યમાં પ્રથમ આકીલખાનના સત્ય પરીચયની આવશ્યકતા હોવાથી પ્રથમ આકિલખાનનો પરિચય કરાવવો યોગ્ય ગણાશે.

મીર અસ્કરી કે જે પાછળથી આકિલખાનના નામે ઓળખાયો હતો તે ઇરાનના ખાફ નામક સ્થળનો નિવાસી હતો; દિલ્લીના વજીરનો પુત્ર ન હતો પાદશાહ શાહજહાંના રાજત્વ કાળમાં ઇ. સ. ૧૬૫૨ થી ૧૬૫૭ સુધી જ્યારે ઔરંગજેબ દક્ષીણનો સુબેદાર હતો તે વેળાએ શાહજાદા ઔરંગજેબની સેવામાં તે એક જિલોદાર અશ્વસેનાધિકારી તરીકે નિયુકત હતો. આકિલખાન એ પૂર્વેજ એક શાયર કવિ તરીકે નામના મેળવી ચૂકયો હતો. ઔરંગજેબે ઇ. સ. ૧૬૫૮ માં દિલ્લીના સિંહાસનને મેળવવા પ્રયાણ કર્યું, તે વેળાયે તેને દૌલતાબાદના કિલ્લામાં રાખી ગયો હતો. આકિલખાન ૧૬૬૦ માં દિલ્લીમાં આવ્યો હતો, અને ત્યાર પછી બે મહિના રહીને તેને 'મિયાં દુઆબ'નો ફોજદાર બનાવવામાં આવ્યો હતો; પરંતુ ઇ. સ. ૧૬૬૨ માં એ હોદ્દો બીજા અફસીને આપતાં જુલાઇ માસમાં એ પદવીના ભારથી મુકત થયો હતો. પ્રકૃતિની અસ્વસ્થતાના કારણથી નવેમ્બર મહિનામાં બાદશાહે તેને લાહોરમાં જઇ રહેવાની પરવાનગી આપી અને રૂપીઆ ૭૫૦ નો માસિક વજીફો

(પેન્શન) બાંધી આપ્યો. ઈ. સ. ૧૬૬૩ ના નવેમ્બરમાં ઔરંગઝેબ પોતાના કુટુંબ સહિત કાશમીરથી પાછો ફરતાં લાહોરને રસ્તે દિલ્હી જવા નીકળ્યો; તે વેળાએ આકિલખાને તેની લાહોરમાં સારી ખાતિર બરદાસ્ત કરી. બાદશાહ ઔરંગઝેબે તેને સાથે લીધો. ૧૬૬૪ માં તેને 'દીવાને ખાસ'ના મુખ્ય પેશકારના ઓહદ્દાપર નીમી દીધો. ઈ. સ. ૧૬૬૬ માં એથી પણ મોટી પદવી પર ચઢાવવામાં આવ્યો. ત્યાર પછી ડાકચોકીના દરોગાનો ઓહ્દો અપાયો; પરંતુ ઈ. સ. ૧૬૬૯ માં તેણે એ ઓહ્દાનું રાજીનામું આપી દીધું. એ પછીના સાત વર્ષ તેણે કેમ વીતાડયા એનો કશો ઉલ્લેખ મળી શકતો નથી. ઇ. સ. ૧૬૭૬ ના અકટોબરમાં તેને માસિક રૂ. ૧૦૦૦ નો પગાર બાંધી આપવામાં આવ્યો! ૧૬૭૯ ના જાન્યુઆરીમાં ફુયમ ખજાનચી તરીકે નોકરીમાં રાખવામાં આવ્યો, '૧૬૮૦ ના અકટોબરમાં દિલ્હીનો સુબેદાર નીમાયો અને એજ ઓહ્દાને ભોગવતો તે ૧૬૯૬ માં જન્નતનશીન થયો હતો.

આકિલખાનના જીવનચરિત્ર પરથી સ્પષ્ટ જાણવામાં આવી શકે છે કે તરૂણ આકિલખાનના દેગમાં છુપાઇને બળી મરવાની કથા સર્વથા અસત્ય છે. બાદશાહની ક્રુરતાથી આકિલખાન તારૂણ્યમા સંસારમાંથી વિદાય થયો હતો એ કથાને સર્વથા નિર્મુળ કરનારી સત્ય કથા તો એ છે કે તે પોતે પરણ્યો હતો. સીત્તેર વર્ષથી પણ વિશેષ આયુષ્ય ભોગવ્યા પછી તેનો દેહાંત થયો તે વેળાએ તે પુત્રોનો પિતાજ નહિ પણ પૌત્રોના પિતામહ થયાના ભાગ્યને પ્રાપ્ત કરી ચૂકયો હતો, કારણ કે તેના મીત્ર મીરજા બેદીલના કાગળો મળી આવ્યા છે તેમાંના એક કાગળમાં કૈયુમખાનને આકિલખાનના પુત્ર તરીકે ઓળખાવ્યો છે. તથા શુકુલ્લાહખાન અને શાકીરખાનને તેના દામાદો-જમાઇઓ તરીકે ઓળખાવેલા છે.

વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં જેબુન્નિસાના જીવન ચરિત્રનો લાહોર નીવાસી ઉર્દુભાષાભીજ્ઞ લેખક ધૃષ્ટાપુર્વક કહે છે કે દેગમાં ગુંગળાઇને બળી જનારા આકિલખાનના મૃત્યુની ઘટનાને ડાકટર બર્નીયરે પોતાની દ્રષ્ટીથી જોઇ છે. આ ધ્રૃષ્ટતા નહી તો બીજું શું? બર્નિયરે એ કથા મનુચીના ગ્રંથમાંથી ઉપાડી લીધી છે એટલે પછી જોવાની વાત કયાં રહી વારૂ? મૂળ વિનાની શાખાઓ નહી તો બીજું શું?

શાહી ઇતીહાસ દર્શાવે છે કે શાહજાદા અકબરે બાદશાહ વિરૂધ્ધ બળવો જગાડયો હતો તે સાથે રાજદ્રોહમાં સામેલ થવાના અપરાધની શિક્ષા તરીકે જેબુન્નિસાને બંદીવાસ આપવામાં આવ્યો હતો; એ વિના શાહજાદીના કારાગૃહવાસનું બીજું કોઇ કારણ હતુંજ નહી. "જયારે અકબરે જગાડેલો બળવો શાંત થયો અને ઇ. સ: ૧૬૮૧ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે અજમેર પાસેની ઉજડ છાવણીનો કબજો શાહી ફોજે લઇ લીધો તે વેળાએ જેબુન્નિસાના અકબર સાથેના પત્રવ્યવહારનો ભેદ જાણવામાં આવતાં તેને જે વાર્ષીક રૂપીઆ ચાર લાખ અપાતા હતા તે બંધ થયા, તેની સ્થાવર તથા જંગમ સંપત્તિ જપ્ત કરી લેવામાં આવી

અને દિલ્લીના સલીમગઢનામક કીલ્લામાં તેને બંદી [ કેદી ] તરીકે રાખવામાં આવી."
(મઆસીરે આલમગીરી; પૃષ્ટ ૨-૪).

સલીમગઢના કીલ્લામાં કયદ થયેલી જેબુન્નિસાનો તેના જીવન કાળમાં છુટકારો થયો હોય, એમ કોઇ પણ પ્રમાણથી સિધ્ધ થઇ શકતું નથી. શાહી ઇતીહાસમાં તેની મરણ ઘટનાને આવી રીતે એક પત્રથી વર્ણવેલી છે: દિલ્લીના એક પત્રથી શાહના જાણવામાં આવ્યું કે શાહજાદી જેબુન્નિસાએ પરવરદિગારના રહેમના બુર્કાને પકડી લીધો હતો. (શાહજાદી જેબુન્નિસાના મૃત્યુની ઘટના ઇ. સ. ૧૭૨૦ ના મે માસની ૨૬ મી તારીખે બની હતી) પોતાની પુત્રીના મરણથી પ્રેમ આધિક્ય બાદશાહ ઔરંગજેબના હૃદયમાં એવો તો શોકનો આઘાત થયો કે તેના નેત્રોમાંથી તત્કાળ અશ્રુનું વહન થવા લાગ્યું હતું. અંતે તેણે પોતાનો શોક સમાવીને સૈયદ અજમદખાન, શેખ અતાઉલ્લાહ તથા હાફિજખાનને શાહજાદીના નામથી ખયરાત કરવાનો તથા પ્રથમથી કરેલા નિશ્ચય પ્રમાણે દિલ્લીના બાહ્ય ભાગમાં આવેલા જહાનઆરાની મિલકત તરીકે ગણાતા ત્રીસ હજાર વૃક્ષોવાળા બગીચામાં મકબિરો બંધાવવાનો હુકમ આપી દીધો

શાહજાદી જેબુન્નિસાના મૃત દેહને દિલ્લીના કાબુલી દરવાજા બહારના 'ત્રીસ હજાર વૃક્ષોવાળા બગીચા'માં બર્હીદાહ આપવામાં આવ્યો હતો અને ત્યાં તેની કબ્ર અને મકબિરો પણ બંધાવવામાં આવ્યા હતા; પરંતુ તે સ્થાન રાજપુતાના માળવા રેલ્વેની વચ્ચે આવવાથી તેને કેટલાક વર્ષોની વાત પર પાડી નાખવામાં આવ્યા છે. એટલે હવે જેબુન્નિસાની કબર પણ આ ફાની દુન્યામાં બાકી રહી નથી; અર્થાત જો તેની કઇ પણ વસ્તુ બાકી હોય તો તેની પવિત્રતા તથા વિદ્વતાની કીર્તિ જ છે; કારણ કે સર્વનાશક કાળમાં પણ કીર્તિના દુર્ગને ધરાશાયી કરવાનું સામર્થ્ય નથી, એટલાજ માટે શીષ્ટજનો કહી ગયા છે કેઃ-

"નામ રહંતા ઠક્કરાં, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયા નહીં પડંત!"

(પેન્શન) બાંધી આપ્યો. ઇ. સ. ૧૬૬૩ ના નવેમ્બરમાં ઔરંગઝેબ પોતાના કુટુંબ સહિત કાશ્મીરથી પાછો ફરતાં લાહોરને રસ્તે દિલ્હી જવા નીકળ્યો; તે વેળાએ આકિલખાને તેની લાહોરમાં સારી ખાતિર બરદાસ્ત કરી. બાદશાહ ઔરંગઝેબે તેને સાથે લીધો. ૧૬૬૪ માં તેને 'દીવાને ખાસ'ના મુખ્ય પેશકારના ઓદ્ધાપર નીમી દીધો. ઇ. સ. ૧૬૬૬ માં એથી પણ મોટી પદવી પર ચઢાવવામાં આવ્યો. ત્યાર પછી ડાકચોકીના દરોગાનો ઓદ્ધો અપાયો; પરંતુ ઇ. સ. ૧૬૬૯ માં તેણે એ ઓદ્ધાનું રાજીનામું આપી દીધું. એ પછીના સાત વર્ષ તેણે કેમ વીતાડયા એનો કશો ઉલ્લેખ મળી શકતો નથી. ઇ. સ. ૧૬૭૬ ના અકટોબરમાં તેને માસિક રૂ. ૧૦૦૦ નો પગાર બાંધી આપવામાં આવ્યો! ૧૬૭૯ ના જાન્યુઆરીમાં દુય્યમ ખજાનચી તરીકે નોકરીમાં રાખવામાં આવ્યો, '૧૬૮૦ ના અકટોબરમાં દિલ્લીનો સુબેદાર નીમાયો અને એજ ઓદ્ધાને ભોગવતો તે ૧૬૯૬ માં જન્નતનશીન થયો હતો.

આકિલખાનના જીવનચરિત્ર પરથી સ્પષ્ટ જાણવામાં આવી શકે છે કે તરૂણ આકિલખાનના દેગમાં છુપાઇને બળી મરવાની કથા સર્વથા અસત્ય છે. બાદશાહની ક્રુરતાથી આકિલખાન તારૂણ્યમા સંસારમાંથી વિદાય થયો હતો એ કથાને સર્વથા નિર્મુળ કરનારી સત્ય કથા તો એ છે કે તે પોતે પરણ્યો હતો. સીત્તેર વર્ષથી પણ વિશેષ આયુષ્ય ભોગવ્યા પછી તેનો દેહાંત થયો તે વેળાએ તે પુત્રોનો પિતાજ નહિ પણ પૌત્રોના પિતામહ થયાના ભાગ્યને પ્રાપ્ત કરી ચૂકયો હતો, કારણ કે તેના મીત્ર શીરજત બેદીલના કાગળો મળી આવ્યા છે તેમાંના એક કાગળમાં કૈયુમખાનને આકિલખાનના પુત્ર તરીકે ઓળખાવ્યો છે, તથા શુકુલ્લાહખાન અને શાકીરખાનને તેના દામાદો-જમાઇઓ તરીકે ઓળખાવેલા છે,

વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં જેબુન્નિસાના જીવન ચરિત્રનો લાહોર નીવાસી ઉર્દુભાષાભીજ્ઞ લેખક ધૃષ્ટાપુર્વક કહે છે કે દેગમાં ગુંગળાઇને બળી જનારા આકિલખાનના મૃત્યુની ઘટનાને ડાકટર બર્નીયરે પોતાની દ્રષ્ટીથી જોઇ છે. આ ધ્રુષ્ટતા નહી તો બીજું શું? બર્નિયરે એ કથા મનુચીના ગ્રંથમાંથી ઉપાડી લીધી છે એટલે પછી જોવાની વાત કયાં રહી વારૂ? મૂળ વિનાની શાખાઓ નહી તો બીજું શું?

શાહી ઇતીહાસ દર્શાવે છે કે શાહજાદા અકબરે બાદશાહ વિરૂધ્ધ બળવો જગાડયો હતો તે સાથે રાજદ્રોહમાં સામેલ થવાના અપરાધની શિક્ષા તરીકે જેબુન્નિસાને બંદીવાસ આપવામાં આવ્યો હતો; એ વિના શાહજાદીના કારાગૃહવાસનું બીજું કોઇ કારણ હતુંજ નહી. "જ્યારે અકબરે જગાડેલો બળવો શાંત થયો અને ઇ. સ: ૧૬૮૧ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે અજમેર પાસેની ઉજાડ છાવણીનો કબજો શાહી ફોજે લઇ લીધો તે વેળાએ જેબુન્નિસાના અકબર સાથેના પત્રવ્યવહારનો ભેદ જાણવામાં આવતાં તેને જે વાર્ષીક રૂપીઆ ચાર લાખ અપાતા હતા તે બંધ થયા, તેની સ્થાવર તથા જંગમ સંપત્તિ જપ્ત કરી લેવામાં આવી

શુરગીન ગયો અને હવે પારસનો શાહ અર્દેશીર વીચારના વમળમાં ત્યાંજ ઊભી રહયો. આજે સહવારનો શીકારની શોધમાં નીકળેલો તે એને ફાક તુફાનના બાએસથી છેક અહુરમજદના મેદાન સુધી ચાલી આવ્યો હતો, કે જ્યાં લડાઈના દીંગાણા સીવાય તેનું કદી બી આવવું થતું નહી. એ સમે તેના મગજમાંથી હજારો ખ્યાલો પસાર થતા હતા. તે એક દાનાવ ને ભલા શાહ તરીકે સર્વેમાં જણાયલો હતો, મગર આ તરફની હુરહરાજ પડેલી તેની રંક રઈયત પણ તેમજ માનતી હતી કે કેમ તે જાણવાની તેને હયાં એકાએક તલબ થઈ આવી. તેની બહોળી ગાદેકીના બાએસથી આજદન તક કદી તેને તેવી જાની તપાસ કરી હતી નહી અને ત્યારે હવે આજે તેને એક તક નહી ધારેલી એકાએક મળી આવની હતી તો તે ઉપર આજ રાતેજ અમલ કરવાનો નેક કસદ તેને તુરત મનસે કરી લીધો. જ્યારે એક ગરીબ ખુરજીગરના નાના મકાનમાં તે તે પછી દાખલ થયો ત્યારે તેને આજ રાતના તોફાન વાસતે ખુદાના શુકરાનાં કીધા.

તે એક પ્રમાણીક માણસની જેવી તેની ઝુંપડી હતી કે જેમાં એક શાહ તરીકે તે દાખલ થતો ન હતો અને તો પણ પોતાની આમદમાં જે દેખાઈની ખુશનુદી તે તેમને માટે લઈ જતો હતો તે તેઓના કરપાયલાં આવકાર ઉપરથી જોઈ લઈ શકાતું હતું.

"મુબારક તમારાં કદમ," એક ઓરતના મીઠા વાજળી જેવા અવાજે તેઓને આવકાર દેતાં કહયું. "આજ રાતના તુફાનમાંથી પસાર થતા દરેક મુસાફરનો ખુદા નીગેહબાન થાઓ."

જવાબમાં શાહ અર્દેશીર નમ્યો અને મનમેં વચાર્યું કે આવા ખુલખુલી અવાજથી બોલાયલા સાચા દીલના આશીરવાદ તેને પારસની દરબારમાં કોઈબી બાનુના મુખથી કહીબી સાંભળ્યા હશે કે? તેને તે પછી તે ભલાં કુટુંબની દરેક પરપુછ કરી.

"મારૂ નામ કોબાદ છે," સાહેબ તેને પુછાયલા સવાલમાં જવાબ કરતાં તે ભલા ખુરજીગરે કહયું "અને આ મારો એકનો એક બેટો નરી છે." તેને વધાર્યું. હયાં એક વરસ ચૌદેકના છોકરાએ પોતાની ઓળખના જવાબમાં એક ગગરૂર નમન તે શાહને કર્યું. વળી તેઓ ખેડુત હતા તે જાણવા પછી તેમના ધંધાને લગતી કેટલીક કાળજીભરી પરપુછ પણ તેને કરી કે જે દરમ્યાન ખાણું તઈયાર હોવાની ખબર તે ખુરજીગરની નેક નારે તેઓને હવે આપી.

તે સાંભળી તે બન્ને મહેમાનો ખચીત ઘણા અજબ થયા. તેઓએ તે રાતને માટે ફકત એક છાંયડાનો આસરો માગ્યો હતો કે જ્યારે આ કોઈ ભલાં ખેડુતો તેઓને પોતાના ખાણાનો ગરીબ હીસ્સો આપીને પોતાની સાચી મહેમાનગીરી સાબીત કરી આપતાં હતાં.

અવ્વલ શાહ અર્દેશીર અચકાયો ખરો મગર ઘણુક કલાકોનો ભુખો હોવાથી તેમજ ખુદા શુરગીનનો વીચાર થતાં તેને મોટા હેરાન વચ્ચે તે ભલી મહેમાન

દારી કબુલ રાખી. વળી પકાવવાના હુન્નરમાં પરવીન એક ગરીબ ભરવાડણના સુંદર હાથોએ બનાવેલી જાડી રોટી કે નાન ને સુસરૂં પણ સ્વાદીસ્ટ ખાણું ખાવાની આવી અચ્છી તક હવે પછી તેને જીંદગીમાં ક્યાં મળનાર હતી? અને ત્યારે તેઓ સુફરા ઉપર બેઠા, જવાન નરીને એક ખીદમતગારની અદાથી પોતા પાછળ ઉભેલો જોઇ શાહે રમુજ કરી,

"બેટા, તને મારો ખીદમતગાર થવા ગમશે?"

"નહી સરદાર." તે જવાન છોકરાએ તેને કોઇ સરદાર તરીકે માની લેતાં મોટી મગરૂરીથી ના પાડી. "મારા મહેમાનની ખીદમેતમાં ખડું રહેવામાં મેંને મોટું માન હાંસલ થાય છે. મગર ખીદમતગાર તરીકેની એક જીંદગી હું કદી બી પસંદ કરૂંજ નહી."

"હું સમજ્યો હવે." રાજાએ તેના બોલવાથી ગમત પામી પાછું કહયું, "રાજા કે શાહજાદાઓની ખીદમતની તું ત્યારે આર્જુ કરતો હશે."

તે છોકરાનું સુંદર શીકલ માથું તે શબ્દોની અસરથી મોટા તોરમાં ઉંચે ઉંચકાયું.

"જરા બી નહી." તેને તેવાજ તોરથી તો પણ અદબથી જવાબ કર્યો. 'કોઈ શાહોના શાહની ખીદમતની પણ મેં કદી તલબ કરી નથી. વળી દરમી જીંદગીમાં આજ ને કાલ તો પ્રમાણીક માણસોની કશીબી સલામતી છેજ નહી તો પછી મારા બાપીકા નેક ધંધાને ઠોકરે મારી એક ખીદમતગાર તો શું પણ તેથી ઉંચા દરજાનો માણસ થવાની પણ હું કદી પરવા કરૂં નહી."

શાહ અર્દશીર તેના શબ્દોથી ચોંકયો ને અચરત થયો—તે નાના બચ્ચાંના બોલવામાં કંઇ ભરમ હતો ખરો ને ત્યારે હવે જે જાણવા ને સાંભળવા તે આટલો ઇંતેજાર હતો તેજ તેને અનાયાસે મળી જતું હતું એ ખ્યાલથી તે મનસે ઘણો ખુશી થયો ને તેજ વાત જારી રાખી. "ભલા ફેરાબાદ" હયાં તેને વળી જરા થોભી પાછું પુછ્યું. 'ત્યારે તુંને બી શાહી દરબારનો ને ઉમરાવોનો એવોજ ડર છે કે?"

"તે મને પુછવાની કશી જરૂર નથી, સરદાર. જો તું પારસનોજ રહીશ હશે તો જાણતો હશે કે પારસ તેમજ આપણા શાહને તાબેના ઘણાક શહેરોની સુખ શાંતીમા આજ કાલ અજબ જેવી હદ સુધીની દખલ થવા માગી છે."

ગુરગીન તે સાંભલતાં ફીકરથી ધ્રુજવા લાગ્યો. આ ગરીબ બુજર્ગો પોતાની વાહીઆત બકબકથી કેવી શીકા આફત પોતાને શર ખેંચી લેતાં હતાં તે તેઓ જાણતાં હતાં. શાહ અર્દશીર ઘણો ભલો અને માયાળુ હતો ખરો મગર તોબી તે એક શાહ હતો. અને બાજે વખત, એવા મોટા માણસો શું કરી બતાવતા હતા, તે વીશે કાંઇ કહી શકાતું નહી હતું. તે એક ખરોજ તેથી ખાનાખરાબીનો સોદો હતો ને તે ગરીબોના સુખને વાસતે નેક હેતુના તે ભલા બુજર્ગના દીલમાં

ખંરેજ ઘણી કૂકર બરગા થઈ-વળી તેજ ખટકો પેલી ભલી ઓરતને પણ થયો, ને તેથી વધતી કાંઈબી ખરાબી થાય તે આગમચ તેણીએ પોતાના ભલા ખાવંદને એક નરમ ઠપકાથી ચુપ કર્યા.

"એ કીસમની વાતચીતથી આપણા મેહમાનોના ખાણામાં તમે મોટી ખલલ કરોચ, ખાવંદ" તેણીએ કહ્યું "વળી રાજકારભારની વાતો કરવાનું કે તેમાં મત આપવાનું કામ આપણું ગરીબોનું છેજ નહી, વાહલા-"અને ત્યારે ઘણુંક અજબ થતાં તે ભોળા ખાવંદે તે માઠી મીઠી માહણુગની આંખોમાં જોયું.

"તારો ખાવંદ સાચ્ચાં દીલનો એક શ્રેષ્ઠ માણસ છે, બાઈ" કહ્યાં શાહે વળી રખેને તેણીના ઠપકાથી પોતાના વાતમા ખલલ આવે તેના ડરથી તે ભલા ખેડુતનો બચાવ કરતાં કહ્યું, "ઈરાની રાજનીતીમાં મત આપવાનો ઈરાનના બેટાઓ સીવાય જાસતી હક બીજત કોઈનો હોઈ શકે વારૂ? વલી હું જોઉં છું કે તારો ખાવંદ જેટલો ભલો તેટલો ભણેલો છે તો એના જેવા એકનો મત જાણી લીધેલો ફોકટ જશે નહી. એટલા માટે બોલ ભાઈ," અને કહ્યાં તેને કોબાદ તરફ ફરીને ઉમેર્યું, "અને બીલકુલ અચકાવા વગરજ બોલજે કેમજે ઈરાનની દાઝ મારા સીનામા જેટલી સમાયલી છે તેટલી ભાગ્યેજ કોઈ બી ઈનશાનના જીગરમા હશે-ભલા કોબાદ, ત્યારે બોલ કે ઈરાનની રઈઅતને દુઃખી થવાને શું કારણ મળ્યું છે.?"

"તે પારસનાજ દાખલોથી તું સમજી શકશે" કોબાદે કહ્યું-"ચોરી-લુંટફાટ ઉપરાંત જેટલું ખુન પારસની ગલીઓમાં આજકાલ ચાલ્યું જાય છે તેટલું આગળ કદી બી કોઈએ જાણ્યું નથી."

શાહ તે સાંભળતા એક પળ ચુપ થઈ ગયો. શું ત્યારે આટલી હદ થતી હતી, ને તે પોતે આટલો બીન માહીતગાર હતો?

"મગર એને માટે શાહ જવાબદાર નહીં કહેવાય, દોસ્ત." તેને જરા થોભી પાછું કહ્યું. "ઈરાનના બધાજ ચોર લુટારા કે ખુનીઓને એકદમ પકડીને સજા કરવાનું કામ શાહનું છેજ નહીં. બલ્કે તેનાથી એ બનેજ નહી-એને વાસ્તે તેને દુર જગે હાકમ ને સુબાઓ રાખેલા છે 'ને એ બધું જોવા કરવાનું કામ તે લોકનુંજ છે."

"પણ ત્યારે તેવી નેક તરબ્યતના ને રાસ્તમનશીના હાકમો નેમવાનું ને રાખવાનું કામ તો શાહનું છેજ કેની?" કોબાદે પુછ્યું.

"તે તો છેજ મગર ગમે એટલો ભલો મરદ બી અગર હાકમીમાં દાખલ થતાં રફતે રફતે ઈન્સાફની રાહને બાજુ મુકી ને જુલમગારી ઉપરજ કમર કસતો થાય, તો તેમાં શાહ બીચારો શું કરે?" શાહે કહ્યું.

"તેને વાસ્તે ઘણા રસ્તા છે." કોબાદે સમજાવ્યું, "એમ સમજ કે એક સખત કાયદો ખુદ હાકમ ને અમીરો વાસ્તે બી અમલમાં મુકાય. એક એવો કાયદો કે

જેની રૂહે અમુક વખતમાં એક ગુન્હેગારને શોધી કાઢવોજ જોઇએ ને તેને ઘટતી સજાએ પોહોંચાડવોજ જોઈએ–અગર જો તેમ નહીં થાય તો તેની જોખમદારી ને જવાબદારી ખુદ હાકમનેજ શરે રહે તે એટલી હદ સુધી કે અગરજો ચોરી સંબંધી તકસીરવારનો પતો નહિ મળી આવે તો તે ચોરાયલા કે લુંટાયલા પઇસા તે હાકમ ખુદ પોતાના ગીરેથી ભરપાઇ કરી આપે અને ખુન સંબંધી ગુનાહમાં પોતાની ગરદન આપી તે હાકમ પોતાની જવાબદારીથી રીહાઇ પામે. બેશક એ ઘણો સખત કાયદો તને લાગતો હશે, સરદાર, મગર હું ખાત્રી આપું છું કે એમ કરવાથી કોઈબી હાકમ પોતાનું સર સહેલાઇથી આપી દેવાના નથી. કે જ્યારે પોતાની જોખમદારી ને જવાબદારીની કદર તેઓ જાસ્તીજ કરતાં શીખશે."

"અને એવા કાયદા પછી ઇરાનમાં કીઓ મરદ હાકમી લેવા બહાર પડવાનો હતો, કોબાદ?" શાહે હસીને પુછયું.

"તે નહીંજ પડે તો." કોબાદે તુચ્છકારથી જારી રાખ્યું, "હાકમ ને સરદારોની પસંદગી અગર મોટા મોટાને વગવસીલાવાળા માણસોમાંથીજ થતી રહે, કે જેઓ રાજની રૈયત રડે તેમાજ સુખ મનાવતા જીવે છે તો તેવાઓમાંથી એવો લાયક ને નેક નર મળી આવે એ તો બેશક માનવું બેજા છે, અને એવા નાલાયકોના હાથમાં રાજની લગામ બેકાયદે આપી દેવાથી ઈરાની ઇનસાફમાં સદા અંધારજ રહેવાનો સંભવ રહેશે એ તારે નક્કી માનવું, સરદાર–એટલા વાસ્તેજ હું કહુ છું ભાઇ કે તેવા ચુંટી કાઢેલા નૌશીરવાન અદલની શોધમા તારા શાહને હવે આમ લોકોમાં નેગાહ પુગાડવાની જરૂર છે. સમજ્યો તું?" અને એ બધું તે ભોળો બુજર્ગ દીલના ખરા જોસથી કહેતો હતો કે જ્યારે તે સાંભળતાં રાજાના જીગરમાં તો કોશલાજ પાકતા હતા.

તેને પોતાનેજ એ ખ્યાલ કેમ નહીં થયો? તેની રાંક રઇયતની બેહેતરી વાસ્તે એ નેક વીચાર તેને પોતાને અવ્વલ કેમ નહીં આવ્યો, તે વાસ્તે ખરાં મનથી તે ઘણું દુઃખ પામ્યો. કે જ્યારે જાસ્તી રંજ તો તેને એ થતો હતો કે આ રાસ્તીની રાહ તેને આજ એક કંગાળ હળ ખેડનાર બુઝર્ગ બતાવતો હતો.

"તું એ બધું બોલેચ, રફીક" વળી જરા થોભી શાહે પાછું કહ્યું, "અગર પારસની હાકમી તુનેજ આપવામાં આવે તો તું તે કબુલ રાખે કે?"

"કેમ નહી રાખુ? તું ધારે છે તેવો હું છેક બુબખ નથીજ સરદાર મેં રાજ અને તેને લગતી રીતીનીતીનો થોડોક અભ્યાસ કર્યો છે કારણ હું પોતે એક રઇયત તરીકે એ માહીતી મેળવવામાં મારો ધર્મ સમઝું છું. અને તેથી અગર જો મને રસ્તે પાડવામાં આવે તો થોડીક મદદ સાથ હું જરૂર એ જોખમદારી બજાલાઉં–બલ્કે હાકમ તો શું પણ મારા વતનની સેવા માટે સારા દેશનો ગુલામ થવાને બી તઇયાર થાઉં–પણ તે બનેજ કેમ," અને હયાં તેણે ઠઠાથી ઉમેર્યું, "મારા જેવા એક અદનાની યાદ પારસના શાહને કદી બી થવા પામેજ નહીં. તે તો હાલ કોઇ સુખી શીકારગાહના ખુશ ખાબમાં બેખબર પોઠેલો હશે," અને એ બધું સાં-

લાગતાં પારસનો શાહ ખરાં મનથી ઘણું દુખ પામ્યો. એમ કરતાં લગભગ અરધી રાત તમામ થઈ ચુકેલી હતી, એટલે હવે શાહ અર્દશીર કુપી દેમાગે બીછાને ગયો અને ત્યારે આ વખતે કોબાદે, પોતાની ગણત્રીઓમાં ગોતું ખાધું હતું ખરૂં સબબકે જેમ તે ધારતો હતો તેમ પારસનો શાહ ખુબ શીકારગાહના બાગમાં તર થયલો પોતાના આલીશાન આરામગાહમાં આ વખતે પોઢેલો નહીં હતો મગર જે આજ રાત્રે તેને નવું ને નહીં ધારેલું સાંભળ્યું હતું તેને માટે શું પગલાં લેવાં તેના ગંભીર વીચારમાં તે ગરીબ બુઝર્ગનાજ કંગાલ છાપરાં હેઠળ જાગતોજ પડેલો હતો.

## પ્રકરણ ૨ જું.

એક માસ વહી ગયો—એક આખો માસ અને એક ખુશનુમા સહવારે—કોબાદના ગરીબ ઘરનાં આંગણામાં તીરની ઝડપથી ઘોડો દોડાવતો એક સ્વાર આવીને થોભ્યો, તેના કને તે બુઝર્ગને તાકીદે બોલાવવાનો એક શાહી પેગામ હતો. જે વાંચતાં ને તેના ઉપરની મોહોર તરફ નજર દોડાવતાં તે ભલી મનસ્વીના મરદના હોસ તમામ લેવાઈ ગયા. મગર તે ઉપર વીચાર કરવાનો કે પોતાની ગભરાયલી ને ગમ કરતી ઓરતના મનનું સમાધાન કરવા જેટલોબી તેના પાસ હાલ વખત ફાજલ હતો નહીં એવોજ તાકીદનો ને તાગરતોબનો તે શાહી સંદેસો હતો. ને તેટલાં કારણે તે હવે વગર ઢીલે પેલા કાસદની સાથ રવાના થયો—મગર જ્યારે તે તે શાહી મહેલને લગતા એક ઓરડામાં થોભેલો હતો ત્યારે પેલી રાતના બનાવ વાસ્તે તે ખરાં મનથી ઘણો દુઃખી થયો, પોતાની સચ્ચાઈ વાસ્તે તો નહીંજ મગર પેલા બીગાના વાસ્તે કે જે એક તુંફાની રાતના આસરા પકી તેના નીમકને બેઇમાન બન્યો હતો. મગર બીજી પળે જ્યારે બાજુના દરવાજામાંથી તેણે તેજ ઉમરાવને ચાલી આવતો જોયો ત્યારે તે મનસે બહુજ તાજુબ થયો.

"કેમ રફીક, તું ખુશ તો છેની ?" તેને આવતાં સાથ તે ફીકરથી આઝેઝ થયલા તે લુટાયલા ચેહરા સામું જોતાં દેખઈતી ગમત પામતાં કહ્યું "તું ખુશ તો છેની ? ને મને પીછાનેચ કેની ? ત્યારે જવાબ કેમ નથી કરતો ?"

"સરદાર, જેના સર ઉપર શમશીર લટકેલી છે તેની ખુશ તબયતની હસી કરતાં તુને ખોદાનો ડર લાગતો નથી ?" તેને આહ જેહુમતે કહ્યું, "હું તુને બરોબર પીછાનું છું, તું તેજ જવાન છે કે જેને સાધુના સાહયામાં છુપાઈને એક બુઝર્ગની સુખી જીંદગી ઉપર સીતમનો શીહા ઓળો ઉતાર્યો છે."

"સીતમનો શીહા ઓળો." તેણે જરા અજબ થઈને પુછ્યું. "એમ માનવાને તારા પાસ કાંઈ જોરાવર સબબ છે કે કોબાદ ?"

અને ત્યારે કાંઈપણ જવાબ દેવાને બદલે કોબાદે પેલો મોહોતનીજ આમદ પુકારતો કમબખત પેગામ તેની ચશ્મ સામે ધર્યો.

તે વળી તે જોતાં ગમતનું થોડુંક હસ્યો.

"ત્યારે તેં મને પીછાન્યો ખરો, કોબાદ, મગર જો, તારા શાહ તરીકે તેં હજી પણ બરોબર પીછાન્યો નથી, જે બરોબર હું કોણ છું?"

"કોણ મારો શાહ? મારો શરતાજ, મારો નામવર." તે હવે સામેલો ચેતી જતાં પોતાના ગુંઠણપર પડતાં બોલ્યો કે જયારે તે રાજવંશીના લંબાયલા જોરાવર હાથ ઉપર તે ગરીબનું સર મોટી ઇજ્જતમાં ઝુમી પડયું હતું.

"ઉઠ ભલા, કોબાદ." શાહે જરા થોભી તેને માયાથી ઉઠાડતાં કહ્યું, "અને મને કહે કે તે રાતે બોલાયલા તારા બોલો માટે તુંને પસ્તાવો થાય છે કે?"

તેણે એક શબ્દબી બોલવા વગરજ પોતાનું સર નમાવેલું રાખ્યું.

"કેમ તું જવાબ કેમ કરતો નથી? શું તું તારા મતને માટે એટલો બધો શરમીંદો થાય છે?" તેને ચુપ જોઇ શાહે પાછું કહ્યું. "નહીં નામવર." પોતાનું સર અદબથી ઉંચુ કરતાં તેને ઘણી ઇજ્જતથી જવાબ કર્યો. "અગર તું રાસ્તીનોજ શાહનુમા છે તો મને કહેવા દે. હું મારા તે રાતના શખુનો વાસ્તે જરાબી શરમીંદો થતો નથી. નામવર હું મારાં મતને આજે બી જેટલોને તેટલોજ સાચો છું. શરતાજ જો તું સજા કરવા ચાહતો હોય તો મારૂં સર હાજર છે. મગર મારા વચનથી હું કદી ફરી શકવાનો નથી."

"આફરીન છે તારી સચ્ચાઇ ઉપર, કોબાદ," શાહે તે સાંભળતાં હવે ઘણો ખુશ થઇને કહ્યું, "તારી ઇમાનદારીથી હું બચીત ઘણોજ મગરૂર છું ને હવે મને ઉમીદ છે કે પારસની હાકમી કબુલ કરવાના તારા નેક વચનથી બી તું કદી પાછો ફરશે નહીં–પેલો અમીર ઉમરાવોને લગતો નવો કાયદો પણ તારી નેક સલાહ મુંજબ હવે બાહેર પાડી આખા પારસને આગાહ કરશ."

"મગર નામવર, હું—"

પણ શાહ આગળ સાંભળવા થોભ્યોજ નહીં અને એક સોનેરી સીપટી તેના હોઠોને લાગતાંજ તે ઓરડાને લગતો એક કીરમજી પરદો ખુલ્લો થયો અને થોડાક દરબારીઓ દાખલ થયા.

"પારસના હાકમને નમન કરો." શાહનો બુલંદ અવાજ સંભળાયો અને તુરંતજ તે ફરી વળેલા દરબારીઓના સર તે બુર્ઝગરને માન આપવાને મોટી ઇજ્જતમાં નમતાં થયાં.

"મારી લાયકાતની તપાસ કર, ઓ શાહ ને મને તારા આશીરવાદ આપ–" કોબાદે હવે મોટી ગીન્નતમા શાહના પગ પાસ પડતાં ને માગી લેતાં કહ્યું.

"એક તુફાની રાતે તારી લાયકાતની તપાસ થઇ ચુકી છે, ઓ ભલા ગરદ અને તારા જેવા સાબુત ઇમાનના બુર્ઝગરોની હાકમીનીજ હવે ઇરાનને હાજત

છે–એ મેં બરોબર જોઈ લીધું છે–મારા આશીરવાદની અગર તુંને આર્જુ હોય તો લે. હું તે ખુશીથી આપું છું"–એમ કહેતાં તે ઝુકી પડેલા ખડગચડા સર ઉપર તેને પાતાનો અવેરાતથી ઝગઝગ થતો રાજવંશી હસ્ત લંબાવ્યો. "પારસના હાકમની જીંદગી અમર રહેજો અને તેની કીર્તીનો ડંકો બાવેહાન તક વાગતો રહજો." તેણે કહયું.

તે પછી મોટી ઈજ્જત સાથ તે નવા હાકમને વીદા કરવામાં આવ્યો અને ત્યારે સરઘાસ મોહોતનીજ ફેજે પુગવાની ફકરો વચ્ચે આવેલો તે ભલો બુર્જીગર હાકમના ઝભામાં સજ થયલો જ્યારે પોતાના ગરીબ નાના મકાનમાં પાછો ગયો ત્યારે તેની નેક માહબુબ અવળતો તે વાત માનીજ નહી શકી. તેને સમજ નહી પડી કે તેનો ખાવંદ દીવાનો થઇ ગયો હતો કે તે પોતે–જઈફ ગુરગીનની આગાહી ત્યારે અંતે ખરી પડી હતી–પેલી રાતના તોફાનને તે બે બુર્જીગરીએ પોતાની બખ્તે બુલંદી તરીકે ખચીત પોતાની જીંદગીની નોંધમાં નોંધી લીધું હતું–બલકે સોનેરી હરફોએ નોધી લીધું એમ કહેવામાં કશી બી શહરાગાત નથી.

## પ્રકરણ ૩ જું.

કોબાદની હાકમી ઉપર એક સાલ આખર થઈ ચુકું હતું કે જે સાલ પારસની રઈયત માટે ખરૂંજ સુખ ને શાતી પાથરતું પુરવાર થયું હતુ–તે બુર્જીગર હાકમે પોતાનીજ તજેહના ખશ લાયક માણસોની સર્વે ઠેકાણે નેમનુક કરી હતી કે જેઓ પારસ તેમજ તેની આસપાસના ખુનેખુનાઓમાં ફરીને રઈયતના સુખ દુખને માટે પોતાંથી બનતું દરેક કરતા હતા. તે રઈયત તેથી કોબાદ જેવા હાકમની પનાહ પોસીઓમાં ખરાંજ સુખની ખુશાલી મનાવતી થઈ હતી–મગર એક કમબખ્ત બનાવે તેગા ન ધારેલી દખલ કરી–પારસના કાયદામાં રાત્રે બાર વાગતા પછી કોઈ પણ જાતની ગડબડ કરવાની સખ્ત મનાઈ હતી; કે જ્યારે તેનો ભંગ કરતો એક જવાન મરદ એક રાત્રે પારસની એક ગલીમાં એક મકાનના દરવાજા ઉપર આવીને થોભ્યો. તેણે અસાધારણ ધાંધલ વચ્ચે તે મકાનના બારણા ગોથા ગગડાવીજ મુકયાં કે જ્યારે એમ કરતો તે મોહોલ્લાને લગતા એક પોહોરગીર સીપાહે તેને જોયો અને અટકાવ્યો મગર તેથી તો તે ઓરણી વધતેજ ઉશકેરાઇ ગયો–તે દેખઇનેજ કોઇ બડેખાઓમાનો એક હતો ને તેથી તે સીપાહે તેને ઘણાજ માનથી ત્યાંથી ચાલી જવાની અરજ કરી.

"તું કોણ તે મને કહેવાવાલો થાય છે?" તેણે ઘણાજ તુમાખથી તે સીપાહને કહયું.

"હું રાત્રે આ તરફની શેહેરની રખેવાળી કરનાર પોહોરેગીર છું, સાહેબ." તેને જવાબ કર્યો. તે ગયર મરદ ઠઠાથી હસ્યો.

"મેહેરબાની કરીને અત્રેથી ચાલ્યો જા" તેને તુંડાઈથી પાછું કહયું. "મારા કામમા તને માથું મારવાની કશી જરૂર નથી."

"હું કાયદાના નામમા અરજ કરૂંચ, કે તમારે આ લડકો ધાધલથી એક-દમ બાઝ આવ્વુ" તે સીપાહે હવે જરા ગરમ થઇ જતાં કહયું.

"હું ભરવાડોના કાયદાને માનતોજ નથી." તેને મોટા તુચ્છકારમાં જવાબ કર્યો. "બાદશાહના કાયદા સીવાય હું બીજા કોઇબી કાયદાને તાબે થવાને બંધાયલોજ નથી."

"મગર શાહ પોતે જો એ કાયદાને તાબે થવા કાયદાના નામમા બંધાયલો છે તો તું પોતે એવો કોણ છે કે પારસના કાયદાનો એમ ઇનકાર કરેચ ?"

"હરગીજ નહી" તેને છીકર કરી, "તું શું એમ કહેવા માગેચ કે તું એક અદના સીપાહ શાહ અર્દસીરને કાયદાના નામમા કાંઇબી કરતો રોકી શકે ?"

"બેશક મને તે સતા આપવામાં આવેલી છે" તે પેહેરેગીરે મજબુતીથી કહ્યું. "તમારે જગે અગર શાહ અર્દસીર હતે તો તેમને પણ હું કાયદાના નામમા આ ફીસાદથી બાઝ આવવાની અરજ કરી શકતે!"

તે સાંભલતાં તે જવાંમર્દ હદ બહાર ઉસકેરાઇ ગયો અને તેના આવેસંમા તે પેહેરગીરને એક લપડાક લગાવી અને ત્યારે પરીણામમા એજ થયું કે તેઓ વચ્ચે એક જબરી ઝપાઝપી ચાલુ થઇ કે જયારે ઝનુનમા આવેલા પેલા જવાને પોતાની કમરે લટકતી તલવાર ખેંચી તે ગરીબ પેહેરેગીરની છાતીની આરપાર ચલાવી દીધી અને બીજી પલે કોઇપણ જોય કે સાંભલે તે આગમચ તે ત્યાંથી નાસી ગયો.

ઉપલા બનાવને ઘણો વખત વહી ગયો છતાં એ ભેદી ખુનને લગતા ગુનાહનો કશોજ પત્તો મલ્યો નહી. હાકમ કેબાદ તે સોધી કાઢવામાં કસીજ બાકી રાખી નહી છતાં આ એક એવો ભેદી બનાવ હતો કે જેને પુગી વલવાનો તે પોતાની હાકમી દરમ્યાન આ પહેલીજ વાર હાર પામ્યો હતો—પારસના નવા બરપા થયલાં કાયદા મુજબ અગર તે ચોકસ વખ્તમાં એ ગુનેહગારને શોધી નહી શકે તો તેનો દંડ તેને પોતાના જાનથી ભરી આપવાનો હતો. શાહે વટીક તેને એક દીન એ બાબદ પોતાની હજુર બોલાવ્યો ને કહયું.

"હું ઘણો દીલગીર છું, હાકમ" તેને મોટા અફસોસમાં કહયું. "મારી મદદથી જો તમો કોઇ રીતે તમારી ગરદન બચાવી શકતા હોવો તો કહો હું તેમ કરવાને તઇયાર છું."

"તારા હેશાન માટે મારા પાસ પુરતા શબ્દો નથી, ઓ શાહ!" તેને ઘણીજ અદબથી તે રાજવંસીનો આભાર માનતાં કહયું, "મગર કાયદાની ચુંગાલમાંથી બેકાયદે બચી જવાનું મને જરા બી વાજબી લાગતું નથી. રાસ્તાજ, એક ખરોજ નેક કાયદો અગર મારા જેવાના તુચ્છ જાનથી પારસના ઇતીઆસમાં શરૂઆત પામતો થાય છે તો તે વાસ્તે હું ઓરબી મગરૂર છું. ફકત અફસોસ મને એજ વાતનો રહેશે કે એક ગુનેહગારને હું મારા પાછલ પારસની રઇયત વચ્ચે છોડી જવંસ કે જેને આ બોહોલી દુન્યામા જીવવાનો કસોજ હક નથી;"

અને ત્યારે તે સાંભળતાં શાહ અર્દસીરે તેના મરદાનગીભર્યા ચેહેરા ઉપર ખરીજ તાજુબી ને મોટી વખાણમાં જોયું.

આગંદા, તે દીવસ આખી પુગ્યો—ને ખુનને લગતી તપાસનો સઉથી છેવટનો દીવસ કે જેની રાહ જોતી પારસની તમામ ખલ્કત બેઠી હતી. તેઓના સર્વેના દીલ રંજીદા હતાં કેમકે તે હાકમને માથે આફત હતી કે જે તેઓનો ખરોજ રાહબર સાબીત થયો હતો. પારસની કચેરીમાં જાતે પધારવાનું આજે શાહે ખાસ કહેવાડયું હતું. તેમ કરવાનો જો કે તેનો ધારો હતોજ નહી છતાં આજનો બનાવ હતોજ એવો માહાભારત કે શાહ જેવો ધણી તે જાતે જોવા ને તપાસવા પધાર્યો હોય તો તેમાં તાજુબ કરનારૂં કશુંજ નહી હતું. આજેજ હાકમ કોબાદને કાયદા મુજબ પેલા ગુનેહગારને પારસની કચેરીમાં જાહેર કરવાનો હતો અને અગરજો તેમ કરવા માટે પાછલ પડે તો પોતાની ગરદન જલ્લાદને સોંપવાની હતી. તે જ્યારે દરબારમાં દાખલ થયો ત્યારે હંમેશનાં જેવોજ શાંત અને ખુશમીજાજી હતો જે જોઇ સર્વે તાજુબ થતાં હતાં. તે ખુનને લગતી થોડીક વાદવીવાદ કરવા પછી હવે તે મોટા દમામ સાથ પોતાની બેઠકમાંથી ઉભો થયો. તેના હંમેશના શાંત ચેહેરા ઉપર હવે ઉશકેરણી ખુલ્લી રીતે જોઇ શકાતી હતી. વલી તે બોલતો તે દરમ્યાન શાહના ચેહેરા ઉપર વારમવાર શોકાતુર નજર નાખતો હતો કે જે જોતાં શાહ હર પળે ફીકકો થતો જતો હતો.

"અર્દવાન પેહેરેગીરના ખુનીનો પત્તો લાગ્યો છે," તે હાકમે શરૂ કરતાં કહયું, "ને તેને ખુલ્લો પાડતા મારી રગેરગમાં મોટું દુખ પેદા થાય છે." તે પછી તેને ધ્રુજતે અવાજે જેમતેમ પુરૂં કર્યું.

"પારસના શાહ અર્દસીરને હું અર્દવાનના ખુની તરીકે જાહેર કરૂં છું" તે એક પલ તે સર્વેને માટે ખરી હેરતીની હતી—તેઓ શું સાંભલતાં હતાં? પોતાને સરે આવેલી મોટી આફતના સબબથી હાકમ કોબાદ કંઇ દીવાનો તો નહી થઇ ગયો હતો? મગર જ્યારે તેઓની ચશમ શાહ અર્દસીર તરફ ફરી ત્યારે તેઓએ માન્યું કે તે ખરૂં હતું—તે બાહદુર રાજવંશી એક બે પલના બનાવમાં જઇફ જેવો બે તાકાત બની ગયો હતો.

"તું કાંઈ ભુલતો નથી કરતો, હાકમ કોબાદ" તેને હવે જેમતેમ બોખરે અવાજે બોલવાની તજવીજ કરી. "એક શાહની હુરમત ઉપર એક અદના માણસની તરેહ હુમલો તું લઇ જઇ કેમ શકે?"

"કાયદાની આંખોમાં રાજા ને પ્રજા એકજ સરખા ગુનેહગાર હોય છે, નામદાર," તે હાકમે શોકાતુર તોપણ મક્કમ જવાબ કર્યો. "પારસની હાકમી શાહે મને સપુરદ કરી ત્યારે તેમણે ફરમાન કર્યું હતું કે ઇરાનની ગલીઓને તેના ગુનાહથી સાફ કરી મારે હક ઇનસાફની રોશની જારી કરવી—કાયદાના નામમાં તેથી શાહ અર્દસીર મને તું નામવરને એક નહી પણ બે ગુનાહો માટે તકસીરવાર ઠેરવવાની કમનસીબ ફરજ પડે છે."

"મગર તેના કાંઈ પુરાવા—કાંઈ સાબેતી?" તે રાજાએ લથડતી જબાને પુછયું.

"આ રહયા તે મોજુદ છે," અને હયાં તેને હીરાથી ઝલઝલ થતો કમરબંધનો એક તુટેલો ટુકડો સર્વેના સામે રજુ કર્યો.

તે શાહને તમમર આવી ગયા–અને ધ્રુજતાં હાથોએ તેને પોતાની બંને આંખો બંધ કરી દીધી.

"હવે ત્યારે બીજો એવો કયો તકસીર છે કે જેને માટે તું તારાં રાજાની બાકી રહેલી ઇજતની બરબાદી કરવા ચાહે છે, ઓ હાકમ" તેને દુખના ખરા જોસથી કહયું કે જ્યારે અફસોસ તેનો એકવારનો હુકમ કરતો બુલંદ અવાજ તેના સરદારોને હવે ભાગ્યેજ સંભલાતો હતો.

"ખુદા મને માફ કરે"–તે હાકમે ખરી મનસનીથી પોતાના બંધે હાથ જોડતાં કહયું. "તારી ઇજતને ખાતર માફ સર આપવા હું કદી બી પાછલ પડતે નહી, ઓ શાહ મગર મને કયામતનો ડર થયો. તારી હુરમતની પાસબાની ખાતર અગર મારો જાન આપતે તો તુંને તેથી કશું બી સુખ હાંસલ થતેજ નહી–કયામતને દીને બે ખુનના બોજા સાથે તારા પેદા કરનારની હજુરમાં તને મોકલવાં વાસ્તે હું કદી બી મને માફ કરી શકતે નહી. વલી તું નામવર મને પુછેચ." તેને જરા થોભી પાછું કહયું "કે બીજા કયા તકસીર માટે હું તુને જવાબદાર ગણુંછું–તો સાંભલ, કે તે ખુનની રાતે અવ્વલતો તેં તારા પોતાના હાથોથી બંધાયલા–તારી રઈયતની સુખ શાંતી જાલવનારા નેક કાયદાનો ભંગ કર્યો અને બીજે મરતબે તે કાયદાની જાળવણી કરનાર એક ગરીબ પેહેરેગીરને જાનથી ઠાર માર્યો. આ સાબીતી તું નામવરના તકસીરોને ખરી પાડવાને બસ છે." ને હયાં વલી તેને ધ્રુજતા હાથોએ પેલોજ કમરબંદ ઉચકીને બતાવ્યો. "મગર ખુદા સાહેદ છે કે એ મળવા પછી મેં લાખોવાર ખરા મનથી ચાહ્યું કે તે મને મલીજ નહી હતે–મગર ખોદાને મંજુર તો, એજ હતું કે જે શાહ રાતદીન રઈયતનો ઇનસાફ કરનારો હતો, તેનો ઇનસાફ એક વખત રઈયતને ફાલે આવે અને તેમજ થયું છે. મેં છેલ્લા થોડા દીવસ તું નામવરને ખાતર કેવા હાંદેસા ને દુખમાં કાઢયા છે તેનો ખ્યાલ કદાચ તુંને કદી બી થવા પામશે નહી. મેં અનેક મરતબા–તારી ઇજતને મારા જાન સાથ સરખામણીમાં મુકી જોયું છે ને યાદ રાખજે ઓ શાહ કે હર વખત તે આ તુચ્છ જાનથી બેકીંમતી ને આલાજ પુરવાર થઇ છે. એક બુર્જગરની જીંદગી શાહની ઇજતને મુકાબલે મુકી કેમ શકાય ને વલી તે બી તે શાહને મુકાબલે કે જેને તે ગરીબ માણસને હાકમની ઇજતે પોહોંચાડયો છે મગર મને તો તારા આકેબતના સુખનો ખ્યાલ હતો. તેને ખાતર મારાથી જે કાંઇ આ થયું છે તેને માટે મને દયાથી દરગુજર કરજે, નામવર અને હવે બોલ કે તારે તારા બચાવમાં કાંઇ બી કહેવાનું છે?"

"કાંઇજ નહીં" તે રાજવંશીનો ધીમો મક્કમ અવાજ સંભળાયો, "શાહનો બચાવ કરનાર તેની પોતાનીજ રઈયત છે મગર મારે તો તેમને આસરે જવાની પણ આર્જુ નથી. હું દેશના કાયદાને તાબે છું અગર તે મારી ગરદન માંગે તો તે પણ આપવાને તઇયાર છું."

તે સર્વે સાંભળનારાંઓના જીગર તેના ગમે તેવા તકસીર છતાં તે સાચા દીલના શાહ તરફ ખેંચાયા કે જ્યારે હાકમ કોબાદની આંખોમાં તો આંસુ પણ હતાં.

"દેશનો કાયદો રાજા અને રઈયતને એક સરખી રીતે લાગુ પાડી શકાતો નથી, સરતાજ" હાકેમે જરા થોભી શાંતીથી કહ્યું, "જે શર ઉપર પાક યજદાએ રાજના આશીરવાદ ઉતારયા છે, તે સરના એક બાલને બી ઈજા કરવાનું કોઈબી ઈનશાનની મકદુરમા નથી એટલા વાસતે ઓ આલા દરજાના શાહ તારા આ એક તકસીરને માટે પારસનો કાયદો તને કશીજ સજા કરી શકતો નથી. અને એ મારા વીરારોમાં જેઓ એકમતી આપવા ચાહતાં હોય તેમને હું તેઓની શમશીર ઉચકવા અરજ કરૂં છું." અને ત્યારે તે માહા દુઃખ પામતા શાહની મોહોટી મગરૂરી વચ્ચે જાણુ તે રાજવંશીના સર ઉપર આવેલી મોહોટી આફત મારી હટાડવાની હોય તેમ તે હાજર રહેલા દરેકની શમશીરો ઉંચકાતી થઈ.

તે પાક દિલગીરીના જવાબમા શાહ અર્દશીર નમ્યો, અને તેનું જીગર મોહોટા કેશાનમાં ધડકતું થયું.

"એ એક ઘાતકી કાયદો છે કે જે રાજાને પોતાની રઈયત વચ્ચે નામોશીમા જીવવાની ફરજ પાડે છે." તે રાજવંશીએ મોહોટાં દુઃખથી કહ્યું. "અને તેમ છતાં માહરાં સરને જ્યાં તક પારસની ખલકત ધુલ ખાતુ જોશે નહિ ત્યાં તક તેનો ખ્યાલ તેઓને કદી પણ આવી શકવાનો નથી."

"તાહરી ભુલ છે, નામવર." હુવાં હાકમે તેને ધીરજથી સમજાવતાં કહયું. એક જીંદગીને ખાતર ,આખી પારસની ખલકત પોતાના સર ઉપર પોતાના શાહના ખુનનો બોજો કદી બી ઉઠાવી લેવા તૈયાર થશે નહી."

"ત્યારે તો ઈનસાફની લગામને મને માહરા પોતાના હાથોંમાં લેવી પડશે, અને માહારો ઇનસાફ મને માહારા પોતાનાંજ હાથોએ કરવો પડશે" શાહ અર્દશીરે ઘણી મજબુતીથી કહયુ "માહરો જાન અગર માહરી રઈયતને એટલો બધો પ્યારો છે તો હુ તેઓને ખાતર બચાવીશ. મગર માહરી બેઇજતી આટલેથીજ ખતમ થવી જોઈતી નથી. સાભલો હાકમ આવતી કાલે પારસના મોહોટા ચોગાનમાં માહારૂં પથ્થરનું બાવલું કે જે પારમતા પહેલા દરવાજા નજદીક મોહોટી ઇજત વચ્ચે મુકવામાં આવ્યું છે તેનો નાશ કરજો. જેમ એક અદના ખુનીને ગરદન મારવામાં આવે તે કીસમે તેના આજતક માન પામેલા સરનો જલાદોને હાથ નાશ કરાવજો અને એ બધું પારસની ખલકત સામે થવા દેજો અને પછી તેના તુટેલા ટુકડાઓને, અસલ જગે લઈ જઈ પાછા મુકજો, કે જેથી પારસમાં દાખલ થનો દરેક અમીર કે ફકીર તેના શાહની અપકીરતીની કાહાણીથી જાણીતો થાય."

તે હુકમ અમલમાં મુકાયો, અને ઘણો લાંબો વખત સુધી તે શાહના માન પામેલા બાવલાના તુટેલા ટુકડાઓને તેજ હાલતમાં રાખવામા આવ્યા, કે જ્યારે તે કમનસીબ શાહ અર્દશીરને પારસમાં કદી બી કોઇએ ખુશાલ કે હસ્તો જોયો નહિ.

આપણાં અંતઃકરણમાં પુનઃ પુનઃ શૌર્ય સ્ફુરાયમાન કરે છે, જેથી કોઇ પણ જાત પોતાના પૂર્વજોના અદ્‌ભુતચરિત્રો વાંચી દૌર્બલ્ય અને ઇંદ્રિયાર્થોપસેવનના વિસ્તિર્ણ મહોદધિમાં ડૂબી ન જતાં પોતાનો જાતિય ટેક અને પ્રભાવ ટકાવી રાખી શકે છે. આજ મોતેબર સબબસર ઇતિહાસને વિજ્ઞાન અને તત્વમય બ્રહ્મજ્ઞાનનાં દુર્વિદગ્ધ અને શુષ્ક પુસ્તકો ઉપર મહત્વતા આપવામાં આવે છે, કારણ કે ઉલ્લાં જ્યારે વિદ્વાનવર્ગના માત્ર અમુક સમુહોમાં પ્રચાર પામે છે ત્યારે ઐતિહાસિક ગ્રંથો શું રાય કે શું રંક, શું નિર્ધન કે શ્રીમંત સર્વ પ્રજાવર્ગને ઉત્તમોત્તમ વાંચનનો ખોરાક આપવાને કારણભૂત થઇ પડે છે ! એ પ્રમાણે યદ્યપિ ઇતિહાસ બહુજ અનાદિ સમયથી સકળ બ્રહ્માંડના પ્રજાજનોને રોજ-બ-રોજ આનંદ અને મોજનું સાધન થઇ પડયો છે. છતાં પણ અનેકાનેક યુગોના વહી જવા છતાં પૃથ્વીની સપાટીપર વીરરસમાં વધુ અને વધુ ઉભરાતો અને વંશપરંપરા વધુ અને વધુ વૃદ્ધિ પામતો આધુનિક કાળ સુધી તે કેવી રીતે અસ્તિત્વ ધરાવી શકયો છે તે જોવાની, જાણવાની કે જૂસ્તેજૂ કરવાની લોકવર્ગને કિંચિત પણ સ્પૃહા હોય એવું આપણા દીઠામાં આવતું નથી ! એ બેશક માનવસ્વભાવમા દૃષ્ટિગોચર થતી સંખ્યાતિત કૃતઘ્નતામાંની એક કૃતઘ્નતા માત્ર છે, જેની ઉપર ઐતિહાસિક અને નિષ્પક્ષપાત મનોવૃત્તિથી ટીકા કરતાં આપણુ ક્ષમાવૃત્તિથી કે કૃપાદૃષ્ટિથી આપણાં ચર્મચક્ષુઓ એકબારગી બંધ નજ કરી શકયે ! આપણાં અંતઃકરણે-તે ગમે એવું જડ અને નિર્ઘૃણ થઇ ગયું હોય તોપણ-એટલું તો માન્ય કરવુંજ જોઇએ કે ઇતિહાસ કંઇ વગર પરિશ્રમે અને આપોઆપ તો લખાઇ શકેજ નહી, અને અમૂક પ્રકાર અને પ્રકૃત્તિનાં મનુષ્યોની સાહ્યતાવિના તે ચોખુટ અને ચૌદ બ્રહ્માંડમા પ્રચલિત પણ થઇ શકેજ નહી: ત્યારે પ્રશ્ન ઉદ્‌ભવે છે કે એવી વ્યકિતઓ કોણ હતી ?—ભાટચારણો !

પવનકો તોલ કરે, ગગનકો મોલ કરે,
રવિકો હિંડોલ કરે, એસો નર ભાટ હૈ !
પત્થરકો કાંટે સુત, બાંઝનકો જનાવ પૂત,
મસાનમે બસે ભૂત, તાકો ઘર ભાટ હૈ !

બિજલિકો કરે સેવા, દવનિસ્સે રાખે દેવા,
શત્રુ કો ખવાવે મેવા, એસો સદ્દર ભાટ હૈ !
ગેયનકો રાખે ડેરા, તખ્તકા લુટાવે ડેરા,
મનકા સંભારે ફેરા, એસો નર ભાટ હૈ !

એટલું તો યાદ રાખવું કે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં પણ ઐતિહાસિક વિષયો, રણધીર શુરવીરોનાં જીવનવૃત્તાંતો—તેઓના પરાક્રમો, સાહસકર્મો કે ગુણલક્ષણો, કે અમુક પ્રજાની રિદ્ધિસિદ્ધિ અને કળાકૌશલ્યાદિ ઉપર વાદવિવાદ થતો હશે, ત્યાં એ વિવાદનાં ભિતરમાં, ઇતિહાસનાં મૂળ કિંવા બીજ રૂપ, જો કંઇ પણ ચક્ષુઓ સમિપ તરી આવશે, તો તે ભાટચારણોજ છે ! તેઓ પોતે તો નિશ્ચિતપણે સ્વસ્તુતિ અને આત્મશ્લાઘાથી યોજનો દૂર ભાગશે.—ના, તેઓ પોતાનાં નામઠામ અને કામ પણ પ્રસંગવશાત આમવર્ગથી ગુપ્ત રાખશે,—પરંતુ પરમકૃપાળુ પરમાત્માએ માનવીમાત્ર પર જે બુદ્ધિબળનું દાન કર્યું છે, તેને ઉપયોગમાં લઇ આપણું જોવા અને જાણવાનું કર્તવ્ય છે કે ભાટો વગર ઇતિહાસની હસ્તી પણ હોઇ શકતી નથી ! ઇતિહાસમાં

દર્શાવવામાં આવેલાં પ્રૌઢ પ્રતાપી કૃત્યો વાંચતાં કે શ્રવણ કરતાં માનવહૃદયમાં આનંદાનંદના ઉમળકા છવાઇ રહે છે, પરંતુ એવા વીરચરિત્રો કેટલા અગાધ પરિશ્રમ પછી ભેગાં કરવામાં આવતાં હશે અને તેઓને કાવ્યમાં કેટલી દુસ્તર વિટંબણાઓ પછી રચવામાં આવતાં હશે તેનો ઝાંખો ભાસ માત્ર પણ વાંચકવૃંદની કલ્પનાશકિતમાંથી પસાર થઇ જતો નથી એ ખરેખર શોચનીય છે। ભાટચારણો એક એવી વ્યકિત છે કે જે આપણને પોતાની કાવ્યકૃતિદ્વારા આપણા યશસ્વી પૂર્વજોની સાથે નિકટ સંયોગમાં લાવે છે, આપણાં મનમાં તેઓનું પરમપૂજ્યમાન સ્મરણ જેવું ને તેવું તાજું રાખે છે, આપણાં મંદ થઇ ગયેલાં ચૈતન્યને ઉત્તેજીતશકિત બક્ષે છે, અને એવી રીતે આપણને આપણાં સ્વદેશાભિમાનનું—આપણાં આંતરિક વ્યકિતત્વનું ચાલુ ભાન કરાવી આપણી જાતની, આપણા દેશની, આપણા ધર્મની કે રહેણીકરણીની હાનિ થતી—વિધ્વંસ થતો અટકાવે છે। એવા ભાટચારણોને આપણ જીવનભર ઉપકૃત છીએ, એઓનાં કાવ્યોથી કોની ઉપર અસર થવા ન પામે?

श्रुते महाकवेः काव्ये नयने वदनेच वाः ।
युग पद्यस्यनोदाति स वृषो महिषोऽथवा ॥

મહાકવિઓનાં કાવ્યોનું શ્રવણ કરતાં જેનાં મુખ અને નેત્રમાંથી તત્સમયે "વાઃ" શબ્દનો ઉદગાર નહી નીકળે તેને વૃષભ કિંવા ભેંસ સમજવો। "વાઃ"નો શબ્દાર્થ "અશ્રુ" તેમજ "ધન્ય!" થાય છે.

પૂરાતન કાળથી સૃષ્ટિ પર વિદ્યમાન દરેક દેશો અને પ્રત્યેક પ્રજાઓમાં ભાટચારણોનું મુખ્ય કર્ત્તવ્ય શૂરવીર યોદ્ધાઓને રણસંગ્રામમાં પોતાની અત્યોત્તમ કાવ્યકૃતિથી ઉશ્કેરવાનું અને પ્રોત્સાહન આપવાનું હતું. વિગ્રહ પ્રસંગે કોઇ પણ પક્ષનો વિજય તેના ભાટોનાં વીરરસ કાવ્યોની ઉત્કૃષ્ટતા અને તેમાં ઉભરાતાં શૌર્યનાં તત્વ ઉપર જેટલો અવલંબી રહેતો તેટલો ખુદ સામંત શિરોમણિનાં નૈપુણ્ય ઉપર કે સૈનિકોનાં પ્રાગલ્ભ્ય ઉપર પણ નહીજ રહેતો હતો. આ સિદ્ધાંતની સત્યતાનો સાક્ષાત પૂરાવો હલદિઘાટની યાદવાસ્થળી દર્મ્યાન દ્રષ્ય થયો હતો, જ્યારે પ્રતાપી પ્રતાપ પોતાના અભેદ્ય અને અજિત રજપૂત ભડવીરો સાથે "હર હર મહાદેવ!"ની ગગનમંડળ ફાડી નાખે એવી ગર્જના કરતો અસંખ્ય મ્લેચ્છોના ધાડાંની અંદર નિડરપણે ધસી જઇ એક વ્યાઘ્ર જેમ અનેક ઘેટાંના ટોળાની દુર્દશા કરે તેમ લાંબી દાઢીવાળા મુગલોની અંદર ત્રાસ વર્તાવી રહયો હતો, અને સલીમના હસ્તિપર પોતાનો વીરવાસુ ચેટક અશ્વ ઠેકવી ભાલો ફેંકતો હતો ત્યારે રાજભારોટ રજપૂત યોદ્ધાઓને ઉત્તેજીત કરતો હતો કેઃ

સિસોદિયા! શર વાવરો, કરી ધનૂષ ટંકાર;
તૂંવાર! તરવારે કરી, કરો શત્રુ સંહાર
ઝાલા! ભાલા વાવરો, કરી કારમો ક્રોધ;
સકુંભરા! સાવધ રહી, જોર કરો મહા જોધ!
મર્દો! નામ અમર કરો, ધરો ન પાછો પાવ;
પ્રતાપ ચેટક ઠેકવી, દે સલીમ શિર ઘાવ!

પુરૂષો! પગ પાછો પડે, પિતૃ નહીં લે પંડ;
જુદ્ધમાં જય કીધા થકી, રહે કીર્તિ નવખંડ।
મરવાનું છે મહી વિષે, એમાં ન મળે ફેર;
જુધ્ધમાં તન ક્ષત્રિય તજે, મરે ન મરી ઘેર।
આપો જશ પરતાપને, લો કીર્તિનો લાંવ;
ઓ શૂરા સિસોદિયા! આવ્યો દુર્લભ દાવ।

આવાં આવેગયુકત વેણોથી નવીન સામર્થ્ય સંપાદન કરી મુઠ્ઠીભર રજપૂતો અગણિત અરિદળની અંદર બેદેહસ્ત ધસ્યા ગયા અને રિપૂઓને માર માર કરી તે દિવસે પોતાનું રજપૂત પણું સિધ્ધ કરી આપ્યું, કિંતુ તેઓની થોડી સંખ્યાને લીધે તેઓને હઠવુ પડયું. એ યુધ્ધને વિષે ઝાલા રાજા માનસિંહે પ્રતાપને બચાવવા ખાતર તેનાં શિરપરથી છત્ર ઝૂંટવી લઇ પોતાને માથે ધરી મોગલદળમાં અદ્રષ્ય થઇ જઈ આત્મભોગ આપ્યો, જે ઉજ્જવળ કૃત્ય આજલગણુ મેવાડના ભાટો અભિમાનયુકત ગાય છે। ભુવડ—જયશીખરના યુધ્ધમાં ભાટ બોલતો સંભળાયો હતો કેઃ—

હઠન કઉ તાકું બિરદાવહી બંદિજન રે સુભટા છત્રિસુત જો કહાઓ
એહિરન તિર્થભૂ ફેરિ કહુ નહી મિલે લેહી જશ લોક પરલોક આઓ.

પાછા હઠનારાને ભાટ વખાણીને ઉશકેરે છે કે; અરે સુભગ, જો ક્ષત્રિના દીકરા કહેવાઓ તો આ રણરૂપી તિર્થભૂમિ ફરીથી મળશે નહી માટે આં લોકમાં જશ લો અને પરલોકની ચાહના કરો. ભાટ આઢા દૂરસાજીએ પ્રતાપને માટે ઘણા સુંદર સોરઠાઓ મારવાડી ભાષામાં જોડયા છે જે મેં અન્યત્ર પ્રકટ કર્યા છે. સંગ્રામ સમયે ભાટચારણો વીરપુરૂષોને સંબોધી કહે છેઃ

આગે પગ તો પત રહે, પાછે પગ પત જાય;
ભાગા બેડે બ્હાવડે, વાંકુ રંગ ચઢાવ।

ભાટની ભટાઇ રણાંગણમાંજ ઉપયોગી થઇ પડે છે એવું કંઇજ નથી. જ્યારે દેશ સુલેહ અને શાન્તિના સાળામાં સૂતેલો હોય છે ત્યારે પણ વખ્ત–બ–વખ્ત ભાટચારણોની અનુપમ નૈસર્ગિકતા અદ્ભૂત પરિણામો નિપજાવે છે એ વિષેનાં અનેક ઉદાહરણો આપણુ ઇતિહાસગાથી મેળવી શકયે છીએ. ત્રાન્સોક્ષિઆના ("માવરા–ઉન–નહર") અને બોખારાના પ્રજાપ્રતિપાળ નસરબીન અહમદ સામાનીની દરબારનો અલંકાર રોડકી નામક એક અંધ ભાટ હતો. જો કે તે બાપડાએ જન્મથી ચર્મચક્ષુઓનો પ્રકાશ ખોલો હતો, છતાં પણ આ મંદભાગ્યતાની યથાયોગ્ય પારિતોષિક તરીકે ઇશ્વરે તેને અતિ ઉચ્ચ પ્રકારની કાવ્યચમત્કૃતિથી નવાઝયો હતો એકવાર શાહ નસર બોખારાથી મર્વ શહેરના નૃપતિ શાહજેહાનને મળવા ગયો હતો, જ્યાં તેણે ઘણો કાળ વ્યતિત કર્યાથી તેના દરબારીઓનાં મન વિકલ થઇ ગયાં અને તેઓએ પરમપ્રિય બોખારા તુરત જવાની મનોવાંચ્છના દર્શાવી રાજભાટ રોડકીને વિજ્ઞપ્તિ કરી કહ્યું કે તેણે એક એવું શ્રેષ્ટ કાવ્ય જોડી "ઉદ" વાજીંત્રપર શાહની આગળ ગાયુ કે જેથી બોખારા ઝટ પહોચી જવાની તેને મહત્વાકાંક્ષા ઉદ્ભવે. એક પ્રભાતે સમયાનુસાર રોડકીએ શાહ નસરને ખુશમિઝાજમાં જોઇ "ઉદ" વાજીંત્રપર ગાયુ કે·

યાદે જૂયે મૂલ્યાન આયદ હમી, બુયે યારે મેહેરબાન આયદ હમી।
રીગે આમૂની ઓ દુરૂસ્તીહાએ ઉ, ઝીરે પા ત્ર પરન્યાન આયદ હમી।
આબે જીહુનો શગરીહાએ ઉ, ખંગે મા રા દરમેયાન આયદ હમી।
અય બુખારા! શાદ બાશી દેરઝી, શાહ નઝદત મેહમાન આયદ હમી।
શાહ માહસ્તો બુખારા આસ્માન, માહ સૂયે આસ્માન આયદ હમી।
શાહ સર્વસ્તો બુખારા બુસ્તાન, સર્વ સૂયે બુસ્તાન આયદ હમી।

અર્થાત્ અમને મુલ્તાનનાં ઝરાનું સ્મરણ થાય છે અને કૃપાવંત મિત્રની સુગંધ આવે છે. આમૂનની રેતી અને તેનું વજ્રપણું અમારા પાદનીચે જાણે રેશમી કપડાં જેવું સુંવાળું લાગે છે। જીહુન નદીનું જળ અને તેના ચમતકારો અમારાં વાઘનાં તાનસૂરમાં ખલલ નાખે છે। અય બોખારા! તું આનંદ પામ અને દિર્ઘાયુ ભોગવ, સબબ કે શાહ નસર તારી તરફ ઝટ એક અતિથિ તરીકે આવશે। શાહ જાણે ચંદ્રમા જેવો છે, જ્યારે બોખારા આકાશરૂપ છે. ચંદ્રમા ગોયા નભોમંડળ પ્રત્યે ગમન કરે છે। પ્રજાપતિ તે સીદ્ધાં સર્વનાં વૃક્ષ જેવો છે, જ્યારે બોખારા એક સુંદર વાટિકા છે. જાણે સર્વનાં વૃક્ષનું ઉદ્યાન તરફ આવાગમન થાય છે। આ અદ્વિતિય કાવ્યથી શાહ નસરનું ચિત્ત એટલું વિહ્વલ થઇ ગયું અને તેનામાં બોખારાનાં સૌંદર્ય માટે એટલું ગર્વાભિમાન ઉભરાયું કે માત્ર પહેરણ અને સ્લીપરભર તે ઘોડેસ્વાર થઇ ક્યાંએ પણ એક ક્ષણ પણ વિસામો લીધા વિના બોખારા તરફ ભાગી ગયો।। ભાટની ભટાઇ તે એ ખરી।

ઝાલર બાજે ભકતજન, બંબ બજે રજપૂત;
એતા ઉપર ના જગે, આઠો ગાંઠ કપૂત।

ભાટચારણો પૌર્વાત્ય પ્રદેશોમાંજ અસ્તિ ધરાવી ગયા છે એવી માન્યતા ધારવી એ પ્રમાદ છે. યુરોપમાં પણ અત્યંત યુગોથી ભાટલોકોની હસ્તી જણાય છે. યુરોપી ભાષાઓમાં "ભાટ" બારોનો શબ્દ "Bard" મળે છે જે વેલ્શ 'Bardd" ઉપરથી નીકળ્યો છે, જે પુરાતન સેલ્ટીક બારોટોને લાગુ કરવામાં આવતો હતો. લ્યુકન, ફેસ્ટસ, ઍમ્યાનસ માર્સેલિનસાદિ લૅટીન ગ્રંથકર્તાઓ "Bardi" શબ્દ ગૉલ અને બ્રિટનના પ્રાચીન બારોટને અર્થે વાપરી ગયા છે। અનાદિ કાળના યુરોપી પૃથ્વિપતિઓ વર્ષે એકવાર ભાટચારણો પાસે કાવ્યપ્રતિસ્પર્ધાસંમેલન ("Eisteddfodan") કરાવી કુશળ બારોટને યોગ્ય ઇનામો આપતા। આ રીતિનો રાણી ઍલીઝાબૅથના રાજ્યઅમલમાં ઇંગ્લંડમાંથી પ્રતિષેધ કરવામાં આવ્યો હતો। ઍંગ્લો-સૅક્સન પ્રજામાં ભાટલોકો "Gleoman" તેમજ "Sc'op" ને નામે પ્રસિદ્ધિ પામ્યા હતા. સ્કૅન્ડીનેવ્યન બારો "Skald" ને નામે જણાયા હતા. આયર્લેંડના બારોટોના ત્રણ વર્ગ હતા; "Filedha" બારો ધાર્મિક અને લડાયક ગીતો બનાવતા; "Breitheambaim" વર્ગના બારો કાયદાને લગતાં ગાયનો રચતા, જ્યારે "Seanachaidhe" બારોટો વિશેષે કરીને રાજ્યના ઇતિહાસકારો હતા. આ દેશનો અંતિમ ચારણ ટરલો ઓ' કેરોલન [ઇ. સ. ૧૬૭૦-૧૭૩૭] થઇ ગયો છે. ઇશુ ખ્રીસ્તના ૧૧ મા, ૧૨ મા અને ૧૩ માં સૈકાનાં ફ્રાંસની દક્ષિણે ભાટલોકોનો એક ટોળો થઇ ગયો છે જે "Troubadours" ની સંજ્ઞાથી વિશ્વવિખ્યાત થયો છે. "ત્રુબેડૉર" શબ્દ પ્રૉવન્સલ ભાષાના "troubar" ધાતુ ઉપરથી નીકળ્યો છે જેનો ભાવાર્થ "રચવું" એવો થાય છે. "કવિ" શબ્દનો મૂળધાતુ પણ અનેક ભાષાઓમાં એજ રહસ્યાર્થ પ્રદર્શિત

કરે છે. દૃષ્ટાંત રૂપે, "કવિ"નો મૂળ સંસ્કૃત "કુ" કિંવા કલ્પવું છે; ઇંગ્રેજી Poet શબ્દ, લેટીન "Poeta" ગ્રીક "Poietes" અને ફ્રેંચ "Poete" એ સઘળા ગ્રીક ધાતુ "Poieo" માને રચવું ઉપરથીજ નીકળ્યા છે, તેજ પ્રમાણે "નઝમ" [કાવ્ય]ને મૂળાર્થ "ગોઠવવું" એવોજ નીકળે છે। એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ભાટચારણો ખરેખરા અને પૂરેપૂરા કવિ છે. હવે ફ્રાંસની ઉત્તરે પણ આશરે એજ સદીઓમાં એક ભાટ પ્રજા થઇ ગઇ છે જે Trouveres કહેવાતી. આ શબ્દ ચાલુન ભાષાના "trouver" ધાતુ પરથી ઉત્પન્ન થયો છે જેનો અર્થ પણ "રચવું"જ થાય છે. આ ત્રુબૅડોર ભાટો સાહસિક લડવૈયાઓ પણ હતા. આ પ્રકારના ચારણોના ત્રણ વર્ગ હતા. "Bufos" "Joculatores," અને "Troubadours," એક ત્રુબૅડોરને કર્તવ્યપરાયણતા માટે કહેતો ચીતાર્યો છે કે:

"My arm it is my country's right,
My heart is in my true-love's bower;
Gaily for love and fame to fight
Befits the gallant Troubadour!"

જો અખિલ ભારતવર્ષમાં કોઇપણ ખરેખરો પ્રતિભાશાળી ભાટ થઇ ગયો હોય તો તે પૃથ્વીરાજ ચૌહાણનો ઇષ્ટમિત્ર ચંદ બરદાઇ છે. તેણે "પૃથ્વીરાજ રાસો" નામક એક ઉત્તમ ગ્રંથ હીંદીમા લખ્યો છે જેમાં તે જણાવે છે કે શાહબુદ્દીન ઘોરી પૃથ્વીરાજને કેદી બનાવી ગીઝની લઇ ગયો અને તેને ભારે સાંકળોથી બાંધ્યો। પાછળથી ચંદબારોટ પોતાના પ્રભુની રક્ષા માટે ગીઝની દરબારમાં ગયો અને સુલ્તાનને પોતાની કાવ્યકળાથી દિગ્મૂઢ બનાવી દીધો. સુલ્તાને પ્રસન્ન થઇ ચંદને પૃથ્વીરાજને મળવાની રજા આપી. આ સ્વદેશાભીમાની બારોટે યુક્તિપ્રયુક્તિથી સુલ્તાનને સમજાવ્યો કે પૃથ્વીરાજ કુશળ શબ્દવેધી બાણાવળી છે માટે તમારે એને મુક્તિ આપી એના ધનુષ્યબાણના પ્રયોગોનું નિરિક્ષણ કરવું ઉચિત છે. પૃથ્વીરાજનું આ પરાક્રમ જોવા શાહબુદ્દીને એક અખાડો કર્યો. જ્યારે સર્વ સામગ્રી પરિપૂર્ણ થઇ ત્યારે ચંદે લાગ જોઇ પૃથ્વીરાજ (જેની આંખો ફોડી નાખવામાં આવી હતી તે) ને માર્મિકપણે સુલ્તાન શાહબુદ્દીન ક્યાં બેઠો હતો અને તેનો કેવી રીતે નાશ કરી શકાય તે નીચલા દોહામાં કહ્યું:

ચાર બંશ, ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
એ તે પર સુલતાન હૈ, મત ચૂકે ચૌહાણ।

આથી પૃથ્વીરાજે બરાબર નિશાન લઇ શાહબુદ્દીનને ઠાર કર્યો। પછી તત્ક્ષણ ચંદે કટારી કાઢી નિજ પતિના પેટમાં મારી તેને દુઃખથી મોકળો કર્યો અને પછી પોતે પણ આત્મહત્યા કરી યમલોક સિધાર્યો. ચન્દ અને પૃથ્વીરાજને માટે લોકવાયકા છે કે બન્ને પ્રાણપ્રિય મિત્રો એકજ દિવસે જન્મ્યા હતા અને વૈકુંઠવાસી પણ બન્ને એકજ દિવસે થયા હતા। ધન્ય હોજો એવા દેશહિતકારી ચારણોને। "રાસો" જે એણે અપૂર્ણ રહેવા દીધો હતો તે એના પુત્ર જુલ્હને સમાપ્ત કર્યો. એ યુદ્ધ વિષે "રાસો"માં ચન્દ કહે છે:

ખુરાસાન મુલ્તાન ખંધાર મીર,
બલક સોબતં તેગ અચ્ચૂક તીર;

રૂહંગી ફિરંગી હલંબી સમાની,
ઠઠી ઠટ્ટ બલ્લોચ ઢાલં નિસાની।
મંજારી ચખી મૂખ જમ્બક્ક લારી,
હજારી હજારી હુકેં જોધ ભારી;
તિનં પખ્ખરં પીઠ હય જિન સાલં.
ફિરંગી કટી પાસ સુકલાત લાલં।
જહાં બાઘ બાઘં મરૂરી રિછાંરી,
ધનં સાર સમ્મ્રહ અરૂ ચૌરં ઝોરી;
એરાકી અરબ્બી પટી, તેજ તાજી.
તુરક્કી મહાબાન કમ્માન બાજી।

તે વળી વધુમાં કહે છેઃ

ગહી તેગ ચહુવાન હિંદ્વાન રાનં, ગજં જૂથ પરી કોપ કેહરિ સમાંન;
કરે રૂંડ મૂંડ કરી કૂંભ ફારે, બરં સૂર સામંત હૂકી ગજ્જે ભારે।
કરી ચિંઘ ચિક્કાર કરી કલ્પ ભગ્ગે, મદં તંજિયં લાજ ઉમંગ મગ્ગે;
દૌરે ગજં અધ ચહુવાન કરો, કરિય ગીરદ્દં ચિહો ચક્ક ફેરો।
ગીરદ્દં ઉડી ભાન અંધાર રૈનં, ગઇ સુધિ સુજ્જૈ નહીં મજ્ઝી નૈનં;
સિરં નાય કમ્માન પ્રથિરાજ રાજં, પકરિયે સાહિ જિમ કુલિંગ બાજં।
લૈચલ્યો સિતાબી કરી ફ્રારિ ફૌજં, પરે મિર સૈ પંચ તહં ખેત ચૌજં;
રજંપૂત પચ્ચાસ જૂજ્જૈ અમોરં, બજે જિત કે નદ્દ નિસાન ઘોરં।

આ મહાકવિની અપૂર્વ કવિતા વાંચતાં આપણને એક સંસ્કૃત શ્લોક સાંભરી આવે છે કેઃ જે કાવ્યથી પારકાનું હૈયું ભેદાયું નહીં, અને જે તીરે સામા વિરોધીનું ડોકું ઉડાડ્યું નહીં, તેની કવિતા કવિએ કીધી તે શા કામની, અને તેનું તીર ધનુષ ધરનારે માર્યું તે શું ઉપયોગનું? ચંદની કવિતાથી નિર્બળ પણ બળિષ્ટ બને છે।

किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः ।
परस्य हृदये लग्नं न निहन्ति च यच्छिरः ॥

વળી ભાટચારણો એક બીજાની પ્રતિસ્પર્ધા કરવામાં પણ પાછી પાની કરતા નથી. સ્કૉટલંડ દેશમાં ભાટ લોકોએ અથાગ પરિશ્રમ લઇ એકઠાં કીધેલાં વીરરસ કાવ્યોનું એક પુસ્તક છે જે "Minstrelsy of the Scottish Border" ને નામે સુપ્રસિધ્ધ છે, તેમાં બે ભાટોનાં દ્વંદ્વયુદ્ધની એક કથા છે. એકનું નામ તેની અહંતામમતા ઉપરથી "Rattling Roaring Willie" એવું છે જ્યારે બીજો "Sweet Milk" ની અતિ અદભુત સંજ્ઞાથી વિખ્યાતિ પામ્યો છે. ટિવ્યટ નદી આગળ બન્ને ભાટોને ટંટો થયો, જેથી તેનો નિર્ણય કરવા બન્ને તરવાર લઇ એક એકાન્ત ખીડમાં ગયા જ્યાં બાપડો "Sweet Milk" માર્યો ગયો. જે સ્થળે તેનું ધડ પડ્યું હતું ત્યાં એક કંટકવૃક્ષ હતું, જેનું નામ આ બનેલાક ઉપરથી "Sweet Milk Thorn" પડ્યું. વિલીનો પાછળથી જેડબર્ગ ખાતે શિરચ્છેદ

કરવામાં આવ્યો હતો! આ બારોટ એક સ્કોચ રણગીત નામે "Rattling Roaring Willie" નો ઉત્પાદક કહેવાય છે. ભાટોની અન્યોન્ય ઈર્ષાનાં દ્રષ્ટાંતો ફારસી સાહિત્યમાંથી પણ મળી આવે છે. રશીદી અને અમાક એ બન્ને જણ બોખારાના સુલતાન સંજરની દરબારનાં આભૂષણો હતાં, પરંતુ બન્નેને એક બીજા પ્રત્યે દ્વેષભાવ હતો. એકવાર શાહ સંજરે અમાકને રશીદીની કાવ્યબુદ્ધિ વિષે પૂછ્યું. અમાકે પ્રત્યુત્તરમાં પેટના બળાપા કાઢ્યા કે: રશીદીનાં કાવ્યોમાં મીઠું જ હોતું નથી! આ અનુપપન્ન વાગ્બાણના ઉત્તરમાં રશીદીએ નિજ પ્રતિસ્પર્ધિને કટુ ઉપાલંભોથી તત્કાળ વીંધી નાંખ્યો કે:

શઅરહાએ ગરા બી નમકી અયબ કર્દી, રવા બુવદ શાયદ,
શગરહાએ મન હમ્મૂ શક્કરો શહદસ્ત, અંદરી હો નમક નેકૂ નાયદ:
શલગમો બાકેલસ્ત ગોફ્તએ તુ, નમક આય કુલ્તેબાં! તોરા બાયદ!

મારાં કાવ્યોને તું મીઠાં વગરનાં અને ખામીપૂર્ણ કહે છે, તે રાસ્ત વ દુરસ્ત છે, કારણ કે તેઓ ખાંડ અને મધનાં જેવાં મિષ્ટ છે, જેમા મીઠું નાખવું બિનઉપયોગી છે! જ્યારે તારી કવિતાઓ તો શલગમ (turnip) અને બાકેલાં શાક જેવી છે, માટે ઓ અધમમતિના! તને તો નિમકની અગત્ય છેજ!

ચંદ પછી જો કોઈપણ ભારતભૂમીનાં ભૂષણરૂપ ભાટ થઈ ગયો હોય તો તે શીવાજી મહારાજનો બારોટ ભૂષણ છે. ઔરંગઝેબની ક્રુર દમનનીતિ અને અનિતિષ્કરણ ધર્માંધપણાથી તે સમયની હિંદુ પ્રજા ત્રાહ ત્રાહ પોકારતી હતી, પરંતુ જગદિશ્વર તેજ વખતે નિર્દય દુષ્ટોનાં ઉચ્છેદ માટેનાં અભ્યુપાયો યોજતોજ રહ્યો હતો. ઔરંગઝેબનો સમકાલીન શિવાજી મહારાષ્ટ્રમાં હાહાકાર વર્તાવી રહ્યો હતો અને તેનાં બાહુબળ અને દિગ્વિજયના પ્રતાપે સકળ દખ્ખણના કિલ્લાઓ ઉપર હીંદુ ધ્વજ ફરફરતી હતી. ભાટ ભૂષણ પ્રથમ પોતાના ભ્રાતૃઓ સાથે મોગલ દરબારમાં હતો, પરંતુ આરણ્ય દીલ્લીપતીના ઘોર અત્યાચારોથી તેને મોગલ સામ્રાજ્ય પર ધિક્કાર ઉત્પન્ન થયો હતો. પોતે હિંદુ હોવાનું જાત્યાભિમાન તેનાં રોમેરોમમાં વ્યાપ્ત થયું હતું અને તે સ્વજાતિ, સ્વધર્મ અને સ્વદેશની ઉન્નતી અને ઐશ્વર્ય માટે અમાપ ઉત્કંઠા અને અભિલાષા ધરાવતો હતો. એકવાર ઔરંગઝેબે દરબારના કવીઓને કહ્યું: "તમે સઘળા મારી જુઠી ખુશામદ કરો છો—મારા ખરા ગુણદોષનું કોઇ વર્ણન કરતું નથી!" ભૂષણે અભય-દાન માંગી કહ્યું:

કિબ્લેકી ઠૌર બાપ બાદશાહ શાહજેહાન,
તાકો કૈદ કિયો માનો મક્કે આગ લાઇ હૈ!
ભાઇ તો દારાબશાહ પકડકે કૈદ કિયો,
મેહેરહુ ન આની માકો જાકો જાયો ભાઇ હૈ!
બન્ધુ તો મૂરાદબક્ષ બાંધ ચૂક કર બેઠો,
બિચ લે કુરઆન ખુદાકી કસમ ખાઇ હૈ!
ભૂષન અનંત યૈંહિ સતહુ ઔરંગઝેબ,
એતે હિ આજાયબ કિય પાદશાહી પાઇ હૈ!

ભૂષણના આ બાહિંમત શબ્દપ્રહારથી ઔરંગની રગરગમાં ક્રોધાગ્નિની જ્વાળા સળગી રહી, પણ અભયવચન આપેલું હોવાથી મૌન ધારી બેઠો! ભૂષણે જોયુંજ નહી હોય તેમ વધુ ચપકા મૂકવા માંડયાઃ

તસબિ લે હાથમે સુપ્રાત કરે બંદગી પે.
મનમે કપટ સો જપે હૈ જાપ જપ્પ કે।
આગરે મે આય દારા ચોકમે ચૂનાય દિનો,
માર્યો નિજ તાત છત્ર છિન લિનો છપ્પકે।
શાહસૂજે ઘેર લાગો અહમ દુપાઈ ફેરી,
નાશ કિનો કુટુમ્બ તમામ ચંપી ચંપ્પકે!
ભૂષન ભનંત શઠ છંદિ મતિમંદ ભયો,
નોંસો ચૂહા ખાય કે બિલ્લિ બૈઠી તપ્પકે!!

આ કટુવેણોનું શ્રવણ કરતાંજ બાદશાહ તેનો શિરચ્છેદ કરવા ઉઠયો, પરંતુ સામંતોએ તેને અભયદાનની યાદ આપવાથી તેણે ભૂષણને દિલ્હી છોડી જવાનો આદેશ દીધો. આથી ભૂષણ પોતાની પવનવેગી કેસરી ઘોડી પર સ્વાર થઇ બાદશાહને નમ્યા વગર ચાલ્યો ગયો. ઔરંગઝેબે તેને પોતાની મસિદમાંથી જોયો અને એક ભાટને કહ્યું કે એને પૂછ કે કયાં કાણુ કરે છે? આથી તે ખુશામદ ખોરાએ ભૂષણને પૂછયુંઃ

હે રંગ નૌરંગ શાહકો, ઔર ન દૂજો રંગ;
સાત દ્વિપ નૌવ ખંડમે, જૂરે ન જિતે જંગ।

તેને બાદશાહની ખોટી સ્તુતિ કરતો જોઇ ભૂષણે મ્હેણું માર્યું કેઃ

કેતેઉ દેશ જિતે દળકે બળ, દક્ષિન દેશકો ચાંપિકે નાખ્યો।
માન ગુમાન હર્યો ગુજરાતકો, સૂરત કો રસ ચૂસકે ચાખ્યો।
પંજન પેલી મલેચ્છ મલે સબ, સોહિ બચ્યો જિન દિન વ્હે ભાખ્યો।
સારંગ હૈ શિવરાજ બળી જિન, નૌરંગમાં રંગ એક ન રાખ્યો

પોતાના શત્રુ શિવાજીની પ્રશંસા સાંભળી ઔરંગઝેબને ઝાળેઝાળ બળી અને ભૂષણને પકડી લાવવા તેણે સ્વારો દોડાવ્યા પરંતુ તે નિડર ભાટ તો વિખ્યાત કેસરીને એડ મારી કયાંનો કયાં ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયો હતો!

ભાટની બટાઇને લગતાં કેટલાંક રણગીતો અત્યંત આશ્ચર્યજનક પરિસ્થિતિમાં લખાયાં હોય છે. ફિર્દૂસીને માટે કહે છે કે જ્યાં તે "શાહનામુ" લખવા બેઠો હતો ત્યાં પોતાની આસપાસ ઇરાની જંગબહાદૂરોની તસ્વીરો મુકાવી હતી, અને પોતાની સમિપમાં ઢાલ, તરવારાદિ સઘળાં અસ્ત્રશસ્ત્રો મુકાવ્યાં હતાં, જે સર્વેનું તે નિરિક્ષણ કરતો જતો અને એવી રીતે પ્રેરણાયુક્ત થઇ આકર્ષક શબ્દો રચતો જતો! છેલ્લાં જગત્પ્રસિધ્ધ યુદ્ધ દરમ્યાન ડૉ૦ જૉન મૅકરેએ "In Flanders' Fields" નામક રણગીત એક આડ ફીટ ચોરસ ખાહીમાં બેસી જોડયું હતું! કાર્લાઇલનાં કહેવા પ્રમાણે સ્કૉચ પ્રજાનું લડાઇનું ઉત્તમોત્તમ ગીત "Scots Who Hae!" છે, જે કવિ બર્ન્સે જંગલમાંથી ઘોડેસ્વાર થઇ મુસાફરી કરતાં બનાવ્યું હતું, જે વખ્તે આકાશમાં ગર્જના થતી હતી અને વિજળી ચમકારા મારતી હતી!! અમેરીકા અને ઇંગ્લંડ વચ્ચે વિગ્રહ થયો

ત્યારે ફ્રાંસીસ સ્કૉટ કી નામક દેશપ્રેમી અમેરીકન સિપાહિ ફોર્ટ મૅકહેન્રી નામના કિલ્લાપર અમૅરીકન ઝુંડો ફરકતો જોઇ "The Star spangled Banner"નું ગાયન જોડ્યું હતું. પ્રત્યેક સૈનિકે તે ગોઢે કર્યું હતું, અને તે છેવટે અમેરિકાનું રાષ્ટ્રગીત થયું હતું! "And better than a poets' fame, a little grave without a name" નો લેખક ફ્રાન્સિસ લૅજવિગ નામનો આર્મસ્ડનો કચરાપતિ હતો, જે પાછળથી "Innis killing Fusiliers"માં ભાલા બરદાર થયો હતો, અને જુલાઇ ૧૯૧૭ માં ફ્લૅન્ડર્સની લડાઇમાં માર્યો ગયો હતો! એ પ્રમાણે ભાટ લોકો અનેક સ્વરૂપમાં સ્વદેશ, સ્વપ્રભુ, અને સ્વધર્મની અતુલ અને અકથનિય સેવા બજાવી સ્વભૂમિભક્તિની કેવી પરાકાષ્ટા પ્રદર્શિત કરે છે તેનું યથાયોગ્ય વર્ણન કરવા કોઇ પણ કલમ સામર્થ્યવાન નથી! એક સર્બ્યન બારોટ પોતાની સ્વામિભક્તિ અને કૃતજ્ઞતા દર્શાવતાં પોતાના પાલનહારને સંબોધી કહે છે:—

"Strahni-Bane, ti sokole srpski!
Tvome Diogu i tvome junashtva
Serw su brodi, dyegody dodyesh vodi!"

"ઓ પ્રભુ આદિત્ય! હે સર્બ્યન બાજ પક્ષી! તારા પોતાના નિમકહલાલ અશ્વ ડીયેગૂ ઉપર સ્વાર થઇ અને તારાં પોતાનાં બાહુબળ પર ઈત્તબાર રહી તું જ્યાં પણ જાય ત્યાં નિર્ભય રહેજે! એક હિંદી ભાટ પોતાના દેશ ઉપર દુર્દૈવનું પ્રાબલ્ય જોઇ અને તેને અસદ્‌ગતિમાં ડૂબતો જોઇ હૃદયદ્રાવક ઉદ્‌ગાર કાઢે છે કે:

વિવાહિ બઢે હૈ યહાં કૈસે કૈસે? કલામ આને હૈં દરમિયા કૈસે કૈસે!
જહાં દેખિયે મ્લેચ્છ સેના કે હાથેં મિટે નામિયોં કે નિશા કૈસે કૈસે!
બને પઢકે ગૌરંડ ભાષા દ્વિજાતિ મૂરિદાને પીરે મુગાં કૈસે કૈસે?
બસો મૂર્ખતે દેવિ આર્યો કે જિ મે, તુમ્હારે લિયે હૈં મકાં કૈસે કૈસે?
અનુદ્યોગ આલસ્ય સન્તોષ સેવા હમારે ભી હૈ મિહરબાં કૈસે કૈસે!
ન આઇ દયા આહ! ગૌ ભક્ષિયોંકો, તડપતે રહે નિમજાં કૈસે કૈસે!
વિધાતાને યાં મક્ખિયાં મારને કો બનાયે હૈં ખુશરૂ જવાં કૈસે કૈસે?
અભિ દેખિયે ક્યા દશા દેશકી હો! બદલતા હૈ રંગ આસમાં કૈસે કૈસે?
હૈં નિર્ગન્ધ ઇસ ભારતિ વાટિકા કે ગુલો લાલ ઓ અર્ગવાં કૈસે કૈસે?
હમેં વહ દુખદ હાય ભૂલા હૈ જિસને તવાના કિયે નાતવાં કૈસે કૈસે!
પ્રતાપ અપની હોટેલમેં નિર્લજ્જતા કે મઝે લૂટતી હય ઝવાં કૈસે કૈસે!

(અપૂર્ણ.)

# રમ્ય વિહાર.

---

### ત્રોટક.

(૧)

ગગને સખી! જો શશી પૂર્ણ ખીલે,
કેં સોલ કળા રસ ઇન્દુ ધરે;
મૃદુ શાન્તજ સૌમ્ય પ્રકાશ થકી,
જડ ચેતનમાં રસ લ્હાણુ કરી.
અહ! સુંદર છે,
સુખ રૂપ જ છે,
ખીલવું તુજ ચન્દ્ર અનૂપમ છે.

(૨)

ખીલવા ચહતું મુજ દિલ હવે,
તુજ શું કેં રમ્ય સુવાસ અહે:
રસપૂર્ણ સદા ખીલવું ગમતું,
અવ, સુંદરી સાથ વસી રમવું.
મુજ રમ્ય દલે,
સુવિચાર રમે,
બસ! રમ્ય વિહાર અખંડ ગમે.

નલિનીકાન્ત.

---:o:---

સ્પેનમાં કોઇપણ યુરોપ્યન દેશ કરતાં ઘણાજ થોડાક રોજીંદા પેપરો પ્રગટ થાય છે.

એક ડાકટરનું એવું કહેવું છે કે પંદર જણામાંથી ફકત એકજ જણ પોતાની બને આંખો સારી હાલતમાં ધરાવે છે.

ત્રણ જાતના કુતરાઓ છે જે કદીપણ ભસતા નથી. એક ઓસ્ટ્રેલીયન કુતરો, બીજો ઇજીપશીયન સેફર્ડ કુતરો અને ત્રીજો તીબેટનો સીંહના જેવું માથું ધરાવનો કુતરો

સૌથી સરસ અને સૌથી મોંઘી કીંમતનો ચામડાનો સામાન ચીનમાં ચનચનકુ મને બનાવવામાં આવે છે. એ ચામડું સોપ, ગરોળી, શાર્ક વગેરેના ઢીલપરથી ઉતારીને અને તેને સાફ કરવામાં આવે છે. એ ચામડુ ઘણુજ ટકાઉ અને મજબુત હોય છે.

સીલોનમાં એસેટીક એસીડ નાળીયેરના કોટલામાંથી બનાવવામાં આવે છે.

સુમન.

# સંસારનો ફાંસો.

લખનારઃ—દારાં કાપડીયા

## પ્રકરણ ૨૫.

"તમે મને ખાત્રી આપી શકશો, મીસ ગઝદર, કે તમે માહરાં ધણી-આણીનાં ગુમ થઇ જવા વિષે કશુંબી જાણતાં નથી?" જેહાંગીર વાડીયાએ પ્રશ્ન કર્યો.

"ખચ્ચીતજ, નહિ," તે મક્કારીએ ઝટ જવાબ દીધો; "હું કેવી રીતે જાણી શકું?"

"હું ધારૂંછ," હવે દીનબાઈ ગઝદર વચ્ચે પડયાં, "કે આપણે વગર કૌર-ટનો આપરા વચ્ચે તરખાત મચાવ્યેછ. મીસીસ, હીરજીભાઇ કેથે બાહાર નિકળી પડયાં હશે, અને ત્યાંથી ધાર્યાં કરતાં ધ્યાનમાં અને ધ્યાનમાં ઘણાં દુર જતાં રહેલાં હોવાં જોઇયે. કદાચ પોતાનો રસ્તોબી ભૂલી ગીયાં હોય; બર્યા-એક નહિ પણ અનેક ધબારા ભર્યો વિચારો મને આવ્યા કરેછ. મી૦ હીરજીભાઇ, ભાઈ, જરા ધીરા પડો ને મનને શાંત રાખો. માહરી ખાત્રી છે કે સૌ સારૂંજ છે. જરા બુક બાચકો જમી લેઓ; તમે તો કાંઇ ખાધુબી નહિ હોશે, અને પરવરદીગારની મેહરથી તમે જમી નહિ રહેલા હોશો, તેટલાંમાં તો તમારી ધણીઆણી જીસરૂં આવીને ઉભીબી રહેલી હોશે. કાંઇ એવણુ નાહ્નું બન્યું નથી કે ફીકર કરવાની જરૂર હોય. બાવા; મરી જાઉં, તેથી જરા શાંત પડો. એમ છેક આકરા ગાભરા બનીને ભાજીનું પાણી ના થઇ જાવો!"

"બીહવાની કાંઇબી જરૂર નથી," મની હવે સીપરી થઈ. "કાંઇ તમુને હું મદદ કરી શકું એમ છે, મી૦ હીરજીભાઇ?"

તે લગરીક નાશીપાશ થઈ કે નાજાંની ગેરહાજરી વાસ્તે તેણે જોઇયે તે કરતાં ઘણું વધારે દીલમાં લીધું: પણ વળી તેજ ઘડીએ તેણીએ પોતાને સધ્યારો આપ-વાની કોશેશ કીધી કે એ તદન કુદરતી હતું કે તે પહેલો 'શૅાક' હતો અને તેથી તેને એટલું બધું ખચ્ચીતજ લાગવુંજ જોઇયે. પણ તે તેણીની ચાપલુસી-ખોરી જબાં અને મીઠા મીઠા બોલો તળે પાછો જલ્દી જરૂર રાહ પર આવી જશે; એવી તે દગાબાઝ દદાને ઉમીદ ભરેલી ખાત્રી લાગી.

"તું જરા હૉલમાં જઈને બેસ, માય, મની," તેણીનાં દીનબાઇ ફુઈએ ફર-માવ્યું. "મરે, જ્યારે જીવ વમાસણમાં પડેલો છે ત્યારેજ આપરે તાંહ કોઇ

આવીને બેઠું છ, નહિ તાહરે દાહરાઓનાં દાહરા સુધી કોઇ કારૂં ચલ્યુંબી આવે નહિ. જા, મની, તું જરા જઇને વાતચીત કર્યા કર; હું ઓય તાહરી પુથે આવી."

દીનબાઇ ગઝદરે જેહાંગીર વાસ્તે ભોણું મંગાવ્યું અને તેને ધીરા પાડવાને વાસ્તે તેણીએ પોતાનાથી બની એટલી સઘળી કોશેશો કીધી. તેણીએ તે ગાભરા પડેલા ભરથારને એટલુંજ સમજાવવાના ચાલુ પ્રયત્ન કીધા કે તેની ભારજા કેથે ખોટે અને દુરનાં રસ્તે નિકળી પડી હશે, અને તેથી મોડી કે વહેલ્લી જરૂર પાછી ઘેરમાં ફરશે. બીહક કે ધાસ્તીને ઉતપન્ત કરવાની આટલી બી આવશ્યકતા ન હોતી.

પરંતુ જેહાંગીર વાડીયાનું મગજ જરા બી શાંત થઇ શકયું નહિ. દીનબાઇનાં ગમે તેવા ભલાઇભર્યા, ધીરજવંતા સખુનો છતાં તેની આકુળતા વ્યાકુળતા તો વધતીજ ગઇ. તેનાથી એક બુક પણ ગળામાંથી નીચે ઉતારી શકાયો નહિ, અને જ્યારે તે ભલાં બાનુ તેને છોડીને પોતાના ઓરડામાં ગયાં ત્યારે તેણે પોતાના તપતા જીવને હેઠો પાડવાની મકસદથી લગભગ અર્ધાં ગલાસ જેટલોં બ્રાન્ડી કાઢયો અને બેધડક કાચ્ચો ગટાવી ગયો. તે કશું બી ખાઇ શકયો નહિ-તેનું તન અને મન બંને તે આખ્ખા દીવસમાં તેને લાગ્યા કરતી કાંઇ ભયાનક આગાહી જે સેવટે ખરીજ પુરવાર થઇ હતી તેને લીધે બહુ દુઃખતું અને કળતું હતું તેનું દીલ તેનાં મગજ પરની આફતમય ચીંતાથી એટલું ઘધણી આવ્યું હતું. કે હવે તેને લાગ્યું કે તે કાંઇ પણ વધુવાર ખમી શકવાનો ન હતો.

જ્યારે રાત્રીના ભુરા ઓળાઓ આકાશ ઉપર દેખાવા લાગ્યા ત્યારે તેની દેહસ્તનો કાંઇ પણ સુમાર ન રહયો. તેણે ઘણાં જોશથી ચંગ વજાડયો ને દીનબાઇ ગઝદરને તાબડતોબ પોતાની આગળ તેડી મંગાવ્યાં.

"કાંઇબી કરવુંજ જોઇએ, અને તે બી ઘણી ઉતાવળે!" તેણે રાતો બુંડ જેવો મારી જઇ બરાડ પાડી. "માહરાથી હવે ધીલ વધુવાર ખમી શકાવાની નથી."

આ સાંભળી દીનબાઇ ગઝદરે પોતાનાં સઘળાં નોકર ચાકરોને તેડાવી મંગાવ્યા અને તે લોકોના હાથમાં લાકડી તેમજ ફાણુસો આપી તૈયાર કીધાં.

"હું પણ એ લોકો સાથેજ જવશ," જેહાંગીર વાડીયાએ કહયું. "માહરી ડારલીંગ એમ બાહાર કોણ જાણે શું બી દુઃખ ને આફતમાં હોયે તે વખતે હું ઘેરમાં નચીંતાઇથી કદી બી રહી શકવાનો નથી."

જો આ સઘળા ઉશકેરણીનાં આવેશમાં તેણે ફકટ એકજ વખત પોતાનાં રૂમમાં જવાનો વિચાર કર્યો હતે તો તે ભેદની ચાવી તેને એકદમ મળી ગઇ હતે; પણ મોટાં કમનશીબે તેને કાંઇ તેવો ખ્યાલ કરવાનું સુઝયું નહિ; અને તે એનવેલપ તેની સાથે પેલી નાપાકીભરેલી ચીઠ્ઠી ખુલ્યા વગર એમનું એમ પડી રહ્યું. તે બધા નોકર ચાકરો સાથે ખાસ્સો બે કલાક ઘેરની બહાર રહયો, કે જે દરમીયાન

આકાશમાંથી સુર્ય નારાયણનો ઝાંખામાં ઝાંખો પણ પડછાયો નાબુદ થઇ ગયો, અને દુન્યા ચુપકીદી ને અંધારામાં ગરક ગઈ, સામી નદીનાં પાણી પણ ચુપ અને ગુપ્ત બની ગયાં. અવાજ કેમે કરી કેઈથીએ મેરથી આવતો ન હતો. સઘળે નજર તાણીતાણીને ફેરવવા છતાં તે રૂપસુંદરીનો મનોવેધક આકાર કેથે બી નજરે પડયો નહિ.

સઘળા નારાજ, નાશીપાશ થયેલા, થાકેલા, કંટાળેલા કશાં પરીણામ વગર ઘરે પાછા ફર્યા જેહાંગીર વાડીયો તો ધાસ્તીથી દીવાના જેવોજ થઈ ગયો હતો; તેની ખાત્રી થવા લાગી કે નાજાને કાંઇપણ થયું હતું; પરંતુ એતો તેને વિચાર આવીજ ન શકયો કે તેની પોતાનીજ બદમાસીનો તે કંગાળ નિર્દોષ ભોગ તેને, પોતાની નિર્લજ નામોશીભરેલી હાલત જાણતાંજ તેજ ઘડીએ ધણી વખાણવા જોગ છતા, તે હીંમતથી તજીને જતી રહી હતી.

"માહરાં ધણીઆણીનો તો કાંઇબી પત્તો નહી મળતો," ઘેરમાં દાખલ થતાં સમેતજ જેહાંગીરે તો-ઘણાં દુઃખથી બરાડી કહ્યું. "માહરે હવે એકદમ પોલીસ સ્ટેશન ઉપર જઇને આ બીનાંનો રીપોર્ટ કરવો જોઇશે"

દીનબાઇ આંખમાં આંસુઓ સાથે પોતાના ઓરડામાં જતાં રહ્યાં; જયારે મનીએ એક હીંમતભરેલી બેદરકારી દેખાડવાની કોશેશ કીધી.

"બધું જરા વખતમાં ખતમ થઈ જશે, અને, જયારે એને માલમ પડશે કે હવે નહિ મળી શકે એવી રીતે ગુમ થઇ ગઇછ ત્યારે જરૂર એ મને યાદ કરશે," તે પોતાનાં મનથી બબડી, એ મક્કારી મની ગઝદર.

પરંતુ તેણીનાં ચેહરાએ તેનો રંગ થોડો ઘણો ખોહી દીધો હતો, તેણીની આંખમાંનું તેજસ્વી નુર થોડું ઘણું ઉડી ગયું હતું. તે જાણતી હતી કે તેણીએ બાપડી નાજાંને કેવી રાતે રીબાવી ને સતાવી હતી, તથા તેણી શા વાસ્તે તે જવાનનો પલ્લો તજીને જતી રહી હતી.

પછી તે બન્યું કે જેનાથી જેહાંગીર વાડીયો ખરેખરી ભયંકર સચ્ચાઇ જાણવાને સામર્થ્યવાન થયો. તે પોલીસ સ્ટેશન ઉપર રીપોર્ટ કરવા જતો હતો; ગાડી પણ તેને ત્યાં ખેંચી જવા તદન તૈયાર ઉભેલી હતી, તેટલાં બહારની સરદીનો ખ્યાલ કરી તે પોતાનો ગરમ ઓવરકોટ લેવા તેનાં ઓરડામાં ગયો ત્યાંની બત્તીઓ સળગાવવામાં આવેલી હતી, તે છતાં તે ઓરડો તેને કાંઇ એવો ડરામણો લાગો કે તેનું જોરાવર હ્રદય તે સમજી શકે એટલા બધા મોટા ધબકારાઓ કરવા લાગ્યું. એ શું હતું? તે તે ઓરડામાં દાખલ થયો, અને લગભગ સૌથી પહેલ્લીજ નજર પેલાં કમબખ્તીભર્યાં નાનાં સફેદ એનવેલપ ઉપર પડી અગાધ ધાસ્તીથી તેનાં કપાળ ઉપર પરસેવાનાં ઝરણાંઓ ફુટી નિકળ્યાં. યા, પરવરદીગાર! નાજાંએ બધી સાચ્ચી વાત જાણી તો નહિ લીધી હોય? જો તેમ થયું તો—

તેનું આખ્ખું કપાળ પસીનાથી બધું ભીંજાઇને તરબોર થઇ ગયું. તેણે ધ્રુજતા લબલબતા હાથે પેલું કાગજ લીધું, એનવેલપ ઉપરથી ઉખેડી નાખ્યું અને તેની અંદરનો સમાવેશ તેનાં હાથમાં સડી આવી પડયો.

તેણે પહેલ્લાં નાજાનું કાગજ વાંચ્યું. તે બધું જાણુવા પાગી હતી અને તેને છોડીને જતી રહી હતી! તે પહેલ્લી બે ત્રણ મીનીટ તો સાંવ પત્થરજ થઇ ગયો. અને તે કાગજનાં શબ્દોનાં માયેનો ધણી મુશીબતે ઉકળાવી અને સમજી શકયો-કે ગની ગઝદરે આ સાથે બીડેલી ચીઠી તેણીને દેખાડી હતી. તેણે તે વાંચી, શબ્દે શબ્દ-તેની પોતાની કેફીયત-અને તેનાં કપાળ ઉપરની નસો બધી પુંગાઇ આવવા લાગી, જ્યાંસુધી કે તેઓ એક જાડા દોરડાંની માફક ખડી થયેલી જણાઇ.

"જો આય ચીઠીનો લખનાર કોણ મુજી બદમાસ છે તે હું જાણુતો હતે તો તે નાપેકારને હું જીવતોને જીવતોજ ચીરી નાંખતે." તે ઘણાં ઉશકેરાયેલા અવાજે મોટેથી બોલ્યો. "ઓહ, માહરી નાજા! માઇ ડારલીંગ!"

તેનો પેહલ્લો વિચાર તેણી માટે હતો-તે બાપડીનું દુઃખ, કલ્પાંત, કળતર, નાંમોશી, નિરાશી અને એકલવાયાપણું. ઓહ, તે મધુરી માહાબુબ! તે મીઠી, મનોહર, રાંક સુંદરતાનું બેગુલ ગુલ-તેણીની સાવ નિષ્કલંક અને બચ્ચાં જેવીજ ભોળી આંખો વટી આ બધા ભયાનક દોજખી શબ્દો વાચતાં તે ધાસ્તીથી કેવી કમકમીને ધ્રુજી હશે? અરે, નાંમોશીનાં મારે શું તે બાપડી મોહતની લગોલગ આવવા જેટલી કચડાઇ ગઇ ન હશે? અભાગ્યા જેહાંગીર વાડીયાનાં અટવટ અને અકળામણુનો તે ઘડીએ જાણે કશો સુમારજ ન રહ્યો.

તે એક એકલપેટો મરદ હતો. પરંતુ તેની પોતાની નાંમોશીની વાતમાંથી ભોળી નાજાને બચાવી લેવા વાસ્તે તેણે તેની જીંદગી પણ આપી દીધી હતે. તે ભયાનક ચીઠી વાંચતાં તેનો દેખાવલો ચેહરો એક આતશ માફક જળવા ને બળવા લાગ્યો. તે આખ્ખી નિર્લજ કહાણી કેવી ભયંકર હતી! તે ગરીબ કુમળી બાળકીએ એ સઘળું વાંચતી વખતે કેવું સહન કીધું હશે-રે, તે બાપડીએ કેવી કેવી વેદના દાંત પીસીને વે.. હશે! નામોશીથી તે વફાદાર ચક્ષુઓ કેવી દયામણી રવેશે નીચે ઝુમી પડી હશે! તેણીને કેવી જબુનમાં જબુન વેદનાં થયેલી હોવી જોઇએ કે તે તુરતજ તેને છોડીને જતી રહી મોહત માંગતી, મોહત માટેજ કળાબકોર કરતી!

જેહાંગીર વાડીયાએ દાંતેદાંત પીસ્યા. ઓ તે તે કંગાળ મુજી જેને આ ધાટકી શબ્દો લખવા જેવી સરકશી કીધી હતી તેને એકજ લાકડીના નિર્દય ફટકે જમેદ કરી શકતો હતે! કોણે તેની બધી વાતો જાણી હશે? આ નરમ દીલની ને નિખાલેસ મગજની ભોળીજાનની વીરૂધ્ધ ફટકો કોણ ચશમચોરના લાભ સારૂ મારવામ આવ્યો હશે? તેમ શા માટે કરવામાં આવ્યું હતું? સઘળું ગીયું બરબાહનમ પરંતુ તે કેવી હદનો મુરખ બન્યો હતો તે તેણી આગળ કોણે દેખાડી આપ હશે? અલબત, તે ગની ગઝદર હતી- તે મીંઠી, મશકરી, મીઠી, ઝેરી છુરીનું તે કામ હતું. આ દુષ્ટ ચીઠી તેણી ઉપર લખવામાં આવી હતી, તેણી ઉપર મોકલવામાં આવી હતી, અને તેણીએજ તે નિર્દોષ નાજાને દેખાડી હતી.

તે કાંય નહિ તેની પોતાની આગળ તે લઇને આવી અથવા કાંય નહિ પોતાનાં મુઇને લઇ જઇને દેખાડી?

જેહાંગીર વાડીયા હવે બધી મકસદ સમજવા લાગ્યો. એ સઘળી મસ્તીનું કારણ શું હતું? અદેખાઈ?

"એ કસકુનમ સાથે પળોટાઈ જઈ અને એને ઘણો લાહરો આપીને મેંજ માહરી ગરદન મચકાવી નાખીછ," તે અનંત ધીક્કારથી બરગડયો. "પણ આવી કીસમે વરતવાનો એનો શું ઇરાદો હોવો જોઈએ તે હું જરૂર જાણીશ."

પાંચ મીનીટ બાદ, તે ઉશકેરણી અને ક્રોધથી ધમધમી આવેલા ગાલો અને લાલચોળ આંખો સાથે દાનુબાઈ ગઝદરવાળા 'હોલ'મા આવીને ઉભો હતો. તેણે પેલી બે ખાનાખરાબીની મુગી ગુવાહી પુરતી ચીઠીઓ ટેબલ ઉપર ખુલ્લી નાંખી દીધેલી હતી.

"તાહરાં મનીબાઇને જઇને કેહ કે મને અહીં આવીને મળે," તેણે ઘણાં ઠઠરાવેલા સાહદે હોકમ કર્યો—"અને કેહ કે એકદમ આવીને મળે."

અને એકવાર ફરી મની ગઝદરે તેણીનું સઘળું જોર એકઠું કરી લીધું, ને તેની સામે આવીને ઉભી—હીંમતથી, દમામથી, બીહધા કે ધ્રુજયા વગર, પોતાનાં ચેહરા ઉપર તેને માટે મોટી દીલસોઝીનાં બનાવતી દેખાવ સાથે.

"ડીયર મી૰ હીરજીશાહ," તે આવતાંને વાર સીપલી થઇ-પરંતુ તે શબ્દો તેણીનાં હોઠો ઉપરજ મરી ગયા. તેનાં ચેહરા ઉપર એકજ નજર નાંખતાં તે પામી ગઈ કે જે જંગ તેણીએ માંથે હોર્યું હતું તેમાં તે હારી જતી હતી—અલબત, હાલ ને કાજ વાસ્તે.

ત્યાર પછી તેણીએ પેલી બે જીવલેણ ચીઠીઓ ટેબલ ઉપર પડેલી જોઈ, અને બધુ શું બન્યું હતું તે પામી જતાં તે ચકોરીને એક ઘડીનો પણ વિલંબ લાગ્યો નહિ. તેણે પોતાની જીભ બે દાતોની હાર વચ્ચે કચડી—તે મુર્ખ બની હતી; નાજાંને પેલી ચીઠી આપ્યા ને વંચાવ્યા પછી તુરત તેને ફાડી નાંખવી હતી; અને ત્યાં પોતાનાં ચેહરા ઉપર હડહડતી દુશ્મનાઈનાં દેખાવ સાથે ઉભેલા તે જોરેમંદ મરદ સનમુખ જોતાં તે ઘણાં પસતાવાથી અટવટ કરવા લાગી કે આય ચીઠી સુંઇ નાજાંને આપી દેવા જેટલી તે બેવકુફ કેમ બની શકી હતી. અલબત બધી ચીજો કેમ વલણ લેનાર હતી તે તે કાંઇ જોઇ કે ભાંખી શકી હતી નહિ. તે તો નાજાં આગળ પાછી ફરવાની આશામાં હતી; અને તેણીને છોડીને જતા રહેવાની તેણીની મકસદ ફકટ એટલી હતી કે એખલી પડતાં નાજાં તે ચીઠી પુરતા ધ્યાનથી વાંચે અને તેની તેણી ઉપર જરા વધારે સારી અસર થાય. આ બધા તેણીના પ્લાનો હતા—આ બધી તેણીની તદબીરો હતી.

હવે તે જોઇ શકી કે તેણીએ એક ઘણી ગમખ્વાર ચુક કીધી હતી! તેણીએ પોતે પોતાનો નાશ શોધ્યો હતો; પણ હવે તો જે બને તે ખરી, તેણીને સંજોગોને શરણે જવાનુંજ હતું. જેહાંગીર વાડીયાની કાળી ભમાર આંખો, તેનાં ગુસ્સામાં બિકાળ ને ભયાનક દેખાતી, તેણીનાં ચેહરા ઉપર ચોંટી બેઠેલી હતી;

અને તેણીએ એક વિજળીનાં ઝટકાનીજ ઝડપે, હવે કેવી રીતે પોતાની તદબીરને માર્ગ આપવો તે નક્કી કરી લીધું.

"મેહરબાની કરી તમે મને કહેશો," તેણે ઘણાં સખ્ખત અવાજે કહયું, "કે આ નાતરસ, દગાખોર ચીઠ્ઠી માટે તમે શું જાણોછ?"

"કઇ ચીઠ્ઠી?" તેણીએ પુછયું, સાવ નિર્દોષ અજાયબીનાં અવાજે.

"એની ભણી નજર ફેરવી ને તમે જોશો?" તેણે કરડાઇથી જવાબ કર્યો-તેનો સાહદ ઘણો તોછડો પણ લાગતો હતો.

તે તેને નાતાબેદાર થવાની હીમ્મત કરી શકી નહિ. તેણીએ તે ચીઠ્ઠી ધીમેથી ટેબલ ઉપરથી ઉપાડી અને પછી જાણે એકાએક માલમ પડી આવ્યું હોય તેવા ઢોંગી દેખાવ સાથે તે જેહાંગીર વાડીયા ભણી ફરી.

"કાંય, એ તો માહરી ચીઠ્ઠી છે!" તે બોલી, અને તેણીનો ચેહરો ઝુમી પડયો. એક ભલી અથંગ એકટ્રેસ પણ આ વખતે એનાં કરતાં વધારે સરસ રીતે પોતાનો ભાગ ભજવી શકી હતે નહિ. "ઓહ મી૦ હીરજીભાઇ, હું કેવી દલગીર થઇછ કે એ નાપાક ચીઠ્ઠી આખરે તમને પણ દેખાડવામાં આવી."

"તમારી ચીઠ્ઠી?" તેણે ચીંચવાઇ પુકાર્યું, "હા હું જોઉંછ કે એ નિર્લજ લીટીઓ તમારી પરજ લખવામાં આવીછ. તમે કેમ હીંમત કીધી એને લઇ જઇને માહરી—" તે 'પરણેતર' કરીને બોલવા જતો હતો, મરંતુ તેનાં અંતઃકરણે તેને ડંખ દીધો અને તે શબ્દ તેનાં હોઠો વાટેથી બાહાર પડી શકયો નહિ. "એને લઇ જઇને તે આ નિર્દોષ છોકરીને શા માટે દેખાડી?"

"મેં કાંઇ ખોટું કર્યું?" તેણી બોલી પડી. "ઓહ, આઈ એમ સો સૉરી. મને કાંઇ પણ વિચાર આવ્યો નહિ—હુ કાંઇબી ખ્યાલ બાંધી શકી નહિ."

"નોનસન્સ!" તેણે ઘણાં જોશથી પણ જમીન ઉપર પગ થોકી ગર્જનાં કીધી, "તું જાણતીજ હોવી જોઇએ કે આ ચીઠ્ઠી તે બાપડીનું યા તો સાવ નિકંદનજ કાઢી નાંખશે અથવા તો તેને દીવાની કરી મેલશે."

"ઓહ નહિ-ઓહ, નહિ-તમે એમ ગુસ્સો નાં કરો," તે કરગરી. "સારી ખલકને ખાતરબી હું તમને નારાજ કે ગુસ્સે કરવા રાજી નથી-હું તમને રતીભાર બી દુઃખ દેવા ખુશી નથી."

તેણીએ પોતાનાં હાથોમાં ચેહરો છુપાવી દીધો; મગર હવે આ બધા ઢોંગ માટે ઘણું અસુરૂં થયું હતું. જેહાંગીર વાડીયાનો ગુસ્સો તેનાં પુર બાહારમાં પ્રગટી ચુકો હતો.

"હું એ જાણવા માંગુંછ," તેણે તેણીને થથરાવી-"કે જયારે આ કાગજ તમને મળ્યું ત્યારે તમે સીધ્ધાં માહરી આગળ કાંય નહિ આવ્યાં?"

તે તેનાં ગુસ્સામાં પોતે પોતાને એટલો ભુલી ગયો હતો કે તેણી સાથે તે ઘડીકમાં 'તું તાં' થી વાતો કરતો તો ઘડીકમાં 'તમે અમે' થી.

"માહરી–માહરી–હીંમત થઇ નહિ શકી," તેણીએ તોતરા અવાજે જંવાબ દીધો.

"હું માની શકુંછ," તેણે કહ્યું, "કે એ ચીઠ્ઠી માહરી આગળ લઇ આવવાની તમે હામ ભીડી નહિ શકયાં. પણ માહરી અજાયબી તો એ છે કે તે લઇ જઈને એક સાવ નિષ્કપટ છોકરીને દેખાડવાની તમારી હીંમતજ કેમ ચાલી? એ ચીઠ્ઠી એ બીચારીને દેખાડીને તમે એને શું કીધુંછ તેની તમને ફામ છે? તમે એનું ખુન કીધુંછ!"

"હું બહુ દલગીર છેઉ," તે ઝુંમી પડેલી આંખોએ માંડમાંડ સમજી શકાય તેવા સાહદે બોલી. "હું શબ્દો કહી શકે તે કરતાં બી જ્યાદા દલગીર છેઉં. હું કશી ઇજા કરવા ધારતી ન હતી; તે કાગજમાંજ લખાયલું હતું કે બધું તેણીને જણાવી દેવું. હું જાણતી ન હતી કે બધું એટલી હદે માંડું બની જશે. ઓહ, જો તમે ગુસ્સે થશો તો માહરો જીવજ જતો રહેવાનો છે! તમે ગુસ્સો નાં કરતા–મને માફ કરો!"

તેણે દીલમાં નહિ વર્ણવી શકાય તેવા કોપ ને કમકમાતથી તે ખુબસુરત ખવીસ તરફ દીઠુ.

"દયાની વાત છે," તે ઘણાં કડવાસથી બોલ્યો, "કે એ અગાઉનો તાહરો જીવ જતો નહિ રહયો!"

---

## પ્રકરણ ૨૧.

---

મની ગભરાટે તેણીનું ભરાવદાર માંથું અજાયબીમાં ઉંચકી ઉપર જોયું.

"તમે ઇચ્છોછ કે હું મરી ગઈ હતે," તે બબડી. "ઓહ, મી૦ હીરજીભાઈ, યુ કૅન નૉટ મીન ધેટ!"

"આઇ ડુ મીન ધટ," તે ઘણાં ધોધારી સાહદે મખ્ખતાઈથી બોલ્યો "એ કાગજ લઇ જઇને નાજાંને દેખાડવાની તમને સત્તા કોણે આપેલી?" પછી તેણે ચીંચવાયેલા અવાજે વધાર્યું, "તમે કાંઈ એમ ના માનતાં કે આય કાગજ લખીને તેનાં લખનારે તમને કશી કોમ્પલીમેનતસ આપીછ. એથી ઉલટુંજ, તેને કે તેણીને તમારે વાસ્તે કેવું ઉંચું મત હશે તે એ કાગજ તમારા પર આવ્યાથી પુરવાર થાયછ. થેન્ક હેવન, કે કોઇએ બી એવું એક કાગજ તે છોકરી ઉપર લખી નથી મોકલ્યું."

આ ટીકકા–આ તાણાંજાણીભર્યા શબ્દો–મનીનાં જીગરમાં એક તીરની માંફક વાગ્યા. તેનો ગુસ્સો–તેનાં કોપાયમાન શબ્દો કરતાંબી વધારે દુઃખની અસર આ તાણાંએ તેણી ઉપર ઉપજાવી. તે તેની નજરમાં કેટલી હલકી પડી ગઇ હતી તે હવે જોઇ શકી. તેણીએ જોયું કે, તેની નજરોમાં, તે નાજાં કરતાં ઘણી ઘણી

ઉતરતી હતી, અને કશોબી જયાદા પ્રોગ્રેસ કરવા અગાઉ તેણીએ પોતાની જગા મેળવી લેવાનું ઘણું અવશ્યનું હતું.

"હવે ત્યારે હું જેઉછ," તે બોલી, જાણે કેવા એક પશ્ચાતાપથી હોય તેમ, "કે મેં ખોટું કર્યું છે. આઇ એમ સોરી કે એ મેં લાવીને તમને નહિ આપ્યું; બેશક, હું કશીબી ઇજા કરવાનો ઇરાદો રાખતી'તી નહિ. તે ચીઠીમાં ખોલ્લે ખોલ્લું લખેલું હતું કે એ માહરે તેણીનેજ લઇ જઇને દેખાડવી. આઇ ડોન્ટ સી હાઉ યુ કેન બ્લેમ મી. એ બાબદની નાજુકાત અને માહરી પોતાની જોખમદારી તે તમે 'ઇગનોર' નથીજ કરી શકવાનાં, જો એ કાગજમાં લખેલી બીનાં સાચ્ચી હોય-અને તે નામુક્કર જવાને તમેં વાં તે નથીજ પાડતા—"

"માહરે નામુક્કર જવું શા માટે જોઇયે?" તેણે વચ્ચે પડી તકાજો કર્યો.

"જો, ત્યારે, તે બીનાં સાચ્ચી હોય," તેણીએ જારી રાખ્યું; આંખોમાં ધાસ્તી વગર તે કોપાયમાન જુવાન તરફ જોઇ, "તો માહરાં આન્ટી અને માહરી વચ્ચે એવી એક બાઇને તમારે લાવવીજ ન હતી."

"હું તમને ખુલ્લું કેહુંછ-ભલે તેમ કરતાં તમે ઇનસલ્ટ લો-પણ તમારી સાથે સરખાવતાં નાજાં તો પવિત્રાઇ ને નિર્દોષતાનો એક નેકજાદ ફરેસ્તો છે!"

જેહાંગીરનાં આ શબ્દોએ તેણીની છાતીમાં બળતરાં ઉત્પન્ન કર્યાં.

"એમ કદાપી તમને લાગતું હશે," તો બી, તે હસીને બોલી. જ્યારે તેણીનો ચેહરો તો બધો ભભુકાદાર લાલ થઇ આવ્યો હતો. "ભલે હું જે ગમે તે પણ હોઉં, તો બી મેં તો સ્વચ્છ અને નિતિવાન બાનુઓ વચ્ચેજ માહરી જગા સહી સલામત રહેવા દીધેલી છે; એને તો એ સઘળી ગુમાવી દીધીછ."

અથાગ જેહમત વડે જેહાંગીર વાડીયો પોતાનો ગુસ્સો કાબુમાં રાખી શકયો; ખુદ તેનાં હોઠો બી ક્રોધથી ઉજળા પુની જેવા મારી આવ્યા હતા.

"તમે છેક બધું એલારપેલાર અને ગમે તે બોલી જાઓછ," તે તુચ્છકારથી બોલ્યો, "આય ઢંગાળ કાગજ સાચ્ચું છે એવું માની લેવાનો તમને હક હોજ શું? ઇટ ઇઝ બી આ ટીશ્યુ ઓફ કોનટેમટીબલ લાઇઝ!"

"હું જાણુંછ કે તે ખરૂં છે," તે ચકોરીએ ચમકતી આંખો અને બીલાડી જેવાં ઝમકતા ડોળાએ હીમ્મતથી પરખાવ્યું, "અને તમે પણ જાણોછ કે તે ખરૂં છે. એક જેન્ટલમેન તરીકે અને કહેવાતા એક આબરૂદાર માટીદા તરીકે, તમે તે ના નથીજ પાડી શકવાના. તમે જાણોછ કે તમે પોતે જેહાંગીર હીરજીભાઇ વાડીયા છો. તમે જાણોછ કે જે છોકરીને તમે તમારી ધણીઆણી તરીકે અહીં લઇ આવ્યાછ તે કોઇ નહિ પણ ઉદવાડેનાં ડો૦ દીનશાહ પારખની દીકરી નાજાં પારખ છે; તમે જાણોછ કે એને તમે સૌથી, દયાહીણ રીતે ઠગેલી છે અને એ તો પોતે પોતાને તમારી ધણીઆણીજ માનતી આવેલી હતી———"

દબાવી રાખેલા અણુહદ ગુસ્સાનાં જુસ્સાઓને લીધે તે જવાનનો ચેહરો વધુ ને વધુ ફીક્કો ગારતો ગયો.

"મને કેહશો," તેણે ઓખરા અવાજે સવાલ કર્યો, "કે એ બધી ચીજ સાથે તમને નીસબતજ શું છે?"

"હા, હું કહીશ." તેણીએ જવાબ કર્યો, "મને એ સાથે કશી નીસબત રહીજ ન હતે, જો એને તમે કેથે બીજે ઠેકાણે લઇ ગયા હતે તો. હવે જયારે તમે એને અહીં લાવીને રાખી માહરાં પુઇમાયના છાપરાં હેઠળ—ત્યારે એ બાબદ સાથે મને નીસબત થઇ લાગવીજ જોઈયે હું કેહું છ કે એવી એક ઓરતને અમારા ઘરમાં લાવીને તમે એક સુઘ્ઘા ગ્રહસ્થને શરમાવે તેવી અણુઘટતી છુટ લીધીછ ને બેઅદબી કીધીછ. તમે એને તમારી માય કે બેહન આગળ કદી લઈ જઈ શકતે નહિ"

"હું ખાત્રીથી કેહું છ કે મે તેમ પણ કીધુ હતે," તેણે તે તણખલાં જેટલી છોકરીને આવી રીતે પોતાની સામે તડતડ બોલી જતા જોઇ પોતાની કમતાકાતી ઢાંકી દેવાની મકસદથી ઘણાં જોરસાથી પુકાર્યું.

"ત્યારે, મને માફ કરજો, તમે એને પહેલ્લાં પરણી ગયાં હતે," મ ગ્રે ગઅહરે જવાબમાં કહ્યું. "હું નથી જોતી કે ફરીયાદ કરવાને તમને કારણ હોય; હું ધારૂ છ કે ફરીયાદનું કારણ તો આહરી પાસે છે. તમારા મહુસ્થાઇ દેખાવ ઉપર આંધળો ઇતબાર રાખી માહરાં પુઇમાયે તમને પોતાનાં ઘેરમાં લીધા, અને તમે આવી કીસમનાં એક આસામીને લાવીને તેવણ બીચારાના તમારા ઉપરનાં આંધળાં વિશ્વાસનો શરમભરેલી રીતે ઘાટ કર્યો પછી તે વિષે મને વાકેફ કરવામાં આવી—ખુદ તે આસામીને સીધ્ધા સવાલો પુછવાનું કહેવામાં આવ્યુ—અને તેણીની તરફથી મને જણાયું કે એ બધું સાચ્ચું હતુ—ભયાનક સાચું. તાજ' પારેખે માહરામાં વિશ્વાસ મુકી એક સૌથી સુખભરેલી વિગતથી મને વાકેફ કીધી. જો એને એમ કર્યું ન હતે, તો હું કદી પણ માનતે નહિ કે દુન્યામાં એક બાળા આટલી હદની ઘાટકી અને ગુજી રીતે સહેલાઇથી ઠગાઇ શકેછ"

"એને—એને તમને બધી સાચ્ચી બીના કહી—તાજ'એ પોતે? અને હવે હું ધારૂં છ એ બાપડી મેહત સોધતીજ કેથે ગઇ હશે, કેમજે તે પોતે પોતાને જીવવા માટે તદન નાલાયક માનતી હશે?"

"હું નથી જાણતી; હું એને માટે કાંઈ બી જાણતી નથી."

"મને કેહશો, તમારા અને તેનાં વચ્ચે શુ બની ગયું હતું તે?"

તે મક્કારીએ ઘણી ખુશીથી અને ઘણા સુખથી તેને કહયુ હતે કે જે અણજાણે તે ચાહતો હતો તેણી સઘળા ભયાનક વિપત્તિ જાણીને સાવ ઢાલો પુંજે થઇ, કચરડાયલી સચડાએલી જેવી, તેણીના પગો આગળ ફસડાઇ પડી હતી; પરંતુ જેહાંગીર વાડીયાની આંખોમાં કાઇ એવા ચમકારાઓ ઝળકયા કરતા હતા કે જેઓએ તેણીને એ પોતાની ખુશાલી ઉપર કાબુ મેળવવા ચેતાવી.

"ઘણુંજ થોડું બનવા પામ્યું હતું," તે બોલી "મેં એને પેલી ચીઠી આપી, અને તે સેવટની આએેરી સુધી વાંચી ગઇ. તે પછી ઘણાં કડવાસથી રડી પડી અને પોતાના લગનની બધી વાત મને કહી સમજાવી; અને એ સમજી મેં તે પોતે કેવી ખરાબ રીતે ઠગાઇ હતી તે એને સમજાવ્યું. મેં અગાઉ કહયું હતું તેમ, પછીથી માહરા પુઈમાયે મને બોલાવી અને હું એની આગળથી જતી રહી હતી."

"અને તું શું એમ ત્યારે કેહવા માંગેછ કે માહરી નિર્દોષ ડારલીંગે પોતે બાય નાપાક ચીઠ્ઠી વાંચી હતી?"

"તમારે એની સાથે લગન કરી નાખવાં હતાં, મી૰ જેહાંગીર, જો એનું સારૂં નામ ટકાવી રાખવાનો તમારો નેક ઇરાદો હતે તો."

"માહરી ગેરહાજરીનો તેં ઘણો હીચકારો લાભ લીધેલો છે, છોકરી," હવે તે ઉશકેરાયો અંને પોતાની ઉશકેરણીને ખુલાસાથી માર્ગ દેવા લાગ્યો. "હું આવ્યો ત્યાં સુધી તું કાંય નહિ થોભી અને એ કાગળ્યું તેં મનેજ કાંય નહિ દેખાડયું?"

તે ખુબસુરત મકકારીનો ચેહરો હવે બદલાઈ ગયો: તેણીની કાળી આખોં તેઓમાંની નાજુક નરમ લાઇટને લીધે મગજ ચકભમ કરી મેલે તેવી થઇ આવી. તે તેની વધારે નજદીક ગઈ, અને પોતાનો એક હાથ લાંબો કર્યો.

"આહ! જો મેં ખોટું કીધું હોય તો મને દરગુજર કરો," તે ઘણાં નરમ અવાજે બબડી. "મેં તમારોજ વિચાર કીધો, તમારો એખલાનો. મેં એને યાદ નહિ કીધી. જો મેં એક ભુલ કીધી હોય તો તે તમે મને માફ નહિ કરી શકશો, જ્યારે તે ફકટ તમારે માટેના પ્યાર ખાતર થઈ ગઇ હતી? કદાચ–ખુદા મને મદદ કરે! કદાચ તમે છુટા અને મોકળા હતા તે જાણીને કાંઈ હું ઘણી દલગીર નહિ થઇ હતી?"

જે અવાજે તે આ શબ્દો બોલી તે એવો તો મધુર વાગ્યો, જે ચેહરે તેણીએ તેનાં તરફ ઉપર જોયું જે તેની સુંદરતામાં એવો જાદુઈ મોહ પમાડનારો હતો, કે જો તેનાથી તે કાંઈ અસર પામ્યો ન હતે તો તે કદાચજ માણસાઈ અવતારમાં લેખી શકાતે. પરંતું તે ચકકર મકકરે તેનાં ઉપર અસર, ખચ્ચીતજ, કીધી; અને તેનો નરમ થતો અવતાર તેણીએ ઘણી તિક્ષણતાથી જોઇ લીધો.

"જો તમે જાણતા હતે!" તેણીએ ચરીત્ર જારી રાખ્યાં. "મેં એક ભયંકર ભુલ કરી છે ફકટ તમારી તરફનાં માહરા પ્યારને લીધે; પણ તે બની ગયેલી નહિ બનાવંવા માટે હું માહરી જીંદગી પણ આપી દેવા તૈયાર છેઉં–તમને મદદ કરવા દુન્યાંની કોઈબી ચીજનો ભોગ હું ખુશીથી આપશ. જો તમારી જગાએ કોઇ બીજો શખશ હતે તો હું તેને માહરાં ખરાં અંતઃકરણથી ધીકકારતે અને ફીટકારતે. પણ હું તમને ચાહયા વગર રહી શકતી નથી. માંહરી સાથે ગુસ્સો નાં કરો. કહો કે તમે મને માંફ કરોછ!"

તે દેખઇતી રીતે પસ્તાતો હોય તેમ લાગ્યો, એ જહાંગીર વાડીયો. તે તેણી સાથે પાર વીના કોધે ભરાયો હતો, તેણી ઉપર તેને વર્ણન ન કરી શકાય તેવી

ચીડ ચઢી હતી; પણ, જો તેણીનાં મનમાં કાંઇ ઇજા કરવાનો ઇરાદોજ ન હતો, જો ફક્ત તેણીએ તેનાં એખલાનોજ વિચાર કર્યો હતો, જો તેને છુટો ને ચોકખો દેખી તે સેહજબી નારાજ ન થઇ હતી—

"હું કહી શકતો નથી કે હું તુને માફ કરૂંછ," તેણે કહ્યું. "તેં જે બધું કીધુંછ તે વાસ્તે પેહલાં માહરે વધારે જાણવું જોઇયે. પેહલી નજરે, મને બધું નહિ માફ કરવા જેવું લાગેછ. હું બિચારાં દીનાંમાયને શું જવાબ દેઉ ?"

"તમારે જે ગમે તે," મેનીએ જવાબ દીધો.

"માહરે સચ્ચાઇમાંનું થોડું એવણને કેહવું પડશે" તેણે જારી રાખ્યું.

"તમારા પોતાને ખાતર," તે બોલી, "હું તમને તેમ નહિ કરવાની સલાહ આપુંછ, બીજું જે ગમે તે ભલતું સલતું કહી દેજો, પણ સચ્ચાઇ તો નાંજ જણાવતા. માહરાં ફુઇમાંય તમને કદી માફ કરી શકવાનાં નથી, અને એવણ પોતાનાં મનથી અમથાં મુંઆઇ મુંઆઇને દુઃખી થયા કરશે"

"વારૂં, એને—નાજાંએ—પોતે કયાં જાયછ અથવા શું કરવાની હતી તેને વાસ્તે તુને કાંઇ જણાવ્યું હતું ?"

"નહિ, એક બોલબી નહિ; મને જો આંખામાં આંખીબી ખબર હતે તો હું તમને તરત જણાવી દેતે."

તે ઓરડામાં ઉપરથી નીચે લાંબીલાંબી ફલંગે ફેરા ખાવા લાગ્યો, તેનાં ચેહરા ઉપરનો ક્રોધનો ચીલ્લો ને ગુંચવાડાનો દેખાવ હરપળે ઘાડો થતો જતો હતો. તેને સહેજબી ખ્યાલ આવી ન શક્યો કે હવે કેવી રીતે કામ લેવું—શું માર્ગ અખત્યાર કરવો.

મની ટેબલની નજદીક ગઇ, પેલી ચીઠી પોતાની પાસે લઇ લેવાના ઈરાદાથી, પણ તેણે એક ભારી પંજા જેવો હાથ તેના ઉપર મુકી દીધો.

"એને નાં હાથ લગાડતી. એ લેતીજ ના !" તે બોલ્યો "કોઇ દીવસે એ કાગજ્યુ તો મને ઘણી ઉપયોગી પુરવારી તરીકે કામ લાગશે."

"એ માહરૂં કાગજ છે."

"હા; પણ તેને તેં તાહરા હાથોમાંથી આપી દીધુંછ," જેહાંગીરે તકરારને ખાતર કહ્યું તે થોડાક આંટાઓ ઉપર અને નીચે તે વિશાળ રૂમમાં ફર્યો, અને પછી એકાએક અચકીને ઉભો; "મની" તેણે કહ્યું "માહરે એને ઢુંડી કાઢવીજ જોઇયે. હું એનાં વગર જીવી શકવાનો નથી હું આજને આજ મુંબાઇ જવશ; એને વાસ્તે અહીં ખોરદાર કરવી ફોકટની છે. હું મુંબાઇ જવશ અને પોલીસના સૌથી હુશ્યારમાં હુશ્યાર એજન્ટને રોકી હું એનો પત્તો મેળવીશ. માહરે એને શોધી કાઢવી જોઇયેજ, જો કદાપી એની શોધમાં હું માહરી આખી જીંદગી ખરચી નાંખું તોબી; અને, જયારે હું એને શોધી શકશ, ત્યારે તુરતને તુરત એની સાથે પરણી જવશ."

"પણ અંહીનીજ પોલીસને કાંય નહિ કામ સોંપી દેતા ? મુંબાઇ જવાની શું ખાસ જરૂર છે! તમે એક ડીટેક્ટીવને વાસ્તે અહીંથી વાયર પણ કરી શકશો."

"નહિ; હું તુને કહુંછ કે માહરે અહીંથી જતાં રેહવુંજ જોઇએ. જો એ કેથે ઘણે દુર નિકળી ગઇ નહિ હોતે તો આપણે એને શોધી શકયા હોતે."

મની ગઝદર દબાઇ ગઇ. તેણીએ પુર જોશથી આશા બાંધી હતી કે નાજાને ચાલી ગયેલી જોઇ તે હદ બાહારે ગુસ્સે થશે. અને તેણીની સહીસલામતી બાબે ભારે ચીંતામાં પડશે; પણ પેહલ્લો "શોક" નરમ પડી જતાં તે બી ઠંડો પડશે અને બેદરકાર બની જશે. એવાં કાંઇક મનમાં તે ચરીત્ર ખોરીએ મલીદા ખાધા હતા—હવે, જ્યારે તેને વધારે કંગાળ બનતો જોઇ પોતાની આશાનું ઉલ્લંઘન થતું નિહાળી—તે અજાયબીથી સાવ ગુંચવાઇજ ગઇ. તેણીના ઢોંગ ધતુરા ચકકર મકકર હવે કાંઇ બી ખપમાં આવવાના ન હતા; હવે તો જે સૌથી સરસ ચીજ કરવાની હતી તે હાલને કાજતો પાણી પાણી કરવાની હતી. હાલમાં લાંબી ટૂંકું કરવાનું તે મક્કારીને નામુનાસેબ લાગ્યું. પછી લાગ જોઇ તેણી પોતાનો ફટકો મારશે.

"માહરે એને શોધી કાઢવીજ પડસે." તેણે પાછું કહ્યું; "અને જો આંય કાગજનાં લખનાર બદમાસને શોધી કહાડતાં માહરી જીંદગીનો એકે એક કલાકબી આપી દેવો પડશે, અને જો માહરી આખખી દૌલતબી ખરચી નાંખવી પડશે તો હું તેમ કરશ અને ફર કરશ, તે મુંજીનો જીવ લેવા વાસ્તે !"

બીહયેલી, ફરૂજેલી, ચમકેલી મની ગઝદર તેની તરફ ટગર ટગર જોવા લાગી; અને જો કે તેણીએ તુરત પોતાના ઉપર કાબુ મેળવી લીધો તોબી જેહાંગીરની નજરમાંથી તેણીનો તરખાત છટકી જવા પામ્યો નહિ. એક ખ્યાલ તેને આવ્યો; તે વિષે તે તુરત ને તુરત કાંઇ પણ બોલ્યો નહિ, અને પાછળથી તેણે તેને અમલમાં મેલ્યો.

"હું એકદમ જવશ," તે ઉશકેરાતથી બબડયો; "તુરતજ મુંબાઇ : હમણાં ને હમણાં રાતની ટ્રેનમાં."

"ઓહ, હમણાંને હમણા તો નહિજ !" તે સીપલી થઈ, "હમણા તો તમો નહિ જઇ શકશો."

"માહરે જવુંજ જોઈયે. હું આય જગામાં એક પળબી જોઇયે તે કરતાં જાસ્તી રહી શકવાનો નથી, કે જ્યાં માહરી ડારલીંગનું ખુન કરવામાં આવ્યુંછ. જો હું અહીં હવે એક કલાકબી ઘોભશ તો જરૂર મગજથી બેમગજ થઈ જવશ !"

તેણીનો ચેહરો તદન ઉજળો સપ મારી આવ્યો, અને આંખમાં અગાધ આજુજી સાથે તે તેની નજદીક ગઈ.

"ના જાઓ ! હું તે ખમી શકવાની નથી," તે બોલી, અને એક ડચકાંથી તેણીનો અવાજ દબાઈ ગયો, "ના જાઓ !"

"માહરે જેવુંજ જોઈએ. તે તોહરો વાંક છે!" તેણે ઘણાં ખરખચડા અવાજે કહયું.

"કદાચ એ અહીં પાછી બી ફરે-કદાચ તમારા ઉપર કાંઇ લખી પણ મોકલે, અને ત્યારે તો તમે અહીં નહિ હોશો."

"હું તમારાં પુંછને માહરૂં એડરેસ આપી જવશ, જેવણ માહરા ઉપર માહરાં કાગળો અને ટેલીગ્રાફ મોકલ્યા કરશે, હું અહીં વસી શકવાનો નથી. હરેક રૂમ મને સતાવશે, જલીલશે અને હેરાન સગરદાન કરશે. હું એને હરેક રૂમમાં જોવશ. હરેક ઓરડે મને એનો અવાજ સમજાશે અને હું ઘેલો થઇ જવશ. હું ઘેલાપણામાં મરી બી જવશ! નહિ-નહિ-હું અહીં નથીજ રહી શકવાનો. એવા અવતારે જીવવા જેટલાં પવિત્ર અંતઃકરણનો તો હું નથી."

"માહરો તો વિચાર કરો!" તે કગળી. "જો તમે જતા રહેશો તો હું શું કરશ-માહરૂં શું થશે!"

"માહરા આવ્યા અગાઉ જે બધું તે," તેણે ટુંકમાં લગભગ તોછડાઈથી જવાબમાં કહયું, "હવે હું તમારાં ફુઇમાયને ચંગ વજાડી બોલાવી મંગાઉછ"

"મને કાંઇ ખોલાસો તો કરવા દેઓ! એટલા બધા ઠંડા ને બેદરકાર, એવા ખાટકી માહરા તરફ ના થાઓ. જો તમે મને એવી રીતે છોડીને જશો તો હું ઝુરીઝુરીને મરી જવશ." તે દયા ઉપજાવે તે હદે કગળી; અને શું એક આફત આવી પડી હોય તેમ ડસકલાંઓ ખાવા લાગી, કે જેણે જેહાંગીર વાડીઆને ગુસ્સાથી વધારે ઉશ્કેર્યો.

"આવા નોનમેનસીકલ સીનસ પછવાડે બરબાદ કરવા માટે મને મુદલ વખત નથી," તેણે ઘણાં તીખાસથી જણાવ્યું. "હું દીનબાઇને મળી વાતચીત કરૂં તે અગાઉ તમે અહીંથી જતાં રહો તો વધારે સારૂં."

"તમે એવણને કહેશો તો નહિની?" તે ગુંગળાયેલા અવાજે બોલી.

"નહિ, હું તમને ઉઘાડાં નથી પાડવાનો, જેમ તમે મને કીધોછ તેમ." તેણે કહયું.

પછી, એક બોલ બી બોલ્યા વગર, તેણે ચંગ વજાડયો, જેનાં જવાબમાં આવી ઉભેલા એક માણસ પાસે તેણે દીનબાઈ ગઝદરને તેડી મંગાવ્યા. અની ગઝદર વાસ્તે હવે તે ઓરડામાંથી ગુપચુપ, વધુ ફેલફીતુર વગર, દાએણાંએ થઈ જવા વિના બીજો કોઇ બી છુટકો રહયો નહિ અને તે ચાલી ગઇ.

## પ્રકરણ ૨૭.

"મને માહરી ધણીઆણીની ખબર મળેલી છે, દીનબાઇ," જયારે તે અજાયબીથી બહાવરી બની ગયેલી બાનુ ઠાકેલી જેવી જેહાંગીર વાડીયા આગળ આવી ઉભી રહી તેવું તેણે કહ્યું. "ઘણી ખરાબ ખબર છે,"

"હું એ સમજીને દલગીર છેઉં." તેણીએ કહયું.

"મારી ધણીઆણી મને છોડી ગઇછ." તેણે જારી રાખ્યું-"એક ભુલને ખાતર, હું બધું સર્મુ કરી નાંખવાની ને એને શોધી કાઢવાની આશા રાખુંછ. તે કારણ સર તો હું આજને આજ રાતોરાત સુરતથી ઉપડી જાઉંછ."

"એ ઘણું એકાએક કહેવાય," દીનબાઈ બોલ્યાં, "પણ તમે તદન વાજબી છેઓ. હું તમારે વાસ્તે ઘણી દલગીર છેઉં, મી૦ હીરજીભાઈ."

"માહરાં ધણીઆણી માહરે વાસ્તે એક ચીઠી પોતાની પાછળ મેલી ગયાંછ," તેણે શરૂ કીધું, "એ મને હું માહરા પોતાનાં રૂમમાં ગયો ત્યાં સુધી મળી ન હતી. એમાં એ પોતે કાંય ચાલી ગઇછ તે મને લખેલું છે, પણ કયાં તે જણાવ્યું નથી. હું અંહીં જે બધું હમારૂં છે તે છોડી જાઉંછ, કેમજે કદાચ અમો પાછાં બી ફર્યે, તમારી રજાથી હવે આપરે આપરા પૈસા ટકાની બાબદની વાત કરશું?"

તેણે દીનબાઇ ગઝદરનાં હાથમાં એક ચેક મુકયો; અને તે ઉપરની રકમ વાંચી તે બાઈનાં મુખમાંથી એક અજાયબીની ચીસ નીકળી પડી.

"પુષ્કળ થઇ ગયા," તેવણે કહયું. "હું એ લઇ શકતી નથી, મી૦ હીરજીભાઇ."

"માફ કરજો; જો હું બોહસ કરૂં તો," જેહાંગીરે કહયું, "હું તો અંહી બીજું વરસબી કદાપી તોડી પાડતે, પણ આય નહીં ધારેલું નીકળી આયું. માહરાં ધણીઆણી કદાચ અંહી પાછાં આવે, બી હું માહરી અંહીંની દરેક ચીજ એક વરસ દીવસ માટે તો જેમની તેમ રાખવા માંગુછ. હું તમને માહરૂં શરનામું બી આપી જવશ. મને વચન આપો કે માહરાં કાંપણી કર કાગજ્યાં કે તાર તેલીગ્રામ આવે તે તમે પોતેજ તમારા હાથે 'રીડાયરેકટ" કરશો-કોઇ ઉપર પણ ભરોસો ન રાખતાં-ખુદ તમારા હાથોથીજ એ કામ તમે કરશો. તમે તે વચન આપી શકોછ?"

"બા ખુશીથી, ભલા મી૦ હીરજીભાઇ," દીનબાઇ ગઝદરે લાગણીભર્યા અવાજે કહયું, તેને માટે તેવણને એટલી બધી તો લાગણી થઈ આવી કે તે ઘડીએ તેની ઉદારતા અને તેને મોઢથી તે સાંભલેલી તેની મોટી ગમખ્વારીથી તેવણની ચક્ષુઓમાં આંસુઓ ચળકી રહયાં.

થોડીક મીનીટ ખપજોગી વાતચીત કરી જેહાંગીર વાડીયાએ તેનાં રીસ્ટ વોચ ભણી જોયું.

"આઇ મસ્ટ ગો," તે અર્ધું મનથી અર્ધું મોટે બરબડયો "આઇ હેવ નો ટાઇમ ટુ સ્પેર."

"માહરી મની દીકરીને ગુડબાય કરવા જેટલાબી તમે નહિ થોબશો?" તેવણે પુછાયું, આવાં દેખઈતાં સુખી જોડાંમાં આવી એકાએક કરૂણારસીક ફાટ પડેલી જોઇ સાવ સકમણકમ થઇ જઇ.

"નહિ-તે નહિ બને તેવું છે," તેણે ઉતાવળે કહયું. "માહરી તરફથી તમેજ

દશ મીનીટમાં તો તે તાપતી હાઉસ છોડીને જતો રહયો અને જે એડ્રસ તેણે દીનબાઇને આપ્યુ તે આ હતુ-"મી૰ જેહાંગીર હીરજીભાઇ વાડીયા, હોટેલ મેજેસ્ટીક, મુંબાઇ." જો તે અધોર બાઇ આ વાંચી અજાયબ થઇ હોય તો તે તે વીશે કશુ બોલી નહીં, અને સાચ્ચી વાત શુ હતી તે જાણવાની ઇંતેજાસા દેખાડી નહીં. જો કદાપી તેણીએ તેમ કર્યું પણ હતે તો-વાંચનારા સાહેબો તમો તો જાણો છો તો ખરા કે એક પૈસાદાર માણસ વાસ્તે તો બધી રીતમાં આખ વીંચામણા થઇ શકે છે. માલેતોજારોના અઘોર પાપો વટીક વીપે ઘણી નરમાશીથી વાત થાય છે. અંગ્રેજીમાં કહેવાય છે કે ફાટાં તુટાં કપડાંમાંથી નાનામાં નાનો વાક પણ ભયાનક જણાય છે, જ્યારે એષ્કી ઝબ્બાઓ પાપને પણ ઢાંકી દઇ શકે છે!

મની ગભરૂ હવે પોતાનો વખત માટે થોભતી ધીરજ ધરી બેઠી; તે જોઇયે તે કરતાં હદ કુદાવી ગઇ, અને તેણીએ તે જોયું, તેણીએ લખેલી પેલી નાપાક ચીઠી એક હુન્નરમંદીનો નમુનો હતી, પરંતુ નાજાંના હાથમાં તેને છોડી જવાની ભુલ જીવલેણ પુરવાર થઇ હતી. તેણીએ આ એક ખોટું પગલું ભર્યું હતું; અને તેથી, વળી સઘળી બીનાને રાહ પર લાવી મુકતા વખતની ઘણી જરૂર હતી, ને તે વખત આવવાની રાહ જોતી હવે તો તે ધીરજથી બેઠી.

મુર્ખ તે પોતાની મુર્ખાઇના અપંગપણામા તેણીને સચ્ચાઇ ખરા ઉજાસમાં દેખાઇ શકી નહી; જે બધી કડવાસભરેલી તીખ્ખી ચીજો જેહાગીર વાડયા બોલી ગયો હતો તે તેણીને યાદ આવ્યું નહી અને જો યાદ આવ્યુ તો તેણીએ પોતાને સમજાવી કે તેનાં ધ્યાનમાં કશું હતું નહી; જ્યારે તે બધા શબ્દો તે બોલી ગયો હતો ત્યારે તેનો જીવ ઉશકેરાયેલો અને ગુસ્સાથી ધમધમી આવેલો હતો. પણ તેણીએ પોતાના મગજને બીજા શબ્દો યાદ કરી મજાહ લેવા દીધી-સઘળા નરમ શબ્દો, કે જે તદન વગર અર્થે બબડવામાં આવ્યા હતા-કે જેમાં ગંભીરાઇ કે સચ્ચાઇ જેવું કશું ન હતુ.

તેજ શબ્દો તેણીનાં મગજમાં ખોળાયા કીધા, જ્યાં સુધી કે તે પોતાની સાધારણ અક્કલ બી ખોહતી ગઇ, જ્યાં સુધી કે તેણી પોતાને એમજ ખાત્રીથી મનાવી શકી કે જેહાંગીર વાડીયા તેણીને ખરેખર ચાહતો હતો. નાજાં ચાલી ગઇ હતી તે વાસ્તેની દલગીરી તેને અફસુસ બહારથી દેખાડવી પડી હતી, જ્યારે તેનાં બાતેનમાં તો તેવું કશું હતું નહી.તેણે મોટી ગમખ્વારી લાગી હતી-અને મનીને લાગ્યુ કે તે ગમખ્વારી ખાલી ઢોંગી ને દેખાડવાનીજ હતી-અને જ્યારે તે પોતે તેની આગળ જઇને ઉભી રહેશે ત્યારે એ બધુ પોતાની મેળે દફે થઇ જશે. તે જે ગમે તે અને જેવા ગમે એવા ખ્યાલોમાં રમવા લાગી. એક અક્કલહીણ, મુર્ખ છોકરી માફક તેનાં ઉપર તે પોતાનો કાબુ બી ખોહી બેઠી. તેણીનું જીગર તેનાં તરફ કોઇ નહી જણાયેલાં જુસ્સાઓએ દોડયું અને તેણીનાં મગજ ઉપરનો કાબુજ તે સબરદબર ખોહી બેઠી.

તે જ્યાદા શાંખી શકી નહી. તે લાંબા દીવસો કે જે દરમીયાન તે કદી પાછો ફર્યો નહી-તેણીને જીવતાં દોજખ જેવા લાગ્યા. તે તે સહન કરી શકી નહી; અને

નાજા બાપડીએ કેવું વેઠી લીધું હશે તેનો વીચાર આવતાં તે કમકમી-પોતાનો દાખલો ધ્યાનમાં લઇ તે કંગાળ કુંવારીકાનાં અનુભવનો વીચાર આવતાં તેણીને કંપારી છુટી, અને તે બધા ધ્રુજી.

"પુઇમાય," મની ગઝદર પોતાનાં પુઇ આગળ જઇ બોલી, "હું ધારૂંછ કે મી૦ હીરજીભાઇ તમારી સાથે પોતાનું એડરેસ મુકી તો ગયેલા હોવા જોઇએ!" આ સવાલ તેનાં ગયા પછીનાં થોડા દીવસો બાદ તે છોકરીએ કર્યો હતો. "કાંઇ મુંબાઇથી એવણ માટે એક લેટરોનું પેકેટ આવેલું છે જેની ઉપર 'અરજંટ' કરી લખાયેલું છે. તમારે બદલે તે હું એવણ પર મોકલી આપું?"

"દીકરા, તેમ કરી નાખે તો-તો ઘણુંજ સારૂં," તે લાયકીવાળી બાઇએ કહયું, જેહાંગીરને આપેલું વચન ભુલી જતાં ને પોતાને એક બળાગતમાંથી દુર કરવા વાસ્તે મનીની આભારી બનતાં.

જેહાંગીરનાં ગયા પછી- ખાસ કરીને તેણીની સઘળી મુરાદોના કોટનો લગભગ નાશ થવા પછી-તેનો ચટકપટક ખ્યાલ કરતી હતી. તે તેનું ઠેકાણું જાણવા પણ માંગતી હતી-તેણે, તેથી, આ મળેલી તક ઘણી આવકારદાયક લેખી, અને જેહાંગીરનું ઠરનામું તેણીએ જાણી લીધું,

વળી પછી તે નાઝનીનને એકાએક મુંબાઇ ચાલી જવાનું ફીકરૂં થઇ આવ્યું! વાંચનારા સાહેબો જાણે છે તેમ મની ગઝદર સુરત તો ફકટ પોતાની પુઇને મળવા આવી હતી અને તે મોટે ભાગે મુંબઇમાંજ રહી હતી, જેથી જ્યારે તેણે મુંબાઇ જવાનો બોલ કાઢયો ત્યારે તે ફુઇ જરા બી અજબ થઇ નહી

તે ગઇ, એ મની ગઝદર, અને જતી વેળા તે ગોરા ખુબસુરત ચહેરા ઉપર કોઇ એવી ચોખ્ખટ દ્રઢતાનો દેખાવ વ્યાપી રહયો હતો કે જો દીનબાઇ પુઇની આંખો વધારે ચતુર હતે તો તેવણ જરા ચેતી જતે અને ચેતી જઇને ઘણી મોટી અજાયબી પામતે. પણ તેવણે કાંઇ જોયું બી નહી, અને અજાયબીમાંબી ખાસ તે ચેહેરા ઉપર કાંઇ અજબ મક્કમતા જોવાતી હતી, જાણે એક સીપાહ જીતવાનાજ નીશ્ચયથી હાથમાં તરવાર લઇ બહાર પડતો હોય તેમ. એ તેણીનો નીશ્ચય શું હતો? એ કારમખી વળી બીજાં શું કાળાં ધોળાં કરવા મુંબાઇ વેર ધસડાઇ આવતી હતી?

---

## પ્રકરણ ૨૮ મું.

---

જેહાંગીર વાડીયા હોટેલમાં ત્રણ ચાર દીવસ રહયો, અને નાજાને શોધી કાઢવાની તેની ઉમીદ લગભગ નિરાશાજનક નિષ્ફળતા પામી, ને હવે આશા સબરદબર ખોઇ બેઠો.

નાજા પોતાની સાથે પર્સ લઇ ગઇ હતી તે તે જાણતો હતો નહિ, અને તેથી, તેણે પોલીસવાળાઓને એમજ સમજાવ્યું કે તે પૈસાટકા લીધા વગરજ

નીકળી પડી હતી, જેઓએ, આ ઉપરથી મત આપ્યું કે, તે છોકરી આવા સંજોગો વચ્ચે સુરત છોડીને કેઠે બહાર નીકળી જવા તો નથીજ પામી-તેઓએ , કહ્યું કે તે સુરતમાંજ હતી. તેનું માનવું એ હતું કે તે બાપડી પોતાની કંગાળ અવસ્થાનો ખ્યાલ નહિ ખમી શકાતાં યાહોમ નદીનાં પાણીમાં જઇને પડી હતી, અને ત્યાંજ પોતાનો હંમેશગીનો વાસો કર્યો હતો. તે બિચારી દુન્યામાં પોતાનો રસ્તો કાપવા વાસ્તે હતીજ એવી નબળી અને નમ્ર, નાચાર અને નાઇલાજ કે આવો રસ્તો તેણે શોધ્યો હોય તેમાં નવાઇ જેવું કશું હતું નહિ. ગરીબ નાજાં! મીઠી નાજાં! એક ભયાનક અને કાળા કલંકી જીવતરે જીવવા કરતાં તે ફરેસ્તા રૂપી મધુરી માટે આ સેવટ હજારોવાર વધારે સારૂં હતું-હઝારોવાર વધારે સારૂં!

તે દીવસોમાં તે હંમેશના રંગીલા, રસીલા, નફકરા નવજુવાનનાં ચેહરા ઉપર હસ્વું કદી જોવામાં આવ્યું નહિ. તે એક કેથે નહિ વાસો પામેલા ભુતની માફક આકુળ વ્યાકુળ, અકળાયેલો ગભરાયેલો , બેચેન, ગાફેલ, ગુંગસ માફક અહીંથી તહીં ભટકયા ને ભમ્યા કીધો. તેને કેમે કરાર મળી શકયો નહી! શાંતી,' સુખ, સબુરી, સહનશીળતા તે કેમે કરી શોધી કે પામી શકયો નહી. નાજાંનો ચેહરો તેનાં મગજની સપાટી ઉપરથી એક ઘડી બી ખસ્યો નહિ; તે મધુરીએ કેવું સહન કર્યું હશે તે તે પોતાનાં અનુભવથી કહી શકયો. તે બીનખબર બાળકી! તે ભોળી જાન! તેણી તો પહેલ્લેથીજ આનાકાની કરતી હતી, જ્યારે તેણે તેણીને એમ સમજાવવાની કોશેશ કરી હતી કે માત્ર વચન અને વાણીથી, બીજી કોઈ કીયાઓના ઢોંગધતુરા વગર, તે તેની પરણેતર બની હતી તેને બધુ યાદ આવ્યું-તે આતુર, ફીકરમંદ, વિચારમાં પડેલો બરચાં સહી ચેહરો, અને પછી તેનામાં એક બી ખતરા વગર મુકી દીધેલો સંપુર્ણ વિશ્વાસ. તે વિશ્વાસનું સેવટ તો આવ્યું-નામોશી, અને કદાપી એક નાલેશીભર્યાં મોહતમાં.

જેમ વધારે ને વધારે તે નાજાં માટે પસ્તાતો ને બળાપો કરતો, તેમ તેમ વધારે ને વધારે મની ગઝદરને તે ધીક્કારતો ને તેણી ઉપર ખીજવાતો જતો હતો. આ તેની ગમખ્વારી અને વિપત્તીનું મુળ કારણ તેજ કસકુનમ દહા હતી. તેજ-તેજ ખુબસુરતીએ આ બધી આફતનું વાદળ તેનાં ઉપર આણ્યું હતું.

તે હોટેલનાં રૂમની ઇઝીચેર ઉપર માથે હાથ દઇ ઘણાં ગમખ્વારીભર્યાં ખ્યાલો કરતો તદન એખલો બેઠો હતો, તેટલાં એક માણસે આવી કહયું કે કોઇ બાઈ તેને મળવા માંગતી હતી.

"કોઇ બાઇ!" એક પુટબોલ મીસાલ તે ખુરસી ઉપરથી ઉછળીને ઉભો ન થતાં જેંહગીરે તે નોકરનાં શબ્દોનો પડઘો પાડયો. હેવનસ! તે નાજાં હોવી જોઇયે! નાજાં તેની આગળ પાછી આવી!"

"તે બાઇને એકદમ ઉપર મોકલ," તેણે પુકાર્યું, એવા તો લાગણીથી ધુજતા, ખોખરા, ઘાડા અવાજે કે તે વેટર બી તેનાં તરફ અજાયબીથી ચમકીને જોવા વગર રહી શકયો નહિ.

જેહાંગીર વાડીયો બાવરો બેબાખરો બની ગયો; તેને તો નાજા પાછી આવી હતી એ એક મોજેજેજ લાગ્યો; અને તે નાજાજ હોવી જોઇએ, બીજું કોઇ હોઇ શકે નહિ. તે બારણાં સુધી ચાલીને જઇ શકયો નહિ, પણ લપેરા ખાતો; તે મધુરી માહાબુબના દરશન જોવા ભુખો આંખે અને તરસ્યાં જીગરે, તે બારણાં આગળ ગયો, આહ! દાદર પર થઇને એક સીધો, તતણુખાર, નાજુક આકાર આવ્યો. તે ખોલ્લી રીતે જોઇ શકયો નહિ, કેમજે તેની આંખો આંસુઓથી તર થઇ ગઇ હતી. શુક તે ખુદાંતાલાના! તેની મધુરી નાજા તાપતી નદીનાં પાણીમાં જઇને સુતી ન હતી. તેણે બોલવાની કોશેશ કીધી, પણ તેના હોઠો જડડ થઇ ગયા અને તે કાંઇ પણ અવાજ કાઢી શકયો નહી. તેણે તેનો એક હાથ પકડયો અને અંદર ઓરડામાં ખેચી. તેણે તેણીને ઘણાં જોશથી પોતાના બંને હાથોમાં લઇ લીધી, તેનો ચેહરો પોતાની છાતીમાં દાબી તેના ઉપર તમામ દુન્યાઓનાં જુસ્સાઓથી કીસીઓ ઉપર કીસી દીધી. તે ખુશાલીથી સર્યાંમ દીવાનોજ બની ગયો!

"માહરી ડારલીંગ! માહરા પ્યાર! ખુદાના હજારો હજાર ઉપકાર માનુંછ કે તું માહરી આગળ પાછી આવી. માહરા પ્યાર, માહરી ધણીઆણી!"

તે ઘણી વિચિત્ર રીતે ચુપ ઉભી હતી. તેણી તે જોરાવર હાથોની બાથમાં થરથર ધ્રુજતી હતી. જેહાંગીરની આંખો ધીમે ધીમે સ્વચ્છ થવા લાગી–તેની આગળ કાંઇ ધુમસ જેવું ધાઇ આવેલું ધીમે ધીમે વિખરાઇ જવા લાગ્યું. ખચીત, તે આંખો તો કાળી હતી, વાયોલેટ નહિ. તેણે એક નાની બુમ પાડી. તે તો મની હતી, નાજા નહિ! તે તો નાજાને પોતાનાં પ્યારથી એકદમ ગુંગળાવી ગભરાવી નાંખી તેણે કીધેલાં એક જબુન પાપનો બદલો તેણીને આપવા માંગતો હતો, પણ તેને બદલે, આ તો તે કારમુખી તેણીની ગોદમાં પડી હતી કે જે નાજાની ખરેખરી ખુની હતી.

તેણે ઠમકમાત સાથે તે ધીક્કારભરેલી સુંદરતાને તેનાં હાથોમાંથી અળગી કરી નાંખી, બલકે અછાડી મુકી, અને મની ગભરે જાણ્યું કે તેની પોતાની આશા ચગદાઇ જતી હતી.

"તું!" તેણે કાંઇ ઘણો ભાંડ શબ્દ વાપડી બરાડ પાડી–"તું! તું શાંને વાસ્તે અંહી આવી?"

તે થોડીક મીનીટ ઉભી–ચુપ, નિરાશાનું એક ખુબસુરત પુતળું.

"તું શાંને વાસ્તે અંહી આવી?" તેણે પાછું કહયું.

"તમારે વાસ્તેનાં માહરા પ્યાર અને તમે મને આપેલાં વચન સારૂં," તે અબળાએ જવાબ કર્યો.

"વચન કયું?" તેણે તીખાશથી, તુચ્છકારથી, તકોબરીથી નાકનાં ફીફરાં ફુગાવી સવાલ કર્યો, "વચન કયું?"

"તમે બોલ્યા હતા કે જો તમે મને નાજાંની આગાઉ મળ્યા હતે તો તમે મને પરણતે. તમે મને વચન આપ્યું હતું કે જો કદી તમે મને મળો અને તે વખતે તમે મોકળા હોવ તો તમે માહરી સાથે લગન કરશો. હું અંહીં તમારા પ્યારનો દાવો કરવા અને મને આપેલાં તમારાં વચનની યાદ આપવા આવીછ."

તે તેનાં દાંતો વચ્ચે કાંઇ બબડયો; પણ, આ તેણીનાં હાથમાં રહી ગયેલું સૌથી છેલ્લું પાનું હતું અને તેથી, તે પોતાની બાજી બરાબર બાહોશીથી ખેલવા માંગતી હતી. તે હાલમાં ધીરજ, હીમ્મત અને પોતાની વાકયચાતુરીને તેનાં બળ ઉપરાંત કસવા માંગતી હતી-અને પછી નહિ તો છેક તરીયાપાવ ઉપર ઉતરી પડી કેમ માર્ગ લેવો તે તે ખુબ રત મક્કારને બરાબર આવડતું હતું.

"તું એવી જાતનાં 'કુલી'ગ'ને પ્રોમીસ તો નુહિજ કહેવાડશે?' તેણે કહયું. "એ બધું શોધતી તો તું આવી હુશી માહરી જગાએ કોઇ બીજો શખ્સ બી હતે તો તેણે બી જ્યારે એક અબળા પોતાનો તરીકો ભુલી જઇ ભુલમથી એવું કાંઇ અકઠલહીણુ બોલાવે તો બોલી બકી જતે. એને વચન કોણ કહે? તું જાણેછ, અને હું પણ જાણુંછ કે તે તો માત્ર એક 'સેનટીમેનટલ નોનસનસ' હતું."

"હું આય એક ચીજ જાણુંછ," તે છોકરીએ જણાવ્યું. "કે જેમ હમણાં છે, તેમજ તે વખતે બી માહરા ખરાં જીગરથી ચાહતી હતી."

"તેમાં કાંઇ માહરો વાંક નથી," તેણે ટુંકમાં જવાબ દીધો, "મને કહે, તું અહીં કાંય ઘસડાઇ તણાઇ આવીછ? મેં તો નાજને માની અને ધારી લીધી હતી"

"મને બરાબર સમજી લો," મની ગઝદરે ભાર મેલી કહયું-તેનાં ખભાં ઉપર પોતાનો એક હાથ મેલીને, "ધીરજથી માહરૂં બધું સમજજો. હું તમને ચાહુંછ, પેલી એક ઢીંગલી જેવા ચેહરાની ગામડેની ગોરી તમને ચાહી શકતી હતી તેનાં કરતાં કરોડો ગણાં વધારે પ્યાર અને જોશે." તેણીએ જારી રાખ્યું, ઘાડા લાગણી ભર્યા અવાજે, જ્યારે મોતીના દાણાં માફક આંસુઓના ટીપાં તે નાજુક કાળી ચક્ષુઓમાં ચમકવા લાગ્યાં, "હું-મને કહેતાં બી શરમ લાગેછ કે-એક ઘણી ચાલાકી-ભરેલી અને સત્તાવાળી બાઇ છેઉં-એવી કે જેવી આપણી કોમમાં કદાચજ કોઇ હશે. તમારો જેવા એક શખ્શના એક મદદગાર તરીકે હું ઇંચેઇંચ લાયક છેઉં. બધું બર જેહાનમ ગયું, પણ હું તમને એવાં ચીગ્વત હેતે ચાહુછ અને માહરા પ્યારે હવે એક એવું રૂપ પકડયુછ કે તમારે વાસ્તે હું માહરી જીંદગી બી આપી દેઉં. ઓહ, જેહાંગીર, તમે સમજો." તે પ્યારઘેલી, મસ્તક ઝુલેલી માહાબુબે હાંફતી છાતીએ ઘણાં જોસ્સાઓથી લવારો ચાલુ રાખ્યો; "ખુદ માહરી જીંદગી હું તમારે વાસ્તે આપી દેવા તૈયાર છું. તમારે વાસ્તે-તમારે ખાતર-તમને માહરા થયેલા જોવા વાસ્તે-માહરી તરફથી તમે કાંઇબી ભોગ લેઓ-કાંઇ બી દંડ લેઓ!"

તેણીનાં અવાજમાં ખરેખરો 'પેથોઝ' હતો; તે ચેહરા ઉપર પ્યારનો એક સાચ્ચે સાચ્ચો દેખાવ હતો, જેહાંગીર પણ તે વખતે પામી જઇ શકયો કે તે નાઝનીન તે વખતે ઢોંગ ધતુરાને બાજુએ મેલી દઇ સંપુર્ણ રીતે ગભીર હતી.

"એવી એવી બધી મીનીંગ વગરની વાતો કરવાનો આય વખત નથી," તેણે, તોબી, બેદરકારીના હાવભાવે કહ્યું. "હું જરાબી ગેરસહુકનો થવા ચાહતો નથી, પણ જો તું હવે અહીંથી ગુપચુપ રૂખસદ લેશે તો હું ઘણો મોટો સંતોષ પામીશ. હું-હું તો ધારતો હતો કે નાજા આવી, અને તેથી હું ઘણો ઉશ્કેરાઈ ગયેલો છેઉ, માહરૂં મગજ હાલમાં સુદલ ઠેકાણે નથી."

તે મનોહર ચેહરા ઉપરનો જુસ્સો ઘાડો થયો; પણ તે લાગણી સાથે કાંઈ, ગુસ્સા, ક્રોધ અને થોડો ઘણો કીનાનો આવેશ આમેજ થયેલો દેખાયો.

"તમારી તરફથી એવીજ બાપાની માહરે આશા રાખવી જોઈતી હતી." તે બોલી, "તે છતાં, કેહવાને અજાયબ જેવું છે કે, મેં તેમ નથી કીધું. હું માહરી કીસમત જાણી લઈશ–હવે, લગાર જોઈયે તે કરતાં વધારે મોડેથી. શું જે બધા શબ્દો તમે મને કહયા હતા તે જુઠ્ઠા હતા ? શું તમે મને આપેલાં વચનો જુઠ્ઠાં હતાં ? શું તમે જે બોલ્યા હતા તે ખરેખર 'મીન' કરતા નહુતા ?"

"એક બોલ બી નહિ," જેહાંગીર વાડીયાએ પ્રતિ ઉત્તર કર્યો, મોટા તુચ્છકારથી, "અને તું તે જાણેછ. તું, જો કે આટલી બધી નાની ને જવાન છે તો બી, ઘણી નખરાંખોરી અને શાહરી ખુબસુરતીનો માઠો ઉપયોગ કરનારી નાઝનીન છે. હું ઘણો દલગીર છેઉ કે આય બધું મને તાહરા મોંહ ઉપરજ બોલી દેવું પડેછ ! માહરી સાથે તેં ગુજારેલો વખત, તું પોતે તો તાહરા મનથી કબુલ કરતી હોવી જોઇએ કે, માત્ર તાહરા શોખને મજાહ દેવા વાસ્તે હતો. તુંને ના તો માહરી દરકાર હતી, ના તો મને તાહરી."

જ્યારે તે સુંદરીએ પોતાનો ચેહરો ઉંચકી તે જવાન મુખડા ઉપર જોયું ત્યારે તેણીની ચક્ષુઓ આનસુંઓ વચ્ચે તરતી ને ડુબતી હતી.

"હું જાણતી નથી કે તે કેમ શરૂ થયો તો," તે ધ્રુજતા–રડતા અવાજે લાગણીથી બોલી, "હું ફકત એટલું જાણુંછ કે તે કેમ ખતમ થયોછ. માહરો ઉંડામાં ઉંડો પ્યાર અને સાચ્ચામાં સાચ્ચી ફીદાગીરી મેં તમને અર્પણ કરી દીધીછ."

"અલબત, હું ઉપકારી છેઉ," તેણે અધીરાઈથી જવાબ કર્યો, "પણ—"

"તમે બોલ્યાતા કે તમે મને ચાહોછ."

"નાઉ બી રીઝનેબ્લ, મની," તે મુશીબતે પોતાની ધીરજને કાબુમાં રાખી બોલ્યો, "એક માણસ જ્યારે એક ખુબસુરતી તેની પાછળ પાછળ ભમ્યા કરે ત્યારે શું કરી શકે ? હું તો તુંને કદી ઠપકો આપતો આયોજ નથી. તેં પોતે શું કંયું ? તું પોતેજ આગળ રહીને માહરા રસ્તાઓ વચ્ચે આવ્યા કીધી; તેં તાહરી અને તાહરા ખુબસુરત મનોહર અવાજની માહરી સામે તાહરી સઘળી શકિતથી કસોટી કીધી. તેં માહરી અકકલને જાદુ કયું–માહરી હોંશને ફરામોશ બનાવી; પણ તું માહરા જીગરને તો કદી પુગી વળી શકી નથી, અને કોઇ કાળે બી પુગી શકવાની નથી."

પાસ્સી એક મીનીટ. તે ગ્રેસફુલ આકારે એક જબરદસ્ત ઝોંહક ખાધો, અને તે મગરૂર, મનોહર મુખડા મોહુત જેવો સફેદ મારી આવ્યો.

"તમારે માહરી દયા ખાવી જોઇયે!" તે ઘણુ કગળીને બોલી, "કાંપજે હું તમને ચાહુંછ. તમે, દુન્યાનાં બીજા બધાં લોકોને બાજુએ મેલીને, તમારે તો માહરી તરફ દયા દેખાડવી જોઇયે."

"હુ ઘાતકી નથી," તેણે જવાબ દીધો, એ જેહાંગીર વાડીયાએ-અત્યાર આગમચ પુરવાર થયેલા તે સફેદ સંસારના ફાંસાએ, "પણ આવાં નોનસન્સની વીરૂદ્ધ હું પ્રોટેસ્ટ ઉઠાવુંછ. હું પ્યાર વાસ્તે કાંઇબી બોલવા માગતો નથી, કેમજે માહરી છાતીમાં તેની હસ્તી જેવું કશું, નથી આપણે તો એક જાતનો નાટક ભજવી બતાવ્યો હતો તે હીરોઇન થવાનુ પસંદ કીધુ ત્યારે હુ 'હીરો' બન્યો. તું-ખુદ તું પોતે બી-'તાપેતી હાઉસ'ના બાગીચામા ભજવાયેલા થોડાક સેનટીમેન્ટલ સીનઝ માં કાંઇબી મીનીંગ જેવું માનતી નહિં હોવી જોઇએ તે બધું ઘણુ ચકકસથી વેગળું ને અર્થ વગરનું હતુ"

"મે તો તેનો ગંભીર અર્થ કર્યોછ," તેણીએ ધીમા મંદ અવાજે ઉત્તર કર્યો.

"માહરા ખ્યાલો તેથી તદન ઉલટાજ હતા. જો તને ખરીખંખારીને સાચ્ચી વાત કહું તો," જેહાંગીર વાડીયાએ તદન દયાહીણપણાથી રેકડેરોકડું પરખાવી દેતાં ઉમેર્યું, "હુ તો એ બધાં પછી ઘુમ હસ્યો હતો. ખુદ તે બની ગયેલા સીનઝ-માંની નાજુકમા નાજુક બાબદે બી મને પુષ્કળ હસાવ્યો હતો તે બધા સીનઝ એટલા રીડીકયુલસ હતા-એટલા બનાવતી-કે હુ તને ખાત્રી આપુછ, હું તરતજ નાજા આગળ દોડયો હતો ને તેણીની પાક નિર્દોષિતાને બેવડાં ચોવડા હેતે ચાહી હતી"

આ તો હદ થઇ ગઇ! મની ગઝદરનો ચેહરો તપાવેલા અંગાર માફક લાલ-ચોળ થઇ આવ્યો. આ તો તે ખમી શકે તે કરતાં ઘણુ જ્યાદા હતું.

"તમે માહરી પાછળ હસ્યા હતા!" તેણીએ ઘણા ઝનુનથી ચીંચવાઇને પુકાર્યું.

"અલબત, મે તેમ કીધુંતુ. તું પોતે પણ તારી તરફ હસેલી હોવી જોઇયે, મની."

"અનફોરચ્યુનેટલી, નહિ. પણ હુ એક ચીજનો જવાબ દઇશ-તમે માહરી તરફ હવે કદી હસશો નહિ. હુ તમુને મને અને માહરા નામને યાદ રાખવાનું એવું કારણ આપશ, કે જો કે તમે મને હંમેશા કહુવા હેતા ને શ્રાપ આપતા રેહશો તો બી માહરી તરફ ઠઠ્ઠા કરી કદી હસશો નહિં."

"નાઉ ડોન્ટ બી ટ્રેજીક, મની આય અનપ્લેઝન્ટ ઇનટરવ્યુનો હવે છેડો લાવ. હું તાહરે વાસ્તેની જે સચ્ચાઇ છે તે બરાબર બોલી દેઉંછ. હું તાહરી ખુબસુરતીને વખાણુંછ-કોઇબી તેમ કર્યા વગર રહી શકે નહિ એવી તે ચામીંગાં છે, મને તાહરી શક્તિ બી ગમેછ, જો કે તું બડી પાખંડી છે અને તાહરામ સેફકાઇથી વિશ્વાસ મૂકી શકાય નહિ તે છતા-સચ્ચાઇ સૌથી સરસ ચીજ છે-દુન્યામાં તું સૌથી છેલ્લી અબળા છે કે જેને હુ પ્યારથી ચાહી શકું, તાહરી

ઘણની છોકરીઓને હું વરસો થયાં જોતો, જાણુંતો અને અનુભવતો આવેલો છેઉ– હું હવે વરસો થયાં તેઓથી ધરાઇ ભરાઇ ગયોછ. એક મીનીટ વધારે માહરૂં સમજ, જો મેં તને ચાહી હતે તો અત્યારે મેં તને વધતીજ ધીક્કારી હતે; કેમજે તેં બીચારી નાજાને ઘણું મોટું નુકશાન કરેલું છે, તે સબબસર–જોકે મેં તને માફ કીધીછ, કાંયજે તું બોલી'તી કે તાહરાં મનમાં કશાં બી બુરાંની ધારણા ન હતી–પાછું કહુંછ કે, તે સબબસર દુન્યાંનાં બધાં લોકો કરતાં તું મને સૌથી ઓછી પસંદ છે."

"ત્યારે તમારો ખરેખરો મીનીંગ એ હતો? શું સેવટનો તમારો ઠરાવ બી એ છે?" દાંત પીસી, સાવ ઠંડાઇનો બાહારથી સોંગ સજી, તે રૂપસુંદરીએ પ્રશ્ન કર્યો.

"હા," જેહાંગીર વાડીયાએ જવાબ દીધો; "અને તે, હું ઇચ્છુંછ કે, તું સારી રીતે સમજી શકે."

"હું તમારો ઉપકાર માનુંછ–હું બરાબર સમજી શકુંછ–જ્યાદા સમજાવવાની જરૂર રહી નથી. હું બબરાત કફરાત કે ગાળાગાળીમાં માહરા વખતની નાહેક બરબાદી નહિ કરશ. પણ આય હું તમારા મોંહના ઉપર કેહુંછે–તમે સૌથી ભેવફા સૌથી ઓછી આબરૂનાં એક તદ્દન નાલાયક આસામી છેઓ, કે જેઓ ગૃહસ્થનાં નામ હેથળ પોતાને સંતાડેછ. તમે એક ગૃહસ્થ આસામી નથી! કદાચ આય પછી તમે એક લેસન શીખશો કે અબળા જાતીઓ સાથે તમે ભવિષ્યમાં કદી રમત રમશો નહિ. તમે માહરી સાથે રમતજ રમેલા છેઓ, હું કબુલ કરૂંછ કે હું તમને ચાહતી થઇછ એમ જણાવી દેવામાં સૌથી મોટો કસુર માહરી એખલીનો છે; પણ તો બી માહરા પ્યારને ઉત્તેજન આપવામાં અને માહરી લાગણીને રમકડું સમજી તેની સાથે ઘાટકી ગમ્મત કરવામાં તમારો બી કાંઇ ઓછો વાંક નથી. તમે તમારી જીંદગીમાં એકજ વખત એકજ છોકરીને કાંય નહિ સાંભ્યા રહયા? તમે એમ ચોખ્ખે ચોખ્ખું કાંય નહિ બોલ્યા કે નાજાં અને નાજાં એખલીનેજ તમે ચાહતા હતા, ને દુન્યાંની બીજી કોઇ બી અબળાની તમને દનવાર કે પરવાહ ન હતી?"

"હું ધારૂંછ કે તેમ કરી દીધાથી વધારે સારૂં થતે," તેણે ટુંકમાં કબુલ્યું.

"તમે જોઇ શકોછ કે હવે તેનું પરીણામ શું આવ્યુંછ. તમારે ખાતર–તમુંને જીતવા વાસ્તે–તમને મોકળા થયેલા જોવા સારૂં હું કાંઇબી કરવા એકદમ દોરવાઇ ગયેલી છું."

"કાંય બી કરવા?" તેણે ચકીત થઇ સવાલ કર્યો. "ત્યારે તેં શું કીધુંછ?"

તેણીએ લવ્યું કે તેણીની બાજી હવે હાથથી ગઇ હતી; હવે આશાઓ અને સ્વપનાઓ સઘળા સાબુત જમીનદોસ્ત થઇ ગયા હતા. જેહાંગીર વાડીયા તેનાં મનથી હવે સરી ગયો હતો, પણ તે તેણીની તરફ હસીને ઠઠ્ઠા મશકેરી કદી કરી શકવાનો ન હતો. તેણે તેની સજા તેની સાથે લેવી જોઇએ.

"પેલું કાગજ મેં લખ્યું'તું" તે બોલી, પોતાનાં અવાજમાં ફતેહનાં ગાજવાજ સાથે. "અને મેંજ માહરે હાથે તેને માહરા ઉપર એડરેસ કરી મોકલ્યું'તું."

તે અબળાએ તો મોટા ગુસ્સા, જુસ્સા અને ગાળભેળના ખુમબરાડાની આશા રાખી હતી; પણ તેણીની મસમોટી અજાયેબી વચ્ચે, તેણે ફક્ત મોટા ધીક્કારથી પોતાના ખભાં ચઢાવ્યાં.

"સાચ્ચી વાત તો એ છે, મની," તેણે જવાબ કર્યો, "મને એવો તો કાંઈ પહેલ્લેથીજ વહેમ ગયો હતો. તે તદ્દન તાહરેજ બરનું અને તાહરેજ લાયકનું કામ છે. વૅલ. ઇટ વોઝ એ ગુડ શૉટ–અને તેની અસર બી બરાબર નીપજવા પામીછ–તે તીરે તાહરી હરીફનું જીગર આરપાર ચીરી નાંખ્યુંછ. ઓહ! નરમ દીલની, કોમળ કહેવાતી બાનુ પણ આવું અઘોર કર્મ કરી શકેછ! જે જીગરે દયાવાળાં, નરમ, ભોળા કહેવાયેછ તેઓમાં બી એકાદ એવું હસ્તી ધરાવેછ કે જે પત્થર કરતા બદતર અને લોખંડ કરતાં બી જાસ્તી દયાહીણું થઇ શકેછ!"

તેનાં હોઠો બધા 'નરવસલી' હાલવા લાગ્યા, જ્યારે તેનો રોણકદાર ચેહરો આતશની માફક ઝળકયો.

"મેં કહ્યુ હતું કે જો મને આય કાગજનો લખનાર મળશે તો તેને હું જીવથી મારી નાખશ તુ તો માહરા ગુસ્સાને બી લાયક નથી, પણ તે માહરો અનંત ધીક્કાર જીતી લીધેલો છે."

"મને લાગેછ કે એ તમારો અનંત ધીક્કાર તમારા પ્યાર કરતાં ઓછો ધાસ્તીભરેલો છે," તે તુચ્છકારથી બોલી.

"ત્યારે કાગજ તેં લખ્યું? યુ આર એ કલેવર વુમન, મની, એન્ડ ધ આઇડીયા ઇઝ વરથી ઓફ આ ફ્રેન્ચ ન્વેલ વાડું, આય બધી બીનાં, જે હું જુઠી નથી એમ ભાર મેલીને કહુંછ તે, તેં કેવી રીતે મેળવી તે મને કહેશે? મને તે જાણવા ગમેછ"

તે ખુબસુરત છોકરીએ કેશાં પરાક્રમથી જેહાંગીરને લગતી ખાનગી બીનાંઓ જાણી લીધી તેનો તુલોતવીલ હેવાલ એકજ પળ અચકાયા કે બીહવા વગર સડસડાટ કહયો; જેહાંગીર વાડયાનો કોપથી અંગાર માફક જળતો ચેહરો નરમ બન્યો, અને મરજી ઉપરાંત તે મનીની આ કળાને વખાણ્યા વગર રહી શકયો નહિ.

"મેં તમને જખમી કીધા–મેં તમને ઇજા કીધી–હું આખરે તમને પૂગી વળી શકી," તે બોલી.

"એક ઘણાં નીચ હથ્યાર વડે–એક નનામા કાગજથી, કે જે એવા કામ માટે નાથી લાયક હથ્યાર છે," તેણે તુચ્છકારથી હુંકારા માર્યા, અને તેઓ વચ્ચે થોડીક મીનીટો ચુપકીદી પથરાઈ.

તેઓ તે લાંબી, ચુપકીદીમાં જાણે એકમેક તરફ જોઇ એકમેકનાં જોર માપતાં હોય તેમ લાગ્યું; "ટગ–ઓફ–વોર" હવે શરૂ થતી હતી.

"હું ધારુંછ," મનીએ કહ્યું, "કે તમને ગમે તેવા લલચાવવામાં આવશે તો બી, હવે તમે માહરી પાછળ હસશો નહિ. મને હજી વધારે કેહવાનું છે. હું માહરું

લટર પેલી તમારી એક બેબીનાં ચેહરાવાળી નાજ઼ આગળ લઇ ગઇ, અને મેં તે એને વાંચી સમજાવ્યું, બોલેબોલ, કે જેથી એ બરાબર સમજે; અને જ્યારે હું પુરૂં કરી રહી ત્યારે એને એ વાંચ્યું–એને પોતે; બોલેબોલ: જો તે કાગજે એનાં ઉપર કેવી અસર કીધી હતી તે તમે જાણશો તો બીજી અબળાઓની કાંઇ કદર કરતાં જાણશો–તેણે તે બિચારીને મારીજ નાંખી! જો હવે પછી કદી એક હસવું બી એના ખુબસુરત ચેહરા ઉપર જણાશે તો તે સુરજનાં થંબ થઇ જવા કરતાં બી વધારે અજાયેબી ભરેલું કેહવાશે. એ માહરી આગળ ગુંથણ મંડીને પડી અને ત્યાં તે એમની એમ પડી રહી—તુટેલાં જીગરનો એક દુઃખી, ગમખ્વાર હૃદયભેદક અવતાર! પછી એ બોલી કે તે હવે ત્યાંથી તરતજ ચાલી જવાની હતી, તમારી કંગાળ મુખમુદ્રા ઉપર એક ઝાંખી નજરબી નાંખ્યા વગર. તે હવે તમારી સીકકલ કદી કદી બી જોવા ખુશી હતી નહિ. એટલું વટીક તે બોલી'તી કે તમારા ગુંથણ ઉપર પડીને બી જો તમે દુન્યાનાં કાલાવાલા કરશો તો બી તે હવે તમારી સાથે પરણવાની નથી; કે, જેથી, જો તમે એને શોધી બી શકો તો તમારે માટે ચાન્સ જેવું કશું રહયું નથી."

"એ બાબદને લગતું બધું તું માહરે હસ્તક રેહેવા દે." તેણે કહયું, "હું નથી ધારતો કે કોઇ બી સ્ત્રીએ એટલું બધું ખમ્યું હશે. પણ એ ઘણું અગત્યનું હતું કે તેણી પોતાની ખરેખરી સ્થિતિ જાણવા પામે."

તે પોતાની ઉપર કેમ કાબુ રાખી શકયો તે તેને કદી જાણ્યું નહિ. પાછળથી જ્યારે તેણે ફરીથી આ ઇનટરવ્યુ યાદ કર્યો ત્યારે, તેની મોટી અજાયબી એ હતી કે તેણીને ત્યાંને ત્યાંજ મારી નાખવામાં તે પોતાનો હાથ કેમ બાંધી શકયો હશે!

"હવે એ સઘળાંનો અહીંજ અંત આવવા દે," તે ઘોઘારી અવાજે બોલ્યો, "તેં તાહરાથી બન્યુંછ એટલું ભુંડું કીધુંછ–હવે ચાલી જા!"

"હા; હું ચાલી જવશ." મની ગજરે જવાબ દીધો. "બૈરાંઓએ–બલકે નાજુક, નખરાં કરતી નાઝનીનોએ તમને બગાર્યા ને છગાવી મુકેલા છે, મી૦ જેહાંગીર વાડીયા. તમે તેઓને ઢીંગલીઓ તરીકે લેખી છે–તે પ્રમાણેજ તેઓ સાથે રમત રમી છે અને પાછળથી તમારા પગો હેઠળ ચગડી છે. તેઓએ તમુંને હાય મારવાને બદલે સારી દુવા ચાહીછ. હું જુદી ધાતુની છું, અને હું માહરો કીનો લેવાનો વિચાર રાખુંછ."

"ભલે, ભલે, ભલે!" તે છેક પાકી આવે તેટલી હદની ઠંડાઇ અને નફ્ફરાઇએ બોલ્યો. "અને–મને માફ કરજે, જો હું ઘણી લાંબી ટેંટુ કરતો લાગતો હોઉં તો–કે કીનો તાહરે જોઇએ તેટલો લેજે!"

"હમણાં તો તમને એ ખોટી દાતી કે જુઠી બપકી લાગેછ," મની ગજરે, એકાદ ટ્રેજીક ભાગ ભજવતી એકટ્રેસના ગંભીરપણાંથી હાંફતા અવાજે બોલી, "પણ હું તમારી જીંદગીને ખરાબ કરી નાખશ–તમારી જીંદગીની તપાસમાં હું માહરીને ધસીપીસી નાખશ–અને દરેક તક મળતાં તેની ખરાબી ચોંપતી રહેવશ.

"તું માંહરા ઉપર વેર શા વાસ્તે લેવા માગેછ?" તેણે પુછયુ. "ખરેખર તો બીગાડ માહરો થયેલો છે."

"તમે માહરી જીંદગીની સત્યાનાશી વાળી નાખીછ, અને ઓ, જેહાંગીર, તેથી હું તમને ધીક્કારૂંછ,' તેણીએ અનુની અવાજે કહયું."માહરો પ્યાર ધીક્કારમાં બદલાઇ ગયો છે! હું ધીક્કારનુ એક બીજું સ્વરૂપ બની ગઇછ, અને માહરા કીનાથી તમે ચેતેલા ને ચોકેલા ચાલજો!"

"હું તેની તચાકરી ભાર બી પરવાહ રાખતો નથી." જેહાંગીર વાડીયાએ દેખ-ઇતાં તુચ્છકારપણાંથી જવાબ દીધો. "એ બધું એકાદ નાટકના તખ્તા ઉપર તું બોલી ગઈ હતે તો લોકોની તાળીઓનું માન તને મળી શકતે! પણ અહી તો તેં તાહરો શ્વાસ નાહકનો ગુમાવી દીધોછ. અને હવે, મીસ મખીજેહ ગઝદર, તમે તમારાં કાવત્રાંઓનો એકરાર કરેલો છે, તમે મને પુરતી દમદાટી કીધેલી છે, તમે માહરા ઉપર કીનો લેવાનાં સોગંદ લીધેલા છે-જાણે એકાદ ટ્રેજેડી કવીત હોય તે માફક-એ બધી મેહરબાનીઓમાં ફકટ એક વધારે ઉમેરો-મને શાતીથી છોડીને જતાં રેહો."

"હા-હું ચાલી," તે બોલી, "પણ યાદ રાખજો! એક વખત એવો જરૂર આવશે કે જયારે તમે માહરાથી ડરતા ધ્રુજતા ફરશો. ત્યાં સુધી તો, ફેર વેલ!"

અને તે જતી રહી. તેણે તે નાજુક ઉચા આકારને ઘણા જોશથી બારણુ અફાળીને ખોલી નાંખી ચાલી જતા જોયો અને તે કઊચેર ઉપર પાછો ફરાગત થઈ પડયો.

તે હતો તે કરતાં હવે જાસ્તી બેકરાર, બેચેન, ગમખ્વાર બન્યો ને ગભરાતમાં પડયો. ગભરાત મનીની દમદાટી સારૂ નહીં-પણ મધુરી નાજાં વાસ્તે. તેને થોડી ઘણી અકડ વકડ થઇ હતી કે, પેલાં નાપાક કાગજ સાથે મનીને કાંઇ લાગતું વળગતુ હોવું જોઇયે ખરૂં, અને હવે તેનો તે શક ખરો પડેલો જાણી તે વધારે દીલથી દુઃખી થયો. તેને લાગ્યુ કે નાજાં ખચ્ચીત મરી ગઈ હતી તે બીચારી આકળી ગાભરી અને સાવ બેહોશ ને બેચેન બની ગયેલી હોવી જોઇયે, અને કુદરતી છે કે નદી તરફનો રસ્તો લેતાં મનની અસહય વેદનાં નહીં ખમી શકાવાથી તેનાં પાણીમાં નખાવી દીધેલું હશે; તેણીને દીનબાદ ગઝદરનાં કેટલાંક માણસોએ તાપી નદીનાં પુલ ઉપર ફરતી જોવા પછી પાછી કોઇના જોવામાં તે આવી હતીજ નહિં. અરેરે, ગરીબ નાજાં! તે બિચારીએ કેવાં દુઃખથી, કેવા તવળાતથી, કેવા ગભરાતથી પાણીમાં પડયા પછી તવળાત કર્યો હશે!

"માહરી ગરીબ, મીઠી નાજાં!' તેણે દુખની એક હાય મારી કહયુ.

તેણે બે ત્રણ અઠવાડીયાંઓ મુંબાઈમાંજ અશાંતી વચ્ચે ગુંજાર્યાં; અને પછી તે તેનાં કેટલાક મીત્રોની બનેલી એક ટોળીને મળ્યો, જેઓ યુરોપની સેહલગાહે જવાની તઇયારી કરતાં હતાં. જેહાંગીર વાડીયાએ પણ તેઓ સાથે મળી એમ

ઉચાઉચ ઉપડી જવાની તઈયારીઓ કરી નાખી, કે જેથી તે નાજા અને નાજા સાથે રમાયેલો દગો વિસરી જઇ શકે.

તે મહિના દિવસમાં તો મુંબાઈથી ઉપડી બી ગયો અને થોડાજ વખતમાં રમત ગમત, મજાહ મશકેરીની ઉશકેરણીના આવેશમાં પોતાનો ગમ બી ભુલી ગયો ને એક તદન નવોજ માણસ થઇ ગયો. હવે ત્યારે, વાંચનારાં સાહેબો, દયા કરી સ્વભાવિક સવાલ કરશે કે તે સંસારનાં ફાંસાનાં ફરેબનો ભોગ થઇ પડેલી પેલી કમનશીબ કોમળાંગીનું આપણે તેણીને સેવટની છોડી આવ્યા, પછી શું થયું? આવતા પ્રકરણમાં આપણને એજ છેક જવાન વયે-બલકે સાવ નિર્દોષ બાળ વયેજ પોતાની જીંદગી રદ કરી બેઠેલી રમણીનો રગેરગ કમનશીબ અને કરૂણારસીક કીસ્સો આગળ વાંચવાનો છે.

(અપુર્ણ.)

---

# દેશનો અધઃપાત.

ગજલ-કવ્વાલી.

કળીના દૂત કંઇ જાગ્યા, વ્યવસ્થા વિશ્વની કરવા;
સનાતન વર્ણ સંજ્ઞાને, કુતર્કે સાવ સંહરવા.
બરાબરી બાહ્ય ભેદોની, બતાવી બોબડે વેણે;
નરાધમ વંશના નિકળ્યા, સગોત્રી બાળ વરવાને.
જડાત્મક જાતીમાં પણ જે, હયાતી છે હમેશાંની;
ઉઠયાં ઉચ્છેડવા એને, તજી ત્રણ લોકની પરવા.
વિવેકે ભોજ્ય વસ્તુના, શ્રમીતને સત્ય ઉપદેશે–
પુળો પકવાનમાં મુકી, પશુ સમ ચાર ને ચરવા.
ભવિષ્યની પ્રાપ્તિમાં ભરવી, લકુંબા લાખ ક્રોડોના;
છતું ઐશ્વર્ય છોડાવી, શીખાડે મોત વણ મરવા.
કરી વશ કંઇ કણા અહિના, બજાવી ત્યાગ બંસરીએ;
પિટાવે તાળીઓ પંડે, નિકળતાં ફેરીએ ફરવા.
અધમ ઉસ્તાદીની એહના, કલમમાં કેર વરસાવી;
ઉધામત ઈંદ્રથી માંડે, ગુણો તરછોડીને ગરવા.
પશુબળ પિંખવા સામે, મનોબળની ધરી મસ્તી;
શીલાના નાવની સાહ્યે, ઉતારે ઉદધિ તરવા.
ઉકરડે રત્ન અટવાતું, શ્રદ્ધામાં ગૌણતા દાખી;
ખીણેમાં ખોળવા કાઢે, શુચિતા શુદ્ધ આદરવા.
અગોચર પંથની આડચે, ભળાવી ભ્રાંતિના ભડકા;
સુંઘાડે શબ્દની બુટ્ટી, ઝરણ પીપવારીનું ઝરવા.
નરોમાં નાચકી કરવા, નચે નાલાયકી ઢાંકી;
ફિતુરી દરવેશ થઈ દોડે, હરાંગી દેશની હરવા.
પુરાણી પદ્ધતિ પડખે, છુપેલાં છીદ્રને છણતાં;
બંડઇનાં બ્યુગલો ફુંકે, નીતિના માર્ગથી નરવા.
કુળાચારોની કીંમત કે, નહીં સત્શાસ્ત્ર પર શ્રધ્ધા;
હરાયા સાંઢ થઈ હાલે, ધરમને ઓટીમાં ધરવા.

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

# રાણી એલીઝાબેથ

ઇંગલાંડની આ પ્રખ્યાત રાણી ખુબસુરતીમાં જેટલી પોતે ચઢતી હતી, તેટલી સર્વને રહેલા જોવા ઇચ્છતી હતી. જે મરદ અથવા ઓરત ખુશ દેખાવ અને ખુબસુરતી સાથ તેણીની હજુરમાં દાખલ થતાં તેઓ ખચીત તેણીની મેહેરબાની મેળવવાને ભાગ્યશાળી થતાં હતાં. એક બદસુરત માણસને જોતાંવાર તેણી પોતાનાં નાઝદાર નખરાને એવી રીતે કંપાવતી કે સામા જોનારને તે દેખી ગુસ્સાની લાગણી ઉત્પન્ન થતી હતી. ઇંગલાંડનાં પાદશાહ આઠમે હેનરીની બીજી બાયડી એન-બોલીનને પેટથી અવતરેલી આ, ખુબસુરત શાહજાદી દુનીઆમાં ખુબસુરતી માટે જાણીતી થઇ ગયલી ઓરતોમાં એક હતી, એમાં તો કશો શક નહીં. પણ તેણી તે માટે પોતાને મનથી એટલી મગરૂર હતી કે જ્યારે તેવા ખુબસુરત અને નામીચા ઉમરાવો તેણીની મુલાકાતે જતા ત્યારે પોતાના હાથો, કે જે ખરેખર ઘણાંજ ખુબસુરત, નાનાં તથા નાજુક હતા તે દેખાડવા માટે કાંઇ સેંકડો વખત પોતાના હાથનાં મોજાં કહાડતી હતી.

ઇંગલાંડની તવારીખમાં આ રાણી જેટલી પોતાની ખુબસુરતી માટે મશહુર છે તેટલીજ બલકે તેથી વધુ-પ્યારને લગતાં તેણીનાં કાવત્રાંઓ માટે પણ છે, એ વાત અજાણી નથી. તેણીનાં એ છુપાં કાવત્રાં એટલાં છુપ્યાં હતાં કે તેઓમાંથી કેટલાંક આજ સુધી પણ પ્રકાશ પામી શક્યાં નથી. એ બાબદ વીશે જે કાંઇ જણાયું છે તે ઘણું જુજ છે, તોપણ એ જુજ ઉપરથી આપણને ખ્યાલ જાય છે કે ભીતરમાં તે બહુ હશે ત્યારેજ એટલાં ઝાંખાં કીરણ બાહેર ખાવવા પામ્યાં હશે. આપણે જાણીએ છીએ કે ગાદીએ બેસનાર જે રાજા કે રાણી કુછંદમાં પડ્યાં કે તેમનાં રાજની માઠી અવસ્થા થાય છે. અને એવા આપણે ઘણા દાખલા જોયા છે. પણ રાણી એલીઝાબેથ ગમે એવી અંદરખાનેથી હોય પણ જાહેરમાં તેણીની રાજનીતી માટે બુરું બોલાયું નથી. એ નહી બોલાવાનું એક મોટું અને મુખ્ય કારણ એ હતું કે રાણી એલીઝાબેથનાં જેઓ ખાનગી દોસ્તો હતા તેઓજ જાહેરમાં તેણીનાં પ્રધાનો અને મસલતગારો હતા. દરેક રાજ સંબંધી ફરમાન તેણી તેમને પ્યારથી ફરમાવતી અને તેજ મોહોબતથી તેઓ તે માન સાથ બજા લાવતા હતા. કે જેથી તેમનો અરસપરસ પ્યાર તથા સાથે લાગું રૈયતનું સુખ બન્ને સચવાયું હતું. રાણી એલીઝાબેથનાં માનીતા ગણાતામાં નીચલા સાત જણાઓ સૌથી વધુ ભાગ્યશાળી કેહેવાય છેઃ-સર વોલટર રેલે-લોર્ડ સેસલી-સર રોબર્ટ સેસીલ—સર વિલીયમ પિકરીંગ-ડયુક ઓફ એલેનકોન-ફ્રાન્સનો રાજા ત્રીજો હેનરી-અને હેનરી ધી ગ્રેટ.

એ સાત નામોમાં સૌથી સરસ અને વધુ મેહેરબાની મેળવવા ભાગ્યશાળી થયલો સર વોલટર રેલે હતો, કે જે આ સર્વે જણાઓમાં સૌથી ખુબસુરત તથા સોહામણો હતો. રાણી એલીઝાબેથને તે એટલો વહાલો હતો, કે, આખા દીવસમાં કોઇપણ વખતે પોતાના મહેલમાં તેણીની પરવાનગી વગર છડે ચોક આવવાની રજા માત્ર તેનેજ હતી, કે જ્યાં

બીજાઓથી તેણીની રજા વગર મહેલમાં દાખલ થઇ શકાતું ન હતું. સર વોલ્ટર રેલેએ અબેલાં ખાર પત્રોમાના થોડાક નાદર પત્રો "હસુમ" પોતાની નોટોમાં સાચવી ગયો છે જે તેણે મારે જેઠમન અને જર ખરચી મેળવ્યા હતાં એમ કહેવાય છે.

એક ખુબસુરત રાણીના વખતમા છગલાડની મોટે ખાચરેની થોડીક ઇન્તર અને ખુબ-સુરત છોકરીઓમા એક જાતનું અજાયબ જેવું હડકુ લાગ્યું હતુ. રાણી એલીઝાબેથ જેથી અને જેમ પોતાની ખુબસુરતી વધારવા માટે પોશાક સજે તેમ અને તેવી રીતે તે ખુબ-સુરતમા ગણાવાને ઉછાળા મારતી ઉમરાવજાદીઓ પોતાના પોશાકો બનાવવા પાછળ ધુમ પૈસો ગુમાવતી હતી રાણી એલીઝાબેથના વખતમાં ત્યાનાં મોટાં ખાચરાઓમા લાગેલું હડખું બાલ કાપવાની તેણીની ફેસીન ઉપરથી જન્મ પામ્યું હતુ. એકવાર એ ખુબસુરતીની સરદાર રાણીએ પોતાના જુલફદાર કાળ માલોને એવી સીફતથી વળ આપ્યો કે જેથી તેઓ હમેશાં મરચની વગેવાજ વધવા લાગ્યા એ જોતાજ ત્યાની કેટલીક નકલખોરી ઉમરાવજાદીઓએ તેની નકલ કરવા માંડી. અને જ્યા જુઓ ત્યાં બસ કરચલી વળેલા બાલનીજ વાતો ચાલી રહી જ્યારે એ વાત રાણીને કાને ગઇ ત્યારે તેણીએ તેમની નકલખોરી આદત ઉપર હસી, તેનને ઠોકડ લગાડવાનો નીશ્ચય કીધો થોડા માસ વિતવા દઇને તેણીએ પોતાના સર્વે બાલો એક મરદ રખાવે એવી રીતે રાખી કાપી નાખ્યા, અને આમાહ એક માગીડો બની ગઇ એ ફેશીન જોતાજ પેલી ઉમરાવજાદીઓએ પણ તેજ રસ્તો લીધો. અને બીજે દીને રાણીએ આપેલી એક 'ઇવનીગ પારટી' મા રાણીએ કાઢેલી ફેશીન મુજબ માટીડાના આકારમાં હાજર થઇ, કે જે દેખી તેણીની અચરતી અને હસવાનો પાર રહયો નહી. તેણી-એ સર્વે ઉમરાવોને આ બીનાથી વાકેફ કીધા અને પોતે કીધેલી રમુજથી તેણીઓને ધુમ 'ચાઇ' બનાવી

વળી રાણી એલીઝાબેથ પોતાના બીજા અગણીત ગુણોમા જે કેટલીક ચોકસ ખોડો ધરાવતી હતી તેઓમા મમત કરવાની ખોડ એક હતી એકવાર લેડી લીટલટનના ગળામા એક સુંદર લોકેટ તેણીએ ઓળખેલી જોઇ જે જોવા સારૂ તેણીએ મોદે ચઢીને તેણીને માંગણી કરી, પણ તે લોકેટ રાણી એલીઝાબેથથી એક ચોક્કસ કારણસર તેણીને છુપી રાખવી હોવાથી આપવા ના પડી એ ઉપરથી રાણીને માઠુ લાગ્યુ, અને તેણીએ કોઇ પણ તજવીજે તે મેળવી જોવાનો પોતાના મનસે નીશ્ચય કર્યો તેણીને તે લોકેટ જોવાની એટલી તો જીજ્ઞાસા ઉત્પન્ન થઇ કે જ્યારે પોતાનુ કાઇજ વળ્યુ નહી ત્યારે તેણીએ પોતાના એક માનીતા નોકરની મદદથી લેડી લીટલટનનાં એક જાણુ ભેદુ નોકરને મોટી લાલચ આપી તેને ત્યાંથી ચોરીથી મંગાવી પણ હજી તો ઉઘાડીને જોયશુ કે તેના ખુબસુરત મોઢાનો રંગ બદલાઇ ગયો, ડોળા પર રતાસ ચઢી આવ્યો અને તેણી એટલી તો ચીરડાઇ ગઇ કે ધીક્કારથી તેણીએ તે ફેંકી દીધી તેમા તો તેણીના ચાહેલા સેક્રેટરી 'સર રૉબર્ટ સેસીલ'નીજ તસવીર મુકેલી હતી! "અરે લુચ્ચા હું તો જાણુતી હતી કે તું મનેજ ચાહે છે' એમ બોલી એલીઝાબેથ પાછી વળી અને તેં નાખી દીધેલી લોકેટ પાછી ઉચકી લોકેટ હાથમા લઇ તેણી ટેબલ આગળ ગઇ—ત્યાથી કુચી લઇ કબાટ પાસે ગઇ,—અને તેમાથી એક દાગી જાડી ફીટ કાહાડી તે લોકેટ તેણીએ પોતાના ડાબા પગપર સર્વને દેખાય એમ બાંધી લીધી!

જ્યારે આ ખબર રોબર્ટ સેસીલને થઇ ત્યારે પ્રથમ તો તે બહુજ ગભરાયો, પણ પછી જરા હીમત પકડી તે ઉપર તેણે સુંદર ગીત રચ્યું જે પણ રાણી એલીઝાબેથે જબરીથી મેળવી વાંચ્યું. એમાં તેણે એવો સાર ખેંચ્યો હતો કે—"સેસીલ તું ખરેજ ભાગ્યશાળી છે કે રાણી એલીઝાબેથ જેવી દુન્યામાં ખુબસુરતી માટે વખણાતી એક રાણીનાં પગપર તારી તસ્વીરની જગ્યા થવા જેટલો તું ભાગ્યવાન થયો છે!"

રાણી એલીઝબેથનો સ્વભાવ સદા હસમુખો હતો, પણ જેમ એક ૠતુનાં બદલાવાથી તુરત હવાનું પ્રમાણ બદલાઇ જાય તેમ તેવો ચોકસ વખતો ઉપર તેનો સ્વભાવ કોઇ વેળા એવો બદલાયો જણાતો હતો કે એક નાના સીપાઇથી તે મોટા મોટા અમીર ઉમરાવો પણ તે વેળા તેણીની પાસ જવાની હીમત કરતા નહીં હતા. તેણીનો ખાનગી સેક્રેટરી સર રોબર્ટ સેસીલ રાણીની એ માઠી આદત માટે અફસોસ કરતાં પોતાના એક મીત્ર ઉપર લખેલાં પત્રમાં નીચે મુજબ પોતાનો ખેદ જણાવી ગયો છેઃ—

"Occasionally being more than a man, and in truth, sometimes less than a woman!"

રાણી એલીઝાબેથનાં વખતમાં હાથનાં મોજાંની રસમને ખાસ કરીને ઉત્તેજન આપવામાં આવેલું કહેવાય છે. એ રાણીના વખતમાં કેટલીક શોખીન ઉમરાવજાદીઓને નકલ કરવાનો એટલો તો શોખ અને ચેતક લાગ્યું હતું કે એ રાણી જેવો પોશાક પહેરે, જેવી રીતે બાલોની નવી નવી તરાહ કાઢે, અને જેવે પગલે તે ચાલે, તેવી સરવે બાબદોની આબેહુબ વાંદરસરી નકલો કરતી, અને તેથી રાણીએ એ મોજાંની ફેસન સંબંધમાં તેમની હસી કરવા કેટલીક યુક્તી રચી હતી.

એ અરસામાં ઇંગલાંડમાં પગના કરતાં હાથનાં મોજાંનું વધારે ચેટક ઉભરેલું હતું, અને જે બાનુંનાં હાથમાં મોજાં હોય તે મોટી ઉમરાવજાદી અને મોભા ભરતબાવાળી તરીકે ગણાતી હતી, જેથી રાણી એલીઝબેથે એક ફારસ નવો બનાવ્યો. એક જાહેર મેલાવડામાં થનારી ક્રીયા વેળા તેણીએ પોતાના હાથમાંનાં મોજાંમાંથી એક હાથમાં મોજું પેહરેલું રાખ્યું અને બીજા ડાબા હાથનું મોજું પોતાની છાતી ઉપર એક ટાંચણી વડે લટકાવી મેલ્યું. ક્રીયા ખલાસ થયા પછી રાણી પોતાના મેહેલમાં ગઇ અને સાંઝને એક મોટી 'સેવી' ભરી જેમાં દરબારમાં બેસતા દરેક ઉમરાવોને કુટુંબ સહીત તેડાં કીધાં. ત્યાં સાંઝને મોટી દરબાર ભરાઇ, જેમાં દરેક ઉમરાવજાદીઓ જેઓ તેણીની આબેહુબ નકલ કરવામાંજ ગોયા પોતાની નામદારી સમજતી હતી તેઓ—પૂર ઠઠ-ઠાઠમાં હાજર થઇ પણ રાણી એલીઝાબેથ જોયલું કે એક નહીં પણ કાંઇ સેંકડો બાનુઓની છાતીએ ઉપર તેમનાં હાથનાં મોજાંમાંનું એક મોજું ટાંચણી વડે લટકાવેલું હતું!

હાથનાં મોજાં સંબંધી એક બીજી વાત રાણી એલીઝાબેથ માટે કેહેવાયલી છે. ડયુક ઓફ પીકચર નામના પોતાના એક માનીતા રાજદરબારી ઉમરાવ ઉપર તેની સાલગીરે ભેટ દાખલ એક બહુજ કીમતી વીટી પોતાનાં હીરામોતીથી જડેલા હાથનાં એક મોજાંમાં પીટાલીને એકવાર તેણીએ મોકલી, જે વાત જાહેરમાં આવતાંજ બસ જ્યાં જુઓ ત્યાં હાથનાં મોજાંમાંજ કીમતી બેટાની ગોયા રસમ પડી ગઇ અને તે લગભગ એક દાહાડા સુધી અમલમાં આવી!

બદસુરત માણસોનો એ ખુબસુરત રાણીને એટલો તો ધીક્કાર હતો કે ગમે એવો કમ-ળ્યાવાળો, કીર્તિવંત, મોભાવાળો શેહેનશાહ કાં નહીં હોય તો પણ તેણી કદીપણ તેની મુલા-કાત લેવાને રાજી થતી નહીં. પોતાની હજુરમાં એવા કુદરતી ખોડવાળાં માણસોને દાખલ નહીં કરવાને તેણીનો સખતમાં સખત હુકમ હતો. પણ એક અચાનક બનાવે એકવાર એવો સમા-ગમ બની ગયો કે જેથી આ ખુબસુરતીની મહારાણીનું નામ ઇંગલાંડની તવારીખમાં અમર કાળ સુધી કાયમ રહી જશે. એ બનાવ તે કાંઇજ નહીં પણ જે કાળી ચાંમડીની તેને સુગ હતી તેજ ચાંમડીએ તેને એકવાર કુદરતી જુસ્સાને લીધે કેવી ગમત ઉપજાવી, તે નીચલી બીના ઉપરથી માલમ પડશે:—

રાણી એલીઝાબેથને નોવેલો વાચવાનો ઘણો શોખ હતો. એ શોખ આગળ ચાલતાં એટલો તો વધી ગયો હતો કે દીવસ ને રાત તેણીને તેનુંજ બસ ચેટક લાગ્યું. એક પુરી કીધી કે બીજી, એમ કાંઇ સેંકડો જુદા જુદા જાણીતા લખનારાઓની નામીચી નોવેલો તેણી વાચતી હતી એ નોવેલોમાં 'પેરીમ'ની છુપી સહી ધારણ કીધેલા કોઇ ગ્રંથકારની નોવે-લોનો તેણીને એટલો તો ચટકો લાગ્યો, અને તેનીજ વાર્તાઓ વાચવાનું તેણીએ ચેટક કર્યું કે પેરીમનું નામ તેણીના મોંહમાં રમી રહ્યું હતું. જો કોઇ ઠેકાણે લખાણ સબંધી કાંઇ વાત થતી તો પેહેલા તેણી પેરીમની નોવેલની વખાણ કરતી હતી. એ લખનાર કોણ હતો તેની સાથ મુલાકાત લેવાને તેણીએ ઘણી શોધ કીધી પણ તે કોણ હતો તે તો નહીંજ પણ તે ક્યાંનો રહીશ—ઇંગ્લાંડ કે અમેરીકાનો તે પણ તેણી જાણી શકી નહીં.

હવે અત્રે વાંચનારની જાણ માટે જાહેર કરવું જોઇએ કે એ પેરીમનો તખલ્લુસ ધારણ કરીને લખનાર કોઇ અંજાણ્યો શખ્સ નહીં પણ ખુદ રાણી એલીઝાબેથના બાગના વડા માળી 'જયોર્જ' હેમીલટનનો છોકરો હતો. જયોર્જ પોતે બહુજ ખુબસુરત આદમી હતો, પણ તે એક સીધન સાથ પરણેલો હોવાથી તેને પેટે મજકુર છોકરો પેદા થયો હતો, કે જે માતા ઉપર પડીને સીધી જેવો કાળો જનમ્યો હતો! જયોર્જ હેમીલટન સારી રેતે જાણતો હતો કે તેના કમનસીબે કાળા પેદા થએલા દીકરાની નોવેલો રાણીને બહુ પસંદ હતી, પણ તે દેખાવે બહુ બદસુરત હોવાથી તેણીની હજુરમાં તેને તે રજુ કરી શક્યો નહીં હતો. પેરીમનું 'પર' નામ આલેંસ હતું. એ છોકરો જો કે બદસુરત હતો તોપણ કુદરતે તેનામાં એવું એક ચંચલ ભેજું મેલ્યું હતું કે માત્ર ૧૬ વરસની નાની ઉમરથીજ તેણે ગ્રંથકાર તરીકે કાંઇ સંખ્યાબંધ નોવેલો જાહેરમાં પ્રગટ કરી એક બાહોશ લખનાર તરીકે નામ મેલવ્યું હતું.

જયોર્જ હેમીલટને પોતાના આ વિદ્વાન બેટાને એ વાતથી વાકેફ કીધો હતો, અને તેને સખત મનાઇ કરી હતી કે તેણે કોઇપણ દિવસે કોઇની આગળ પેરીમનો તખલ્લુસ ધારણ કરીને લખનાર તેજ હતો એમ કેહેવું નહીં; તથા કોઇપણ દિવસે તેણે રાણીના બગીચામાં આવવું નહીં, કારણ કે રાણીને ઘણીવાર એકાએક બાગમાં આવી લાગવાની આદત હતી, માટે જો તેણી તેના જેવા એક બદસુરત આદમીને જોય તો વળી આપદા! પણ એક દિવસે એવો બનાવ બન્યો કે પેરીમ કે જે પોતાના પિતાના દરેક ફરમાનને તાબે રેહેતો હતો તે એક ખુશનુમાં ચાંદણાની લેહેકી મારતી આગમદાદે પોતાના બિછાના પરથી જાગી ઉઠયો ત્યારે તેને વિચાર આવ્યો કે 'એ ખુશનુમાં સહવારનો દીલપઝીર દેખાવ જોવો હોય તો નામદાર રાણીના બાગમાં તેનો ખરો દેખાવ હશે. જરૂર હું આજેજ ઘડીએ ત્યાં જાઉં, અને ત્યાંની મઝા જોઇ

તે ઉપર એક સુંદર કવિતા રચું.' એમ વિચારી તે ઉઠી કપડાં પહેરી ઘરની બાહાર નીકળ્યો. પોતાના બાપની શીખામણ તે આ વેળા ભુલી ગયો. તેણે વિચાર્યું કે 'રાણી તો આ વેળા તેણીનાં મેહેલમાં નીંદમાં ગીરફતાર હશે માટે આગ્યે વખતે મને ત્યાં જવાની કશી અડચણ નથી.' ત્યાં બાગમાં જતાંજ તે જોયશું કે તેની કલ્પનાં ખરી હતી. એક બેહેસ્ત સમાન સિંગારેલાં બાગ સાથ ખુદરતની લીલા મલી જઇને ત્યાં કાંઇ એવો દીલપઝીર 'વ્યુ' બની રહયો હતો કે પેરીમની કવિતા શકિતએ ત્યાં જોર માર્યું. તેણે તે ઉપર એક સુંદર કવિતા રચી, અને પછી એક સોખંડનાં બાંક ઉપર બેઠો કે જ્યાં પવનની ખુશ લેહેકી મારવાથી તે સુઇ ગયો. તેની આંખનું લાગવું—અને માત્ર પાંચજ મીનીટ ઘણી તો ગઇ હશે—એટલાં સર વોલ્ટર રેલે સાથ રાણી એલીઝાબેથ ત્યાં હવા ઘેરવા આવી લાગી. દુરથી તેમને એક માણસ સુતેલું દેખાયું, અને ધારી જઇ જોયશું કે રાણી જેટલી ખુશ મિજાજમાં હતી તેટલી ક્રોધાયમાન બની ગઇ. તેણીનાં નાજુક નખરાંઓ કંપવા લાગ્યાં અને જો સર વોલ્ટર રેલે તેણીને પકડી પાડત નહી તો જરૂર તેણી પડી જાત.

"મારા ખુદા!" તેણી ભવા ચઢાવી તપી આવી બોલી. "મારા બાગમાં એક બદસુરત આદમી?" એમ બોલતીજ તેણી જરા આગળ વધી, કે જેમ થતાંજ તેણીની નજર પેરીમની છાતી ઉપર હાથમાંજ પકડેલી નોંધ-બુક ઉપર પડી. તે તેણીએ હળવેથી તેના હાથમાંથી સેરવી લીધી, અને હજી તો ખોલીને માંયે શું લખ્યું છે તે જોવા જાય છે એટલાં જે કવિતા તેને આબ્યા બરાબર ખુદરતી દેખાવ ઉપર રચી હતી તેની નીચે કરેલી 'પેરીમ'ની સહી ઉપર તેણીની નજર પડી!

"એ કોણ પેરીમ! મારો ખાહેશ અંધકાર!" એલીઝાબેથ અચરતીમાં ગરકાવ થઇ એટલુંજ બોલી શકી, અને વાકય પુરૂં થાય તે આગમચ તો તે ખુદરતી જુસ્સામાં આવી વાંકી વળી તથા પેરીમના કપાલપર તેનાં એવાં ઉમદા ભેજાં માટે એક ચુમી લીધી!. ચુમીનો બોપ પોતાના કપાલપર અચબુચ પડતાંજ પેરીમ જાગી ઉઠયો, અને તે જોયશું કે રાણી તેની સામે ઉભી રહી તેને બહુજ ધ્યાનથી જોતી હતી. તે તેણીને જોતાંજ થરથર ધ્રુજવા લાગ્યો અને કાંઇ બોલવા જતો હતો એટલાં રાણી બોલી "પેરીમ! તારા બદસુરત ચેહેરા માટે ઘભરા ના. તારી નામીચી નોવેલોથી હું એટલી આનંદ પામેલી છું કે તારી એ ખુદરતી ખામી તે આગળ ઢંકાઇ જાય છે. આજે સહવારે નવ વાગે મારી મુલાકાત લેજે. તું પોતાને ખરો આગ્યશાળી સમજ કે મારી આખી જીંદગીમાં એક બદસુરત આદમી ઉપર મેં આજેજ મારી મેહેરબાની ઉતારી છે!" એમ બોલી રાણી એલીઝાબેથ સર વોલટર રેલેનો હાથ બગલમાં લઇ ચાલી ગઇ, અને પેરીમ બે સુમાર અચરતીથી તેણીને નીરખતો ત્યાંજ ઉભો રહયો!

દાં. એ. તારાપોરવાલા.

# સુખી સેવટ.

## એક ટુંકી વાર્તા.

તે વસંત રૂતુની એક ખુશનુમા સવાર હતી, કે જ્યારે જોન હેરટ પોતાના ઓફીસ રૂમમાં કાંઇક વિચારવંત બેઠો હતો તેનો લુગાર ગરૂ ચેહરો હાલ કાંઇક ઘણા ઉંડા વિચારોમાં મશગુલ જણાતો હતો, કે જ્યારે તેના કપાળ પર ગુસ્સાની કરચળીઓ ચઢી હતી

એકાએક તે ઉઠયો, અને પેપર્સની ખીચોખીચ ભરાયલી તે ડેસ્ક પર મુકેલો બેલ જોરથી વગાડયો જવાબમાં તે પ્રાઇવેટ રૂમનું બારણું ઉઘડયું, અને તેના જવાન સેક્રેટરી.રીચર્ડસ ઉંબર ઉપર આવી ઉભો

"રીચર્ડસ, પછી પેના નાના કેશને લગતું કશું જણાયું ?' તેણે તે જવાનને પૂછયું, "મેં તને શુક્રવારને દહાડેનું તે બાગેની તપાસ માટેનું કહયું હતું, પણ હજી તેનું સેરટ તે મને જણાવ્યું નથી તું માહરો સ્વભાવ નો જાણેછની કે હું જરા જેટલોબી ગોટાળો કદી સાખી શકતો નથી ?"

"હા, સાહેબ, મે તે બાબેની પુરતી તેહકીક કરી છે,' રીચર્ડસે કહયું 'એ કેશ બપોરેજ ગુમ થયો હતો, સાહેબ, અને તેથી મેં સાંજના દરેકને છુટવા અગાઉ તપાસ માટે થોભવા હુકમ કર્યો, પણ તે અગાઉજ જેણે તે લીધો હતો, તેણે માહરી આગળ આવી પોતાનો વાંક કબુલ કરી દીધો, અને વધુ ત્રમતગાંથી મને બચાવ્યોછ '

"ઓહો ! એવું તે કોણ વળી ડાહયું છે ? વળી કોઇ પોયાઓમાંનોજ એકુ છે કે ?"

રીચર્ડસે ગંભીરાઇથી ડોકુ ધુણાવ્યુ.

"નહિ સાહેબ, એથી ઉલટુંજ છે આ વખત તો લડીઝમાંની એકે હીંમત કીનીછ એક છોકરી કે જે ફક્ત બે મહીના થયાજ આપણે ત્યાં રહીછ તમને ધ્યાન છે, તે છોકરી—મીસ મેશન કે જેણી વીલસન એન્ડ કંપની તરફથી મરસ રેફરન્સીસ પોતા માટે લાવી હતી ? મને ઘણું અજબ લાગેછ કે દેખાઇતી તેણી આટલી રીસ્પેકટેબલ છે ને એમ કાંય કીધું હોશે ?'

"આહ, કોણ પેલી પોતાની કોઇ બુઢી માયની સીકનેસને માટે રોડરા રડતી હતી તે કે ? હા, હવે મને યાદ આવેછ ખરી, જા, તેને હયાં બોલાવ, રીચર્ડસ મને તો આશાજ છે કે તેણી આવશે તેવી ચરત કરતીજ આવશે ને ઘણું રડશેબી હું એ જાતીને પરતો ઓળખી ચુકોછ. તેણી જો એમ ધારતી હોશે કે હું તેને જવા દેવશ, તો તેમાં તેણી ખચીત ઠગાશે માહરી તરફથી તો એક પુરૂષ શું કે એક સ્ત્રી શું બનેને એક સરખોજ ઇન્સાફ મલશે, જા, તેણીને એકદમ હયાં આવવા કહે, અને રીચર્ડસ, તું પણ વાતચીત દરમ્યાન હયજ ઉભો રહેજે." જોન હેરટે કહયું.

ડીક રીચર્ડસ વિચારવંત પગલે તે પ્રાઇવેટ રૂમમાંથી બહાર પડયો, અને તે મોટા ઑફીસ રૂમમાંથી થઇને મેડી ટાઇપીસ્ટસવાલા વિભાગમાં આવી ઉભો. ત્યાં ફકત તે મશીનોનાં કલીક કલીક સિવાય સઘળું શાંત હતું. દરેક ટાઇપીસ્ટ પોતાનાં કામ ઉપર એક રીતે વાંકી મુડીએ મંડેલી હતી, કે જે દરેક પરથી નજર દોડાવતાં તેની આંખો તે સુંદર નમેલાં નાજુક સર તરફ જઇ ઠરી. તે ઘડીએ કાંઇક અજબ ઠોકા તેની છાતીમાં ઠોકાયા. આહ, તે સુંદરીનું તે સખત દીલના આસામી આગળ શું વળવાનું હતું! તેણે વિચાર્યું. તે આખા પાંચ દિવસ દરમ્યાન તેની આંખો આગળથી તે છોકરીનો પોતાનો વાંક કબુલ કરતી વખતનો દેખાવ હજી ખસ્યો નહિ હતો. તે સુંદર મોટી બ્લુ આંખો હેઠળ કોઇક દુખદાયક કહાણી સમાયલી તે ખુલ્લી જોઇ શકયો હતો, અને તેથીજ તે તે સુંદરી માટે અતિ ફીકરમંદ બન્યો હતો.

થોડીક પળોમાં તો તે તે નાજનીન આગળ ગંભીર મુખડે જઇ ઉભો.

"મીસ મેશન" તેણે બનતા લગી ધીરેથી કહ્યું, " મી॰ હેરટ હવડાં તમને મળવા માગેછ. તમો માહરી સાથ મેહરબાંની કરી આવશો?"

તેણીએ મુગી ચુપકીદીમાંજ પોતાનું સર નમાવ્યું. અને તુરત ઉઠી તે જવાનની પાછળ ચાલી કે જ્યારે તેણીને લાગ્યું કે દરેક આંખ્યો આજના આ અણધારેલા બનાવથી તેણી તરફ જ અજાયબીથી ઉચકાય હતી. આથી, તેણી તે કનવારખોરી લેડી ટાઇપીસ્ટસને કાંઇપણ વિચારવાનું કારણ મળેજ નહિ કરી પોતાનું નાનું સર મગરરાઇથી તદ્દુંજ રાખી પુરતા દમામથીજ તે રૂમ વતાવી ગઇ.

તેઓ બને તે પ્રાઇવેટ રૂમના બંધ દરવાજા આગળ આવી લાગ્યાં, કે જ્યાં એક પળ થોભતાં રીચર્ડસે કાંઇક લાગણીથી તે છોકરીનાં ખંભા ઉપર પોતાનો હાથ મુકી માયાથી કહ્યું; "તમો જરા બી ગભરાતાં કે બીહતાં ના, મીસ મેશન. મી॰ હેરટને હીંમતથી તમારી દરેક 'ટ્રબલ' જણાવજો, અને હું ધારૂંછ કે આથી વધુ ખુર બનતાં અટકશે."

તે છોકરીએ અજાયબીથી તે સામી માયાળુ ભુરી આંખોમાં તીકયું, કે જ્યાં એક ખરીજ દયા મયાનો પ્રકાશ ખુલ્લો પ્રકાશતો જોઇ તેણી ઉપકારી જીગરે બોલી;

"થેંક યુ, મી॰ રીચર્ડસ. તમારી સલાહ માટે હું ઉપકારી છેઉ. જેટલું કહેવા જોગ હશે તેટલું હું બેલે બોલ કહેવશ, પછીતો માંહરૂં નશીબ."

તેઓ તે નાના રૂમમાં દાખલ થયાં, કે જ્યારે ડેસ્ક આગળ બેઠેલા તે કરડા દેખાવતા શખ્સ પર નજર પડતાંજ તેણીનું જીગર કોઇક છુપી ધાસ્તીથી અંકડી ગયું.

"તમો મને મળવા માગેછ, સાહેબ?" તેણીએ જેમ તેમ હીંમત એકથી કરી મુલાયમ મધુર સ્વરે પુછ્યું.

"હં, ત્યારે કડાં, તમે તે ચેકના ચોર નીકળ્યાં એમ કે?" હેરટે તે રંગે રગ ધ્રુજતી બાળા તરફ અતિ તીક્ષણતાથી તીકતાં પુકાર્યું.

તે અત્યંત તુચ્છકાર અને ધીકારથી ઉચરાયલા વાકયથી તેણી એનમલતની મારી એક પળ છેક હેઠ સુધી ફીકી મારી ગઇ, પણ બીજીજ પળે તુરતજ હીંમતથી બોલી.

"હા, હુંજ તેનો ચોર છેવુ, સાહેબ, અને મેં તે શા માટે લીધો હતો તેનું ખરૂં કારણ હવાા હુ તમને જણાવુ છ. માહરાં ગમા—"

'ખુદાને ખાતર તમારી એ અસવનારેની જુની બકવા આગળ ચલાવતાંજ ના. તે બાબેનું મને પુરતું ખબર છે, તમારી માતા મરે કે જીવે તેની સાથ મને શું લાગે વળગે? હું પોતે એક સાચવટ પસંદ કરનારો પ્રમાણીક આદમી છેવું, એટલે માહરી સાથ સંબંધમાં આવનારા તરફથી પણ હુ તેવીજ આશા રાખશ. તેમાં માહરા તાબા હેઠળના સ્ટાફ તરફથી તો ખચીતજ માહરી ઓફીસમાં હું જરાગી ઠગબાજી ચાલવા દેનાર નહિ. એ તમારી ચાલનો તમને પુરતો બદલો મળવોજ જોઇશે કે જેથી તમો ભવિષ્યમા કાંઇક ચેતીને ચાલો રીચર્ડસ, જરા પોલીસ સ્ટેશન પર ફોન કર ને કહે કે એક ઇન્સ્પેકટરને લા મોકલે. હું માહરો કીમતી વખત હવે વધુ બરબાદ કરવા માગતો નથી."

તે છોકરી રગે રગે ધ્રુજતી એક નજીકની ખુરશી પર ફપકાઇ પડી. તે ફીકા પડતા નીર્દોષ મુખ કમળ ઉપર મોહત સમાન ફીકાશ ફરી વળ્યો હતો

રીચર્ડસે તે નીકળી પડતી આખોએ નીરખ્યુ. અને કાંઇ અજબ હીમતે મજબુતાઇથી તે કરડા શેઠ તરફ ફરી બોલ્યો.

"સાહેબ, તમારો હુકમ હું અમલમા મુકું તે અગાઉ તમો મીસ મેશનની હકીકત પુરતી ધીરજથી સાંભળો તો ઠીક. એના હેઠાણમા કાંઇગી લાયક કારણ છે એવું હું તો ચોકસ માનુછ. આપણી અગાઉ એવણે ચાર વરસ રીવસનને ત્યા કાઢયાછ. અને ત્યા એવણે જે રીતે કામ કર્યુ છ, તે એવણના રેફરન્સ પરથીજ જણાયછ."

હેરટ ગુસ્સાથી તેની તરફ ફર્યો, અને કરડાઇથી બબડયો. "એટલે, તને માહરાં કામની વચ્ચે આવવાની શું સત્તા? જા, તુ તાહરા કામ પર જા, મેં તાહરૂં મત આ બાબદ પર માગ્યુંજ નથી."

ઠીક રીચર્ડસ ઝનુનથી ઠોક કરતો ત્યાથી જવા ફર્યો કે જ્યારે તેની આખો એક પળ બેટીની આખો સાથ મળી તે એકજ પળની આખોના મેળાપમા તેણીએ જે દીલસોજી અને કાંઇક ચોકસ લાગણી ત્યાં પ્રકાશની જોઇ કે તેનાથી તેણીને કાંઇ અજબ હીમત અને જોમ મળ્યું.

રીચર્ડસના ગયા બાદ હેરટ પોતાની ડેસ્ક આગળથી ઉઠયો અને પોતેજ તે ટેલીફોન આગળ ગયો. તે રીસીવર હાથમા લઇ હજીતો તે રીંગ કરે તે અગાઉજ તેની નજર તે નીરાશીમાં ડુબી બેઠેલી તે છોકરીના ચેહરા ઉપર ચોકસ પડી, અને તે ચોંકયો, આહ! તે ચેહરો જાણે તેના કોઇક માનીતા ભળના વિશેષનેજ હુબહુ મળતો હોય એમ તેને એકએક ભાસ લાગ્યુ. આબેહુબ એજ ચેહરાની પતીઓ વરસોથી તેના અંતરમાં કોતરાઇ રહી હતી, જેની યાદ તે સામે બેઠેલો ચેહરો દાન આપતો હોવાથી તેનું જીગર કોઇક દુ:ખનાં અચણુચ આમ-ફાથી વળ ખાઇ ગયું. એ છોકરી કોણ હશે? તેણે વિચાર્યું, અને પછી કાંઇક બબુબબુ મને તે રીસીવર હાથમાથી પાછુ મુકી દીધુ.

"મીસ મેશન, કહો મને તમારી વાત હું તે સાભળશ, મેહરબાની કરી કાંઇબી છુપાવતા ના." તેણે ફરી પોતાની બેઠક લેતાં આખર કહ્યું.

બેટીએ અત્યંત અજાયબીથી તે શખ્સ તરફ જોયું. એ અત્યાર સુધીની તેની ફરાઇ એમ એકાએક બદલાઇ કેમ ગઇ તે તે બાપડી કલ્પી શકી નહિ.

"દશ વરસની વાત પર માહરા પપા બિચારા બેહસ્ત પામ્યા, કે જ્યારે હું ફક્ત નવ વરસની હતી." તેણીએ હવે કાંઇક હીમતથી તકી થતાં શરૂ કર્યું. "આથી, માહરાં ગરીબ મમાની ઉપર મને પાળવાનો તેમજ કેળવવાનો બોજો આવી પડયો. પાંચ છ વરસ હમોએ ઘણાજ સખ્તીનાં કાઢયાં પણ પછી માહરી કેળવણી પુરી થવાથી મેં કાંઇક સરવીસમાં જોડાવાનો વિચાર કીધો, પણ માહરી નાની ઉંમરને લીધે મને કયેખી કોઇ 'પ્રીફર' કરતું નહિ. તેટલાં સારા નશીબે વીલસન એન્ડ કંપનીમાં એક ટાઇપીસ્ટની જગા ખાલી પડવાથી મને ત્યાં ચાન્સ મળી ગયો, અને ત્યાં મેં ચાર વરસ ઘણી સારી રીતે કાઢયાં. એ ચાર વરસ દરમ્યાન હું માહરાં વ્હાલાં મમાને કાંઇક સુખમાં રાખી શકી: પણ ફરી હવાં માહરાં નશીબે મને દગો કીધો. માહરા મમા બિચારા એકાએક સખત માંદગીને બીછાણે પડયાં; કે જે માંદગી આજ છ મહીના થયા તોપણ દફે થઇ નથી. એમની માવજત ખાતર માહરી તે સુખની નોકરી મને ફરજ્યાત છોડવી પડી, અને ચાર મહીના એમની આગળ મને ધ્યાન આપવું પડયું. પણ પછી માહરી આવક કે જે ઉપરજ ખાસ હમારો આધાર હતો, તે બંધ થઇ પડવાથી હમો એક પેનીનાબી મોહતાજ થઇ ગયાં, અને સારુ કરજ વધી ગયું. આથી મને ફરી નોકરી શોધવાની જરૂર પડી અને પરીણામમાં તમો સાહેબની નોકરીમાં બે મહીના થયા દર પડીછ. પણ તે કેવી રીતે? હું જ્યારે હવાં આવુંછ ત્યારે માહરો સઘળો જીવજાન માહરા ઘર તરફજ જાણે મુકીને આવુંછ. માહરા મમા બિચારાં કોઇનાબી આસરા ટેકા વગર બીલકુલ એકલાં બીછાણે ટવલે કે જ્યારે હું હવાં બેસીને કામ કરૂં!" તે સુંદર બાળાએ અફસોસનો એક ઉંડો દમ ભર્યો "આહ, માહરાં જીગરમાં શું શું થાયછ તે તમને ક્યાંથી ખબર હોય સાહેબ! આ બોહલી નાકદર ધરતીપર આ અતિ હેતવંતી માતા સીવાય માહરૂં બીજું કોણ છે? ને તેનેજ એમ દુઃખમાં સબડતી મુકીને આવતાં માહરાં જીગર પર કેવી છરી ફરેછ! પણ લાચાર! તેમ કર્યા વગર માહરો બીજો છુટકોજ નથી; કારણ પૈસા વગર હું તેણીને દવા દારૂની મદદ કેમ આપી શકું! પણ માહરો સઘળો પગાર એમની પાછળજ ખર્ચાઇ જતો હોવાથી માહરા ઘરનું ભાડું ત્રણ મહીનાથી ચહડી ગયુંછ, અને જો આ શુક્રવાર સુધી તેનું બીલ ચુકતે નહિ કરૂં તો હમારો સામાન ઘરની બહાર કાહડવાને ઘરવાળાએ સખત નોટીસ મોકલી હતી. હું જાણુંછ કે માહરાં મમાની આવી હાલતમાં તે કાયદે તેનું મોહત લાવવાને પુરતું હતું, અને તેથીજ તેમને ખાતરજ મેં તે ચેક ટેબલ ઉપરથી લઇ લીધો હતો, એવું વિચારતાં કે તે જણાઇ આવે તે અગાઉ હું માહરા પગારમાંથી ભરપાઇ કરી દેવશ, પણ ક્ષ જોઉછ કે માહરી મોટી કમનશીબીએ એથી ઉલટુંજ બન્યુછ." અને હવાં તેણી આંખમાં આંશુઓ સાથ અટકી.

જોન હેરટે તે સામે બેઠેલા ફીકા ચેહરા તરફ આતુરતાથી ટીક્યું.

"મીસ મેથન, તમે તમારી આ હકીકત સઘળી પુરવાર કરી આપો તો હું તમને કાંઇક ચાન્સ આપશ. તમારી માતાને માહરી સાથ મેળવો. મને તમારી સાથ તમારે ઘરે હવડાંજ લઇ ચાલો. જાઓ, તમારી ટોપી પહેરી લેઓ." તેણે કાંઇક ઉશ્કેરાતથી ધ્રુજતા સ્વરે કહયું.

પાચ મિનિટમા તો તેઓ બને તે ઓફીસ છોડી બહાર પડયા, અને એક ટેક્સીમા શહેરની બહારના તે નાના ઘર આગળ આવી પુગ્યા

જોન હેસ્ટ તે બહારના નાના સફાઇદાર રૂમમા થોભ્યો કે જ્યારે બેગીએ તે બીજા રૂમનું અલગ બારણુ ધીરેથી ઉઘાડી અદર ડોકાવ્યુ ત્યા તેણીની માતા સગડી નજીક એક ઇઝીચેર ઉપર શાત ઉંઘમા પડી હતી તેણીએ તે શખ્સને ઇસારત કરી અદર આવવા કહ્યુ

તે તરત અદર આવ્યો, અને કેટલીક પળો સુધી તે દુખથી કોહેલી મારી ગયેલો પણ અતી સુદર તે પાસે ઉભેલી છોકરીનેજ આબેહુબ મળતો ચેહરો ઘણાજ ધ્યાનથી લાગણીથી ધ્રુજતે જીગરે એક લાગી સુપકીદીમા તપાસ્યો

"ચાલો, આપણે આ બીજાજ રૂમમા જઇએ" તેણે ધીરેથી કહ્યુ "હુ તમારી સાથ વાત કરવા માગુ છુ પણ તે વાતથી તમારા મમાને 'ડીસ્ટબ' નહિ કરવા જોઇએ"

અને તે તે રૂમમા એક ખુરશી ઉપર ધપાક પડયો તેનુ આખુ શરીર કોઇક અણધીક લાગણીઓની અસર હેઠળ ધ્રુજી રહયુ હતુ બેગીએ તે સર્વ જોયુ, અને તેના બોએસ માટે અત્યંત અજાયબ થઇ, તેણી બીલકુલ સમજી શકીજ નહી કે આ એક સખત હૈયાનો શખ્સ આટલી હદે શા કારણથી આખા શરીરે ધ્રુજતો હશે!

"તમારા મમાનુ નામ એવણ પરણ્યા તે અગાઉ મારગ્રેટ ગીલમન હતુ વારુ?" તેણે કેટલીક પળ બાદ આખર ધ્રુજતા સાહદે પુછ્યુ

"હા, સાહેબ, તેજ તેવણનુ નામ હતુ" બેગીએ વધતી અચરતીથી કહયુ "શુ, તમો એવણને ઓળખતા હતા એમ?"

"ઓળખતો હતો પુછોછ? એજ એક બાબદ હતી કે જેને મને માહરી જુવાનીથી હએડી કહાડી મને આવ કટાક અને સખત જીગરનો બનાવ્યો છ" હેસ્ટે અત્યત ઉશ્કેરાતથી પુકારયુ, "બેસો હવાં, મીસ મેસન–બેગી, હવા માહરી નજીક બેસ, અને તે અમની કહાણી ધીરજથી સમજ. ઘણા વરસોની એ વાત છે કે જ્યારે તાહરા મમા કુવારા હતા, અને ત્યારથીજ હમો બને એકમેકને ઓળખતા હતા ઓળખતા હતા એટલુંજ નહિ પણ હમો બને એકમેકને બુમદ પ્યારથી ચાહતા હતા અહ, તે સુખી આગમા દિવસો! તે થોડાક સમયની માહરી અનંત સુખીની યાદ મને મરતા સુધી રીહાઇ બક્ષનાર નથી તે વખતે હુ એક બીલકુલ નહી જેવો મુફલીસ શખ્સ હતો અને હા તેજ હમારા દુખનું કારણ થઇ પડયુ. તહરો મમાવો એક પાજી સ્વભાવનો તેમજ પૈસાનો અત્યત લોભી બુઢો હતો તેણે હમારા જોડાણ માટે પોતાની મંજુરી બક્ષી નહિ. અને તાહરી માતાને અત્યંત જોર જુલમથી તહરા બાપ સાથ વરાવી. આહ! તે વખતની માહરી અને તે બાપડીની નીરાશા! તેણી તે વખતે પોતાની ઉમરમા ન હોવાથી પોતાની મરજી મુઆફેક વરતવાને છુટી ન હતી જ્યારે મે તે સગદીલ ડોસા પાસે ફકત ત્રણ ચાર વરસની મુદત માગી એવું જણાવતા કે એટલા વખતમા તો હુ મહરી 'રેવન્યુ'થી બહાર પડી નામ કાઢી શકયા, અને માહરી પ્રીયાને પુરતા સુખમા રાખી શકયા પણ નહિ, તેનુ તે સખ્ત હૈયુ પીગળ્યું નહિ. અને પરીણામમા હમો બનેને છુટા પડવુ પડયુ હતુ–તે દિવસથી આ સઘળી દુન્યવી મોજમજાહ જેવી શુ ચીજ છે તે મેં જાણી નથી, તેજ ઘડીથી મે ઇગલાડ છોડયુ અને ઓસ્ટ્રેલીઆ ગયો,કે જ્યા માહરા જખમને તાજો ને તાજોજ

રાખવા જાણે ચાહતી હોય તેમ નશીબદેવી માહરી પર એટલી પ્રસન્ન થઇ કે જેનેખી હું હાથ લગાડું તે સોનામાં ફેરવાઇ જતું. આહ, મને એટલો અફસોસ થતો કે તે પૈસા હવે મને શું કામના હતા! કે જ્યારે તેની ખરી અગત હતી ત્યારે તે માહરાથી દુરના દુર નાહસતા હતા. એવી એક કીસ્મતનીજ વાત! કેટલાં વરસો બાદ હું ઇંગલાંન્ડ પાછો ફર્યો, અને તાહરાં મમાંની મેં ઘણી શોધ કીધી, એવું જાણવા કે તેણી સુખી હતી કે નહિ. પણ તેમાં હું નિષ્ફળ નીવડયો. તું તાહરી માતાની એક હુબહુ પ્રતીમાજ છે. બેટી, અને તેથીજ આજે તાહરો ચેહરો ધ્યાનથી નીહાળતાં મને કાંઇક સચ્ચાઇનો ખતકો થયો જેથી ખરી બીના શું છે તે જાતે નીહાળવા ને તપાસવા હું આજે અહીં આવ્યોછ. આહ, તે કીરતારે આજે મને માહરાં ખમ્યાં ભારનો બદલો આટલાં વારસો બાદ વાળી આપ્યોછ, એમજ હું સમજુંછ!" હેરટે અત્યંત જુસ્સાથી પોતાની બીનાં ખતમ કરતાં કહ્યું.

જ્યારે બેટી—તેણીની શું હાલત હતી? તેણી તો આ અજબ જેવી એક વાર્તામાંજ વાંચે તેવી કહાંણી સાંભળીને ચકીતજ થઇ ગઇ. શું એ સઘળું ખરું હશે! અને હોવુંજ જોઇએ, કારણ તેણી નાનપણથી અત્યાર સુધી જોતી આવી હતી કે તેણીની માતા કોઇ કોઇ વખત એકલી પડતાં કાંઇક ઘણાક દર્દમંદ ખ્યાલોમાં ઉતરી પડતી હતી, અને તે ખ્યાલો આ બાબતના હતા તે હવે તેણી આજે સમજી શકી. તેણીએ ઘણીક વખત પોતાના નાજુક કરો નાંખી તે દીલગીરીનો બાયેશ પુછ્યો હતો, પણ "તું એમાં નહિ સમજે, માહરાં બચ્ચાં" એમ આંખમાં આંસુ સાથ કહી તેણી તેણીને વ્હાલથી બકી લઇ ઉડાવતી હતી. આહ! તે બે વ્હાલાઓએ પોતાની જુદાઇ દરમ્યાન કેટલું ખમ્યું હશે? બેટીએ હાસ પોતાનાં જીગરમાં ઉછળી નીકળેલી કોઇક નવીન લાગણીની અસર હેઠળ અતિ ગમગીન બની વિચાર્યું.

"બેટી," ફરી હેરટે લાગણીવંત સાદે કહ્યું; "તાહરાં મમા હું તેટલાં હું અહીંજ થોભવા માંગુંછ. પણ તું પાછી ઓરીસપર જા, કે જ્યાં એક જીવ હું ધારુંછ કે તાહરે માટે અધીરતાની તાપમાં બળતો તને જોવાને ખોટી હશે. તાહરાં મમા સાથ પુરતો ખુલાસો થયા બાદ હું તને ફોન કરશ. જા, ડીયર, હવે તમો બંનેને માથેથી સંતાપનો બોજો દુર થયોછ એમજ સમજજે."

"આહ, પણ માહરાં ધ્યાનમાં તો હજી ઉતરતુંજ નહિ, મી૰ હેરટ! શું આ સઘળું ખરું છે, અને તે કેટલું અજબ જેવું! માહરાં વ્હાલાં મમા, રખે એવણને કાંઇ આવી નબળી તબીયતમાં આ અણધારી ખુશાલી અને અજાયબીથી ધાક લાગે! પણ હવે માહરે જવું જોઇએ. હું તમારી તરફના પેગામ માટે અધીરતાથી તપતી રહેશ. મી૰ હેરટ મારે મને જલદીજ ફોન કરજો." અને તેણી ખુશાલ હલકાં જીગરે ત્યાંથી બહાર પડી.

ડીક રીચર્ડસ પોતાનાં વડાની ઉરકપરના સઘળાં પેપર્સ હાલ ઉંચાં કરતો ખડો હતો, કે જ્યારે તેનું જીગર તો ઉચકેરાતથી ઉકડક થતું હતુ. તેનો વડો બેટીને ક્યાં લઇ ગયો હશે, અને તેણીનું શું થયું હશે? તેણે ધડકતાં જીગરે વિચાર્યું કે, જ્યારે તેજ ઘડીએ તે કમરાનું બારણું ઉઘડયું, અને બેટી અંદર ચાલી આવી. તેણે પોતાની ફીકરમંદ ચશમો ને સામા ખુશાલ ચળકતા મુખડા તરફ ઉઠાવી, કે જ્યારે તે પોતાની આંખોને ભાગ્યેજ માની શક્યો. થોડીક વખત ઉપરની તે નાજુક ચેહરા ઉપરની દીલગીરી અને ઉદાસી ક્યાં ઉડી ગઇ હતી કે જેની જગા હાલ અપાર સુખ અને સંતોષે લીધી હતી!

"માહરી ડારલીંગ!" ડીકે ખુશાલીના એક પુકાર સહીત તેણીને નરમાશથી પોતા પાસ ખેંચી અને તે મધુરો મુખડો પવીત્ર ખુશદ લાગણીથી ચુમ્યો. ત્યાર પછીના એક બે કલાક દીલખુશ પ્યારવંતા તાહેલામાં કેમથી પસાર થઇ ગયાં તે તે બે વ્હાલાંઓ જાણી શકયાં નહિ, કે જ્યારે એકાએક ટેલીફોનનાં રીંગે તેઓને ચોંકાવ્યાં.

બેટી તરત દોડી, અને રીસીવર હાથમાં લઇ કાને લગાડયું. તેણી તુરત સમજી ગઇ કે તે હેરટ તરફનોજ હશે.

"હલો! તું છે કે બેટી?" એક ખુશાલ અવાજે પેલે છેડેથી પુછયું. "હયાં સઘળુ સેટલ થઇ ગયુંછ, ડીયર, અને તાહરાં મમાં અને હું તાહરી રાહ જોતાં ચાને માટે થોભ્યાંછ. તું વહેલી આવ. અને હા ખરા પેલા માહરા સેક્રેટરી રીચર્ડ સાહેબની શું ખબર છે? તેવણુથી હયાં આવનાર છે કે કેમ?"

બેટીએ ખુશાલીથી ચમકતી ચશમોએ ડીકતરફ જોયું.

"એ તો ચીફ તરફનો છે, વ્હાલા ડીક, તેવણુ મને ઘરે બોલાવેછ, અને તમને પણ તેડેછ તમારે માટે હું જવાબમાં શું કહું, ડીયર?" તેણીએ પુછયું.

ડીક વહેલોજ તે ટેબલ નજીક આવ્યો, અને પોતેજ બોલ્યો, "ઓલરાઇટ સર, તમારો હુકમ મોટી ખુશીથી માથે ચઢાવેછ, હું અને વ્હાલી બેટી થોડાજ વખતમાં તમો નજીક આવી પહોંચેછ." અને પેલે છેડેથી તે ખુશાલ મરદાનગીભર્યો અવાજ સાંભળી જોન હેરટ અને મીસીસ મેથન-સુંદર બેટીની માતા સંતોષથી હસ્યાં.

(મીસીસ) તેહમીના આપુજી.

# તે દિવસો.

આછી ચન્દની વિશ્વ બધું અજવાળતી.
હ્રદય અને રજનીને અમૃત ધારજો !
મૃદુ સમિરે સુરભિ શી ફુલડાં વેરતાં !
ટહુકે કોયલડી પેલે સહકારજો ! ! !
એવાયે દિવસો, પ્રિય જીવન વહી ગયા !

પરિમળ લેતાં આપણ પણ ભમતાં હતાં !
કર કર અલિએ ગુંજન કરતાં સાથજો !
ધીમે ધીમે અભ્ર છવાયો ચાંદલો !
તુજ મુખ ચંદ્ર વિષાદ થકી છવરાયજો !
એવાયે દિવસો પ્રિય જીવન વહી ગયા !

ઉર દબાવી ધીમે ધીમે પુછતાં !
તું ભોળી આ શો ? અંધાર છવાય જો ?
ચાંદલીઓ ડુબ્યો કે શું અસ્તાચળે !–
પ્રાણ ગયો તે સુજને ના સ્હમજાય જો !
એવાયે દિવસો પ્રિય જીવન વહી ગયા !

એવાં એવાં કુતુહલ કરતાં આપણે–
રેલવતા રવ દિવ્ય અનેરા પ્રાણજો !
કમલિની બન્ધ ! સમિર વીણ શાને ડોલતી ?
ચકિત બની પુછે નીરખી જળ માંહજો !
એવાયે દવિસો પ્રિય જીવન વહી ગયા !

સાંજ સમે રસ ભોગી ભ્રમરો ગુંજતો–
બેઠો વિકસીત કમળ વિષે રસ લુબ્ધ જે !
સુર્ય જતાં બિડાઈ પાંદડિ–કેદમાં–
ભ્રમર બિડાયો–ભુલીને શુદ્ધ બુદ્ધજો !
એવાયે દિવસો પ્રિય જીવન વહી ગયા ! !

શાને વાંસ કઠણ પણ કમળ ન છેદતો !
પ્રેમ થકી પરવશ એ, ભૃંગ સુજાણજો !
કમળ વિષે મુંઝાયો હલવે ચોહને !
તેથી ધુજે માનીની મારૂ માનજો !
એવાયે દિવસો પ્રિય જીવન વહી ગયા ! !

ઓહો ! એવી અટપટી વ્હાલા પ્રિતડી !
દિવ્ય પ્રભુતા-ભર નવ પાર પમાયજો !
તું પણ રાણી મુજપર નિત્ય નિભાવજે !
એવું બોલી-સ્મરણ જીવન કાંઇ થાયજો ?!
એવાયે દિવસો શું જીવન વહી ગયાં ? ! !

પાદરાકર.

### એક કાંકરે બે પક્ષી !

કલાર્ક—વળી સાહેબ, મારો પગાર વધારી આપશો તો તેમાં તમોને પોતાને બી લાભ છે.

શેઠ—(અજાયબીથી) એટલે, તે શું ?

કલાર્ક—મારો પગાર જો તમો સાહેબ વધારશો તો પછી હું તમારી એક પુરી દીકરી સાથે પરણવાની ઓફર બી કરશે, કારણ કે તેણી મને ચાહે છે.

* * * * *

### પાછલો પસ્તાવો.

ધણીઆણી—(ઠપકાથી) તમે જનમ્યા ત્યારથી હમણાં સુધી બધાંજ ભૂલભર્યાં કામ કીધાંચ.

ધણી—હા, અને તેમાં સૌથી મોટું ભૂલભર્યું કામ એ થયું કે હું તને પરણ્યો.

* * * *

### ઓવ્વાય, એ શું ચોંટાળો ?

મમા—(બહારથી આવીને) કેમ દીકરા જેમી, ડાકટર આવી ગયા કે ?

જેમી—(ઉમ્મર વર્ષ સાત) હા મમા, ઘેરમાં કોઇ નહિ હતું તે મને બેસાડીને મારી નાડ જોઇ, જીભ જોઇ અને કહયું કે પેટમાંની બોખાર બધી ઉપર આવીચ કરીને દવા આપી અને વળી કહયુંચ કે રાતે પાછો ફેરો મારીને ખબર લેવી પડશે.

મમા—ઓવાય, એ તેવણ શું ઘેલાં કહાડેચ ? મેં કયાં તારે વાસ્તે તેડાવ્યા'તા જે ? મેં તો બેણીને વાસ્તે બોલાવ્યા'તા અને તુંને એઓને શાની દવા આપી ગયા ?

* * *

### ભાષાની ભેલમભેલ.

માસ્તર—અસ્સા બેજન બોલ, "વખત ઘણો થોડો છે" તેને હિંદુસ્થાની ભાષામાં કેમ બોલવાનું ?

બેજન—સાહેબ, બહોત કમખત હએ.

* * *

### સંતોષી બધવો.

મેજીસ્ટ્રેટ—(એક ખીસાંકાતરને) બધવા, તું તારી ગુજરાન માટે શું કરેછ ?

બધવો—મને જે મળેછ તે હું ગનીમત કરૂં છું, સાહેબ !

મેજીસ્ટ્રેટ—ત્યારે તો એક વર્ષની સખત કેદખાનાની સજા તને મળેછ, તેબી ગનીમત કર.

નોશાકરો કેકી.

# કોણ સાચી—

# આલાં કે જાલાં?

લખનાર—મોગળ બી તાતા

તે હતી તો છણી તેજ જાનુ આખોની મીઠા શીફ્રા ગુલાબી રૂખમારો સ્વપ્ના ભરેલા મોઢાની દીલછુટ અમલા—અ જાના કામા—મગર મુફલીસ માતપીતાને ત્યાં અવતરી અને ઉછરેલી હોવાથી પૈસા વગર તે ગીચારી ઉંચકાતી કે દર વીક પડતી ન હતી જાનું ઘણું ચીભેલી હતી, પણ આજકાલ ક્લાસોમાં લેખાતું શીખતી બગલમાં ચોપડી લઇને જનારી મોટું અને ખોટું ફાઉલ અને ફામો રાખનારી ઘણ્ત્તર છોકરીઓ જેવી નહીં પણ નમાની, ગરવી અને માયાળુ હતી, પોતાનો વકતો કાલ નિર્ગમન કરવા આ કામાની જાનુ કોટની એક નીશાળમાં શીક્ષક હતી, અને રોજ પોતાને ઘરે આટરે ડથી ગામમાં આવતી હતી, પોતાની ગરીબ વીધવા માતા સાથે તેણી તે તરફ એકાદ ચેલીના નીચેના એક ગાલામાં રહેતી હતી તેની વીધવા માતા તેના ડોના સિવાએ તે આગમજ આ મધુરી બાનાનું માથુ ધોઇ નાખવાનીજ ટગર અને ધીરમા પડી હતી, મગર તેટલી રકમ તે મુદ્દલજ ફ્રાજલ પાડી શકતી ન હતી, કેમ કે રીતની ભીખ માંગનારા ફગાન બીજુએ રીતમાં દસ પદર હજાર માગતા હતા, જમાનો બદલાયો છે, અને હોંગ ભામનરો યાતો નોકરી ચાકરી વિના પડ્યા પાડ્યા છચમજીઓ સાંજની વખતે બેફગે મા નો ચોપાટી ઉપર યુરોપ્યન સ્ટાઇલમાં ફરનારાઓ વદીક પાંચ દસ હજારનો હુમકો માગે છે, તો પછી જાનુ જેવી ગરીબ છોકરી ઠર ક્યાથી પડે?

રાબેટા મુજબ એક સહવારે તે મનોહર છોકરી કોટમા આવવા ટ્રામમાં બેઠી, ટ્રામ ઉતારુઓથી ભીકાર હોવાથી તેણીને છેક પાછલા બાજટ ઉપર એક જગા મળી, થોડીક મીનીટ પછી કંડક્ટર ટીકીટના પૈસા માંગવા આવ્યો, અને જાનુએ પોતાના ગજવામાં હાથ નાખ્યો, તેજ ઘડીએ એક જુવાન ચાલતી ટ્રામે ચઢી ઉપર આવ્યો કમનશીબે જાનુ પૈસા ભૂલી આવેલી હોવાથી ગભ્રાટથી બોલી "ટ્રામ ઉભી રાખ. હું પાકીટજ ભૂલી આવીછ," હજીતો કંડાકટર ઘંટી વગાડી ટ્રામ રોભાડે તેટલાજ તુર્તનો ટ્રામ ઉપર ચઢેલો જુવાન બારણા આગલથી ઓસનો અંદર આવ્યો "ઓ, આલા! કેમ-શું છે? પૈસા ભૂલી—"

અચાનકથી લાલ થએલી જાનુએ પાછળ ફરી જોયુ, અને પરોણાનીની ઘપે તે જુવાન—જાલ નરીમાન—મીઠાસથી બોલ્યો. 'ઓ! હું દલગીર છઉં, બાઇ, હું તમુને મારી આલા સમજ્યો"

"કંઇ નહીજી," એમ બોલી તે ખુબસુરત છોકરી બોલી, અને કંડકટરે ટ્રામ ઉભી કરવાથી જાનુ ઉઠીને જવા કરતી હતી જેવામાં જાલ નરીમન બોલ્યો "તમે પાકીટ ભૂલી ગીયાં એમ કંડકટરને તમે કહ્યું તે મે સાંભળ્યું, બાઇ અધે રસ્તે તમે ઉતરી પડી કયા મેર આલશો, બેસોજી, હું ખુશીથી આપશ, નહી રે—એમાં ઓમકાવોછ શું કામ? બિસાદ શું છે?"

અને તે જુવાનનું ઘણું હુશાંર માની આનાં બેઠી, અને તેની બાજુમાંજ તે દીલસોઝ જુવાન ખી બેઠો; તેણે બે ટીકીટ લીધી, અને એક જાનુને આપી, જેથી ફરીથી તે ભોલી છોકરીએ તેનો આભાર માન્યો.

"માફ કરજોજી," તે ગીહાસથી બોલી. "તમુને ત્રવસ પડી; તમે જ્યાર ત્યાર ત્રામમાં આવોછો તે હું જોઉંછ, તેથીજી હું એક આનો—"

"નહીંજી; તેમ ના કરતાં;" જાલે વચ્ચે બોલી વધો લીધો. "એક આનો ખેરાટ કરસો, હું રોજ બાયખલાથી કોટમા મારી આફીસમાં જાઉંછ, ને કોઇ કોઇ વેલા મારી આલાંબી. સાથે આવેછ; એ છોકરી મારી સાથે ગોઠવાવાની છે, તમારો સાહાદ આબ્બાદ મારી આલાંનાં જેવોજ મલતો હોવાથી ત્રામમાં ચઢ્યો ત્યારે તમે પૈસા ભુલી જવા માટે બોલ્યાં, તે હું એમજ સમજ્યો કે મારી આલાજ છે!" તે મોટેથી હસી પડ્યો. "અને આવો ઘોંટાલો થયો."

તે શરમાલ છોકરીએ બાકીને રસને કાંઇ વાત કીધી નહી અને કોટમાં પોતાની નીશાલ આવતા સાહેબજી કરીને ઉતરી પડી.

તે પછી ચારેક દીવસ સુધી નરીમાનનો જાલ જે ત્રામમાં જાલાં આવતી હતી, તેમાંજ કોટ ભણી આવતો હતો, મગર તેની સાથે હમેશ ગરૂર અને ફરસાબાજ દેખાવની એક છોકરી આવતી હતી, જે છોકરી જાલે પેહેલીવાર જણાવ્યું હતું તેમ આલાં કાગા હતી જેની સાથે તે શાદીથી એક થનાર હતો; આલાં બહુ ખપ સુરેટ હતી, અને ગોયા જાલને આજી નાખવાજ ખુબ ફેરો કરતી હોએ એમજ ગરીબ જાલાંને લાગ્યું.

વચમાં આઠ દીવસ વહી ગયા, જે અરસામાં રોજ તેઓને જાલાં સાથેજ ત્રામમાં જોતી હતી, જે પછી ચાર દીવસ તેણીએ કોઇને જોયાં નહીં. એક દીવસે પોતાને મહેકથી જાલ ત્રામ ઉપર ચઢ્યો જે વેલા તેની આંખે પાટો બાંધેલો હતો, અને આંખને કાંઇ ઇજા થઇ હતી એમ જાલાંએ માન્યું. ભોલી જાલાનું પુછવાનું મન ઘણું થયું મગર જાલ તેની જગાથી ઘણે દુર બેઠો હોવાથી તેમ પુછવાની બધા ઉતારુઓના દેખતાં તેણીની હીંમત ચાલી નહીં. તે પછી તો જાનુએ જાલને મુદલજ કેટલા દીવસ તુલીક દીઠો નહીં, પણ તેની સાથવાલી પીરસારીબોર અને ફરસાબાજ છોકરી આલનો તો બન્ને વેલા ત્રામમાં તે જોતી હતી: તે એખલી જતી ન હતી, પણ કોઇ તેના જેવાજ છચેલજી પોપાકમાં સજ થએલા ફચમજી જુવાન સાથે જતી હતી, જેની સાથે ત્રામમાં આખો વખત હસી હસીને ખુબ ઠાહેયા ચલાવતી હતી.

ગરીબ જાલાં આ ગરૂર અને ટીચકાંબાજ આલાનો ભેદ ઉકેલાવી શકી નહીં. તે બીચારી રોજ પેલા ભોળા જુવાન જાલને જોવાની આરજુ ધરાવતી, મગર તે દીવસો તુલીક ન દેખાવાથી તે નેકચલણ છોકરી જેટલી અધીરી તેટલીજ નાઉમેદ અને ગમગીન થઇ.

આખરે એક દીવસે તુમાખી આલાં જે જગા ઉપર બેઠી હતી, તેની બાજુમાંજ જાલાંને જગા મલી અને તે ટકનો લાભ લઇને ને બીહુવેલી હરણી મીસાલ તેણીએ અજાણ્યા ... માટે સવાલ કીધો.

"કોણ જાલ કે ?" ગરૂર ભરેલાંએ ટીચકુ ચઢવી તુમાખમાં જવાબ વાલ્યો, ... પોતાની પીરસારી દેખડાવવા અને ગરીબ જાલાને આંજી નાખવા પોતાના, મચમચતા ... ... ... નાખ્યા પછી "હવે સમજ પડી; જાલે તારી સાથે ...

વાત કીધેલી, નહીં વારૂં ? ભુલમાં જાણે મને ધારીતી તે તુંજ કે, કાંયકે તારો સાહાદ આબાદ મારોજ જેવો છે." અને જાલાંએ છુપી અધીરાઇથી હાનો જબાબ વાલ્યો.

"તેને તો બહુ ગંભીર બનાવ બન્યોછ," બેદીલ અદાથી આલાંએ ખુલાસો કીધો. "એની તો બેઉ આંખો જતી રહેવાની, અને સદાનો અપંગ થઇ જવાનો. હાલ તો એ અપંગ જેવો છેજ. ડોકટરો એને સાજો કરી શકતા નથી."

આ ખાનેખરાબ સમાચાર સાંભળી ભોળી જાલુની આંખો આંસુથી તરી આવી, અને તુમાખી આલાં નેણ ફેરવી તેને ટીકવાજ પડી.

"પણ બીચારા આવું દુઃખ એખલા કેમ સહન કરતાં હોશે." દયાથી દાઝી જતાં જાલાં બોલી.

"કરે શું ? પડયું તે પજરવાનું," તે બેદાદ છોકરીને નફીકરાઇથી જવાબ આપતાં જોઇ ગરીબ જાલાંને બાતેનમાં બેહદ દુઃખ બરપાએ થયું. "એ બીચારો ભાયખલા સ્ટેશનની સામેની ચેલીપર રેહેછ; બધુંરામાં પુરૂં એ સત્તામાં પચાસ હજારની ગુમાવી બેઠોછ, ને, ખાખા વરખો થઇ ગીયોછ."

"તમે રોજ ત્યાં જતાં હોસોછ," જાલાંએ વધતી ઇંતેજારીથી બીહબીહને પુછયું. "કાંયકે તમે તો—તો તેવણ સાથેજ ભવીષમાં ગોઠવાવાના હતાંની."

"હું રોજ જઇને શું સેકો ટાંણુ ?" તે બેવફા છોકરીએ બેદીલ અદાથી જવાબ વાળ્યો. "હેસ્રો જ્યારે જોયો ત્યારે તો ઠીક હતો, પછી તો બેઉ આંખો ખોહી બેઠોછ. એવા અપંગ સાથે પરણીને શું હું મારો આખો ભવ બાળું કે ? એવા આંધળા ને પૈસા વગરનાને પરણી દુંખી છતી આંખે આંધરી થાઉં કે ! હું તો મારા લવજી માતબર સાથે પરણવાની છેઉ !" અને તેનો માતબર શેઠયો આગળની બેઠક ઉપર બેસીને તેની તરફ ડોળાં કરી જોતો હતો તે તરફ આંગળી કરી ધ્યાન ખેંચ્યું, જે ચળકતો જુવાન પોતાની પાસેની બેઠક ખાલી હોવાથી ચળકતી આલાંને તે તરફ આવવા ઇસારત કરતો હતો. "લે, એ મારો લવ મને ત્યાંજ બોલાવેછ," એમ બોલી આલાં ત્યાંથી ઉઠીને પેલા ફાંકડા જુવાન આગળ જઇ બેઠી.

તે અભાગ્યા જુવાનની આવી દુર્દશા થએલી જાણી દાલસોઝ જાલાં બેહદ રંજ પામી, અને પૈસા ઉપર મરી ફીટેલી બેદીલ અને બેવફા આલાં તે દુઃખી જુવાનની અપંગ સ્થીતી જોઇ તેને સદાની તજી ગઇ હતી તે જાંણી ઘણી અફસોસ કરવા પડી. આખો દીવસ તેણીને કમનસીબ જાલ નરીમાનનાજ વિચારો થયા કીધા. તે રાત્રે જયારે ઘરે પાછી ફરી ત્યારે અપંગ થવાનું કેવું હતું તે અનુભવવા તેણીએ વારંવાર મજબુત પોતાની આંખો ઢાંકી દીધી. બીજે દીને તેણીએ હીંમત એકઠી કીધી અને જાલનાં ઘર તરફ ગઇ.

ચેલીના ઉપરના ખુણાંના એક ઓરડામાં જાલ રેહેતો હતો, અને બારણાં આગલજ એક અબલા નોકર તેને સાંભી મળી જેને જાલને માટે હકીકત પુછી. તે નોકર—અમીના—દયાજનક સ્થીતીએ બોલી; "શેઠ બીચારા, બેઉ આંખે આંધરા થયાય, બાઇ. શેઠનો એક દોસ્ત ડાકટરને માટે સહવાર સાંજ આવી જાએછ, ને તે સીવાય બીજું કોઇ નથી, તમે બાઇ ઓલખીતાં કે દોસ્ત હોવ તો અંદર જઇને બેસીને દીલાસો કાંય નહીં આપતાં ? દયા કીધેલી કેહેવાસે. 'આએ ઓરડામાં વચમાં બારણું છે તેમાંથી પાસેના ઓરડામાં જાઓ, ત્યાં બીચારો આખો વખત

આંખપાણી કરતો અફસોસ કરતો પડયોછ; શેઠ આગલ જઇને વાંચો કે વાત કરો કે શેઠ પોતાનું દુઃખ જરાતી ભૂલે."

દુઃખનો નિશ્વાસ ફેંકી ડોકાનો લ્હેકો કરી, ધડકતી છાતીએ જાલાં અંદર ગેઇ, અને બાંરણાંમાંથી બાજુના ઓરડામાં ગઇ. અલગાં કદમે જઇ તે ભોલી છોકરી, દગમગતાં જીગરે વિચાર કરતી ઉભી, કે તેને પોતાને મારે યાદ કરાવવા કેવી તરકીબ વાપરવી જોઇએ. મગર જે ઘડીએ તેણી બોલી, તેજ ઘડીએ દુઃખથી જર્દ મારી ગએલો ફીકકો ચેહેરો લગાર ખુશીથી ચમકી રહયો.

"ઓ, આલાં ડીયર!" પોતાના બંને હાથો પોહોલા કરી તે અપંગ જુવાન બોલ્યો. "ઓ, આવી ફીસમે નાચી ને વફાદાર રેહેવાનું બહુ સાર કેહેવાઓ! છેલ્લે આવાડયે તું ઉભી આવી ગેઇ, તે પછી મેં રાત દીસ વિચાર કર્યાજ કીધો કે હવે મને તું સદાનો વા પર વખાનો નાખેછ કે શું? અને તજી જાએછ કે કેમ? એક આંધલા સખ્સ સાથે રેહેવાનું તું ખમી ન શકે એવીજ અદાથી તે વાતો કીધી, ડીયર: હું જાણું કે મને આંધલો જાણી તું બેવફા થઇ, પણ મોહોબત તુને પાછી અંહીં લાવી."

જમીન સાથ ચીટકી ગઇ હોએ એવી ફીસમે જાલાં સ્તબ્ધ થઇ ઉભી. તેણીના સરખા અવાજથી અપંગ જવે જાલાંને ફરીથી પોતાની વાહાલી આલાંજ ભૂલમાં ધારી અને માની લીધી. તેના ચેહેરા ઉપર પ્રગટી નીકલેથી ખુશાલીજ, તેની ધીરજ અને સંતોષની છ્પાણી હતી, કે જે કરોકટ ઘડીએ તેના દીલોજાન અને વફાદાર પ્યારની તે આરજુ ધરાવતો હતો, તે ઘડીએ તેણી તેને મુદલજ તજી ગેઇ હતી નહીં.

તેણીના ધ્રુજતા હોઠો બોલવા મારે છુટા થયા. તે દુઃખી અપંગને તેણી કેહેવા જતી હતી કે તે કાંઇ તેની વાહાલી આલાં ન હતી. મગર તે ભેદ ખુલ્લો થતાં તે બીચારાને કેવું લાગશે, તેનો વિચાર તે અભાગણી સહન કરી શકી, નહી. તેના મીઠા એકસરખા અવાજે તેને પાછી તરોતાજગીની રોશની બરપા થઇ. ફરીથી શું તેણી તેના જીગર ઉપર પડછાયો નાખી શકે?

જે પછી તેણી બીજી બાબતો મારે બોલી, કાંયજ પોતાના મનનું સમાધાન મારે તે ફકરમંદ અદાથી બીહ્દથી–જાલની પાટા બાંધેલી આખો જાલાં સરફ્જ દીસતી ધપે જોતી હતી, કાંયકે તેનું માથું તેણીના વાસલી જેવા અવાજ તરફ ફેરવાએલું હતું. તેના હોઠો વલ્યા, અને દુઃખનો નિશ્વાસ ફેંકી, ગંભીરવાર અદાથી તે બોલ્યો "મજાની હમતી યા, ડારલીંગ! હમોને મારે હું કાંઇ પુછનો નથી, પણ છેલ્લું અડવાડયું મારે મનમે કેવું મહાભારત દુઃખમાં ગયું તેનો તું ખ્યાલ કરી શકનાર નથી. મારી આખોથી ગુમાવવાની અને તુનેથી સબે ખોહોવાની! કેવું બેવડું દુઃખ! મેં તુને હજી ગુમાવી નથીજ એમ જણાવ, આલાં! હું આંધલો થયો તે કારણસર તેં મારી આંએ પીર મરડી તે વિચારો સહન કરવાના કરતાં આ અપંગ સ્થીતી હું સેહેલાઇથી બેહેતર રીતે ખમી શકત. આજે તું અગાઉ માફક ઘણી વાત નહીં કરતી; એટલી ચુપ કાંય, આલાં!"

અને તે અપંગ જુવાનની વાહાલી ચાહેલી છોકરીના હોઠો વચ્ચેથી જેવા મીઠા શબ્દો નીકલે તેવાજ શબ્દો ઓચીંદ જાલાંએ બાહાર કાઢયા. તેની બેવફા આલાં જે કદી શકતે તેવુંજ

જાલાં કેહેતી હતી; પણ ખરેખર તો તે નેકચલણ અને દયાળુ અબલાનું પોતાનું સાચું જીગરજ તે મુજબ બોલ્યું.

"આજે તું, છેક રહી રહીને દસેક દીવસ પછી આવી, પણ મને કાંઇબી રીતનું બહું કીધું નથી," હાય મારી જાલ બોલ્યો. "આપણે જેઓને ઓળખ્યેછ તે બધાં કેમ છે?"

અભાગણી જાલાં ધાસ્તીથી ધ્રુજી. તનમદનથી ધ્રુજતી તે સવાલ તેણીએ બાજુએ મુકયો અને ટેબલ ઉપરથી ચોપડી તેની આગલ વાંચવા માટે લીધી. જાલે તેણીને વાંચવા કહયું, જે વેળા શું હવે બનશે તે માટે તે બેહદ તાજુબ થઇ. જો આ ખુલ્લી ઠગબાજી તે શોહાધી કાડે તો તેણીએ તેનાં જીગરમાં આશા, પાછી જમીનદોરસ્ત કરવાને ઉછેરી હતી એમ જાણી તેને કેવું લાગશે? માયાલુ બનવાને બદલે તેણી શું સંગદીલ થઇ હતી?

"આલાં ડીયર, તું મને કાઇબી કરી એક જણને વાસ્તે તો જણાવ," જાલે કાકલુદી કીધી. "પેલી ગામમાં મારી નાની ફ્રેન્ડ પધ્મા વીસરી આવેલી, જે આપણે જ્યાર ત્યાર ગામમાં જતાં જોતાં'તાં, જેને હું ભુલમાં તુંજ સમજેલો, તે કેમ છે તે દેખાએછ કે? કોઇ વેળા, હું તે ગરીબ છોકરીનો ખ્યાલ કરૂંછ. તે હજી બીચારી રોજ કોટમાં જાએછ કે?"

જાલાંની નાંડ જોસથી ધબકી, તેનું જીગર જોરથી ધડકયું. તે અપંગ તેણીને પોતાની "નાની ફ્રેન્ડ" ગણાવતો હતો. તે ભલો તેણીનો વિચાર કરતો અને યાદ કરતો હતો. ધ્રુજતા અવાજ સાથે તેણીએ કાંઇ જવાબ વાલ્યો, અને ગમગીન અદાથી તે આંધલા જુવાનને છોડી ગઇ.

બીજી સહવારે ગામમાં એતેફાક ગરર આલાં મલી જતાં આગલા દીવસની હકીકત ભોલી જાલાંએ કહી સંભલાવી. તેણીએ સાચો એકરાર ને તુમાખી બેદીલ છોકરીને કીધો. તેની તરફની માત્ર દયાને ખાતર તે અપંગ જુવાન આગલ પાછી જવા ભોલી જાલાંએ કાકલુદી કીધી મગર તે ગરર છોકરી મશ્કેરીથી હસી પડી અને ચેષ્ટા કરતી બોલી: "તેં કેડી મારી જગા લીધી કે! ચાલો, સારૂં થયું! તુંને એ અપંગ જાલ મુબારક! એક આંધલા સખ્સને તું તદન લાએકની છે એમજ હું ધારી શકું. તુંજ જયા કરજે! મારી બલા જાણે, હું એવા આંધલાને પરણીને શું તેને પકડીને દે દાતા કરીને ફરીને મારો ભવ બાળું કે!"

બેએક દીવસ પછી જાલાંએ પાછી તે કમીની છોકરીને વીનવી, મગર તેણીએ સાફ ના પાડી તેની સાથે બહુ ગુસ્સે થઇ, અને તે પછી તેણીએ જાલાંને કાંઇ બી કોહું આપ્યું નહીં.

આ બેવફા છોકરીનાં અવિચારી લક્ષણથી નાસીપાસ થઇ મનોહર જાલાં અપંગ જાલને મલવા ગેઇ, અને તે તેની વાહાલી આલાંજ હતી એવોજ ખ્યાલ તેને ખરપા કરાવ્યો. તે રખે ને કાંઇ સવાલ પુછે જેનો તે જવાબ ન આપી શકે તે માટે સઘલો વખત તે સાચી છોકરી બીહધી. તેને પાછી આવેલી જોઇ બસ તે તો બેહદ ખુશી થતો હતો. જાલાં કાંઇ વાતોથી તેનું મન રીઝવતી તેથી તે અપંગ સખ્સ ઘણો ખુશી થતો, અને હજી બી આગેવાન ડોકટરની સારવારથી તેની આંખોનું નુર કાયમ રહે એવી આસાઓ તે ભોલી છોકરી આપતી.

આવી ઠગબાજી કેટલા દીવસો હુલીક ચાલી રેહી; તે અપંગ સખ્સનાં ભલાં અને સુખને ખાતરજ તે નેકચલણ છોકરીને આવો ઢોગભર્યો ભાગ ભજવી બતાવવાની ફર્જ પડતી

હતી, જેમાં તે કશો બી જખુન અપરાધ ખુદ કીરતારની પાક નજરમાં કરતી ન હતી એમજ તેણીએ નક્કી માન્યું.

એક દીવસે આંધલા જાલે તેની સાથ પરણુવા માટે કાકલુદી કીધી.

"મને એક કંપેનયનની આ કટોકટ ને ગંભીર વખતે ખાસ અગત છે, તે વેલા તું શું મારી સાથે પરણુશે નહીં ?" જાલે મીનતજારીથી પુછ્યું. "સાચી મોહોબતની કસોટી આજેજ છે, ડારલીંગ. બોલ, મને તું પરણુવા ખુસી છેની ?"

ઓ ! તે ભોળી છોકરી શું જવાબ દે ? તે થોડીક પલ બેહદ ગુંચવાડામાં પડી, જે પછી કાંઇક ઠરાવ સાથે નરમાસથી તેણીએ જવાબ વાલ્યો:—

"એકદમ હવડાંજ હું પરણુશ નહીં, જાલ, પણ જો ડોકટરો તમારી આંખ સાજી કરવા બીલકુલ નિષ્ફળ નિવડે, અને બાકીની જીંદગી તદ્દન અપંગ સ્થીતીમાં જાએ એનોજ તે લોક અભીપ્રાય આપે તો હું તમુને તાબરતોબ પરણીશ. તે વખતે તમે મને માંગશો તો હું તમારી મોહોરદાર થનશ."

તે કમનશીબ જુવાને ખુલાસાનો લાંબો દમ ખેંચ્યો, અને જાલાંનો કોમલ કર પોતાના હાથમાં લઇ થોડીક પલ દાબી તે ઉપર વાહાલથી પોતાના હોઠો દાબ્યા. તેને સાહેબજી કરી તે ભલી છોકરી જયારે વિદાય થઇ ત્યારે તે હસતો હતો.

બીજી વખતે જ્યારે જાલાં તેને મલવા ગેઇ, ત્યારે તેણીને એવું કહેવામાં આવ્યું કે તે આંખના મોટા ડોકટરની સલાહ માટે કોઇ મીત્ર સાથે ગયો હતો. તેજ દીવસે પાછી પેલી બેવફા આલાં તેને ત્રામમાં મલી, અને તે અપંગ શખ્સની સારવાર કરવા સાથીની ખાસ અગત હતી, અને તે પણુવાની ઉતાવલ કરતો હતો, માટે હજુબી પોતાની સાચી મોહોબતથી તેની સાથે પરણુવાનાં આપેલા કોલને વફાદાર રહી તેની આગલ જઈ તેની મરજી મુજબ તેની સાથે પરણી જવું, મગર તે ગરર છોકરી ગુસ્સાથી બેહદ ચીચવાઇ પડી, અને તે તો થોડા દીવસમાં જરદાર લવજી માતબર સાથે પરણી જનાર હતી એમ જણાવી તેના આંધલા સાથે જાલાંનેજ પરણુવા કેહી મિજાજથી તે મોહું મરડી બબડીને ચાલી ગેઇ; ભોલી જાલાંએ અફ-સોસની સર્દ હાય મારી.

આંખના નામાંકીત ડૉકટર મેજર વીલસને અપંગ જાલની આંખો ઉપર ઑપરેશન કરવા માટે પોતાની ખાનગી ઑસ્પીતાલમાં રેહેવા સલાહ આપી. તેની આંખો ઉપર એક છેવટનું ઑપરેશન કરવાનો અખત્રો તેણે અજમાવી જોયો, અને જો તેમાં તે કુશલ તબીબ ફત્તેહમંદ નહીં નિવડ્યો, તો પછી દુન્યાનો કોઇબી તબીબ તેની આંખો સાજી કરી ન શકવાનો, અને જીંદગી ભર આંખનું અમુલ્ય રતન ખોહી બેસવાનો એવુંજ મત તેણે આપ્યું.

ટુંકમાં આઠ દીવસ બારીક તપાસ કીધા પછી તે આગેવાન તબીબે જાલની આંખો ઉપર ઑપરેશન કીધું. પોતાના ફુરસદના વખતે ભલી જાલાં આંતરે આંતરે જાલને ઘરે જઇને અમીના પાસેથી જાલની ખબર મેલવતી હતી; અમીના જ્યારે ઑસ્પીતાલમાં જતી ત્યારે અપંગ જાલ જાલાંની ખબર પુછતો હતો, અને તેને ધીરજ આવે તે માટે રોજ ખબર કેહેવાડવા જાલે કબુલાત આપી હતી એમ તે નોકરે જાલાને જણાવ્યું. ઓ ! તે જો પાછો એનો

થશે, તો તે ભલી છોકરીની આવી ફગાઇ માટે તે શું કહેશે, તેના વીચારોની ધારતીથી જાલાં ધ્રુજવા પડી.

લગભગ એક મહીનો પસાર થયો, જે પછી એક દીવસે જાલાં અપંગ જાલની ખબર પુછવા તેને ઘરે ગઇ.

"બાઇ, તું અહીં થોભ," અમીના બોલી, "હું અંદરના ઓરડામાં જઇ પુછી આઉં." એમ બોલી તે અંદર ગઇ.

થોડીક મીનીટ પછી બાજુના ઓરડામાંના બારણામાંથી એક અબલા ધસારાબંધ તેની તરફ આવી ઉભી અને ઠસ્સામાંજ તેણુ ફેરવી બોલી. "કેમ રે, છોકરી, અહીં શું માંગેછ ? શું કરવા આવીચ ?"

તે કોઇ નહી પણ બેવકુ આલાં કાંગા હતી. તે બધી સેંટમાં મઘમઘતી હતી, અને નવીજ સાડી અને બ્લાઉઝમાં ઠઠેરો કરી નીકલી હતી. આ બેદીલ અબળાને ત્યાં જોઇ તેણી બહુ તાજુબ થઇ, અને તેની મિજાજી અને તોછડી વર્તણુંકથી જાલાં બાતેનથી ગુસ્સા સાથે જોતી ઉભી.

"તેં ખબર સાંભળી કે, જાનુ," આલાં મિજાજથી બોલી. "જાવેજર જીભરની આંખ સાજી થઇ, ને એવણ અગાઉ માફક પાછા જોતા થયાચજો !"

"તે સાંભળીને હું ઘણી ખુશી છેઉં." જાલાંએ ખુશી બતાવી. "હું તો રાતદીસ એવણુ માટે દુઆ એવીજ માંગતી'તી."

"એમ કે ! મરેરે !" અણુકા કરતી હાથ સાથે હાથ જોડી તે કમીની અબલા બોલી. "આઇને નહીં લાગું, તેટલું દાઇને લાગું. વારુ, ચાલ, એ બધી વાત હવે વીસરી જજે, દુકતી; એ તો રાઇના પાડ રાતે વહી ગીયા, સમજી. બીચારા જાવેજરની બેંક ભાંગી પડવાથી પંદર હજાર રૂપ્યા ગીયા'તા, પણ હવડાં ચીનમા એવણુના કાકા ગુજરી જવાથી પાચ લાખનો દલ્લો મલ્યો, એમ હોંગકોંગથી કોઇ સોલીસીટરોએ જણાવ્યુંછ, તું હવે મીઠો ગાયો સુકજે."

"અંહો હું સમજી !" જાલાં કરડા દેખાવે બોલી. "દોલતના જીવ ઉપર તમે પાછાં ધસડાઇ આવ્યાંછ; બાઇ, જાઓ, મારો ઉપકાર માનો કે મેં તમારે નામે રગબાજી ચલાવી, આવો ઢોંગ ભજવી બતાવી એવણુની નજરે તમુને વફાદારજ ધારેલી રાખીછ. આવી વર્તણુંક એક અબલાના સદગુણને જરાબી છાજતી નથી. તમે તો પેલા કોઇ લવજી માતબર સાથે પણવાના——"

"ચૂંપ ! ચૂપ !" આલાં વચે બોલી ઉઠી, "તે મુવાનું નામબી ના દે ! તે તો બરો બ્લેગાર્ડ નીકલ્યો ! જે બેંકમાં ઉતો ત્યાં હજારોનું દેહોરું ડોહોળ્યું, અને જે રાતે નાહાસી જવાનો તે રાત્રે મારી પાસતી દસ હજારની બધી જનસો સાફ કરાવવા લઇ જવાને મસે લઇને સદાનો વટેણા વાળી ગયો. પણ અહીં આવ, છોકરી, તુંને અલખસે કાંઇ કહેઉં." એમ બોલી તેનું પાંખરું પકડી આલાં તેને એક બાજુ લઇ ગઇ, અને તેના કાનમાં અલખસે બોલી.

"જોરે, દુકતી ! તારું કીધું તું જાણે કાંઇથી લાંબી ટુંકી જાલ આગળ કીધીછ, ને પેલા લવજી સાથે હું ફરતી'તી તે વાત કહી દીધીચ તો ! જાલ હવડાં ઓસ્પીટાલમાંથી સાજા થઇ

આ "નંબર ૨૭" ગમિર બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં તેના માલેક અને અધીપતી અરદેશર ખરશેદજી દેશાઇએ